# શ્રીમદ્ભાગવત

[ ગુજરાતી છાયાનુવાદ ]

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

## જમનાદાસ ભગવાનદાસ સ્મારક
## ગ્રંથમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | જાત મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. | ત્યારે કરીશું શું ? | ૧—૦—૦ |
| ૩. | જીવનશોધન | ૧—૦—૦ |
| ૪. | કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. | સત્યાગ્રહી ગૅરીસન | ૧—૦—૦ |
| ૬. | સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| ૭. | જપજી | ૦—૯—૦ |
| ૮. | આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. | ચીનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. | ગાંધીજીની સાધના | ૧—૪—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ-૨૧

# શ્રીમદ્ભાગવત

[ગુજરાતી છાયાનુવાદ]

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

निम्नगानां यथा गङ्गा देवानामच्युतो यथा ।
वैष्णवानां यथा शंभुः पुराणानामिदं तथा ॥

નદીઓમાં જેમ ગંગા ઉત્તમ છે, દેવોમાં જેમ વિષ્ણુભગવાન ઉત્તમ છે, તથા ભગવદ્ભક્તોમાં જેમ શંકર ઉત્તમ છે, તેમ પુરાણોમાં આ શ્રીમદ્ભાગવત ઉત્તમ છે. [૧૨/૧૩-૧૬]



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

શ્રીમદ્‌ભાગવતનું આ જાતનું છાયા-સંસ્કરણ કરવાનું સૂઝ્યું એક મિત્રના સૂચન પરથી. તેમણે કહ્યું કે, "જેમ તમે જૈન આગમોના છાયાનુવાદો કરો છો, એમ બ્રાહ્મણ-ધર્મગ્રંથોના પણ થવા જોઈએ; તેમાંય રામાયણ, મહાભારત અને ભાગવત તો આજ પણ આપણા ઉત્તમોત્તમ લોકપ્રિય ગ્રંથો છે. 'નવી' પેઢી આમ ભલે ભક્તિમુખ ન લાગતી હોય; પરંતુ તે પેઢીને ઉત્પન્ન કરનાર પરભાષી શિક્ષણની જેમ તેનું પ્રમાણ બહુ થોડું જ છે અને તે આપણી સંસ્કાર-ભૂમિથી ઉચ્છેદ પામેલી પણ કદાચ હશે. એ વર્ગને છોડીને જો જુઓ તો કેવડો મોટો માનવસમુદાય આજ પણ એ જ આપણી ગ્રંથત્રિપુટી પર નિર્ભર રહે છે! સૈકાંઓથી જે ગ્રંથોએ આપણા રાષ્ટ્રને સંસ્કાર-જળ સિંચ્યું છે, એમનું કાલોચિત અને પ્રામાણિક સંસ્કરણ કરવું જોઈએ. તો નવી ભણતી પેઢીને પણ અર્વાચીન શૈલીમાં તથા પોતાની ભાષામાં તે સંસ્કારપ્રેરક ગ્રંથો વાંચવાના મળી શકે. તો તેઓ આજ પોતાની સંસ્કૃતિથી જે વિચ્છેદ પામીને સંસ્કાર-દુર્બળ બનતા જાય છે, તે પણ ટળે."

આ બધી દલીલો તો વટલાયેલાને વટલાવવા મથવા જેવી હતી, કેમ કે હું પોતે પણ એ માનું છું અને મુખ્ય બધા બ્રાહ્મણધર્મગ્રંથોનો પણ છાયાનુવાદ કરવાનું મને તો ગમે. ભાગવતનું છાયા-સંસ્કરણ જો કરી આપું તો 'નવજીવન'ના વ્યવસ્થાપક તેને પ્રસિદ્ધ કરવા તત્પરતા બતાવી. આ ગ્રંથ એથી કરીને પ્રસિદ્ધ થાય છે.

ભાગવત આ અગાઉ પણ મેં વાંચ્યું હતું. એની ભક્તિરસપ્રચુર કથાઓનું પાન મેં કરેલું હતું. વૈષ્ણવ ભક્ત-હૃદય માતાપિતાનો હૃદય-વારસો મળ્યાનું મને સદ્‌ભાગ્ય સાંપડેલું છે. આમ છતાં, મારે કહેવું જોઈએ કે, આ ગ્રંથ તૈયાર કરતી વખતે જે રસ, જે આનંદ મેં લૂટ્યાં છે, તે આ અગાઉ તેમાંથી નથી મળ્યાં. ઉત્તમ ગ્રંથોનું લક્ષણ માત્ર એ જ નથી કે, તે આપણને ફરી ફરીને વાંચવા ગમે. સુંદર નવલકથા પણ ફરી ફરી વાંચવી ગમે. એ ઉપરાંત એક લક્ષણ હોય તો જ તેમને ઉત્તમ કહી શકાય. અને તે લક્ષણ તેમની અર્થઘનતા. જેમ વાદે વાદે તત્ત્વબોધ થાય છે, તેમ જ પારાયણે પારાયણે જે ગ્રંથ તત્ત્વબોધ અને અર્થનું ઊંડાણ વધાર્યા જ કરે, એવા અર્થઘન ગ્રંથને જ ઉત્તમ કહી શકાય. આ ભાગવત ગ્રંથ, અથવા કહો કે ઉપરની આપણી ગ્રંથત્રિપુટી, આ જાતના ગ્રંથો છે. સૈકાંઓથી આપણા વડવાઓ ને તેમના વડવાઓ આ ભગવત્કથાઓના સંગ્રહ-રૂપ ગ્રંથનું અનુશીલન કરતા આવ્યા છે. એ ખાલી વહેમ હતો એમ પણ કોઈ ન માને. વિજ્ઞાને જે અનેકવિધ વહેમો ઊભા કર્યા છે, તેમાં પાર-ભૌતિક (meta-physical) ચીજને ન માનવાનું જે વલણ ઊભું કર્યું છે, એ જ એક

મોટો વહેમ નથી? પરીકથાઓ અને જાદુકથાઓ યોગ્ય ગણાય છે, તો ભગવત્કથાઓ કઈ રીતે વધારે વહેમજન્ય થઈ, એ કહેવું મુશ્કેલ છે. છતાં આ દલીલથી કોઈ એમ માની બેસવાને ના વહેમાય કે, વહેમ પોષાય એને હું કોઈ રીતે ઇષ્ટાપત્તિ માનું છું. મારું કહેવું એટલું જ છે કે, અનેક જાતના ભૌતિક વહેમોની જેમ પાર-ભૌતિક વહેમ પણ હોય, તો સૌને સરખી નજરે જોવા જેટલી વિચારશુદ્ધિ અને કડક ન્યાયવૃત્તિ રાખવી જોઈએ.

આ વહેમની વાત નીકળે છે ત્યારે ઘણા અજામિલનો દાખલો આપે છે અને કહે છે, જુઓ આ કેવી ખોટી શ્રદ્ધા છે! નામમાત્ર તે કદી પાપીથી તરાય? હું એ વાતનો આવો શબ્દશુદ્ધ અર્થ નથી કરતો. હું એમાં ગીતાના નીચલા શ્લોકનો જ રોચક રીતે કરેલો અનુવાદ માનું છું:

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।

साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ९ : ३० ॥

અજામિલ અનિચ્છાએ ને પુત્રબુદ્ધિથી નામ દે છે – ખરેખરું શરણું નથી લેતો એ બીનાને કથાકાર-સુલભ રુચિવાક્ય ગણી લેતાં મને કશી અડચણ નથી આવતી. નામજપનને પ્રિય કરવાને માટે તેમાં આવી શક્તિ કથાકાર આરોપે, એ કથાશાસ્ત્ર જાણનારે વાંધાભર્યું ન ગણવું જોઈએ.

પણ ભાગવતનો મર્મ એવી કથાઓ ઉપર નિર્ભર નથી. આ કથાઓ તો એ મર્મ વ્યક્ત કરવાનાં સાધન છે; ગ્રંથને લોકગમ્ય કરવાને માટે યોજેલાં દૃષ્ટાંતો છે. તેમાંનાં કેટલાંય તો જમાનાજૂના લોકસાહિત્યમાંથી વીણેલાં હશે; કેટલાંય કદાચ ઐતિહાસિક હશે, જેમને ભાગવતકારે પલ્લવિત કરી

નવલિકા સ્વરૂપે ગોઠવી લીધાં હશે. રાજકથાઓનું જેમ મહા-ભારત છે, તેમ ધર્મકથા કે ભક્તિ-કથાઓનું આ ભગવદ્-ભારત છે. અને મહાભારત જેમ એક મહાન સામાજિક સત્યનો દૃષ્ટાંત-ગ્રંથ છે, તેમ આ ભગવદ્-ભારત એક મહાન આધ્યાત્મિક સિદ્ધાંતનો કથાઓ દ્વારા ભાષ્ય-ગ્રંથ છે. તે સિદ્ધાંત છે ભગવદ્ગીતાનું રહસ્ય. આ ગ્રંથ તૈયાર કરતી વખતે ભાગવત વાંચતાં મને આ એનો મર્મ એવો સ્પષ્ટ દેખાયો કે, એ રસાકર્ષણનો પ્રેર્યો હું આ કામ શરૂ કર્યા પછી પૂરું કરીને જ અટકી શક્યો. ૮-૧૦ માસમાં આ કામ હું કરી શક્યો એનું મને પણ આશ્ચર્ય છે. પણ એ આ કારણે જ શક્ય બન્યું. તે મહિનાઓમાં આ પુસ્તક મારો પ્રભાતનો નિત્યપાઠ બન્યું હતું. મેં તે ગ્રંથનો રસ અને મર્મ ઝીલવા ભક્તચિત્તે પ્રાર્થના કરી છે. મને ખબર નથી કે, એ પ્રાર્થના અંતર્યામીએ કેટલી સાંભળી છે. મારે માટે તો કહું કે તે સંભળાઈ જ છે, કેમ કે આ ગ્રંથની તૈયારીથી મને સંતોષ છે.

ભાગવતધર્મ આપણા ધાર્મિક ઇતિહાસમાં એક અનેરું સ્થાન લે છે. એ ઇતિહાસની થોડીક ચર્ચા મારા લાંબા ઉપોદ્ઘાતમાં કરી હોવાથી એ અહીં ન બેવડાવું. પણ એક વસ્તુ થોડા વખત પર વાંચવામાં આવી તે અહીં ઉતારવા જેવી ગણું છું. પ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી. જદુનાથ સરકાર ઔરંગઝેબના એમના ઇતિહાસમાં મોગલ જમાનાની લોકસ્થિતિ વર્ણવતાં જણાવે છે:

"તવંગર લોકોનાં ઊભરાતાં જનાનખાનાં, તથા માંગોલિયન તેમ જ બીજી સરહદી જાતિઓના ચારિત્ર્યની શિથિલતા ઉપરથી આપણી નજર ખસેડીને આમ-જનતા તરફ લઈ

જઈશું, તો આપણે કબૂલ કરવું પડશે કે, કરોડો હિંદીઓના બનેલા આમ-જનસમુદાયનું ગૃહજીવન પવિત્ર હતું, તથા પોતાને અનુરૂપ સાદા રંગો અને આનંદોથી વંચિત નહોતું. એ પવિત્રતાએ જ લોકોને પછીના સામ્રાજ્યકાળના, ભ્રષ્ટ રોમનોની પેઠે, વિનાશના મુખમાંથી બચાવ્યા હતા. અનેક લોકગીતો, કથાઓ અને આખ્યાનો દ્વારા મનુષ્યના પીડિત આત્માને આશ્વાસન મળતું, વીરતાયુક્ત ધૈર્યની કેળવણી મળતી, અને છેક જ નિરક્ષર લોકોમાં પ્રેમભાવનાનો પ્રચાર થતો. તુલસીદાસનું રામાયણ, કે જે આજે પણ હિંદીભાષી પ્રાંતોમાં દર વર્ષે વસ્તીએ વસ્તીએ ભજવાય છે તથા જેનો દરેક ઘરમાં રોજ પાઠ થાય છે, તેણે લાખો લોકોમાં કર્તવ્યપ્રેમ, બહાદુરી, તથા સ્વાર્થત્યાગની ભાવના રેડ્યાં હતાં, તથા જાહેર તેમ જ ખાનગી જીવનમાં વિવેકબુદ્ધિ દાખલ કરી હતી.

"બંગાળા, તિર્હુત, ઓરિસા અને આસામ તેમ જ બીજા ભાગોમાં શંકરદેવ અને ચૈતન્યે પ્રવર્તાવેલા વૈષ્ણવધર્મે લોકોમાં કોઈ અપૂર્વ પ્રેમભાવ તથા લગની ઊભાં કર્યાં. પ્રબળ વૈયક્તિક ભક્તિ, બાળકો અને પીડિતો પ્રત્યે પ્રેમભાવ, સંસ્કૃત તેમ જ લોકભાષાના સાહિત્યની ખિલવણી, અને કંગાળમાં કંગાળ મનુષ્યના રોજિંદા જીવનમાં પણ કાવ્ય, નૃત્ય તથા મધુર રોમાંચક ભાવોનો પ્રવેશ—એ આ નવા વૈષ્ણવધર્મનાં ખાસ લક્ષણ હતાં; અને ૧૭મા સૈકામાં તેનો ખૂબ વિકાસ થયો. તેણે સમાજના વિવિધ વર્ણો વચ્ચેનું અંતર દૂર કરી તેમનામાં ભાવનાની સમાનતા પણ દાખલ કરી."

અને ભાગવત ધર્મની આ અસર આજ પણ લુપ્ત નથી થઈ. અર્વાચીન યુગમાં શ્રી. સ્વામીનારાયણનું નીચલા થરોનું

ઉદ્ધારકાર્ય તાજું જ છે. શ્રી. સંતરામ મહારાજનું કાર્ય પણ આપણાથી અજાણ્યું નથી. અને ગાંધીજી એ જ જૂના ભાગવતોની પરંપરાના આજના પ્રતિનિધિ જેવા નથી શું? પોતાનું કાર્ય કરવાની યોગ્યતા એમણે વૈષ્ણવજન તરીકે વિકસતાં વિકસતાં મેળવી એમ તેઓશ્રીએ અનેક વાર કહ્યું છે. ભાગવતનું બિરદવચન એ જ છે કે, પતિતોદ્ધારણ. ભક્તિની નજરમાં કોઈ અતિ–પતિત નથી; સૌ કોઈ તારણ–ક્ષમ છે. પુરાણકારોએ જ્યાં જ્યાં આ વસ્તુ જોઈ તેને એકઠી કરી આ ભાગવત–સંહિતા કરી છે. તેના સંસ્કર્તાઓ કેટલા અને કોણ થયા હશે એ તો નક્કી નથી કહેવાતું; પરંતુ મહાભારત પેઠે એ પણ સંસ્કરણો તો પામ્યું હશે અને તેમાં સામગ્રી ઉમેરાતી ગઈ હશે. એ જૂની લોકસાહિત્યશૈલી અને ભક્તિદર્શન આજ આપણામાં હોત, તો આજ પણ નવો સંસ્કર્તા પાકત અને જૂના કથાસંગ્રહમાં નવી કથાઓ કદાચ ઉમેરત. પણ આજ આપણો યુગ અને તેનું માનસ એ શક્તિ નથી ધરાવતાં. તેમાં કાંઈ દુઃખ પણ નથી. પરંતુ એ જૂની વસ્તુની કદર કરવાની શક્તિ નથી ખોવાઈ. રૂપાંતરિત પણ એ શક્તિ આપણી પાસે છે જ. કેમ કે એ શક્તિ એટલે અનન્ય પ્રેમશક્તિ. સૂત્રકારે ભક્તિનો અર્થ એટલો જ કર્યો છે:

सा तु अस्मिन् परमप्रेमरूपा ॥ नारद० २ ॥

એનાં ખોળિયાં ભલે બદલાયાં હોય; એ શક્તિ તો અમર છે. કારણ કે, જૂનામાં જૂની ગ્રંથીઓને પણ ઓગાળી નાખે અને ચિત્તના સ્વાર્થી કે આપવિરોધી આવેગોને એક અનન્ય કરી દે તેવું જીવનનું એકમાત્ર રસાયણ જો કોઈ વસ્તુ હોય,

તો તે ભક્તિ કે પ્રેમ જ છે. આ ભાગવતગ્રંથ એની મીમાંસા છે. જે પ્રેમથી આપણને જીવન જીવવા જેવું લાગે છે, તે જ પ્રેમમાં ભવસાગર–તારણની શક્તિ પણ છે જ. ગીતાકાર કહે છે એમ, આપણો બુદ્ધિયોગ અધૂરો પડવાથી, આપણે 'मोघाशाः मोघकर्माणः मोघज्ञानाः' થઈને વિચેતસ થઈ જવાથી, શક્તિ તો એટલી જ ખર્ચવા છતાં, અંતિમને પહોંચતા નથી. એવાંઓનાં નાવ, એમની શ્રદ્ધાને અનુરૂપ અંદરે, લાંગરાઈ રહે છે (જુઓ ગીતા ૭ : ૨૦-૧) અને માનવોચિત અભિમાને કરીને એને જ પછી તેઓ ઉત્તમ કહીને ગાય છે.

આ ભગવદ્–ભારત મરણને કાંઠે બેઠેલા જીવને કહેવામાં આવેલી ગાથા છે એ પણ ભૂલવું ન જોઈએ. ગીતા ગાવાનો અનુ-કાલ યુદ્ધના પ્રારંભનો છે: કર્મજીવન એક યુદ્ધ જ છે. આ ગાથા ગાવાનો કાળ વ્યાસજીએ મરણકાંઠો પસંદ કર્યો છે : નહિ તો 'ભક્તિ શીર તણું સાટું' શું કામ કવિએ કહ્યું હોત! વિવેકાનંદે કહ્યું છે કે, છતે જીવને જીવનમાં જ્યારે સાવ શૂન્યકાર દેખાય, ત્યારે ધર્મોદયનો ઉચિત કાળ છે. પરીક્ષિત રાજા છે; નિઃશત્રુ પૃથ્વી એને ચરણે છે; પરંતુ જીવનના ઊંડાણમાંથી પોતાનાં કર્મોનો પાપ–દંશ જાગે છે; ઋષિનો શાપ એને યોગ્ય પાત્રે લાગે છે; મરણનું નામ જપતો એ ભગવતશરણ લે છે. નચિકેતા પણ જ્ઞાન-સંદેશ યમ પાસેથી જ પામે છે ને? જીવનના અંધારમાં કેટલીક વસ્તુઓ કદાચ ન જ દેખાઈ શકતી હોય; મરણનો પ્રકાશ દૂરથી પણ પડવા લાગતાં તેમના પર પ્રથમ નજર જવા લાગતી હોય. તેથી જ પેલું સંસ્કૃત સુભાષિત છે કે,

गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।

એટલે જ કદાચ જેમને ઇહજીવનમાં જ ભોગૈશ્વર્યાદિનો પ્રકાશ દેખાય છે તેઓ સાંપરાય-દૃષ્ટિ નથી મેળવી શકતા. દિવસરાતના દૈક જેવી એ ઘટના છે.

આ પુસ્તકનો સામાન્ય અનુબંધ કહેવા જતાં હું કદાચ વધારે આઘે ખેંચાઈ ગયો. પાછું મારે મારા પ્રયોજન ઉપર આવવું જોઈએ. મૂળના પાંચમા ભાગ જેવડો આ ગ્રંથ થયો છે એમ અંદાજ લાગે છે. મૂળની સાથે સંબંધ સૂચવતા રહેવાને ઇરાદે, મેં ગ્રંથમાં ભાગવતના સ્કંધનું વસ્તુ જ્યાં સમાપ્ત થાય છે, ત્યાં તે સમાપ્તિ દર્શાવી છે. અને વચ્ચે વચ્ચે તે સ્કંધનો અધ્યાય ટાંકી કયા શ્લોકનું તે ભાગ કથન કરે છે તે નોંધ્યું છે; જેમ કે, [૨/૧૫–૭] એટલે ત્યાં ચાલતા સ્કંધના બીજા અધ્યાયના ૧૫થી ૧૭ શ્લોક. અમુક પાન-વાળો ભાગ કયા સ્કંધનો છે, તે અનુક્રમણિકા ઉપરથી તરત જાણી શકાશે.

આ પુસ્તકના ખંડો મેં સ્કંધવાર નથી પાડ્યા. ભાગવત મન્વંતરોને ક્રમે પોતાની કથાઓ ગોઠવે છે. એની જ એ ગોઠવણી પરથી સૂચના લઈને મેં મન્વંતરો પ્રમાણે આ ગ્રંથના ખંડો પાડ્યા છે. ખંડ ૪ માં કૃષ્ણચરિત જુદું આપ્યું છે. કારણ કે, મૂળ ગ્રંથમાં કૃષ્ણચરિત લગભગ ત્રીજા ભાગ જેટલી જગા રોકે છે. આ સિવાય ગોઠવણીની બીજી ઝીણી વિગતો અહીં વર્ણવવાની જરૂર નથી—વાચક પોતાની મેળે તે પામી જશે.

ગ્રંથને અંતે વિશેષનામોની સૂચિ આપી છે. વિષયસૂચિ કરતાં આ સૂચિ આ ગ્રંથમાં વધારે ઉપયોગી થશે એમ માનું

છું. વસ્તુસૂચિની ગરજ સારે તે સારુ પ્રારંભની અનુક્રમણિકા મેં વિસ્તારથી આપી છે. એ પરથી ગ્રંથની વસ્તુઓનું સૂચન મળી રહેશે એમ માનું છું.

અંતમાં, જણાવી લઉં કે, ભાગવતનો શબ્દશઃ ગુજરાતી અનુવાદ અત્યાર અગાઉ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે પોતાની હંમેશની રીત મુજબ ગુજરાતમાં સારી પેઠે સુલભ કરી દીધો છે. આ સંક્ષેપ કરતી વખતે તે અનુવાદ મને સારી પેઠે ઉપયોગી થઈ પડ્યો છે. આ સંક્ષેપ તે અનુવાદની જગા લે તેવો ઇરાદો મેં હરગિજ રાખ્યો નથી. મેં આ પ્રવૃત્તિ જુદા જ વર્ગને લક્ષમાં રાખીને કરી છે. તે વર્ગ આ પુસ્તકથી આપણા પુરાણસાહિત્ય તરફ આકર્ષાશે, અને તેમાં રહેલા અમૂલ્ય વારસાની કિંમત સમજશે, તો મારો પ્રયત્ન હું સફળ થયેલો માનીશ.

ગૂજરાત વિદ્યાપીઠ<br>૨૭–૧૨–'૩૯

**સંપાદક**

# અનુક્રમણિકા

## ખંડ ૨જો

### પછીના પાંચ મન્વંતર



## ખંડ ૩જો

### સાતમો વૈવસ્વત મન્વંતર

[नवम स्कंध समाप्त : पान ३१४]

## ખંડ ૪થો

## શ્રીકૃષ્ણચરિત

# ઉપોદ્‌ઘાત

## ૧

## પૌરાણિક સાહિત્ય

શ્રીમદ્‌ભાગવતનો આ સળંગ છાયાનુવાદ છે. 'સળંગ' એટલા માટે કે આમાં માત્ર ચૂંટી કાઢેલા થોડા ભાગોનો

आ अनुवाद

અનુવાદ નથી,[1] પરંતુ દરેક પ્રકરણને અંતે ચોરસ કૌંસમાં મૂકેલા આંકડાઓથી જણાશે તે પ્રમાણે, દરેક અધ્યાયની વિગત આમાં આવી જાય છે; અને 'છાયાનુવાદ' એટલા માટે કે, આમાં બધા અધ્યાયોની કાંઈક વિગતવાળી અનુક્રમણિકા[2] જ નથી. પરંતુ દર્પણમાં પડેલી છાયા જેમ નાની હોવા છતાં સંપૂર્ણ હોય છે, માત્ર હાડપિંજરરૂપ નથી હોતી, તેવું આમાં પણ છે. આમ છતાં જે કાંઈ સંક્ષેપ થયો છે, તે, મૂળ ગ્રંથને જુદી પદ્ધતિએ રજૂ કરવામાત્રથી જ થયો છે. પુરાણોએ પોતાનું વસ્તુ રજૂ કરવાની પોતાની સ્વતંત્ર પદ્ધતિ યોજી

---

૧. જેવો કે શ્રી. નટેસને પ્રસિદ્ધ કર્યો છે.

૨. જેવી કે ઈ. સ. ૧૮૯૨માં શ્રી. ડાહ્યાભાઈએ 'શ્રીમદ્‌-ભાગવતની કથાનો સાર' નામથી પ્રસિદ્ધ કરી છે.

કાઢી છે. તે પદ્ધતિ જ આજે તો અનેકોને તેમનું વાચન કરતાં અટકાવે છે. દાખલા તરીકે, પુરાણમાં કોઈ બળશાળી પુરુષનું વર્ણન કરવું હોય તો, તેમાં તેનું આકાશ જેટલું ઊંચું શરીર, પર્વતા જેવડા મોટા તેના દાંત, દિશાઓ સુધી લાંબા હાથ, પૃથ્વી અને સ્વર્ગને અડકેલા તેના બે હોઠ, વગેરે વર્ણન લાંબું લાંબું ચાલે. એ આખો વિસ્તાર આપણે 'મહાબળશાળી' 'અતિભયંકર' વગેરે એકબે શબ્દોમાં સહેજે સમાવી શકીએ. ઉપરાંત પુરાણોનું મુખ્ય પ્રયોજન ઉપદેશ તથા ઇષ્ટદેવનું સ્તવન હોવાથી, સહેજ પ્રસંગ મળ્યો કે ત્યાં વિષયોની અસારતા, કે વિષ્ણુ આદિકનું લાંબું લાંબું સ્તવન એક જ ઢબે વારંવાર આવ્યા કરે. આપણે એ પુનરાવર્તન સહેજે દૂર કરી શકીએ અથવા ઓછું કરી શકીએ. જોકે આ છાયાનુવાદમાં એ સંક્ષેપ એટલી બધી હદે નથી જ લઈ જવામાં આવ્યો કે જેથી આ ગ્રંથ ઉપદેશાત્મક ગ્રંથ જ ન રહે, અને રાજાની વંશાવળીઓ કે કથાઓનું એક ખોખું માત્ર બની રહે.

સામાન્ય રીતે હાલમાં એવો ખ્યાલ પ્રવર્તે છે કે, પુરાણો એ તો સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો જેવા વર્ગો માટે બ્રાહ્મણોએ યોજી કાઢેલાં ગપાષ્ટકોના અને અતિશયોક્તિઓનો સંગ્રહ છે. એ કારણથી જ આજે સુશિક્ષિત કહેવાતો વર્ગ એ સાહિત્ય તરફ તદ્દન ઉપેક્ષાની નજરે જુએ છે. જોકે, પુરાણો પોતે પણ કહે છે કે, તેઓ સ્ત્રીઆદિ વર્ગ માટે (स्त्रीणां द्विजातिबंधूनाम्) રચાયાં છે; પરંતુ બીજી રીતે વિચાર કરીએ તો સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર* એ વર્ગ એટલે સમાજનો

* अस्ति शूद्रस्य शुश्रूषोः पुराणेनैव वेदनम् ।

કેટલો મોટો વર્ગ? હિંદમાં ગામડાં શહેરના પ્રમાણમાં છે એવડો નહિ? પરંતુ એ દલીલ જવા દઈએ તોપણ સ્ત્રી-વૈશ્ય-શૂદ્ર વર્ગને ઉપરના બે વર્ગો કરતાં જુદા પાડવાનું કારણ પ્રાચીનકાળમાં માત્ર એટલું જ હતું કે, યજ્ઞયાગાદિ કર્મકાંડ સમાજનાં બધાં મનુષ્યને માટે નહોતો. અને અત્યારે આપણે એ વસ્તુનું દુઃખ પણ કદાચ મનમાં નહિ લાવીએ! એ કર્મકાંડ તે જમાનામાં પણ બધાય વિચારક વર્ગને આકર્ષી શક્યો જ નહોતો, તેમ જ ઉપનિષદોના કેટલાય ઋષિઓએ એ કર્મકાંડનો સખત વિરોધ કર્યો છે. અને ઉપનિષદોના ઋષિઓમાં તો સ્ત્રીઓ અને શૂદ્રો પણ આવી જાય છે.

સાચી વાત એ છે કે, પુરાણગ્રંથો અભણ લોકોનું રંજન કરવા અથવા બ્રાહ્મણોને પેટ ભરવાનું સાધન ઊભું કરવાને યોજાયેલા નથી. બીજા શબ્દોમાં કહીએ તો, પ્રજાના વિદ્વાન વર્ગે અજ્ઞાનવર્ગને ધૂતી ખાવા કરેલી એ એક છેતરપિંડી નથી.

પુરાણ-સાહિત્ય

પૌરાણિક પદ્ધતિનું બાહ્ય જાળું દૂર કરતાં અંદર જે કીમતી સત્ત્વ રહેલું માલૂમ પડી આવે છે, તે ઉપરથી તરત જ દેખાઈ આવે છે કે, આ પુરાણસાહિત્ય તો પ્રાચીનકાળના તત્ત્વવિવેચક અથવા તત્ત્વજ્ઞાની વર્ગે લોકસેવાના ખ્યાલથી રચેલું એક અનેરું લોકસાહિત્ય છે. ગૂઢમાં ગૂઢ તથા અઘરામાં અઘરા તાત્ત્વિક સિદ્ધાંતોને પ્રાચીનકાળથી ચાલતી આવેલી ઐતિહાસિક કથાઓને આધારે સુગમ તથા રસપ્રદ[1] કરવાનો એ સમર્થ તથા સંપૂર્ણ રીતે સફળ પ્રયત્ન છે. આજેય પ્રજાના અભણ

१. इति संचिन्त्य कृपया भगवान्बादरायणः ।
हिताय तेषां विदधे पुराणाख्यं सुधारसं ॥

કહેવાતા વર્ગમાંય હિંદુ દર્શનશાસ્ત્રના મુખ્ય સર્વ સિદ્ધાંતોની જે સાદી સમજ જડ ઘાલી બેઠેલી દેખાય છે, તેનું શ્રેય આ યશસ્વી ગ્રંથોને છે. હિંદુસ્તાનનો તત્ત્વવિવેચક વર્ગ પાશ્ચાત્ય ફિલસૂફોની પેઠે જીવનથી કે પ્રજાજીવનથી અધ્ધર આકાશમાં ઊડ્યા કરતો નહોતો. તેઓનું સ્થાન, આજની જેમ, યુનિવર્સિટી નહોતું. હિંદુસ્તાનના જ્ઞાનીઓએ તો જીવનનું રહસ્ય પામવાના પોતાના બધા પ્રયત્નોનો નિચોડ પ્રજામાં ઘેરેઘેર પહોંચતો કરી દીધો છે. અને તેમ કરવામાં તેમણે સંન્યાસી અથવા પરિવ્રાજક ભિક્ષુઓની પ્રથાનો અને પૌરાણિક સાહિત્યનો જ ઉપયોગ કરેલો છે.

પુરાણસાહિત્યની ઉત્પત્તિનો ઇતિહાસ આપણે તપાસીશું તોપણ આ જ વસ્તુ માલૂમ પડી આવશે. પ્રાચીનકાળના રાજાઓ પોતાની વંશાવળી કાયમ રહે તે માટે 'સૂત' નામનો એક ખાસ વર્ગ પોષતા.[1] આ સૂતની ઉત્પત્તિ સ્મૃતિઓમાં વર્ણવેલા વર્ણસંકર સૂતની પેઠે ક્ષત્રિય પિતા અને બ્રાહ્મણ માતામાંથી નહીં, પણ યજ્ઞમાંથી થયેલી કહેવામાં આવી છે. તથા તેને વર્ણસંકર સૂતથી ખાસ જુદો પાડવામાં આવ્યો છે.[2] અર્થાત્ આ સૂત વર્ગ પ્રાચીનકાળથી રાજકથાઓ

૧. स्वधर्म एव सूतस्य सद्भिर्दृष्टः पुरातनैः ।
देवतानां ऋषीणां च राज्ञाम् चामिततेजसाम् ।
वंशानां धारणं कार्यं स्तुतीनां च महात्मनाम् ॥
**વાયુ૦; પદ્મ૦;**

૨. यश्च क्षत्रात् समभवद् ब्राह्मण्याम् हीनयोनितः ।
सूतः पूर्वेण साधर्म्यात् तुल्यधर्मः प्रकीर्तितः ॥

અને રાજવંશો સાચવવા સારુ ચાલ્યો આવ્યો છે. લાંબા લાંબા યજ્ઞસત્રોમાં વચ્ચેના વખતમાં આ સૂતો મારફતે બધાએ પ્રાચીન કથાઓ સાંભળવી એવી પ્રથા પડી ગયેલી હતી. અને ક્ષત્રિયો ઉપરાંત મોટા મોટા જ્ઞાની ઋષિઓ પણ આ કથાશ્રવણ અત્યંત આદરથી કરતા, એ શૌનકાદિ ઋષિઓએ યજ્ઞ દરમ્યાન સૂતને બોલાવીને તેની પાસેથી આદરપૂર્વક પુરાણશ્રવણ કર્યાના ઉલ્લેખોમાં આપણે જોઈ શકીએ છીએ. પછીના કાળમાં જ્યારે વેદવ્યાસે વેદોને વ્યવસ્થિત કર્યા, ત્યારે તેમણે સૂતો દ્વારા ચાલતી આવેલી આ બધી પ્રાચીન વંશાવળીઓ અને કથાઓનો સંગ્રહ કરીને પુરાણ બનાવ્યું અને પોતાના શિષ્ય રોમહર્ષણને શીખવ્યું. ત્યાર બાદ તે પુરાણની કથાઓ ધર્મોપદેશ માટે અતિ ઉપયોગી જણાતાં તેમને આધારરૂપ રાખી, તેમની આસપાસ જ્ઞાન, ભક્તિ કે યોગનો ઉપદેશ ગૂંથી દેવામાં આવ્યો. તેને જે સફળતા મળી તે ઉપરથી, પછીના કાળમાં જુદા જુદા સંપ્રદાયોએ તેના નમૂના ઉપર પોતપોતાના ઇષ્ટદેવના નામથી જુદાં જુદાં પુરાણ બનાવ્યાં. આમ એકનાં અઢાર પુરાણ થયાં[1].

---

૧. અઢાર પુરાણનાં નામ નીચે મુજબ છે : બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ (વાયુ), ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરુડ, બ્રહ્માંડ. આ યાદી મત્સ્ય, વિષ્ણુ, ભાગવત, અગ્નિ, બ્રહ્મવૈવર્ત, નારદીય વગેરે પુરાણોમાં પોતામાં જ આપેલી છે, જો કે, ૧૨ મા શતક પહેલાં પુરાણોની સંખ્યા ૧૮ કરતાં વધી ગઈ હતી, અને તેમનો પુરાણ-ઉપપુરાણ એવો ભેદ પાડવામાં આવ્યો નહોતો, એમ યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિના ટીકાકાર અપરાદિત્યના લખાણ ઉપરથી જણાય છે.

પછીના વખતમાં પુરાણની આસપાસ સાંપ્રદાયિક એવું ઘણું જેમ ઉમેરવામાં આવ્યું, તેમ પ્રાચીનકાળની રાજવંશાવળીઓને પણ લંબાવવામાં આવી, અને પોતાના વખત સુધીના રાજાઓનાં નામ મૂળ વંશાવળીને છેડેથી શરૂ કરીને ઉમેરી લેવામાં આવ્યાં. પરંતુ એ નવી વંશાવળીઓ ઉમેરવાનું કામ કરવામાં આવ્યું પૌરાણિક પદ્ધતિએ જ! એટલે કે, મૂળ પુરાણમાં પ્રાચીન વંશાવળીઓ જ્યાં સુધી આવીને અટકી જતી હતી, ત્યાંથી આગળની વંશાવળીઓ 'હવે હું ભવિષ્યમાં થનારા રાજાઓનાં નામ કહું છું.' એમ કહીને ભવિષ્યકાળ વાપરીને જોડવામાં આવી. આ રીતે લગભગ ઈ. સ. ના ચોથા–પાંચમા સૈકા સુધીની વંશાવળીઓ આપણને હાલનાં પુરાણોમાં સળંગ મળી આવે છે. અલબત્ત, આવી પ્રાચીન વંશાવળીઓ આટલા હાથોમાં થઈને કે ગમે તેવા લહિયાઓની કલમમાં થઈને આવી હોય, એટલે તેમાં ઘણી જગાએ નામફેર થઈ જાય, તથા સમકાલીન રાજવંશોના ટુકડાઓ ક્રમિક પણ ગણી લેવામાં આવે. એટલે આ વંશાવળીઓનો ઉપયોગ કરતી વખતે તેમને પ્રથમ બધાં પુરાણોની વંશાવળીઓ સાથે મેળવીને, તથા અન્ય સાધનોનો ઉપયોગ કરીને નિશ્ચિત કરવી જોઈએ. અને હાલમાં એ જાતના પ્રયત્નો દેશી–વિદેશી અનેક વિદ્વાનોએ શરૂ કર્યા છે. તેને પરિણામે જે સળંગ કે નિશ્ચિત વંશાવળી આપણને પ્રાપ્ત થાય છે, તે પ્રાચીન તથા મધ્યયુગીન ઇતિહાસ સમજવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે; તથા વેદ-બ્રાહ્મણ જેવા ધાર્મિક ગ્રંથોમાંથી છૂટાછવાયા મળતા અસંબદ્ધ ઉલ્લેખો ઉપરથી તત્કાલીન ઇતિહાસ ઊભો કરવાની વિડંબનામાંથી કાંઈક અંશે ઊગરી જવાય છે.

જુદાં જુદાં પુરાણોની વંશાવળીઓમાં જેમ ભેદ પડી ગયો છે, તેમ જુદાં જુદાં પુરાણોની કથાઓના વસ્તુમાં પણ સારી પેઠે ફેરફારો થયેલા માલૂમ પડે છે. કેટલોક ફેર તો સાંપ્રદાયિક કારણોએ જાણી–જોઈને કરવામાં આવ્યો હશે. પરંતુ એક જ સંપ્રદાયનાં કહી શકાય તેવાં પુરાણોમાં એક જ કથાની બાબતમાં વિગતો તેમ જ તેમના ક્રમની બાબતમાં ઘણો ફેર માલૂમ પડે છે. શ્રીકૃષ્ણચરિત એ બાબતનો આબાદ નમૂનો છે. એ બધી વિગતોની દૃષ્ટિએ જુદી જુદી કથાઓ સરખાવવી એ રસદાયક કામ તો છે, પણ આ સારાનુવાદમાં તે બધું ઉમેરવું તે તેના કદને નાહક વધારી મૂકવા જેવું તથા તેના ઉપદેશાત્મક સ્વરૂપને બગાડી મૂકવા જેવું માની, નથી કરવામાં આવ્યું. જોકે ઠેકાણે ઠેકાણે વિષ્ણુપુરાણ તથા હરિવંશાદિમાં મળતા ફેરફારોનો ઉલ્લેખ નોંધમાં કર્યો છે, પરંતુ તે એક વ્યવસ્થિત પ્રયત્નરૂપે નહીં.

## ૨

## ભાગવતની શૃંગારકથા

શરૂઆતમાં જણાવ્યું તે પ્રમાણે, પૌરાણિક પદ્ધતિ દૂર કરી, મૂળ વસ્તુને જુદી પદ્ધતિએ રજૂ કરવામાં આવે, તો પુરાણોનું વસ્તુ આજે પણ રોચક તથા બોધક થાય તેવું છે. પરંતુ, સામાન્ય વર્ણનો કે વારંવાર આવતાં સ્તવનોની બાબતમાં તે ગમે તેટલું શક્ય હોય, તોપણ, જ્યાં કથાના વસ્તુને જ પૌરાણિક કલ્પનાજાળમાં ગૂંથીને રજૂ કરવામાં આવ્યું હોય, ત્યાં શું કરવું? દાખલા તરીકે, શ્રીકૃષ્ણચરિતની ઘણી ચમત્કારિક ઘટનાઓને પૌરાણિક કલ્પનાજાળ દૂર કરીને

સાદી ઘટનાઓ તરીકે પણ રજૂ કરી શકાય તેમ છે. કેટલેક ઠેકાણે તો તે વસ્તુ એટલી બધી પારદર્શક હોય છે કે, તેમ કરવાનો લોભ મહામહેનતે ખાળી રાખવો પડે છે. પરંતુ એ રીતે મૂળ કથાના વસ્તુને બદલવાની છૂટ અનુવાદક લઈ શકે ખરો? ઉપરાંત દરેક અનુવાદક પોતપોતાની ઓછી-વત્તી બુદ્ધિ અથવા કલ્પના અનુસાર પ્રાચીન ચરિતામાં એવા ફેરફારો કરી મૂકે, તો પછી મૂળ વસ્તુ કેવાં કેવાં રૂપાંતર પામી જાય? એટલે મેં પોતે આ કથાઓના સ્વરૂપમાં જરા પણ ફેરફાર કરવા પ્રયત્ન નથી કર્યો: જ્યાં કંઈક કર્યો પણ છે, ત્યાં નોંધમાં તે કથાનું મૂળ સ્વરૂપ અવશ્ય જણાવી દીધું છે. એટલે વાચક તે બાબતમાં નિઃશંક રહે.

પરંતુ ભાગવતપુરાણની બાબતમાં તો બીજો એક અગત્યનો પ્રશ્ન આવીને ખડો થાય છે. પુરાણોમાં આવતી કથાઓનું સ્વરૂપ ભલે ન બદલીએ, પણ તેમની બધી જ કથાઓ આજે સંઘરવી જોઈએ પણ ખરી? જેમ કે, શ્રીકૃષ્ણની ગોપીઓ સાથેની શૃંગારકથાઓ. આજનો જમાનો એવો છે કે, તે સિનેમા–નૃત્યાદિમાં નાગો શૃંગાર સહી લેશે એટલું જ નહીં, તેમાં રાચશે; પણ ગોપીજનવલ્લભની એ કથાઓને નહીં સહી શકે. આપણી ઈશ્વરભાવના આજ એ કથાઓમાંથી ભક્તિ ઝીલી નથી શકતી. એમ લાગે છે કે, જાણે એને માટેની ઇંદ્રિય જ કદાચ આપણે ખોઈ બેઠા છીએ. પૂર્વકાલીનોમાં આ હતી કે કેમ એ કોણ જાણે. પરંતુ રાસક્રીડાનો ઉલ્લેખ આપણા જૂના ગ્રંથો હરિવંશ, વિષ્ણુપુરાણ વગેરેમાં પણ મળે છે. એટલે ભાગવતના આ ભાગો પાછળના ભ્રષ્ટ ભક્તિયુગના ઉમેરા કે ઘૂસણ તો કેમ જ કહી દેવાય?

સામાન્ય ભાવિક માણસ અવતારનું પૂર્ણત્વ માની તેને વિધિનિષેધથી પર કલ્પે છે અને આ પ્રકારની આખ્યાયિકાઓ સામે લીલામયતાની ઢાલ બતાવે છે. નવો જમાનો એ પણ નથી સમજી શકતો. મુક્ત પુરુષને કશો ડાઘ ન લાગે, એમ કહેવા કરતાં આજ આપણને એમ કહેવું વધારે યોગ્ય લાગે છે કે, મુક્ત પુરુષો ડાઘ લાગે તેવામાં પડે જ નહિ, તેથી જ તેઓ મુક્ત પણ છે. પણ એ ચર્ચામાં પડવાથી બહુ સાર મળે એમ નથી. કેમ કે, મુક્ત પુરુષોની ગાથાઓ મુક્ત જ સમજે, તેની વાત તેમાં જ ભલે રહે; સાધકોની ગાથામાં તો 'રાસક્રીડા' કરતાં 'મારવિજય'નું કાવ્ય જ વધુ ઉપયોગી તથા આકર્ષક રહેવાનું. એ બધા ખ્યાલોથી રાસક્રીડાવાળો ભાગ આ ગ્રંથમાં એક કોરી વિગત તરીકે તથા બને તેટલી ઓછી વાંધા ભરેલી તેમ જ સુસંગત રીતે સંઘરવાનો પ્રયત્ન કર્યો છે. એ બાબતમાં અનુવાદકની મર્યાદા ઓળંગવાનો દોષ થયો હોય, તોપણ તે ક્ષમ્ય છે, એમ વાચક પણ કબૂલ કરશે.

## ૩

## કર્તા અને સમય

હવે આપણે શ્રીમદ્‌ભાગવતની રચનાનો કાળ તથા તેના કર્તૃત્વ વિષેના એક-બે ચર્ચાસ્પદ મુદ્દાઓની ટૂંક વિચારણા કરી લઈએ. ભાગવત વિષે સામાન્ય તકરારના મુદ્દા એ છે કે, 'શ્રીમદ્‌ભાગવત અઢાર મહાપુરાણોમાંનું મહાપુરાણ નથી, પરંતુ ઉપપુરાણ છે; તથા તેરમા સૈકામાં બોપદેવ નામના પંડિતે તેને રચેલું છે; ખરું મહાપુરાણ તો દેવી

**उपपुराण के महापुराण**

ભાગવત છે.' શાક્તો અને વૈષ્ણવો વચ્ચે થોડાં સૈકાં પહેલાં ઉપપુરાણ–મહાપુરાણનો મુદ્દો ભારે તકરારનો વિષય બન્યો હતો; અને તેને પરિણામે પુસ્તકો રૂપી[1] 'તમાચો'–(ચપેટિકા) અને 'જૂતાંઓ'–(પાદુકા)ની અરસપરસ સારી પેઠે આપલે થઈ હતી. એ તકરારનો નિવેડો લાવવો અશક્ય છે. અત્યારે તો લગભગ બધા જ શ્રીમદ્‌ભાગવતને જ મહાપુરાણ ગણે છે, અને મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય જેવા વૈષ્ણવ આચાર્યોએ તેમ જ પછીના કેટલાય વૈષ્ણવ સંતો તથા કવિઓએ તેને જ મહાપુરાણ માનેલું છે. શ્રીમદ્‌ભાગવત તથા દેવી ભાગવત બંને ગ્રંથોના અંતરંગ નિરીક્ષણ પછી એટલું આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે, દેવી ભાગવત, શ્રીમદ્‌ભાગવતની પછી લખાયેલું છે. કારણ કે, દેવી ભાગવત (સ્કંધ ૧, અ૦ ૩) પોતાને મહાપુરાણ ગણાવી, બીજા અર્થાત્ વૈષ્ણવ શ્રીમદ્‌-ભાગવતને ઉપપુરાણ ઠરાવે છે; જ્યારે શ્રીમદ્‌ભાગવતમાં બીજા કોઈ ભાગવતનો ઉલ્લેખ જ નથી.

બોપદેવ

હવે બોપદેવના કર્તૃત્વનો વિચાર કરીએ. બોપદેવ પંડિત વરાડ પ્રાંતમાં વર્ધા (वरदा) નદીને કાંઠે વેદપદ નામના ગામમાં શક ૧૧૮૨માં (ઈ. સ. ૧૨૬૦) જન્મ્યા હતા. તે દેવગિરિ (નિઝામ રાજ્યનું દૌલતાબાદ)ના યાદવવંશી રાજા શ્રીમહાદેવના ધર્માધિકરણમંત્રી શ્રીહેમાદ્રિના સભાપંડિત હતા. પરંતુ તેમની પહેલાં થઈ ગયેલા શ્રીમધ્વાચાર્યે 'ભાગવતતાત્પર્ય-નિર્ણય' નામનો ભાગવત ઉપર ખાસ ગ્રંથ લખ્યો છે; અને

---

૧. જેવાં કે, 'દુર્જનમુખચપેટિકા', 'દુર્જનમુખપદ્મપાદુકા' ઇ૦.

પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમાં ભાગવતમાંથી ઉતારો કર્યો છે. મધ્વાચાર્યનો સમય એમની મઠપરંપરામાં ઈ. સ. ૧૧૧૮ મનાય છે; પણ મધ્વાચાર્યના જ 'મહાભારતતાત્પર્યનિર્ણય'માં તેમણે પોતાનો સમય કલિસંવત ૪૩૦૦ જણાવ્યો છે; જે ઈ. સ.ની ગણતરી પ્રમાણે ઈ. સ. ૧૧૯૯ થાય છે.[1] ગમે તેમ પણ, મધ્વાચાર્ય (ઈ. સ. ૧૧૯૯–૧૨૭૮) બોપદેવ કરતાં પહેલાં થઈ ગયા છે એ નક્કી; અને તેમના જેવા આચાર્ય કોઈ સમકાલીન ગ્રંથનું પ્રામાણ્ય એટલું બધું સ્વીકારે જ નહિ; એટલે ભાગવત તેમના સમય પહેલાં કેટલાય વખતથી પ્રમાણગ્રંથ તરીકે સ્વીકારાતું આવ્યું હોવું જોઈએ.

ગૌડપતિ લક્ષ્મણસેને ઈ. સ. ૧૧૬૮ માં રચેલા 'અદ્ભુતસાગર'માં ભાગવતમાંથી ઉતારા કર્યા છે; અને એ લક્ષ્મણસેનના સભારત્ન જયદેવ કવિએ લગભગ એ જ અરસામાં 'ગીતગોવિંદ' લખ્યું છે.[2] એટલે ઈ. સ. ૧૨૬૦માં જન્મેલા બોપદેવે ભાગવત લખ્યાની વાતમાં કશું વજૂદ નથી, એ તો સિદ્ધ થઈ જાય છે.

તો પછી ભાગવત કયા કાળમાં રચાયું હશે, તે વિષે આપણે કંઈ કલ્પના કરી શકીએ તેમ છીએ કે નહીં?

**भागवतनो समय**

ભાગવત પુરાણનો નામથી જૂનામાં જૂનો ઉલ્લેખ અત્યારે આપણા જાણવામાં હોય તો તે ઈ. સ. ૪૫૪ના અરસામાં થયેલા જૈન આચાર્ય દેવર્ધિગણીનો છે. તેમણે

---

૧. ભાંડારકર: 'વૈષ્ણુવિઝમ શૈવિઝમ૦' પૃ૦ ૫૯.

૨. આ બધી દલીલો માટે જુઓ 'પુરાતત્ત્વ', પુ. ૫, પૃ૦ ૧૧૨, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો લેખ.

પોતાના નંદીસૂત્રમાં જૈનેતર શાસ્ત્રગ્રંથોની પ્રાચીન પરંપરા ટાંકી છે. તેમાં 'पुराणं भागवयं' એવો ભાગવત પુરાણનો નામથી ઉલ્લેખ છે. અર્થાત્ તેમના સમયમાં સઘળાં વૈષ્ણવ પુરાણોમાં પણ ભાગવતે એટલું બધું પ્રાધાન્ય મેળવી લીધું હતું કે, 'પુરાણ' નો અર્થ 'ભાગવત પુરાણ' જ થતો હતો. 'અનુયોગદ્વાર'—માં તેવી જ ગણતરી વખતે જ્યાં માત્ર 'पुराणं' એકલું છે, ત્યાં જ દેવર્ધિગણી 'पुराणं भागवयं' એવો ઉમેરો કરે છે.

ભાગવત પુરાણમાં બુદ્ધાવતારનો ઉલ્લેખ ઠેર ઠેર છે,[1] એટલે તેને ઈ. સ. પૂ. પાંચમા સૈકાથી તો ઘણા કાળ પછીનું જ માનવું જોઈએ. કારણ કે, બુદ્ધ જેવા વેદવિરોધીને વિષ્ણુના અવતાર તરીકે સ્વીકારવાનું ત્યારે જ શક્ય બન્યું હોય, કે જ્યારે બુદ્ધધર્મ વિરોધી ધર્મ મટી, લગભગ હિંદુધર્મને મળતો ધર્મ બની ગયો હોય. બુદ્ધાવતાર વિષે જે અધૂરી તથા ભ્રાન્ત માહિતી ભાગવતમાં છે, તેથી પણ, બુદ્ધ પછી ઘણો કાળ ગયેલો જણાઈ આવે છે. તેમાં બુદ્ધને અજનાના પુત્ર (अजनासुत)[2] કહ્યા છે, [૧-૩]; તથા તેમણે મયદાનવે રચેલાં અને અદૃશ્ય એવાં (લોઢાનાં, રૂપાનાં, તથા તાંબાનાં) ત્રણ નગરોનો આશ્રય કરી,[3] લોકોનો વિનાશ કરવા લાગેલા

૧ સ્કં. ૧–૩; સ્કં. ૨-૭; સ્કં. ૫-૧૫; સ્કં. ૬-૮; સ્કં. ૧૧-૪.

૨. શ્રી વૈદ્ય 'ऽजिनसुत' એવો પાઠ લે છે.

૩. સ્કં. ૭ અ ૧૦માં આ મયદાનવનાં નગરોની કથા છે. ત્યાં વિષ્ણુ તથા બ્રહ્મા ગાય–વાછરડાનું રૂપ લઈ, અસુરોને ભુલાવામાં નાખી, તેમના નગરનું અમૃત પી આવ્યા હતા, એમ જણાવ્યું છે.

દેવશત્રુઓ, કે જેઓ વેદમાર્ગમાં અત્યંત નિષ્ઠાવાળા હતા, તેમને ભમાવીને વેદમાર્ગથી ચ્યુત કરવા માટે 'પાખંડવેષ' ધારણ કર્યો હતો, એવું જણાવવામાં આવ્યું છે [૨-૭]. તેમના સિદ્ધાંત વિષે તો ભાગવતમાં કશી જ માહિતી આપવામાં આવી નથી[૧]

ભાગવતે આદિ જૈન તીર્થંકર ઋષભદેવને વિષ્ણુનો અવતાર માની લીધા છે, એ વસ્તુ પણ એ જ સૂચવે છે. મહાવીર વિષે ભાગવતમાં ખાસ ઉલ્લેખ નથી; પરંતુ ઋષભદેવના ચરિત વખતે એટલું જણાવ્યું છે કે, 'ઋષભદેવનું ચરિત્ર સાંભળી, કોંક, વેંક તથા કુટક દેશનો અર્હત નામનો રાજા, પોતે

૧. અહીં એટલું નોંધતા જઈએ કે, નારાયણીય પર્વ (મહાભારત) માં તો વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ અને કૃષ્ણ એ છ અવતારોનો જ ઉલ્લેખ છે. પછી આવતા બીજા ફકરામાં હંસ, કૂર્મ, મત્સ્ય, અને કલ્કી એ ચાર ઉમેર્યા છે. પણ તે પછીનો ઉમેરો લાગે છે. વાયુપુરાણમાં ઉપરના છમાં દત્તાત્રેય, એક નનામો, વેદવ્યાસ અને કલ્કી એ ચાર ઉમેરી ૧૦ અવતારો ગણાવ્યા છે. વરાહપુરાણમાં ઉપર જણાવેલા છ માં મત્સ્ય, કૂર્મ, બુદ્ધ અને કલ્કી ઉમેરીને ૧૦ અવતારો ગણાવ્યા છે. અગ્નિપુરાણમાં પણ તે દશ જ છે.

એલોરાની ગુફામાં આઠમા શતકના મધ્યમાં બંધાયેલું દશાવતારમંદિર છે. તથા તે જ શતકના મનાતા (મધ્યપ્રાંતમાં સીરપુર આગળના) એક મંદિરમાં વિષ્ણુના અવતારોની મૂર્તિઓ છે, તેમાં રામ અને બુદ્ધની પણ મૂર્તિઓ છે. અર્થાત્ આઠમા શતક પહેલેથી બુદ્ધનો અવતાર તરીકે સ્વીકાર થઈ ગયો છે એટલે શંકરાચાર્યે બૌદ્ધોનું નિકંદન કાઢયા પછી જ બુદ્ધનો વિષ્ણુ તરીકે સ્વીકાર થયો છે, એ કલ્પના ખોટી પડે છે.

તે ચરિત્ર શીખી, મંદમતિપણાને લીધે, નિર્ભય વેદમાર્ગ છોડી, અમંગળ (સ્નાનાદિ રહિત) એવો પાખંડ-કુમાર્ગ ચાલુ કરશે.

આહીં એટલું નોંધતા જઈએ કે, ભાગવતકાર દ્રવિડ દેશના હોય એવું કહી શકાય. તે કહે છે: "કલિયુગમાં

ભાગવતના કર્તા દ્રવિડી

વિષ્ણુભક્તો વિરલ થઈ જશે, પણ તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, કાવેરી અને પશ્ચિમમાં વહેતી મહાનદીવાળા દ્રવિડ દેશમાં તે સંખ્યાબંધ હશે. તે નદીઓનું પાણી જે પીશે, તેઓ નિર્મળ અંતઃકરણવાળા તથા વાસુદેવમાં ભક્તિવાળા થશે [૧૧-૫]." આ કથન તેમનું સ્વદેશાભિમાન પ્રગટ કરે છે એમ દેખાઈ આવ્યા વિના નથી રહેતું. વળી ચોથા સ્કંધમાં (અ૦ ૨૮), વિદર્ભદેશના રાજસિંહની કન્યા પાંડ્યોના મલયધ્વજ વેરે પરણી અને તેનાથી દ્રવિડ રાજવંશ સ્થાપનારા સાત પુત્રો થયા એમ જણાવી ભાગવતકાર કહે છે કે, એ દરેકના પુત્રો મન્વંતર સુધી અને મન્વંતર પછી પણ આખી પૃથ્વીને ભોગવશે.

આઠમા સ્કંધમાં (અ૦ ૪) ગજેંદ્રને, તથા વૈવસ્વત મનુને (અ૦૨૪) પણ પૂર્વ જન્મમાં દ્રવિડી રાજાઓ ઠરાવ્યા છે. પાંચમા સ્કંધમાં (અ૦ ૧૯) હિંદુસ્તાનની નદીઓ અને પર્વતો ગણાવતી વખતે દક્ષિણની નદીઓ અને પર્વતોથી જ શરૂઆત કરી છે, અને હિમાલયનું નામ પણ લીધું નથી. બળરામની તીર્થયાત્રાને પ્રસંગે (સ્કં૦ ૧૦, અ૦ ૭૯) દક્ષિણભારતનાં વૈષ્ણવ-તીર્થોની માહિતી મહાભારત અને સ્કંદપુરાણ કરતાં પણ વધુ વિગતે આપી છે. દશમા સ્કંધમાં (અ૦ ૬૧) શ્રીકૃષ્ણના જાંબવતીથી થયેલા પુત્રોનાં નામ

ગણાવતી વખતે કૃષ્ણના એક પુત્રનું 'દ્રવિડ' એવું નામ પણ ઘુસાડી દીધું છે. હરિવંશમાં ગણાવેલા કૃષ્ણના પુત્રોમાં એવું કોઈ નામ જ નથી. ઉપરાંત ભાગવતમાં વારંવાર આવતો 'ગોપુર'[1] શબ્દ પણ એ જ વસ્તુ સૂચવે છે. કારણ કે, 'શહેર કે મંદિરનો દરવાજો' એ અર્થવાળો એ શબ્દ દક્ષિણનાં મંદિરોને જ વધારે લાગુ પડે છે. પરંતુ સૌ કરતાં વિશેષ પ્રતીતિકારક પુરાવો તો એ છે કે, ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં (સ્કંધ ૧૦, અ૦ ૨૯થી ૩૩) પ્રથમ શ્લોકમાં જ 'શરદોત્ફુલ્લમલ્લિકા' શબ્દ આવે છે. પરંતુ મલ્લિકા ફૂલ ઉત્તર હિંદુસ્તાનમાં કદી શરદ ઋતુમાં ખીલતું જ નથી. ટીકાકારોના જાણવામાં પણ એ વસ્તુ છે. તેથી તેઓ તેનો ગમે તે ખુલાસો આપવાનો પ્રયત્ન કરે છે. પરંતુ દક્ષિણમાં તો ખરેખર તે ફૂલ શરદ ઋતુમાં ખીલે જ છે. આ બધા ઉપરથી સાબિત થાય છે કે, ભાગવતના કર્તા દ્રવિડ દેશના વાસી હતા.

## ૪

## ભાગવતધર્મ

શ્રીમદ્ ભાગવત ગ્રંથ ભાગવતધર્મનો પ્રધાન ગ્રંથ છે એમ કહી શકાય. ભાગવતધર્મનો ઉદય ભગવાન શ્રીકૃષ્ણના જીવન અને ઉપદેશથી શરૂ થયો છે એટલું અત્યારે તો આપણે કહી શકીએ છીએ. એનો ઇતિહાસ જાણવાનું મુખ્ય તેમ જ પ્રાચીન સાધન મહાભારત જ છે. ત્યાર

**महाभारत अने भागवतधर्म**

1. ૧-૧૧-૧૪; ૪-૯-૫૬; ૭-૨-૧૫; ૭ ૧૫-૧૫; ૯-૧૦-૧૭; ૯-૧૧-૨૭; ૧૦-૫૦-૫૧, ૧૦ ૬૬-૪૧; ('ઇંડિયન હિસ્ટોરીકલ ક્વાર્ટર્લી' પુ૦ ૮]

પહેલાં પણ વસ્તુ તરીકે ભક્તિતત્ત્વ આપણે વેદના પ્રાચીન જમાના સુધી જોઈ શકીએ છીએ; પરંતુ શ્રીકૃષ્ણને જ ઉપાસ્ય-દેવ—પરમાત્મા માની, તેમની અવ્યભિચારી ભક્તિને જ પરમ-પુરુષાર્થ અર્થાત્ મોક્ષપ્રાપ્તિનું મુખ્ય સાધન માનનાર ભાગવત-ધર્મને આપણે પહેલવહેલો મહાભારતમાં જ વર્ણવાયેલો જોઈએ છીએ. મહાભારતના શાંતિપર્વના નારાયણીય પર્વમાં એવી આખ્યાયિકા આપેલી છે કે, "પૂર્વે ઉપરિચરવસુ નામે ચક્રવર્તી રાજા હતો.[1] તે રાજા સૂર્યે ઉપદેશેલા સાત્વત વિધિ પ્રમાણે વિષ્ણુનું પૂજન કરતો હતો તથા યજ્ઞની સર્વ ક્રિયાઓ પણ સાત્વત વિધિને જ અનુસરીને કરતો હતો. પાંચરાત્ર શાસ્ત્ર જાણનારાઓને તે બહુમાન આપતો હતો. તે શાસ્ત્ર મરીચિ, અત્રિ, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ એમ સાત 'ચિત્રશિખંડી' ઋષિઓ તથા આદમા સ્વાયંભુવે મળીને પ્રગટ કર્યું હતું. તેમાં સર્વ લોકવ્યવહારો માટેના નીતિનિયમો કહેલા છે, તથા તે શાસ્ત્ર પ્રવૃત્તિમાર્ગ તથા નિવૃત્તિમાર્ગ બંનેમાં પ્રમાણભૂત છે."

એ આખ્યાનમાં ભગવાનના પૂજનનો સાત્વતવિધિ, તથા યજ્ઞક્રિયાનો સાત્વત વિધિ ઉલ્લેખેલો છે. ત્યાં આગળ આપેલી વિગતો ઉપરથી ભગવાનના પૂજન વિષે તે વિધિમાં આવી માન્યતા હોય તેમ દેખાય છે: (૧) દેવદેવ જનાર્દનની સર્વભાવે એકાંતિક ભક્તિ કરવી; પોતાની જાત, ધન-ધાન્ય-સ્ત્રી-વાહન સર્વને ભગવાનનાં જ (ભાગવત) માનવાં; પ્રાપ્ત કર્મ ધર્મ અનુસાર કરવાં; અને મન-વાણી-કાયાથી જરા પણ પાપ ન

૧. પુરાણોમાં આવતી વંશાવળીઓ અનુસાર જરાસંધ તથા દમઘોષનો તે ૧૪મી પેઢીએ વડવો થાય.

કરવું. (૨) યજ્ઞ વિષે પણ તે વિધિમાં આવી માન્યતા દેખાય છે: યજ્ઞમાં પશુઘાત ન કરવો; પરંતુ આરણ્યક ગ્રંથોમાં જેમ સ્થૂલ પદાર્થો વડે કરાતા યજ્ઞને બદલે માનસિક કે આધ્યાત્મિક યજ્ઞ વર્ણવવામાં આવ્યા છે, તે જાતનો યજ્ઞ કરવો; તે યજ્ઞના દેવ દેવદેવ શ્રીહરિ જ હોય; ને હરિ પ્રાચીન સ્થૂલ યજ્ઞમાર્ગને અનુસરનાર (બૃહસ્પતિ જેવા)ને દર્શન નથી દેતા, તેમ જ હજારો વર્ષ તપશ્ચર્યા કરનાર (એકત, દ્વિત, અને ત્રિત જેવા)ને પણ નથી દેતા; પરંતુ પોતા પ્રત્યે એકાંતિક ભક્તિ દાખવનારા (વસુ જેવા) ને જ દે છે.

આ સાત્વતવિધિનો ઇતિહાસ ત્યાં આ પ્રમાણે આપ્યો છે: "ભગવાન નારાયણે એ ધર્મ યુગના આરંભમાં પિતામહ (બ્રહ્મા)ને કહ્યો હતો. પિતામહે દક્ષને કહ્યો હતો. દક્ષે પોતાના મોટા દૌહિત્ર સૂર્યને એ ધર્મ આપ્યો. સૂર્યની પાસેથી એ ધર્મ વિવસ્વાનને પ્રાપ્ત થયો. ત્રેતાયુગના આરંભમાં વિવસ્વાન પાસેથી તે ધર્મ મનુને મળ્યો; મનુએ લોકકલ્યાણ માટે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આપ્યો; અને ઇક્ષ્વાકુ પાસેથી એ ધર્મ લોકમાં પ્રસર્યો અને સ્થિર થઈ રહ્યો. એ આદિ, સનાતન, મહાન ધર્મ દુર્વિજ્ઞેય છે, દુષ્કર છે; તથા સાત્વત લોકો તેને હંમેશાં ધારણ કરે છે. એ ધર્મ અહિંસાપ્રધાન છે; તથા તેને યોગ્ય કર્મો વડે આચરવામાં આવે, તો હરિ તરત પ્રસન્ન થાય છે. એ ધર્મ 'એકાન્ત ધર્મ' છે, અર્થાત્ એકાંતપણે તેને જ માત્ર લક્ષ રાખી અનુષ્ઠાન કરનારાઓ વડે જ સાધ્ય છે."

અંતે જણાવવામાં આવ્યું છે કે, વસુ રાજાના મૃત્યુ પછી તે ધર્મ પણ અંતર્ધાન થઈ જશે, અને ભગવાન નારાયણમાં પાછો સમાઈ જશે. કૌરવ અને પાંડવના સંગ્રામમાં અને

તરફનાં સૈન્યો યુદ્ધ કરવાને તત્પર થયાં, અને અર્જુન યુદ્ધ કરવામાં ઉદાસ થયો, ત્યારે ભગવાને તેને ગીતા દ્વારા એ જ પ્રાચીન ધર્મ ઉપદેશ્યો હતો, એવું પણ ત્યાં નોંધ્યું છે. [શાંતિ૦; મોક્ષધર્મ, અ૦ ૧૬૨થી ૧૭૬]

આ યુગની શરૂઆતમાં એ માર્ગ શ્રીકૃષ્ણે જ પ્રચારમાં આણ્યો હતો એ વસ્તુ તો તેમણે ગીતામાં આપેલા આ માર્ગના ઇતિહાસ ઉપરથી પણ સિદ્ધ થાય છે.

**भागवतधर्मना प्रवर्तक : श्रीकृष्ण**

તે જણાવે છે: "આ અવ્યય યોગ મેં વિવસ્વાનને કહ્યો હતો. વિવસ્વાને પોતાના પુત્ર મનુને અને મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહ્યો. આવી રીતે પરંપરાથી પ્રાપ્ત થયેલો તે યોગ રાજર્ષિઓના જાણવામાં આવ્યો. પછી દીર્ઘકાળે તે યોગ આ લોકમાં નષ્ટ થયો છે. તે જ પુરાતન યોગ, ઉત્તમ રહસ્યરૂપ હોવા છતાં, તું મારો ભક્ત અને મિત્ર છે, માટે તને આજે મેં કહ્યો છે." (૪,૧-૩).

આમ ભાગવતધર્મનો ઇતિહાસ આપનાર સૌથી પ્રાચીન ગ્રંથ 'નારાયણીયપર્વ', ભગવદ્ગીતા દ્વારા શ્રીકૃષ્ણને જ આ ધર્મના પ્રથમ પ્રવર્તક માને છે. શ્રીકૃષ્ણ ભગવાન ઉપરથી જ તે ધર્મનું નામ 'ભાગવતધર્મ' પડ્યું છે; તથા શ્રીકૃષ્ણ સાત્વતવંશી યાદવ હોવાથી તે ધર્મ 'સાત્વત ધર્મ' પણ કહેવાય છે.[1] મહાભારતના શાંતિપર્વમાં તો ભાગવતધર્મ અને સાત્વત ધર્મ એ બે શબ્દો એકબીજાના પર્યાય તરીકે ઠેર ઠેર વપરાયા છે. વળી મહાભારતમાં તે ધર્મને માટે 'પાંચરાત્ર'

૧. જુઓ કૂર્મપુરાણ પણ: 'યદુવંશી સાત્વતે પ્રથમ ઉપદેશ્યો છે માટે સાત્વત' . . .

નામ પણ આપ્યું છે, (૧૨,૩૫૨,૨૨). તે નામ પડવાનું કારણ અત્યારે કલ્પી શકાતું નથી.[1]

નારાયણીયપર્વ મહાભારતમાં કયે સમયે ઉમેરવામાં આવ્યું હશે તે કહી શકાતું નથી. પરંતુ ઈ. સ. પૂ. ચોથા સૈકાની પણ પહેલાં થઈ ગયેલા મનાતા પાણિનિના વ્યાકરણમાં આવતા ઉલ્લેખો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તેમના વખતમાં વાસુદેવભક્તિનો ધર્મ પ્રચલિત હતો.

वासुदेवभक्तिनो उदय

જ્ઞાતૃવંશી અને શાક્યવંશી ક્ષત્રિયો પૂર્વ તરફ મગધાદિમાં પ્રાચીન પરંપરાથી એકદમ છૂટા થઈ વેદ-ઈશ્વર-યજ્ઞ એ ત્રિપુટીને નકારતા ધર્મો ઈ. પૂ. છઠ્ઠા સૈકાના અરસામાં સ્થાપી રહ્યા હતા. કદાચ[2] તે અરસામાં પશ્ચિમ તરફ મથુરાંની આસપાસ સાત્વતવંશી ક્ષત્રિયો પ્રાચીનપરંપરાને તોડી નાખ્યા વિના પરંતુ વૈદિક યજ્ઞોના સ્થૂલમાર્ગની ઉપરવટ જતો એકેશ્વર ભક્તિનો માર્ગ વિકસાવી રહ્યા હતા. ઈ. સ. પૂ. ચોથા સૈકામાં ચંદ્રગુપ્તના દરબારનો ગ્રીક એલચી મેગેસ્થિનીસ જણાવે છે કે, યમુના નદી તથા મથુરા વગેરે શહેરોવાળા પ્રદેશ ઉપર

---

૧. ઋગ્વેદ ૧૩, ૬. ૧ માં નારાયણે પાંચ રાત્રી ચાલનારો યજ્ઞ કર્યો હતો એવો ઉલ્લેખ છે. તે યજ્ઞ વડે 'તે બધાં પ્રાણીઓ ઉપર પ્રભુત્વ પામ્યા હતા, તથા સર્વ પ્રાણીઓરૂપ બન્યા હતા.' શ્રીકૃષ્ણ પણ નારાયણ સ્વરૂપ પરમાત્માના અવતાર મનાયા હોવાથી, તેમને અનુસરતો ધર્મ પાંચરાત્ર કહેવાયો હોય, એવી કલ્પના કરાય છે.

૨. અત્યારે વિદ્વાનો ભગવદ્ગીતાની રચના ઈ. સ. પૂ. પાંચમા છઠ્ઠા સૈકાથી આગળ લઈ જતા નથી.

આધિપત્ય ભોગવતા શૂરસેની ક્ષત્રિયો કૃષ્ણને પૂજે છે. આમ, બૌદ્ધ-જૈન ધર્મોના ઉદયકાળના અરસામાં મથુરા તરફ વાસુદેવ-પૂજાના ભાગવતધર્મ પ્રચલિત હતો.

નારાયણીયપર્વમાં ગીતાનો વારંવાર ઉલ્લેખ આવે છે, તથા તેમાંથી સીધા શ્લોકો પણ તેણે ઉતાર્યા છે, એટલે તેનો કાળ ગીતાની રચનાના કાળ પછી જ છે એ ઉઘાડું છે. ગીતા કરતાં તેમાં વાસુદેવ, સંકર્પણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહાત્મક પરમાત્માસ્વરૂપની માન્યતા વધી છે. વાસુદેવ એટલે નિર્ગુણ-નિષ્કલ પરમાત્મા; જીવાત્મા તે સંકર્ષણ; મન તે પ્રદ્યુમ્ન; અને અહંકાર તે અનિરુદ્ધ. એ સિવાય તેમાંના બીજા સિદ્ધાંતો ગીતા કરતાં ખાસ જુદા પડતા નથી. જીવ-બ્રહ્મની એકતા, તથા એક જ બ્રહ્મનું અનેક રૂપે ભાસવું વગેરે અદ્વૈતવાદી સિદ્ધાંતો તેમાં જેવા ને તેવા જ કાયમ છે.

ગીતામાં વાસુદેવ, બળરામ (સંકર્પણ), પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહોની કલ્પના નથી; નારાયણીયપર્વમાં તે છે, એમ આપણે કહી આવ્યા. ઈ. સ. પૂ. ચોથા સૈકાના અરસામાં પ્રવર્તતા જુદા જુદા સંપ્રદાયોનાં નામ ગણાવતાં બૌદ્ધ ત્રિપિટકના નિદ્દેસ ગ્રંથમાં વાસુદેવ, બલદેવ વગેરેને દેવ માનીને પૂજનારાઓનો ઉલ્લેખ છે. તેવી જ રીતે ઈ. સ. પૂ. ૨૦૦ વર્ષ પહેલાંના એક લેખમાં [૧] સંકર્પણ અને વાસુદેવના મંદિરની આસપાસની દીવાલનો ઉલ્લેખ છે. આ ઉપરથી તે અરસામાં વાસુદેવ સાથે તેમના બીજા વ્યૂહરૂપ સંકર્ષણની પૂજા પણ પ્રચલિત હતી, એમ જણાય

૧. રાજપૂતાનામાં આવેલા ઘોસુંડીમાંથી મળેલો.

છે.[1] નાનાઘાટની ગુફાના લેખમાં સંકર્ષણ અને વાસુદેવનાં નામ દ્વંદ્વસમાસમાં વાપરેલાં છે. તે લેખ ઈ. સ. પૂ. પહેલા સૈકાનો છે. ઈ. સ. ના પાંચમા છઠ્ઠા સૈકામાં થયેલા પ્રસિદ્ધ કોશકાર અમરસિંહ વાસુદેવનાં ૩૨ નામ ગણાવી, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનાં જુદાં જુદાં નામો ગણાવે છે. અર્થાત્ તે અરસામાં ચતુર્વ્યૂહની કલ્પના સારી પેઠે રૂઢ થયેલી છે.

ભાગવતધર્મ, તથા તેને અનુસરનારાઓનો 'ભાગવત' તરીકે ઉલ્લેખ ઈ. સ. ના બીજા શતક જેટલા જૂના સમયમાં મળે છે. વિસનગરમાં મળેલા એક લેખ ઉપરથી જણાય છે, કે, તક્ષશિલાનો રહેવાસી એક ગ્રીક, યવન રાજાના એલચી તરીકે માળવામાં આવ્યો હતો. તે વખતે તેણે 'દેવાધિદેવ વાસુદેવને નિમિત્તે' એક ગરુડધ્વજ ઊભો કરાવ્યો હતો. તે ગ્રીક તે લેખમાં પોતાને 'ભાગવત' તરીકે ઉલ્લેખે છે. ત્યાર પછી લગભગ ચાર સૈકા બાદ, ગુપ્તોના સમયમાં, આ રીતે ભાગવતોના ઉલ્લેખો સારી પેઠે મળે છે. ચંદ્રગુપ્ત બીજો, કુમારગુપ્ત, અને સ્કંદગુપ્ત એ રાજાઓ પોતા સિક્કા ઉપર પોતાને 'પરમ ભાગવત' કહે છે. જુદા જુદા દેવોનાં મંદિરોની પૂજા માટે કયા કયા પૂજારીઓ જોઈએ, તેનો ઉલ્લેખ કરતાં ઈ. સ. ૫૮૭માં મૃત્યુ પામેલા વરાહમિહિર જણાવે છે કે, વિષ્ણુની પૂજાનું કામ ભાગવતોને સોંપવું જોઈએ.

---

૧ નારાયણીયપર્વ (અ૦ ૧૭૫, શ્લો. ૫૭) માં જ જણાવ્યું છે કે, ચાર વ્યૂહમાંથી ઉપાસના તો અધિકાર અનુસાર એક, બે, ત્રણ, કે ચારની કરવામાં આવે છે.

સાતમા સૈકામાં બાણુ કવિ પોતાના હર્ષચરિતમાં ભાગવત અને પાંચરાત્ર એમ બે જુદા સંપ્રદાયોનો ઉલ્લેખ કરે છે. તે ઉપરથી જણાય છે કે, તેના સમયમાં 'ભાગવત' સંપ્રદાય અને પાંચરાત્ર સંપ્રદાય જુદા પડી ગયા હશે. અને વસ્તુસ્થિતિ પણ તેમ જ લાગે છે. પછીના સમયમાં ચાર વ્યૂહની કલ્પનાવાળું પાંચરાત્ર શાસ્ત્ર એક પ્રકારનો વૈષ્ણવ તંત્રમાર્ગ બની ગયું લાગે છે. આજે પાંચરાત્ર નામથી ઓળખાતા સિદ્ધાંતની પ્રમાણરૂપ મનાતી સંહિતાઓ,[1] કે જેમનો રામાનુજ સંપ્રદાય મુખ્ય આધાર લે છે, તેમાં નીચેના દશ વિષયો ચર્ચાતા હોય છે: ૧. તત્ત્વ, ૨. મંત્ર, ૩. યંત્ર, ૪. માયા (જાદુ), ૫. યોગ, ૬. મંદિરનિર્માણ, ૭. પ્રતિષ્ઠાવિધિ, ૮. સંસ્કાર (આહ્નિક વગેરે), ૯. વર્ણાશ્રમધર્મ, અને ૧૦. ઉત્સવ. આ સંહિતાઓનો સિદ્ધાંત પણ અદ્વૈતવાદ અથવા માયાવાદથી જુદો પડી જાય છે. તેમના પાયામાં દ્વૈતના

पांचरात्र संहिताओ

૧. સાધારણ રીતે દ્રવિડી પરંપરામાં ૧૦૮ સંહિતાઓ મનાય છે; પરંતુ તેમનાં નામો ગણાવતી સૂચિઓમાં ૨૧૫ નામો મળે છે. અગ્નિપુરાણના ૩૯મા અધ્યાયમાં તેમાંથી ૨૫ નામો આવે છે. એમાંથી સાત્વત સંહિતા અને અહિર્બુધ્ન્ય સંહિતા દેવનાગરી લિપિમાં પ્રસિદ્ધ થઈ છે. ઉપરાંત ઈશ્વર સંહિતા, કાપિંજલ સંહિતા, પરાશર સંહિતા, પાદ્મ સંહિતા, ભારદ્વાજ સંહિતા, લક્ષ્મી-તંત્ર, વિષ્ણુતિલક, અને શ્રીપ્રશ્ન સંહિતા એટલી સંહિતાઓ તેલુગુ કે ગ્રંથલિપિમાં દક્ષિણમાં છપાયેલી છે. તે ઉપરાંત પુસ્તકાલયોમાં ઘણી સંહિતાઓના હસ્તલિખિત ગ્રંથો છે. 'વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ.' પા. ૧૦૬.

સત્યત્વનો સિદ્ધાંત રહેલો છે. રામાનુજે એ સંહિતાઓનો આધાર લઈને જ વિશિષ્ટાદ્વૈત દર્શન સ્થાપ્યું છે એ બધી સંહિતાઓ નારાયણીયપર્વથી પછીના સમયની છે. કારણ કે, નારાયણીયપર્વમાં તાંત્રિક ક્રિયાઓની કશી અસર નથી, જ્યારે જૂનામાં જૂની પાંચરાત્ર સંહિતાઓમાં તાંત્રિક ક્રિયાઓ ભારોભાર છે. શ્રી. શ્રેડર ૧૩ જેટલી સંહિતાઓને જૂની માને છે; તેમાંની છેલ્લી — ઇશ્વરસંહિતા — ને તે ઈ. સ. ૮૦૦ની આસપાસની માને છે. બાકીની અનુક્રમે તેથી પ્રાચીનતર હોવાનો સંભવ છે.

**भागवतपुराण**

આ બધા વૈષ્ણવ તંત્રમાર્ગને મળતો શૈવ તંત્રમાર્ગ પણ છે. તેનાં મૂળ પણ મહાભારતના સમય સુધી દૂર મળી આવે છે. પરંતુ શૈવ તંત્રમાર્ગ પછી આચાર-વિચારની બાબતમાં વૈષ્ણવ તંત્રમાર્ગને ઉલ્લંઘી જાય છે. આમ મહાભારતરૂપી મૂળ સરોવરમાંથી નીકળેલા આ બે ફાંટાઓ તંત્રમાર્ગે વળી જઈ, તેની જટિલતાઓમાં અટવાઈ જાય છે. પરંતુ એક ત્રીજો શુદ્ધ ભક્તિનો પ્રવાહ અખંડ ચાલુ રહે છે, અને છેક છેવટ સુધી પોતાની મૂળ શુદ્ધિ જાળવી રાખે છે. તથા અંતે જુદા જુદા અનેક સંપ્રદાયો અને સંતપુરુષો દ્વારા સારાય હિંદુસ્તાનને એક અનુપમ ભક્તિરસમાં ગરકાવ કરીને જંપે છે. તે પ્રવાહનું વચમાં નીતરીને થયેલું નિર્મળ સરોવર તે ભાગવત છે. પછીના સંપ્રદાયો જાણે તે નિર્મળ સરોવરમાંથી જ પુષ્ટ થઈને જુદા જુદા પ્રવાહરૂપે એ પ્રાચીન રસને ચારે તરફ પહોંચાડે છે. એમ તો ભાગવતની પહેલાંનું વિષ્ણુપુરાણ

અને કદાચ તેની પણ પહેલાંનું હરિવંશ પણ એ જ પ્રવાહનાં સરોવર છે; પરંતુ ભાગવતમાં એ વસ્તુ છેક જ પૂર્ણતાએ પહોંચે છે. હરિવંશ વધારે પડતું ચરિત્રાત્મક રહે છે, જ્યારે વિષ્ણુપુરાણ ભાગવતની પેઠે જ વિષ્ણુની અદ્વૈતી ભક્તિનું પ્રતિપાદન કરે છે. ભાગવતનો પ્રચાર થયા પહેલાં વૈષ્ણવ પ્રમાણગ્રંથ તરીકે વિષ્ણુપુરાણ વપરાતું એમ શાંડિલ્યસૂત્રની ટીકા, દશશ્લોકીની ટીકા વગેરે ગ્રંથો જોતાં જણાય છે. ભક્તોનાં ચરિત્રોની તથા શ્રીકૃષ્ણચરિતની કથાવાર્તા કરીને ભક્તિને પોષવાનો જે પ્રયત્ન ગીતાની પછી શરૂ થતો દેખાય છે, તેનું જ વિશેષ સ્વરૂપ વિષ્ણુપુરાણ છે. ધ્રુવ અને પ્રહ્લાદનાં વિષ્ણુભકત તરીકે લખાયેલાં ચરિત્રો પહેલી વાર વિષ્ણુપુરાણમાં મળે છે.

પરંતુ ભાગવતપુરાણ આવ્યા બાદ સૌ તેજ ઝાંખાં થઈ જાય છે. એક રીતે, વિષ્ણુપુરાણને જ સામે રાખીને તથા એના જ વસ્તુનો ક્રમશઃ વિસ્તાર કરીને ભાગવત રચાયું છે. ચાર વ્યૂહની વાત ભાગવતમાં નથી જ એમ કહી શકાતું નથી.[1] પરંતુ ભાગવત સૃષ્ટિપ્રક્રિયામાં એ કલ્પનાને જરાય સ્થાન આપતું નથી એટલું જ નહિ, પણ એ પ્રકારનાં નામોથી પરમાત્માનું પૂજન કરવાના માર્ગને તે ‘દ્વાપરયુગનો તંત્રમાર્ગ’ કહે છે (૧૧-૫-૨૯), એ વસ્તુ લક્ષમાં રાખવાની છે. એ વસ્તુ તો જ સંભવી શકે કે, ભાગવત નારાયણીયપર્વથી બહુ પછીના સમયમાં રચાયું હોય, તથા પાંચરાત્ર સિદ્ધાંત ભાગવતકારના જમાનામાં જુદો પડી એક તંત્રમાર્ગ બની

---

૧. ૩-૨; ૩-૨૬; ૧૧-૫.

ગયો હોય. આપણે ઉપર જે કલ્પના કરી છે, તે પ્રમાણે પણ ભાગવત એ તંત્રમાર્ગોથી નિરાળા એવા મૂળ શુદ્ધ ભક્તિના પ્રવાહનું જ પ્રતિનિધિ છે. પછીના સમયમાં પાંચરાત્રશાસ્ત્રો દ્વૈતવાદી પણ બની જાય છે, અને શંકરચાર્યને હાથે ખંડનને પાત્ર થાય છે. ભાગવતકાર તો કેવળ અદ્વૈતવાદને જ અનુસરે છે, તથા તેના પાયા ઉપર કર્મ–ભક્તિ–યોગનો સાધનામાર્ગ ઊભો કરે છે. કોઈ કોઈ વાર તો ગીતા કરતાં પણ ભાગવત વધારે અદ્વૈતી બની જાય છે. બાકી, સાધનામાર્ગના સમન્વયની દૃષ્ટિએ જોતાં તેને ગીતાનું મહાભાષ્ય કહેવામાં આવે છે, તે યથાયોગ્ય જ છે. પરંતુ એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે, ભાગવતધર્મમાંના કર્માત્મક પ્રવૃત્તિતત્ત્વનું જ પ્રતિપાદન કરવું એ ભાગવતપુરાણનો મૂળ ઉદ્દેશ નથી. એનું સમર્થન મહાભારતમાં અને ખાસ કરીને ગીતામાં કરવામાં આવેલું જ હતું. પરંતુ એ સમર્થનની સાથે ભાગવતધર્મમાં આવશ્યક એવી ભક્તિનું રહસ્ય જે પ્રમાણે બતાવવું જોઈએ, તે પ્રમાણે વ્યાસે ન બતાવ્યું હોવાથી, મહાભારતની એ ઊણપ દૂર કરવા સારુ પાછળથી ભાગવતપુરાણ રચવું પડ્યું, એવું ભાગવતની શરૂઆતમાં જ જણાવેલું છે.

ભાગવતે ભક્તિનું પણ કેવળ તાત્ત્વિક નિરૂપણ નથી કર્યું. પરંતુ લોકોમાં સાચો ભક્તિભાવ ઊભો થાય અને વધે, તે માટે ભગવાનની અવતારલીલાઓ તથા અનેક જાતના ભક્તોનાં ચરિત્રો ભાગવતે છૂટથી વિસ્તાર્યાં છે. ભાગવતના ભક્તો પણ નાચતા-કૂદતા-રડતા વેવલાઓ નથી, પરંતુ પ્રતાપી

કર્મયોગીઓ છે. તે બધાને પોતાના સ્વધર્મનું આચરણ સ્વાભાવિકપણે આચરતાં આચરતાં, ચિત્તશુદ્ધિના પરિપાકરૂપે, પરમતત્ત્વ માટે રુચિ તથા ભક્તિ પ્રાપ્ત થઈ છે. ભલભલા કર્દમ જેવા પ્રજાપતિઓ, તથા લગભગ યુવાવસ્થાથી જ જ્ઞાન-વૈરાગ્ય પ્રાપ્ત કરનારા પ્રિયવ્રત જેવા રાજર્ષિઓ પણ સંન્યાસ લેવા પહેલાં ગૃહસ્થાશ્રમની તાલીમ હસતે મુખે સ્વીકારે છે. પોતાના જુવાન પુત્રોને સમજાવી સમજાવીને અકાળે સંન્યાસી બનાવી દેનાર નારદને દક્ષે જે ઠપકો આપ્યો છે, તે ભાગવત-કારની માન્યતા પૂરેપૂરી વ્યક્ત કરે છે. દક્ષ કહે છે: "અરે દુષ્ટ! સાધુનો વેષ ધારણ કરનારા તેં, મારા સજ્જન પુત્રોનું ભારે અહિત કર્યું છે. તેઓ હજુ ત્રણ ઋણથી મુક્ત થયા ન હતા, કે તેઓએ કર્મસંબંધી કંઈ વિચાર પણ કર્યો ન હતો, તેવામાં તો તેં તેઓનો આ લોક તેમ જ પરલોક બંને બગાડી મૂક્યા છે. કારણ કે, જ્યાં સુધી પુરુષને વિષયોનો અનુભવ થાય નહિ, ત્યાં સુધી બીજાઓ બુદ્ધિને ભમાવી દે તેથી તેને સાચો વૈરાગ્ય પ્રાપ્ત થાય નહિ. અમે કર્મની મર્યાદા જાળવનારા ઉત્તમ ગૃહસ્થો છીએ; તેઓનું તેં આવું ભારે અહિત કર્યું છે." આમ ભાગવત નર્યું ત્યાગશાસ્ત્ર નથી, કે નર્યું કર્મશાસ્ત્ર નથી, પરંતુ જ્ઞાન અને યોગના પાયા ઉપર રચાયેલું કર્મ તથા ભક્તિનું શાસ્ત્ર છે. એ ચારે બાબતોનો તેણે એવો જીવંત સમન્વય સાધ્યો છે કે, જે યુગમાં તે રચાયું હશે, તે યુગમાં તેણે તરત જ બીજાં વૈષ્ણવ પુરાણોને ઢાંકી દીધાં હશે, તથા પ્રજાજીવનમાં એક પ્રાણવાન ભક્તિનું મોજું ઉછાળીને, ભગવદ્‌ભક્તોના એકમાત્ર પુરાણનું પદ મેળવી લીધું હશે.

# ૫

## વૈષ્ણવ સંપ્રદાયો

ભાગવતનો સમય આપણે ચોક્કસ નક્કી ન કરી શકતા હોવાથી, દક્ષિણમાં ઈ. સ. ના ૧૧ મા શતકથી શરૂ થતા દેખાતા સાંપ્રદાયિક ભક્તિના ઉછાળામાં તે કેટલે અંશે સીધું કારણ થઈ પડ્યું છે, તે આપણે ચોક્કસ કહી શકતા નથી.

**दक्षिणमां वैष्णवधर्म**

દક્ષિણમાં વૈષ્ણવ આચાર્યોનો ઉછાળો શંકરાચાર્યના જ્ઞાનમાર્ગ અને માયાવાદના પ્રચાર પછી અને તેને કારણે આવેલો લાગે છે. બધા આચાર્યોનો પ્રયત્ન શંકરાચાર્યના મતનું ખંડન કરવાનો જ છે. અને તેથી શંકરાચાર્યે જેમ પોતાના મતનું પ્રતિપાદન ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રરૂપ પ્રસ્થાનત્રયીને આધારે જ માંડ્યું છે, તેમ આ બધા વૈષ્ણવ આચાર્યોને પણ કરવું પડ્યું છે. ભાગવત-પુરાણમાં આ જાતનું માયાવાદનું કે જ્ઞાનમાર્ગનું ખંડન નથી જ; એટલે તે આ આચાર્યોના સમયની પહેલાં રચાયેલું છે એ નક્કી જ છે.

આમ તો દક્ષિણમાં વૈષ્ણવધર્મનો પ્રચાર ઈ. સ. ના પહેલા સૈકામાં થયો હશે એમ કહી શકાય. પરંતુ દ્રાવિડી વૈષ્ણવ પરંપરામાં પ્રાચીન મહાભક્ત ગણાતા ૧૨ આલવારોનો સમય આધુનિક વિદ્વાનોને મતે ઈ. સ. ચોથા શતકથી નવમા શતકની વચમાં મૂકી શકાય છે.[1] એટલે દક્ષિણમાં પણ

---

૧. પ્રાચીન પરંપરા તો તેમને ઈ. સ. પૂ. ૪૨૦૩ અને ઈ. સ. પૂ. ૨૭૦૬ની વચ્ચે મૂકે છે.

આલવાર ભક્તોનો ઉછાળો, ઉત્તરમાં ગુપ્તમહારાજાઓની અસર હેઠળ ઈ. સ. ના ચોથા-પાંચમા સૈકામાં વૈષ્ણવધર્મે મારેલા ઉછાળાનો સમકાલીન જ લાગે છે. બાર આલવારોમાંથી સાતમા કુલશેખર આલવાર પોતાના મુકુંદમાલાસ્તોત્રમાં શ્રીમદ્‌ભાગવતનો એક શ્લોક ( ૧૧–૨–૩૬ ) ઉતારે છે. એટલે કુલશેખરની પણ પહેલાં ભાગવત હતું એ નક્કી. તેમનો સમય ઈ. સ. ૮૫૦ ની આસપાસનો મનાય છે.[૧]

આ બધા આલવારો એક રીતે સંતો અથવા ભક્તો હતા. તેમને સૈદ્ધાંતિક વાદવિવાદ કે ખંડન-મંડનની કશી પડી ન હતી. પરંતુ ઉપર જણાવ્યું તેમ,

**वैष्णव आचार्यो**

શાંકરમતના પ્રચાર પછી અદ્વૈતવાદ તેમ જ માયાવાદનું ખંડન કરવાની જરૂર વૈષ્ણવ આચાર્યોને જણાઈ. એ આચાર્યપરંપરામાં સૌથી પ્રથમ નાથમુનિ ( ઈ. સ. ૮૭૫–૯૫૦ )નું નામ આવે છે. તેમણે પાંચમા આલવાર શઠકોપના રચેલા સ્તુતિના શ્લોકો સાંભળી, મુગ્ધ થઈ, બધા આલવારોનાં વચનામૃતો ભેગાં કરવાનો પ્રયત્ન કર્યો. અર્થાત્ શ્રીસંપ્રદાયના પહેલા આચાર્ય નાથમુનિ આલવારો પાસેથી જ ભક્તિતત્ત્વ પામ્યા છે. નાથમુનિ પછી તેમના પૌત્ર યામુનાચાર્ય ( ઈ. સ. ૯૫૦ થી ૧૦૪૫ ) આવ્યા. વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનું રામાનુજ પહેલાંનું પ્રતિપાદન તેમના ગ્રંથોમાંથી મળે છે. તેમના શિષ્ય રામાનુજાચાર્ય (ઈ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭). એક વેદાંતી અધ્યાપક પાસે વિદ્યાભ્યાસ કરતી વેળા શ્રુતિઓના અનુચિત અર્થો થતા જોઈ

---

૧. 'હિસ્ટરી ઑફ શ્રીવૈષ્ણવાઝ' — ગોપીનાથરાવ.

તેમની આંખમાં આંસુ આવી ગયાં અને તે ત્યાંથી છૂટા થયા. પછી તેમણે વૈષ્ણવ પ્રબંધોનો અભ્યાસ કર્યો, અને અંતે તે વૈષ્ણવ ધર્મના એક મહાન આચાર્ય બન્યા. દક્ષિણનાં વૈષ્ણવ મંદિરોમાં જેમ ભગવાનની મૂર્તિ સાથે આલવારોની મૂર્તિ હોય છે, તેમ રામાનુજની પણ હોય છે.

રામાનુજના શ્રીસંપ્રદાય ઉપરાંત દક્ષિણમાં બીજો મધ્વસંપ્રદાય પણ પ્રસિદ્ધ છે. તેના સંસ્થાપક મધ્વાચાર્ય (ઈ. સ. ૧૧૯૯ થી ૧૨૭૮) તો સીધા દ્વૈતવાદી જ હતા. તેમણે પોતાના સિદ્ધાંતમાં પ્રમાણ તરીકે પુરાણોમાં ભાગવતને પ્રાધાન્ય આપ્યું છે, જ્યારે રામાનુજ વિષ્ણુપુરાણને પ્રાધાન્ય આપે છે. મધ્વાચાર્યની પછી અને વલ્લભાચાર્યની પહેલાં પોતાનો જુદો સંપ્રદાય ચલાવનાર વિષ્ણુસ્વામીએ પણ ભાગવત ઉપર ભાષ્ય લખ્યું છે. રામાનુજના અરસામાં થયેલા નિમ્બાર્કાચાર્યે પણ પોતાનો ખાસ સંપ્રદાય ચલાવ્યો છે. તેમનું મુખ્ય ધામ વૃંદાવન છે. નિમ્બાર્કાચાર્યનો સંપ્રદાય રાધાકૃષ્ણની પૂજાને સ્વીકારનાર પહેલો સંપ્રદાય છે એમ કહી શકાય. શ્રી રામાનુજની ભક્તિ ઉપાસના અથવા ધ્યાનને મળતી છે. નિમ્બાર્ક પ્રેમલક્ષણા ભક્તિનો ઉપદેશ કરે છે; પરંતુ તે આધાર તો ભાગવતનો નહિ પણ હરિવંશ, મહાભારત, અને વિષ્ણુપુરાણનો મુખ્યત્વે લે છે. મધ્વાચાર્યે ભાગવતનો આધાર લીધો છે, પણ એમના મૂળ ઉપદેશમાં રાધાની વાત નથી, તથા તેમની ભક્તિ પણ ઉપાસનાપ્રધાન છે. રાધાની પૂજા તો શું, પણ તેના નામનો ઉલ્લેખ સુધ્ધાં ભાગવતમાં નથી. વલ્લભાચાર્ય (ઈ. સ. ૧૪૭૯) અને ચૈતન્ય (ઈ. સ. ૧૪૮૫)ના સંપ્રદાયોમાં તો રાધા વગેરે

ગોપીઓના સ્નેહને ભક્તિનો આદર્શ ગણ્યો છે.[1] વલ્લભાચાર્ય વેદો (ઉપનિષદો), ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવત એ ચારને પ્રમાણ માને છે; અને તે ચારમાંય છેવટનું પ્રમાણ ભાગવતને માને છે. ચૈતન્ય શ્રીમદ્ભાગવતને બ્રહ્મસૂત્રની ટીકારૂપ માને છે. ભાગવતમાં કહેલી કૃષ્ણલીલાનું ચિંતન, એનું જ કીર્તન, અને ગોપીઓ તથા રાધાની જયદેવ વગેરે કવિઓએ ગાયેલી ભક્તિને અનુસરી શ્રીકૃષ્ણની ભક્તિ, એ આ મતનું પ્રધાન તત્ત્વ છે. રામાનુજે રાધાની વસ્તુને ભારપૂર્વક દબાવી દીધી લાગે છે. તે વિષ્ણુનાં નામોમાં પણ નારાયણ નામને જ પ્રાધાન્ય આપે છે. વાસુદેવનો પ્રથમ વ્યૂહ તરીકે તેમણે સ્વીકાર કર્યો છે, પરંતુ ગોપાલકૃષ્ણનું સ્વરૂપ કે જેને વલ્લભાચાર્યે ખાસ પ્રાધાન્ય આપે છે, તેનો તો તેમના ગ્રંથમાં અભાવ જ છે, એમ કહેવું જોઈએ. ઉપર જોઈ આવ્યા તેમ

૧. શ્રીકૃષ્ણચરિત્રના જ પ્રાધાન્યવાળાં પુરાણોમાંથી હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં કે ભાગવતમાં રાધાનો ઉલ્લેખ સરખો નથી. બ્રહ્મવૈવર્તપુરાણ, ગર્ગસંહિતા, તથા પદ્મપુરાણ તેમ જ સ્કંદપુરાણના કેટલાક ભાગોમાં રાધાનો ઉલ્લેખ આવે છે. બારમા શતકના ઉત્તરાર્ધમાં થયેલા જયદેવ કવિની રાધાભક્તિ પ્રસિદ્ધ છે; ઉપરાંત હેમચંદ્ર (વિ. સં. ૧૨૪૫ થી ૧૨૨૯), નમિસાધુ (ઈ. સ. ૧૦૬૮), ક્ષેમેંદ્ર (ઈ. સ. ૧૦૬૫), ભોજરાજ (ઈ. સ. ૧૦૦૪ થી ૧૦૪૫) નો સભાકવિ ધનંજય, અવંતીવર્મા (ઈ. સ. ૮૫૬-૮૮૩) નો સમકાલીન આનંદવર્ધન, વગેરે લેખકોના ગ્રંથોમાં પણ રાધાકૃષ્ણના પ્રેમવિહારના શ્લોકો મળી આવે છે. પંચતંત્ર અને ગાથાસપ્તશતીનો સમય તો ઈ. સ. પાંચમા શતક જેટલો જૂનો છે; તેમાં પણ શ્રીકૃષ્ણ સાથે રાધાનો ઉલ્લેખ છે. પરંતુ સંપ્રદાયોમાં રાધાકૃષ્ણની પૂજાનો સ્વીકાર નિંબાર્કે જ શરૂ કર્યો લાગે છે.

રામાનુજની ભક્તિ પણ ઉપાસના અથવા ધ્યાનને વધારે મળતી આવે છે. મધ્વાચાર્ય નારાયણને બદલે વિષ્ણુ નામને પ્રાધાન્ય આપે છે, એ અહીં નોંધતા જઈએ.

આ બધા આચાર્યોએ વૈષ્ણવ સિદ્ધાંત તથા ભક્તિનું સારી પેઠે સંસ્થાપન કર્યું એ નિર્વિવાદ છે; પરંતુ એ

वैष्णव संतो

ભક્તિને બહુજનગમ્ય કરવાનું શ્રેય તો રામાનુજના પરંપરાશિષ્ય રામાનંદ (ઈ. સ. ૧૩૦૦) થી શરૂ થતી સંતશ્રેણીને જ છે. ઉપર જણાવેલા આચાર્યો દાર્શનિક સિદ્ધાંતના ખંડન-મંડનમાં જ વધુ વળેલા હોવાથી, તેમણે પોતાનું સર્વ લેખનકાર્ય સંસ્કૃતભાષામાં જ કર્યું હતું; અને તેથી તેમની અસર મુખ્યત્વે ઉચ્ચ કહેવાતા વર્ણોમાં જ પહોંચી હતી. ઉપરાંત શૂદ્રાદિ વર્ગને વેદાધ્યયન કરવાનો અધિકાર ન હોવાથી, તથા આ બધા આચાર્યોનું પ્રતિપાદન વેદો ઉપર જ રચાયેલું હોવાથી, શૂદ્રાદિને તો બહાર જ રહી જવું પડતું હતું. પરંતુ રામાનંદથી શરૂ થતી સંતશ્રેણીએ તો પ્રાંતિક લોકભાષાઓને જ પોતાનું મુખ્ય વાહન બનાવી, અને એ રીતે સૈદ્ધાંતિક વાદ-વિવાદો તેમ જ સ્પૃશ્યાસ્પૃશ્યના ઝઘડાનો છેદ ઉરાડી દીધો. રામાનંદના ૧૩ શિષ્યો, કે જેમાંના ઘણા જુદા જુદા સંપ્રદાયોના પ્રવર્તક બન્યા, તેમાં રજપૂત (પીપો), વણકર (કબીર), હજામ (સેના), જાટ (ધનો), અને ચમાર (રઈદાસ) પણ હતા. રામાનંદે રાધાકૃષ્ણની પૂજાને બદલે રામ–સીતાની[1] પૂજા ઉપર ભાર મૂક્યો, એ વસ્તુ ભક્તિની

૧. રામની અવતાર તરીકે ગણના તો મહાભારતના નારાયણીય-પર્વના જમાનાથી થતી આવેલી જણાય છે; પરંતુ રામની પૂજાનો

ભાવનાની શુદ્ધિની દૃષ્ટિએ બહુ ઉપયોગી નીવડી. રામાનંદના શિષ્ય કબીરે (ઈ. સ. ૧૩૯૮-૧૫૧૮) પણ રામભક્તિને જ પ્રાધાન્ય આપ્યું, અને મૂર્તિપૂજાનો વિરોધ કર્યો. રામભક્તિના બીજા પંથોના પ્રવર્તકોમાં મલૂકદાસ[2] (૧૬મું સૈકું) અને દાદુ[3] (ઈ. સ. ૧૬૦૦) નાં નામ પણ ગણવાં જોઈએ. જોકે, ઉત્તરમાં રામભક્તિનો પંથ વધુ પ્રચલિત કરવામાં મુખ્ય ફાળો આપનાર તો તુલસીદાસ (ઈ. સ. ૧૫૩૨) છે.

**महाराष्ट्रनो वैष्णवधर्म**

મહારાષ્ટ્રના વૈષ્ણવધર્મમાં પહેલેથી કૃષ્ણ સાથે રુક્મિણીની પૂજા થતી આવી છે. કૃષ્ણરુક્મિણીની પૂજા એ મહારાષ્ટ્રના વૈષ્ણવધર્મની જ ખાસિયત છે, એમ કહેવું જોઈએ. કૃષ્ણને પણ વિઠોબા નામથી પૂજવામાં આવે છે. 'વિઠોબા' એ 'વિષ્ણુ' શબ્દનું રૂપ છે. કાનડીમાં વિષ્ણુનું 'વિટ્ટુ' રૂપ થાય છે. વિઠોબાનું પંઢરપુરનું મંદિર એ જ ત્યાંના વૈષ્ણવધર્મનું કેન્દ્ર છે. એ મંદિર ક્યારે સ્થપાયું

---

લેખ આઠમા સૈકાથી પહેલાં મળતો નથી. આજે પણ કર્મના આરંભમાં ૨૪ મૂર્તિઓને નમસ્કાર કરવાનો વિધિ પ્રચારમાં છે, તેમાં नमः केशवाय . . . એ પ્રમાણે કરાતા નમસ્કારમાં વાસુદેવનાં અનેક નામો હોય છે, પણ રામનું નામ નથી; જોકે, નૃસિંહ, વામન જેવા અવતારોનાં નામ છે.

૨. તે ખત્રી હતા, અને દ્રવિડદેશના મહાત્મા વિઠ્ઠલદાસના શિષ્ય હતા. તેમના પંથની મુખ્ય ગાદી કડામાં છે.

૩. તે અમદાવાદમાં પીંજારાનો ધંધો કરતા હતા.

હશે તે નક્કી કરી શકાતું નથી. પરંતુ ૧૩મા શતકના મધ્યમાં તે વિદ્યમાન હોવાના ઉલ્લેખ મળી આવે છે. નામદેવ અને તુકારામ બંને પુંડલીકને વિઠોબાભક્તિનો પ્રચાર કરનાર આદિ પુરુષ માને છે. અને એ પુંડલીક ઉપરથી જ પૌંડરીકક્ષેત્ર અને તેમાંથી પંઢરપુર એ નામ આવ્યાં છે. દંતકથામાં તો પુંડરીકને શ્રીકૃષ્ણ-રુક્મિણી-રાધા એ ત્રિપુટીનો સમકાલીન માન્યો છે. મહારાષ્ટ્રના વૈષ્ણવધર્મમાં સંસ્કૃતભાષામાં ઉપદેશ કરનાર આચાર્યોને બદલે લોકભાષામાં ઉપદેશ ગાનારા સંતો બહુ થયા છે. એ સંતો પણ મોટે ભાગે શૂદ્રો છે. મહારાષ્ટ્રમાં વૈષ્ણવધર્મનો પ્રચાર પણ નીચલા વર્ણમાં વધારે છે. નામદેવ (ઈ. સ. ૧૨૭૦) અને તુકારામ (ઈ. સ. ૧૬૦૭) પણ તે વર્ગના જ છે.

પરંતુ મહારાષ્ટ્રના પ્રથમ સંત જ્ઞાનદેવ (વિ. સં. ૧૩૨૭)ની પરંપરા ઉપરથી જણાય છે કે, જ્ઞાનદેવના પિતાએ રામાનંદ પાસેથી કે તેમના શિષ્ય પાસેથી સંન્યાસદીક્ષા લીધી હતી. એટલે મહારાષ્ટ્રી સંતપ્રણાલીનું મૂળ પણ રામાનંદ સાથે જોડી શકાય છે. જોકે, બીજી બાજુ જ્ઞાનદેવના પ્રપિતામહે ગોરખનાથ પાસેથી દીક્ષા લીધી હતી એમ કહેવાય છે. ગોરખનાથ તે સુપ્રસિદ્ધ મત્સ્યેન્દ્રનાથના શિષ્ય. ગોરખનાથના શિષ્ય ગહિનીનાથે જ્ઞાનદેવના ભાઈ નિવૃત્તિનાથને દીક્ષા આપી હતી. આમ જ્ઞાનદેવ ઉપર નાથસંપ્રદાયની અસર માનવી પડે. જ્ઞાનદેવ પોતે પણ ભગવાન શંકર–મત્સ્યેન્દ્રનાથ–ગોરખનાથ –ગહિનીનાથ–નિવૃત્તિનાથ અને નિવૃત્તિનાથના શિષ્ય પોતે, એવી પરંપરા આપે છે. એ નાથ લોકો ક્યાં ક્યારે થઈ ગયા તે અત્યારે જાણી શકાતું નથી.

ગુજરાતમાં તો ઘણા પ્રાચીન કાળથી શ્રીકૃષ્ણપૂજા પ્રચલિત હોય એમ લાગે છે. એનું એક કારણ કદાચ એ હોય કે, શ્રીકૃષ્ણની પોતાની રાજધાની ગુજરાત (દ્વારિકા) માં હતી. ઈ. સ. પૂ. બીજા ત્રીજા સૈકામાં ગુજરાતની નજીકના મેવાડમાં વૈષ્ણવમંદિર હોવાનો પુરાવો મળે છે. ઈ. સ. પાંચમા સૈકામાં ગુપ્તરાજાઓનું સૌરાષ્ટ્ર ઉપર સામ્રાજ્ય હતું; અને તે રાજાઓ 'પરમભાગવત' હતા, એ આપણે જાણીએ છીએ. ઈ. સ. ૪૫૬માં ગિરનાર પાસેના સુદર્શન તળાવના સમારકામ વખતે ચક્રપાલિત એક વૈષ્ણવ મંદિર બંધાવ્યાનો પણ ઉલ્લેખ કરે છે.

**ગુજરાતમાં વૈષ્ણવધર્મ**

શ્રીમદ્‌ભાગવતનો પ્રચાર ગુજરાતમાં જૂના સમયથી સારી પેઠે થયેલો લાગે છે. મૂળરાજ પહેલાએ[1] ભાગવતની ૧૧૦૮ સુંદર પ્રતિઓ લખાવીને શ્રીસ્થળના બ્રાહ્મણોને દાનમાં આપી હતી, એમ કહેવાય છે. ઈ. સ. ૧૩૯૮માં શ્રીધરકવિએ ભાગવતના દશમસ્કંધનો ગુજરાતી અનુવાદ કર્યો છે. ઈ. સ. ૧૩મા–૧૪મા સૈકામાં જયદેવ કવિનું ગીતગોવિંદ ગુજરાતમાં સારી પેઠે જાણીતું થયું હોય તેવું, ઈ. સ. ૧૨૯૨ના સારંગદેવના તામ્રપટમાં ટાંકેલા ગીતગોવિંદના એક શ્લોક ઉપરથી જણાય છે. ૧૬મા શતકમાં તો ગીતગોવિંદનો ગદ્ય અનુવાદ પણ ગુજરાતીમાં થઈ ગયો હતો. બિલ્વમંગળ (ઈ. સ. ૧૩મું સૈકું) ના ગ્રંથોની ૧૫ મા શતકની સચિત્ર પોથીઓ પણ ગુજરાતમાંથી મળી આવી છે. બારમા શતકમાં થયેલા હેમચંદ્ર પોતાના વ્યાકરણમાં રાધાકૃષ્ણના ઉલ્લેખોવાળી પ્રાકૃત

---

૧. "વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ" પા. ૩૬૪.

ગાથાઓ ટાંકે છે. એટલે જયદેવની પહેલાં પણ રાધાકૃષ્ણની પ્રીતિ ગુજરાતના કવિઓએ અપભ્રંશમાં ગાઈ હોય એમ સમજાય છે. ગુજરાતના આદિ કવિ વૈષ્ણવ નરસૈંયાએ ભાગવત અને જયદેવના ગીતગોવિંદમાંથી સારી પેઠે પ્રેરણા મેળવી છે. જયદેવનો તો તે નામ દઈને ઉલ્લેખ કરે છે. શુકદેવનો ઉલ્લેખ પણ ભાગવતના ઉપદેશનાર તરીકે જ હશે. નરસિંહમહેતા પ્રેમલક્ષણા ભક્તિના કવિ છે.

તે જ અરસામાં ભાલણે દશમસ્કંધનો અનુવાદ કર્યો છે. પરંતુ તે કવિ મુખ્યત્વે રામભક્ત હોય એમ લાગે છે. ૧૫મા શતકના બીજા એક કવિ કેશવદાસે પણ દશમસ્કંધ ગુજરાતી કવિતામાં ઉતાર્યો છે. આ જ અરસામાં (ઈ. સ. ૧૪૮૫) ભીમ કવિએ ભાગવતની અનુક્રમણિકારૂપ બોપદેવકૃત 'હરિલીલાષોડશકલા'નો સિદ્ધપુરમાં અનુવાદ કર્યો છે. પછી તો અનેક નાના મોટા લેખકોએ પૌરાણિક કથાઓને ગુજરાતી પદ્યમાં ઉતારવાના પ્રયત્ન કર્યા છે, અને તેમાં હરિવંશ, ભાગવત વગેરે વૈષ્ણવ પુરાણોનો ખૂબ ઉપયોગ કર્યો છે.

જુદા જુદા વૈષ્ણવ સંપ્રદાયોમાંથી રામાનુજસંપ્રદાયના ચારસો પાંચસો વર્ષ ઉપર લખાયેલા ગ્રંથો ગુજરાતમાં મળ્યા છે. તેથી તે સંપ્રદાયનો ગુજરાતમાં પ્રચાર જૂના વખતથી હોય એમ લાગે છે. આજે પણ વડોદરા, ડભોઈ, અમદાવાદ, સુરત, જૂનાગઢ, બીલખા વગેરે સ્થળોએ તે સંપ્રદાયના અનુયાયીઓ કે મંદિરો મોજૂદ છે.

રામાનુજ પછી નિંબાર્ક સંપ્રદાયના ગ્રંથો પણ ગુજરાતના ભંડારોમાંથી મળી આવ્યા છે. તે જ પ્રમાણે મધ્વના ગ્રંથોનું પણ છે. દરજી, ગરાસિયા, પાટીદાર વગેરેમાં

હજુ પણ મધ્વાનુયાયીઓની ઠીક સંખ્યા છે. પરંતુ ગુજરાતમાં સૌથી વધારે પ્રચલિત સંપ્રદાય તો વલ્લભાચાર્યનો છે. વલ્લભાચાર્ય પોતે અનેક વાર ગુજરાતમાં આવ્યા હતા. ભાગવત, ગીતગોવિંદ કે નરસિંહ વગેરેનાં ભક્તિકાવ્યોએ વૈષ્ણવભક્તિનો માર્ગ ગુજરાતમાં સ્થાપિત કરી જ દીધો હતો; તેનો લાભ વલ્લભાચાર્યને ખૂબ પ્રમાણમાં મળ્યો છે. આજે તો ગુજરાતમાં વૈષ્ણવ એટલે વલ્લભાનુયાયી એવો જ અર્થ થાય છે.

*　　　*　　　*

વલ્લભાચાર્ય ભાગવતને વેદ–ગીતા–બ્રહ્મસૂત્ર જેટલું જ બલકે સૌથી પણ વધુ પ્રમાણભૂત ગણે છે. અને તેમની

**ભાગવત–માહાત્મ્ય**

સાંપ્રદાયિક અસર શરૂ થતા પહેલાં પણ ભાગવતે ગુજરાતમાં પોતાનું પ્રધાન સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું, તે આપણે ઉપર ભાગવતધર્મના ટૂંક ઇતિહાસમાં જોઈ આવ્યા. અન્ય પુરાણોએ પણ ભાગવતનું માહાત્મ્ય મુક્તકંઠે સ્વીકાર્યું છે. પદ્મપુરાણમાં ગૌતમ અને અંબરીષના સંવાદ પ્રસંગે કહ્યું છે કે :

"હે અંબરીષ ! તું સંસારનો નાશ ઇચ્છતો હોય, તો શુકદેવજીના કહેલા 'ભાગવત'નું નિત્ય શ્રવણ કર; તેમ જ સ્વમુખે પણ તેનો પાઠ કર; ભલે પછી તે એક શ્લોક જેટલો હોય, અર્ધો શ્લોક જેટલો હોય કે એક પદ પૂરતો જ હોય. જે ઘરમાં 'ભાગવત ગ્રંથ' છે, તે ઘરમાં સાક્ષાત્ હરિ સદા વિરાજમાન છે એમ જાણવું.

"સર્વ પુરાણોમાં ભાગવત પુરાણ શ્રેષ્ઠ છે; કારણ કે તેને વાક્યે વાક્યે ઋષિઓએ અનેક પ્રકારે શ્રીહરિની જ સ્તુતિ કરી છે. તે પુરાણ બ્રહ્મસૂત્રના અર્થરૂપ છે, મહાભારતના તાત્પર્યરૂપ છે, ગાયત્રીમંત્રના ભાષ્યરૂપ છે, તથા વેદો (ઉપનિષદો)ના જ વિસ્તારરૂપ છે."

પરંતુ, ભક્તિની જેમ ભાગવતને પારખવા માટે બીજાઓના અભિપ્રાયો કામ નથી આવતા. વાનીનો સ્વાદ તેને ચાખ્યાથી જ જણાઈ આવે, એ ભક્તિ માટે તો સાચું જ છે. આ ગ્રંથ માટેનો મારો અનુભવ કહું એ ક્ષમ્ય કરો તો, જેટલા દિવસ આ પવિત્ર ગ્રંથના સેવનમાં આ અનુવાદને નિમિત્તે ગયા છે, તેટલા દિવસ કોઈ અનેરા આનંદમાં ગયા છે. અને એ અનુભવ સૈકાથી આપણા પૂર્વજોનો છે. એ જ આનંદ યુગો સુધી વહો. ભાગવતનું આ નવું સંસ્કરણ એ જ આશાએ કર્યું છે. તે આશા ફળો.

# શ્રીમદ્ભાગવત

ખંડ ૧લો

## પ્રથમ મન્વંતર

# મંગલાચરણ

જેનાથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે, જે સર્વ પદાર્થોમાં કારણસ્વરૂપે વ્યાપી રહેલા હોવા છતાં સર્વથા પર છે, જે સર્વજ્ઞ છે, સ્વપ્રકાશ છે, મોટા મોટા સૂરિઓ પણ જે જ્ઞાન પ્રાપ્ત કરવામાં મૂઢ બની જાય છે તે જ્ઞાન આદિકવિ બ્રહ્માના હૃદયમાં જેણે પ્રકાશિત કર્યું છે, તથા જેની અંદર આ ત્રિગુણાત્મક સૃષ્ટિ મિથ્યા ભાસી રહી છે છતાં જેના નિત્ય પ્રકાશને કશું આવરણ થતું નથી, એવા પરમસત્યસ્વરૂપ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ. [૧]

આ ગ્રંથમાં મત્સરરહિત સત્પુરુષોના કપટરહિત ધર્મ કહેલો છે. ત્રણે તાપોને નિર્મૂળ કરી કલ્યાણ આપનાર પારમાર્થિક વસ્તુ, એ આ ગ્રંથનો વિષય છે. મહામુનિ શુકે કહેલ આ ગ્રંથ સેવનારને પછી અન્ય ગ્રંથો વિચારવાની જરૂર રહેતી નથી. કારણ, આ ગ્રંથ સાંભળવાની ઇચ્છાવાળા સદાચારી શ્રોતાઓના હૃદયમાં તરત જ ઈશ્વરતત્ત્વ સ્થિર થાય છે. [૨]

આ ગ્રંથ વેદરૂપી કલ્પવૃક્ષના અમૃતરસયુક્ત ફળ સમાન છે. હે મુમુક્ષુઓ! તમે મોક્ષપ્રાપ્તિ થતાં સુધી તેને નિરંતર સેવો! [૩]

# ૧

# વ્યાસજી અને નારદમુનિ

એક દિવસ વ્યાસજી સૂર્યના ઉદય થયે સરસ્વતી નદીના જળમાં સ્નાનાદિ કરી, પવિત્ર થઈ, એકાંતમાં બેઠા હતા. તે વખતે તેમને વિચાર આવ્યો. કે, હવે પછી આવનારા સમયમાં કાળના બળથી લોકોનાં શરીરાદિની શક્તિ ઘટતી જવાની છે; તેમ જ તેમનાં ચિત્ત પણ અશ્રદ્ધાળુ, સત્ત્વહીન, વિપરીત બુદ્ધિવાળાં તથા દુર્ભાગી થવાનાં છે. માટે સર્વ વર્ણો અને આશ્રમોને હિતકર હોય એવા ઉપાયો લોકોને દર્શાવી દીધા હોય તો સારું. [૪/૧૫-૮]

તેમણે જોયું કે, વૈદિક કર્મ પ્રજાઓને શુદ્ધ કરનારું છે, પરંતુ ભવિષ્યમાં થનારા મંદ બુદ્ધિવાળા પુરુષો વેદને પૂર્વ સ્વરૂપે ધારણ કરી શકશે નહિ. તેથી તેઓ પણ સુગમતાથી વેદને ધારણ કરી શકે, તે માટે તેમણે વેદને વ્યવસ્થિત કર્યો, એકને બદલે તેના ચાર વિભાગ કર્યા. વળી ત્રણ વર્ણોમાં પણ જેમને વેદ સાંભળવાનો અધિકાર નથી તેવા અધમ પુરુષો તેમ જ સ્ત્રીઓને તથા ચતુર્થ વર્ણરૂપ શૂદ્રોને યજ્ઞકર્મો દ્વારા [સ્વર્ગાદિરૂપ] કલ્યાણ પ્રાપ્ત કરવું શકય ન હોવાથી,

તેમને અર્થે, તેઓ આચરી શકે તેવા ધર્માદિના વર્ણનવાળું મહાભારત નામે આખ્યાન રચ્યું; તથા તેમાં અન્ય પ્રકારે વેદોનો જ અર્થ[૧] પ્રકટ કર્યો. [૪/૧૯-૨૫]

આટલું કરવા છતાં તેમને કાંઈક ઊણપ લાગવા માંડી, અને તેમનું ચિત્ત સંતોષ પામ્યું નહિ. લોકોને ખાસ ઉપયોગી એવી કશી અગત્યની વસ્તુ બતાવવાની બાકી રહી જાય છે, એવો ખ્યાલ તેમના ચિત્તમાં વારંવાર આવવા લાગ્યો. [૪/૩૦-૧]

એવામાં બ્રહ્માના પુત્ર નારદજી ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. વ્યાસે પોતાની મૂંઝવણ તેમને કહી સંભળાવી. એટલે નારદજીએ તેમને તરત જ જવાબ આપ્યો :—

"હે મુનિ! તમે પરમ તત્ત્વ પરમાત્માની ભક્તિ વિષે લગભગ કશું જ બતાવ્યું નથી. વેદોક્ત ધર્માદિના જ્ઞાન વડે પણ પરમાત્મા પ્રત્યે ભક્તિ પ્રાપ્ત ન થાય, તો તે નિરર્થક જ છે. એટલે ધર્માદિ પુરુષાર્થોનું વર્ણન કરવાની સાથે પરમાત્મા ભગવાન પ્રત્યે ભક્તિનો મહિમા ન ગાવાથી, તમારું કામ અધૂરું રહ્યું છે. તમે સ્વભાવથી જ રાગાસક્ત મનુષ્યો માટે નિંદ્ય કામ્ય કર્મોનો વેદમાર્ગ જ પ્રસિદ્ધ કરીને મોટી ભૂલ કરી છે. કારણ કે તે વાક્યોને આધારે 'એ જ ધર્મ છે' એમ માની બેઠેલાં મનુષ્યો તેમાંથી નિવૃત્તિને ઇચ્છશે જ નહિ, અને સર્વ કોઈ તે કામ્ય પ્રવૃત્તિમાં જ મચ્યાં રહેશે. [૫/૮-૧૫]

"વળી સર્વ ક્રિયાઓની નિવૃત્તિ દ્વારા અપાર એવા પરમાત્માના નિર્વિકલ્પક સુખાત્મક સ્વરૂપને કોઈ વિચક્ષણ એવો

૧. એટલે કે કર્મમાર્ગ–પ્રવૃત્તિમાર્ગ.

વિરલ પુરુષ જ પ્રાપ્ત કરી શકે. માટે તમે તો દેહાભિમાનવાળાં અને ગુણોથી પ્રવૃત્તિ કરી રહેલાં મનુષ્યોને ભગવાનની ભક્તિનો જ માર્ગ ઉપદેશો. કારણ કે, તે માર્ગ જ બધાંને માટે સહેલો તેમ જ જોખમ વિનાનો છે. તે માર્ગમાં અપૂર્ણ રહેનાર કે તેમાંથી ભ્રષ્ટ થનારનું પણ કશું અહિત થતું નથી. [૫/૧૬-૭]

"વેદોક્ત સ્વધર્મનું યથાવિધિ સંપૂર્ણ પાલન કરનારને પણ ભગવાન પ્રત્યે ભક્તિ ન પ્રગટી, તો તેને વાસ્તવિક ફળ શું મળ્યું? તેના વડે તે ઉપર–નીચે એમ અનેક ઉચ્ચ–નીચ યોનિઓ પ્રાપ્ત કરે, અને તુચ્છ વિષયસુખ ભોગવે; પણ તેથી તેને કશું પારમાર્થિક ફળ પ્રાપ્ત થાય નહીં. પરંતુ ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરનાર મનુષ્ય કદી નીચ યોનિમાં જાય, તોપણ તેને રસ લેવા યોગ્ય વસ્તુમાં રુચિ પ્રાપ્ત થયેલી હોઈ, તે તેમાં જ લીન રહે છે, અને અંતે મુખ્ય ફળ પ્રાપ્ત કરે છે. માટે તમે ભગવાનની ભક્તિનો માર્ગ લોકોમાં પ્રચાર પામે તેમ કરો. કારણ કે છેવટે તો તપ, શાસ્ત્રાધ્યયન, યજ્ઞયાગાદિ, વિવેકજ્ઞાન કે દાનનું એક માત્ર અવિનાશી ફળ ભગવાનની ભક્તિ જ છે. [૫/૧૭–૨૨]

"મારો પોતાનો જ દાખલો લો. પૂર્વજન્મમાં હું એક દાસીનો પુત્ર હતો. એક વખત વર્ષાકાળમાં મારા માલિકને ત્યાં કેટલાક સંત પુરુષો ચાતુર્માસ રહેવા માટે આવ્યા. તેમના નાના–મોટા કામકાજને અર્થે મને તેમની તહેનાતમાં મૂકવામાં આવ્યો. હું પણ નાનો હતો છતાં રમતગમતનો ત્યાગ કરી, ઝાઝું બોલ્યા વિના, જિતેન્દ્રિયપણે, એકમનથી તેમની સેવા કરવા લાગ્યો. મારી આવી એકનિષ્ઠ સેવા જોઈ, તે મહાપુરુષો પણ મારા ઉપર પ્રસન્ન રહેતા અને મને વધ્યુંઘટ્યું ખાવાનું

આપતા. આ પ્રમાણે સંતપુરુષોની સેવા કરતાં કરતાં મારા ચિત્તની અશુદ્ધિ દૂર થતી ગઈ, અને તેઓ નિરંતર પરમાત્માનું જે ભજન–કીર્તન કરતા, તેમાં મને રુચિ થવા લાગી. તે બધું પ્રીતિપૂર્વક સાંભળ્યા કરવાથી ધીમે ધીમે આપોઆપ સ્ફુરેલી શ્રદ્ધા વડે મને ભગવાનમાં પણ પ્રીતિ પ્રાપ્ત થતી ગઈ, અને મારી વૃત્તિ નિરંતર ભગવાનમાં જ લીન રહેવા લાગી. એમ થતાં છેવટે હું, 'આ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીર પરબ્રહ્મરૂપ મારા વિષે મેં અવિદ્યાથી જ કલ્પેલું છે' એમ જોવા લાગ્યો. [૫/૨૨–૭]

"હે મહામુનિ! એ પ્રકારનું વિવેકજ્ઞાન પ્રાપ્ત થતાં, રજોગુણ તથા તમોગુણનો નાશ કરનારી નિર્મળ ભક્તિ મને પ્રાપ્ત થઈ. પછી મારી યોગ્યતા જોઈ, પેલા સંતોએ જતી વખતે મને ભગવાનવિષયક અતિ ગુહ્ય જ્ઞાન કહ્યું. તેને પ્રતાપે જગતના સ્રષ્ટા ભગવાનનો મહાપ્રતાપ મેં જાણ્યો. તેને જાણવાથી મુનિઓ પરમાત્મપદને પામે છે. [૫/૨૮-૩૧]

"હે બ્રહ્મન્! ભગવાનમાં જ સર્વ વૃત્તિઓનું અને સર્વ કર્મોનું સમર્પણ[૧], એ આ સંસારમાં ત્રિવિધ તાપનું નિવારણ કરનાર એકમાત્ર ઔષધ છે. તેના વડે ચિત્ત તત્કાળ શુદ્ધ થાય છે, એમ વિદ્વાનો કહે છે. માટે, હે અનેકશાસ્ત્રને જાણનાર વ્યાસમુનિ! તમે ભગવાનની ભક્તિનું જ વર્ણન કરો. સાંસારિક દુઃખોથી વારંવાર પીડાતાં પ્રાણીઓના ક્લેશની

૧. અર્થાત્ ભગવાનમાં જ પ્રીતિ, અને તેમણે ઉપદેશેલાં છે કે સોંપેલાં છે માટે કરવાં જોઈએ એ માન્યતાથી ધર્મપ્રાપ્ત કાર્યો કરવાં તે. [શ્લો. ૩૬]

શાંતિ બીજા કોઈ ઉપાયથી થતી હોય એમ વિદ્વાનો માનતા નથી. [૫/૩૨-૪૦]

" હે સદાચારી વ્યાસજી ! હું પોતે ભગવાનનું ભજન કર્યા કરું છું, તેથી જાણે હાંક મારી બોલાવ્યા હોય તેમ ભગવાન મારા ચિત્તમાં સત્વર પ્રગટ થાય છે. ભગવાનનું ભજન એ જ વિષયભોગોની ઇચ્છાથી વારંવાર વ્યગ્ર બની જતા ચિત્તવાળાં મનુષ્યો માટે સંસારસમુદ્રમાં નૌકારૂપ છે. કામ તથા લોભથી હણાયેલું મન ભગવાનની સેવાથી જેવું સાક્ષાત્ શાંત થાય છે, તેવું યમાદિ યોગમાર્ગોનું વારંવાર સેવન કરવાથી પણ થતું નથી." [૬/૩૪-૬]

આટલું કહી નારદમુનિ ચાલતા થયા. પછી વેદવ્યાસે પણ પોતાના મનને ભક્તિયોગ દ્વારા નિર્મળ કરી નિશ્ચલ કર્યું; એટલે તેમને ઈશ્વરનું અને તેમના આશ્રયે રહેલી માયાનું દર્શન થયું. તે માયા વડે મોહિત થયેલો જીવ, પોતે ત્રણ ગુણોથી રહિત હોવા છતાં પોતાને ત્રિગુણાત્મક માને છે, તથા તે ગુણોએ જ કરેલા કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ અનર્થોને પોતામાં આરોપે છે. ભગવાન વિષે ભક્તિયોગ જ તે બધા અનર્થોનો નાશ કરે છે, એ બાબતનો વ્યાસે તત્ક્ષણ મનમાં નિશ્ચય કરી લીધો. પછી તે વસ્તુ ન સમજનારાં સર્વ પ્રાણીઓને અર્થે તેમણે 'श्रीमद्भागवत' નામની સંહિતા રચી. તેનું શ્રવણ કરતાં જ મનુષ્યને શોક-મોહ-ભયનો નાશ કરનાર પરમ ભક્તિ પ્રાપ્ત થાય છે. એ ભાગવતસંહિતા વ્યાસમુનિએ પછી પોતાના પુત્ર શુકદેવને ભણાવી. [૭/૩-૮]

શુકદેવે એ જ સંહિતા પરીક્ષિતરાજાને અનેક મુનિઓ વગેરેના સાન્નિધ્યમાં કહી સંભળાવી, અને જગતમાં પ્રસિદ્ધ કરી.

૨

# શુકદેવ અને પરીક્ષિત

મહાભારતનું યુદ્ધ પૂરું થયે યુધિષ્ઠિર રાજગાદીએ આવ્યા અને ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરવા લાગ્યા. પરંતુ તેમના રાજ્યકાળના છેવટના ભાગમાં તેમને દેખાયું કે, ઋતુધર્મો પલટાવા લાગ્યા છે, અને મનુષ્યોનાં મન ક્રોધ, લોભ તથા અસત્યથી મેલાં થવા લાગ્યાં છે; તેઓની આજીવિકા પાપભરેલી થવા લાગી છે; તેમનો વ્યવહાર કપટપૂર્ણ તથા તેમની મિત્રતા પણ શઠતાવાળી થઈ ગઈ છે; સગાંસંબંધીઓમાં પણ ક્લેશ દેખાવા લાગ્યો છે; પિતા કન્યાને વેચવા લાગ્યા છે, પુત્ર માતપિતાની ઉપેક્ષા કરવા લાગ્યા છે; બ્રાહ્મણો વેદથી રહિત થઈ ગયા છે; અને શૂદ્રો[1] વેદાંતવાદી થવા લાગ્યા છે. [૧૪/૩-૫]

તે અરસામાં કૃષ્ણ સાથે દ્વારકા ગયેલો અર્જુન પડી ગયેલે મુખે પાછો આવ્યો. તેની નિસ્તેજ સ્થિતિ જોઈ અનેક આશંકાઓથી વ્યાકુળ બની યુધિષ્ઠિર તેને પૂછવા લાગ્યા :

---

૧. અર્થાત્ અંતિમ જ્ઞાન અને તેને અનુરૂપ આચારોને માટે તદ્દન બિનઅધિકારી એવા તમામ લોકો.

"દ્વારકામાં બધાં ક્ષેમકુશળ તો છે ને ? તું આવો ઝીલો કેમ દેખાય છે ? તું ત્યાં લાંબો સમય રહ્યો તેથી તારું અપમાન થયું છે ? કે કોઈ યાચકને આપેલું વરદાન તું પૂરું કરી શક્યો નથી ? કોઈ શરણાગતનો તેં ત્યાગ તો નથી કર્યો ? કોઈ અગમ્ય સ્ત્રી સાથે તેં વ્યભિચાર કર્યો છે ? તારાથી હલકા અથવા તારી બરોબરનાએ તારો પરાજય કર્યો છે ? કે વૃદ્ધો અને બાળકોને પડતાં મૂકી ભોજન કરી લીધા જેવું કોઈ નિંદ્ય કર્મ તેં આચર્યું છે ? તારી આવી દશા શાને થઈ છે ?" [૧૪/૩૯-૪૪]

આમ જ્યારે રાજાએ વારંવાર પૂછ્યું, ત્યારે અર્જુને મહાકષ્ટે જવાબ આપ્યો :

"યાદવો દારૂ પીને, મદોન્મત્ત થઈ, અંદર અંદર કપાઈ મૂઆ છે; શ્રીકૃષ્ણે દેહત્યાગ કર્યો છે; અને તેમની સોળ હજાર સ્ત્રીઓને લઈને હું આવતો હતો ત્યારે રસ્તામાં દુષ્ટ ગોવાળો મારો પરાજય કરી તેમને પડાવી ગયા છે." [૧૪/૨૦]

આ બધા સમાચારોથી યુધિષ્ઠિરનું મન અતિ ખિન્ન થઈ ગયું. પછી વિચાર કરીને અભિમન્યુના પુત્ર પરીક્ષિતને રાજગાદી સોંપી, તે પોતાના ભાઈઓ સાથે હિમાલય તરફ ચાલતા થયા.[1] [૧૫/૩૬-૫૧]

૧. દ્રૌપદી સાથે ગઈ એવો સ્પષ્ટ ઉલ્લેખ ભાગવતમાં નથી. તેમાં માત્ર એટલું જ છે : "દ્રૌપદી પણ પોતા પ્રત્યે પોતાના પતિઓની આવી ઉપેક્ષાબુદ્ધિ જોઈ, ભગવાન વિષે એકાગ્ર બુદ્ધિવાળી થઈ." [૧૫/૫૦]

યુધિષ્ઠિરે જતા પહેલાં શ્રીકૃષ્ણના વંશજ (અનિરુદ્ધના પુત્ર) વજ્રને શૂરસેન દેશની ગાદી સોંપીને તેનો મથુરામાં રાજ્યાભિષેક કર્યો હતો. [૧૫/૩૯]

આ પરીક્ષિત જ્યારે તેની માતા ઉત્તરાના ગર્ભમાં હતો, ત્યારે અશ્વત્થામાએ પાંડવોને અને તેમના વંશને નિર્મૂળ કરવા ખાતર છોડેલા બ્રહ્માસ્ત્રમાંથી તેને તેમ જ પાંડવોને શ્રીકૃષ્ણે જ બચાવ્યા હતા. પાંડવોના પાંચ પુત્રોનો તો અશ્વત્થામાએ ત્યાર અગાઉ એક અંધારી રાતે વધ કર્યો હતો. એટલે પરીક્ષિત જ પાંડવોનો એકમાત્ર વંશજ હતો. [૭-૮]

પરીક્ષિત રાજા કુરુજાંગલ દેશમાં યથાવિધિ પ્રજાઓનું પાલન કરવા લાગ્યો. પરંતુ તેના જોવામાં આવ્યું કે, કલિયુગે દેશમાં મારી પેઠે પગપેસારો કર્યો છે. આથી આખા દેશમાં ફરીને કલિયુગનો નિગ્રહ કરવા માટે તે રાજા જાતે ભ્રમણ કરવા નીકળ્યો. [૧૬/૧૧-૨]

તેણે જોયું કે, સર્વત્ર તપ, શૌચ, દયા અને સત્ય એ ચાર પગવાળા ધર્મની બહુ બૂરી વલે થઈ હતી. [૧૭/૨૪] તપ, શૌચ અને દયાનું તો નામ જ રહ્યું નહોતું. સત્યનું આચરણ પણ પાંગળું થઈને માંડ માંડ પ્રવર્તતું હતું.[1] રાજાઓ નર્યા ધર્મહીન થઈ ગયા હતા; અને પ્રજાઓ નૂર વિનાની, દૂબળી, ભૂખે મરતી તથા રાંક બની ગઈ હતી. શૂદ્ર જેવા તે રાજાઓ, અસહાય પ્રજાઓને બળજબરીથી લૂંટીને ધન પડાવવાનું સાધન જ સમજતા હતા; પરંતુ તેમના પ્રત્યેના પોતાના કર્તવ્યની બાબતમાં તો તેઓ સાવ ઉદાસીન જ હતા. [૧૭/૩-૪]

૧. કારણ કે અસત્યને પણ પ્રતિષ્ઠિત થવા માટે સત્યનો આધાર તો જોઈએ. સદંતર અસત્ય ઉપર તો કોઈ સમાજનો વ્યવહાર જ નભી ન શકે.

વળી તે રાજાએ જોયું કે, યજ્ઞાદિ ક્રિયાઓનો અભાવ થવાથી સમાજ તેમ જ પ્રકૃતિ બંનેમાં અવ્યવસ્થા ઉત્પન્ન થઈ હતી: વૃષ્ટિ બરાબર થતી નહોતી, પતિઓ સ્ત્રીઓનું તથા સંતતિનું રક્ષણ કરતા નહોતા, બ્રાહ્મણોમાંથી વિદ્યા લુપ્ત થઈ ગઈ હતી, અને તેઓ અધર્મી રાજાની સેવા વડે જ આજીવિકા કરતા હતા. ક્ષત્રિયો દેશનું રક્ષણ કરવાને બદલે તેનું ભક્ષણ કરતા હતા, અને લોકો પણ સ્થળકાળ વિચાર્યા વિના ગમે તેમ આહાર, વિહાર અને મૈથુન કરતા વિચરતા હતા. [૧૬/૨૧-૩]

—દેશમાંથી સત્ય, શૌચ, દયા, ક્ષમા, ત્યાગ, સંતોષ, સરળતા, શમ, દમ, તપ, સમભાવ, તિતિક્ષા, ઉપરતિ, શાસ્ત્રજ્ઞાન, તત્ત્વજ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, તેજ, બલ, સ્મૃતિ, સ્વાતંત્ર્ય, કુશળતા, કાન્તિ, ધૈર્ય, મૃદુતા, પ્રતિભા, વિનય, શીલ, ઓજસ્વિતા, ભાગપ્રાપ્તિ,[1] ગંભીરતા, સ્થિરતા, આસ્તિકતા, કીર્તિ, માન અને અહંકારરહિતપણું — આ બધા ગુણો અને તેમના ફળરૂપે લક્ષ્મી, જાણે વિલય પામ્યાં હતાં; અને તેથી દેવો, પિતૃઓ, ઋષિઓ, સંતો, સર્વ વર્ણો અને આશ્રમો પણ શોકને પાત્ર થઈ ગયા હતા. [૧૬/૨૬-૩૨]

—તત્ત્વવેત્તાઓ ગણાતા લોકોમાં પણ નર્યો મતભેદ જ દૃષ્ટિએ પડતો હતો. પ્રાણીઓને ક્લેશનાં કારણો શાથી પ્રાપ્ત થાય છે, તે વિષે તેમનામાં કશો નિશ્ચય નહોતો. કુતર્કોથી આવૃત્ત થયેલા કેટલાક નાસ્તિકો શરીરને, કેટલાક દૈવને, કેટલાક કર્મને, કેટલાક સ્વભાવને અને કેટલાક ઈશ્વરને સર્વના હેતુભૂત

૧. મૂળ : 'भग'— ભોગાસ્પદત્વ. —ટીકા.

માનતા હતા. કેટલાક તે તત્ત્વને ન જાણી શકાય તેવું કે ન બતાવી શકાય તેવું કહીને તેની શોધ જ માંડી વાળતા હતા. [૧૭/૧૮-૨૧]

રાજાએ આ બધું જોઈને કળિયુગના નિગ્રહ કરવા ઘોર પરાક્રમ આદર્યું. તેણે પ્રથમ તો રાજાઓને સીધા કરવાના નિશ્ચય કર્યો. કારણ કે, રાજાઓ અધર્મી હોવાથી જ પ્રજામાં લોભ, અસત્ય, ચોરી, દુર્બળતા, સ્વધર્મત્યાગ, દરિદ્રતા, કપટ, કલહ અને દંભરૂપ અધર્મસમુદાય ચોતરફ પ્રસરે છે. તેટલું સિદ્ધ કર્યા બાદ તેણે લોકોમાં યજ્ઞક્રિયાઓ પુનઃ સ્થાપિત કરી, અને યજ્ઞમૂર્તિ ભગવાનનું પૂજન પ્રચારમાં આણ્યું. [૧૭/૩૨-૪]

પરીક્ષિત રાજા પોતાના નિશ્ચયમાં એટલો તો સફળ નીવડ્યો કે, છેવટે કળિયુગ જુગાર, મદિરાપાન, સ્ત્રીઓ, હિંસા અને સુવર્ણ એ પાંચ વસ્તુઓમાં અસત્ય, મદ, કામ, રજોગુણી હિંસા, અને વૈરરૂપે બાકી રહ્યો.[1] [૧૭/૩૮-૯]

આ બધું પતાવ્યા બાદ, એક વખત, તે રાજા મૃગયા માટે વનમાં ગયો હતો. ત્યાં મૃગો પાછળ દૂર સુધી દોડી

૧. એટલે કે જુગારાદિ પોતાની મેળે કળિયુગનાં સ્થાન નથી; પરંતુ તેમને અસત્યાદિપૂર્વક સેવવામાં આવે, તો જ તે કળિયુગને દાખલ થવાનાં દ્વાર બને છે. બાકી સુવર્ણાદિનો ન્યાય્ય તેમ જ મર્યાદિત ઉપયોગ તો સમાજના ધારણપોષણ માટે આવશ્યક છે. પરંતુ સુવર્ણ અને સ્ત્રી સાથે જુગાર અને મદિરાને પણ સ્થાન મળ્યું છે, એ તે વખતની ખાસિયત છે. ધર્મમૂર્તિ યુધિષ્ઠિર જેવા પણ જુગારને સેવતા જ; તેમ જ યાદવો જેવા શ્રીકૃષ્ણના અનુયાયીઓ અને તેમના ભાઈ બળરામ પોતે મદિરાના પરમભક્તો હતા, એ જાણીતી વાત છે.

દોડીને તે ઘણો થાકી ગયો અને તેને સખત તરસ લાગી. પરંતુ ક્યાંય કોઈ જળાશય તેના જોવામાં આવ્યું નહીં. પછી શોધતાં શોધતાં એક આશ્રમ તેની નજરે પડયો. તેમાં શમીક મુનિ ધ્યાનસ્થ બેઠા હતા. રાજાએ તેમની પાસે જઈ પાણી માગ્યું, પરંતુ મુનિએ તે સાંભળ્યું નહીં. આ જોઈ રાજા ખૂબ ગુસ્સે થઈ ગયો. સામાન્ય રીતે તેનામાં આવો ગુસ્સો કદી ઊભો થતો નહીં; પરંતુ શ્રમ તથા ભૂખ અને તરસના વેગથી વ્યાકુળ બનેલો હોવાથી, કાળબળે તે રાજા ભાન ભૂલી ગયો. 'આ મુનિ ક્ષત્રિયો પ્રત્યેની અવજ્ઞાથી જ વૃથા ઢોંગ કરી આંખો મીંચી રહ્યો છે', એવી શંકાથી તે રાજાએ એક મરેલો સર્પ ધનુષ્યની અણીથી ઉપાડીને તિરસ્કારપૂર્વક તે મુનિના ગળામાં પહેરાવી દીધો. પછી તે રાજા ત્યાંથી ચાલ્યો ગયો. [૧૮/૨૪-૩૧]

તે વખતે તે મુનિનો શૃંગી નામનો પુત્ર પોતાના મિત્રો સાથે ખેલતો હતો. તેને કોઈએ એ બધું કહી સંભળાવ્યું. તે છોકરો ઘણો ગરમ સ્વભાવનો હતો. તેણે ચિડાઈ જઈ, મિત્રોને પોતાનું બળ બતાવવા, તે વખતે પાણી હાથમાં લઈ પ્રતિજ્ઞા કરી કે, "આજથી સાતમે દિવસે મારા મિત્ર તક્ષક નાગને મોકલી હું તે રાજાનો નાશ કરાવીશ." શમીક મુનિએ જ્યારે પોતાના પુત્રની એ પ્રતિજ્ઞાની વાત સાંભળી, ત્યારે તેમણે તેના કૃત્યને પસંદ ન કર્યું. [૧૮/૩૨-૪૬]

આ તરફ રાજાને પણ નગરમાં ગયા બાદ તે ધ્યાનસ્થ મુનિના પોતે કરેલા અપમાનનું દુઃખ સાલવા લાગ્યું; અને પોતાના તે અપકૃત્યની ઉચિત શિક્ષા પોતાને થાઓ, એવું તે ઇચ્છવા લાગ્યો. તેવામાં તેણે શૃંગીએ લીધેલા

શપથની વાત સાંભળી.[1] એથી ખિન્ન થવાને બદલે કે તેમાંથી બચવાનો પ્રયત્ન કરવાને બદલે પોતાના જ અપકૃત્યનો પસ્તાવો કરતો તે રાજા, તે વસ્તુને હિતકર જ માની, પોતાના પુત્ર જનમેજયને ગાદીએ બેસાડી, પરલોકગમનની તૈયારી કરતો ગંગાકિનારે જઈ, ખાવાપીવાનું છોડી દઈ, ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો. [૧૯/૧-૭]

આ સાંભળી[2], કેટલાય ઋષિમુનિઓ તે રાજા પાસે જઈ પહોંચ્યા. રાજાએ અત્યંત હર્ષ પામી તેમનું પૂજન કર્યું તથા તેમને જણાવ્યું કે, 'શૃંગીએ જે શાપ આપ્યો છે, તેનું મને કાંઈ જ દુઃખ નથી. ઊલટું, મારા જેવા કર્માસક્ત મનુષ્યને તો પાસે આવેલા મરણની બીક જ ઘરની આસક્તિ-માંથી છોડાવી શકે. માટે મારી વિનંતી તો એટલી જ છે કે, તમે સર્વ હું મરું ત્યાં સુધી મારી પાસે રહો, અને મને ભગવાનની કથાઓ કહો; જેથી તેમને વિષે મારી પ્રીતિ થાય, અને અહીંથી જે જન્મમાં હું જાઉં ત્યાં સર્વ પ્રાણીઓ સાથે મારી મિત્રતા થાય.'[3] [૧૯/૧૩-૬]

રાજાનો આવો ઉદાત્ત ભાવ જોઈ, તે ઋષિઓએ તેના કથનનો સહર્ષ સ્વીકાર કર્યો અને તેના અંતકાળ સુધી તેની સાથે રહેવાનો નિશ્ચય કર્યો. [૧૯/૨૧]

હવે તે જ અરસામાં દૈવયોગે, વ્યાસપુત્ર શુકદેવજી પૃથ્વી ઉપર પર્યટન કરતા કરતા ત્યાં આવી ચડ્યા. તેમની અવસ્થા

---

૧. શમીક મુનિએ જ મોકલેલા શિષ્ય પાસેથી. — ટીકા.

૨. શ્રીધરસ્વામીની ટીકા પ્રમાણે. મૂળમાં એ શબ્દ નથી.

૩. એટલે કે, બીજા જન્મમાં કોઈની સાથે આવું વેર મારે ન થાય.

૧૬ વર્ષની જ હતી, તથા તે છેક દિગંબર અવસ્થામાં જ વિચરતા હતા. રાજાએ તેમના આગમનથી અતિ હર્ષિત થઈ તેમનું શ્રદ્ધાપૂર્વક પૂજન કર્યું, અને પોતાની વાત તેમને કહી સંભળાવીને અત્યંત વિનયપૂર્વક પૂછ્યું:

"હે મહામુનિ! સર્વથા મરણ પામવાની અણી ઉપર આવેલા મારા જેવા પુરુષનું શું કર્તવ્ય છે, તે આપ મને કહો. તેવા મનુષ્યે શું શ્રવણ કરવું જોઈએ, શું જપવું જોઈએ, શું આચરવું જોઈએ, શું સ્મરવું જોઈએ, કે શું ભજવું જોઈએ?" [૧૯/૨૪-૩૯]

[પ્રથમ સ્કંધ સમાપ્ત]

શ્રીશુકદેવજી રાજાના આવા કલ્યાણવિષયક પ્રશ્નથી અત્યંત પ્રસન્ન થયા; અને તેને અનુમોદન આપતા કહેવા લાગ્યા:

"હે રાજા! તેં કરેલો પ્રશ્ન અતિ ઉત્તમ છે, અને લોકોનું હિત કરનારો છે. સાંભળવા યોગ્ય સર્વ બાબતોમાં એ વસ્તુ જ શ્રેષ્ઠ છે. ઘરમાં આસક્ત રહેનારા ગૃહસ્થોને સાંભળવા યોગ્ય બાબતો અનેક છે; પરંતુ તેમનું આયુષ્ય રાત્રે નિદ્રા અને મૈથુનમાં તથા દિવસે ધન માટેના ઉદ્યમમાં અને કુટુંબના ભરણપોષણમાં જ ચાલ્યું જાય છે. [૧/૧-૪]

"હે ભરતવંશી રાજા! પ્રમાદથી શરૂઆતનાં અનેક વર્ષ વ્યર્થ ગયાં હોય, તોય અંતકાળે એક મુહૂર્ત પણ સાવધાન થવાય તો બહુ છે. કારણ કે, તેટલા સમયમાં પણ કલ્યાણનો પ્રયત્ન થઈ શકે છે. પૂર્વે ખટ્‌વાંગ નામે રાજા પોતાનું બે ઘડી આયુષ બાકી રહ્યું છે એમ જાણ્યા બાદ પણ

સર્વસ્વનો ત્યાગ કરી, અભયસ્વરૂપ શ્રીહરિને પામ્યો હતો.[૧] તારે તો હજુ સાત દિવસ જીવવાનું છે. તેટલા સમયમાં તું ઘણું સાધન કરી શકશે.

"હે રાજા! તેં જે પૂછ્યું કે, જેના અંતકાળ નજીક આવ્યો છે, તેવા પુરુષે શું કરવું જોઈએ, તેનો જવાબ એ છે કે, મનુષ્યે અંતકાળે વિવિધ વિષયો અને તેમનાં સાધનરૂપ સ્ત્રી, પુત્ર, ધન આદિમાં મમતા દૂર કરી, શુદ્ધ ચિત્તે પ્રણવમંત્ર ૐકારનો જપ કરતાં, શ્વાસ અને મનને વશ કરી, મૃત્યુનો ભય તજી, ચિત્તને પરમાત્મામાં જ લીન કરવું જોઈએ. કારણ કે. અંત સમયે પરમાત્મામાં લીન રહેવું એ મહાન લાભ છે. પરંતુ એમ ત્યારે જ બની શકે કે જ્યારે જીવનભર મનુષ્યે આત્મા-અનાત્માના વિવેકથી, અષ્ટાંગ યોગથી તથા સ્વધર્મમાં નિષ્ઠાથી શ્રીભગવાન વિષે પરમ ભક્તિ પ્રાપ્ત કરી હોય. [૧/૧૭-૮; ૧/૬]

૧. તે રાજાએ દેવોના પક્ષમાં રહી અસુરોને હરાવ્યા, એટલે દેવોએ તેને વર માગવા કહ્યું. તેણે પૂછ્યું કે, 'પ્રથમ મારું આયુષ કેટલું છે તે કહો.' તેમણે કહ્યું કે, 'હવે તારું આયુષ્ય બે ઘડી બાકી છે.' એટલે તે તરત પૃથ્વી પર પાછો આવતો રહ્યો, અને હરિનું સ્મરણ કરવા લાગ્યો. કારણ કે, તેણે અનુભવથી જોયું હતું કે સ્વર્ગાદિમાં દેવો પણ સુખી નથી, વસ્તુતાએ નિર્ભયપદ તો માત્ર શ્રીહરિનું જ છે.

વાયુપુરાણ ઉત્તરાર્ધ, અ૦ ૨૬માં આ ખટ્વાંગ તે રામચંદ્રનો પૂર્વજ દિલીપ છે એમ જણાવ્યું છે, તથા તેને માટે આ બીના જ જણાવી છે.

"પરંતુ, હે રાજા! મનુષ્યો વિવેકજ્ઞાનને અભાવે જીવનભર અતિ તુચ્છ અને નાશવંત એવાં વિષયસુખો ભોગવવામાં અને તેમનાં સાધનો પ્રાપ્ત કર્યાં કરવામાં જ લવલીન રહે છે, અને મનુષ્યજન્મ વૃથા ગુમાવે છે. [૧/૪] મનુષ્યે તો પ્રમાદનો ત્યાગ કરી, શું કરવા યોગ્ય છે અને શું પ્રાપ્ત કરવા યોગ્ય છે એનું જ્ઞાન પ્રાપ્ત કરી, તે અનુસાર પુરુષાર્થ કરવામાં તત્પર થવું જોઈએ. આ સમગ્ર જગતમાં આત્મારૂપ પદાર્થ જ સત્ય છે, તે જ ભજવા યોગ્ય છે, તે જ અવિનાશી છે, તથા તે જ નિશ્ચિત રૂપવાળો છે. તેનું સ્વરૂપ સમજવું, અને તેમાં લીન થવું, એ જ મનુષ્યનું પરમ કર્તવ્ય છે. અને એ જ તેનું પરમ કલ્યાણ છે. તેમ કરવાને બદલે મૂઢ મનુષ્યો દુષ્ટ વિષયોના ચિંતનમાં જ મૂઢ બની, સંસારરૂપી વૈતરણીમાં ત્રિવિધ દુઃખો અનુભવ્યા કરે છે. [૨/૬-૭]

"હે રાજા! વેદોનો કર્મમાર્ગ અર્થશૂન્ય તથા નામમાત્ર એવાં સ્વર્ગાદિ ફળોને પ્રાપ્ત કરાવનાર છે. સ્વપ્નમાં ભોગવેલા ભોગોથી વસ્તુતઃ જેમ કાંઈ તત્ત્વ પ્રાપ્ત નથી થતું, તેમ તે સ્વર્ગાદિના ભોગો ભોગવનારને કશો પરમાર્થ પ્રાપ્ત થતો નથી. વિવેકી પુરુષે તો નામમાત્ર એવા આ અસત્ય અને તુચ્છ ભોગ્ય પદાર્થોમાંથી જેટલાની પોતાના શરીરનિર્વાહ અર્થે જરૂર જણાય, તેટલાને માટે જ પ્રયત્ન કરવો જોઈએ; તેમ જ તેટલા પદાર્થોમાં પણ આસક્તિ કે સત્યબુદ્ધિ ઊભાં થવા દેવાં જોઈએ નહીં. તેમાંય વળી જે પદાર્થો અનાયાસે જ મળતા હોય, તેમને માટે નવો પરિશ્રમ કરવા ન જવું: પૃથ્વીરૂપી શય્યાથી ચાલતું હોય, તો રૂની તળાઈ માટે પ્રયત્ન ન કરવો;

વલ્કલથી ચાલતું હોય, તો વસ્ત્રોની ચિંતા ન કરવી; તથા પહાડની ગુફાથી ચાલતું હોય, તો ઘર શોધવાનો પ્રયત્ન ન કરવો. [૨/૨–૫]

"હે રાજા! તારી ઇચ્છા હોય, તો હું તને સર્વ વેદોતુલ્ય 'શ્રીમદ્ભાગવત' નામનું પુરાણ તારા આયુષના આ છેવટના દિવસોમાં કહી સંભળાવું. તેમાં પરમ તત્ત્વનું એવી રીતે વર્ણન કરેલું છે કે જેથી તે સાંભળનારમાં અનાયાસે જ વિવેકજ્ઞાનનો ઉદય થઈ, તેને પરમાત્મા વિષે નિષ્કામભક્તિ પ્રાપ્ત થાય અને પરમાત્મામાં તેવી ભક્તિ પ્રાપ્ત કરવી એ જ સર્વ પ્રાણીઓનું એકમાત્ર કર્તવ્ય છે. જ્ઞાનીઓના જ્ઞાનનું ફળ પણ તે જ છે; અને કલ્યાણનો માર્ગ પણ એ જ છે. તે પુરાણ હું મારા પિતા વ્યાસજી પાસેથી શીખ્યો છું." [૧/૮–૧૧]

શુકદેવમુનિને મુખેથી આ સાંભળતાં, પરીક્ષિત રાજાએ પણ પોતાનું અહોભાગ્ય માની, શ્રદ્ધાપૂર્વક તે મુનિને એ પરમ પુરાણ સંભળાવવા અત્યંત નમ્રતાથી વિનંતી કરી; તથા સર્વ પદાર્થોમાં જન્મોજન્મથી રૂઢ થતી આવેલી મમતાનો નિરોધ કર્યો. શ્રીશુકદેવમુનિએ પણ સર્વના કલ્યાણની કામનાથી પોતાની પાસે રહેલું તે જ્ઞાન તે પ્રસંગે પ્રગટ કર્યું. [૪/૧-૪]

કલિયુગની શરૂઆતમાં ધર્મ તથા જ્ઞાનના આધારરૂપ શ્રીકૃષ્ણ જ્યારે સ્વધામમાં પધાર્યા, ત્યારે કલિયુગમાં જેમની જ્ઞાનદૃષ્ટિ નાશ પામી છે, એવા લોકો માટે આ ભાગવત પુરાણરૂપી સૂર્ય ઉદય પામ્યો છે, એમ નિશ્ચય માનવું.*

---

* પ્રથમ સ્કંધ અ૦ ૩, શ્લો૦ ૪૫.

૩

# વિષય-દર્શન

૧

શ્રીશુકદેવજી કહે છે: જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ, તથા પૂજન લોકનાં પાપને તત્કાલ દૂર કરે છે, તે મંગળ યશવાળા પરમાત્માને મારા વારંવાર પ્રણામ હો. [૪/૧૪]

—વિવેકી પુરુષો જેમના ચરણનું શરણ લઈ, પોતાના ચિત્તમાંથી આ લોકની તથા પરલોકની આસક્તિ સર્વથા દૂર કરી શકે છે, અને અનાયાસે બ્રહ્મગતિનો સાક્ષાત્કાર કરે છે, તે કલ્યાણકીર્તિ પરમેશ્વરને મારાં પુનઃ પુનઃ વંદન હો. [૪/૧૬]

—તપસ્વીઓ, દાતાઓ, યશસ્વીઓ, યોગીઓ, મંત્રવેત્તાઓ કે સદાચારીઓ, પોતપોતાનાં કર્મોનું જેમને સમર્પણ કર્યા વિના કલ્યાણ સંપાદન કરી શકતા નથી, તે મંગળ યશવાળા પ્રભુને મારાં વારંવાર નમન હો. [૪/૧૭]

—ભીલ, હૂણ, યવન, ચાંડાળ, ભરવાડ વગેરે હલકી જાતિઓ તથા કંક વગેરે નીચ જાતિઓ પણ જે ભગવાનના ભક્તોનો આશ્રય લઈને શુદ્ધ થઈ જાય છે, તે મહાસમર્થ પરમાત્માને મારાં વંદન હો. [૪/૧૮]

—જે ભગવાન ધીર પુરુષો વડે આત્મારૂપે ઉપાસના કરવા યોગ્ય છે, સર્વના ઈશ્વર છે, વેદમય છે, ધર્મમય છે, તપમય છે અને સજ્જનોના સ્વામી છે, તે ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. [૪/૧૯]

—બ્રહ્મદેવના હૃદયમાં પૂર્વે જેમણે સ્મૃતિનો વિસ્તાર કર્યો, ત્યારે જ તેમના મુખમાંથી વેદરૂપી શ્રેષ્ઠ વાણી પ્રગટ થઈ હતી, તે જ્ઞાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. [૪/૨૨]

—સૌમ્ય પુરુષો જેમના મુખકમળના જ્ઞાનમય રસનું પાન કરે છે, તે અમાપ તેજવાળા વ્યાસભગવાનને પણ હું નમસ્કાર કરું છું. [૪/૨૪]

## ૨

હે રાજન્! આ ભાગવતમાં નીચેના દશ વિષયો વર્ણવેલા છે:

૧. સર્ગ: એટલે કે, પરમાત્મામાંથી પંચમહાભૂતાદિ તત્ત્વોની ઉત્પત્તિ.

૨. વિસર્ગ: એટલે કે, એ પંચમહાભૂતાદિ તત્ત્વો દ્વારા પોતપોતાનાં પૂર્વકર્મોને કારણે સ્થાવર-જંગમાદિ પ્રાણીઓની ઉત્પત્તિ.

૩. स्थान : એટલે કે, સર્જાયેલાં પ્રાણીઓનું સ્વાભાવિક ઇચ્છાનુસાર તથા શાસ્ત્રીય પ્રેરણાથી આજીવિકાદિની મર્યાદાઓ નિયત કરી વર્તવું તે.

૪. पोषण : એટલે કે, યુગે યુગે જગતના શત્રુઓના વિનાશપૂર્વક અવતારો દ્વારા થતું જગતનું રક્ષણ.

૫. ऊति : અવિદ્યાને લીધે જીવ દ્વારા કરાતાં કર્મ, જે આ જગતના સર્ગ વગેરેનાં નિમિત્ત છે.

૬. मन्वंतर : જુદા જુદા કાળમાં મનુ, દેવો, મનુના પુત્રો, ઇંદ્રો, ઋષિઓ અને ભગવાનનો અંશાવતાર — એ ૭ બાબતોનું પ્રવર્તવું તે.

૭. ईशानुकथा : બ્રહ્માથી ઉત્પન્ન થયેલા રાજાઓ વગેરેની ભૂત, ભવિષ્ય અને વર્તમાન — એ ત્રણે કાળની સંતતિનું ચરિત્રકથન.

૮. निरोध : એટલે કે, પ્રલય વખતે બધાનો પરમાત્મામાં ઉપાધિ સાથે લય થવો તે.

૯. मुक्ति : એટલે કે, અવિદ્યાથી આરોપિત થયેલ કર્તૃત્વાદિ વિપરીત સ્વરૂપનો ત્યાગ કરી, સ્વસ્વરૂપે જીવાત્માનું સ્થિત થવું તે.

૧૦. आश्रय : એટલે કે, જેમને આશ્રયે આ જગતનાં સૃષ્ટિ–સ્થિતિ-લય થાય છે, તે પરમાત્મા.

આ દશમાંથી છેલ્લા પરબ્રહ્મ પરમાત્માના તત્ત્વનું જ્ઞાન થવા માટે જ આગળના નવ વિષયોનું વર્ણન ભાગવતમાં શ્રુતિ અનુસાર કરેલું છે એમ સમજવું.[1] [૧૦/૧-૭]

---

૧. શ્રી. બોપદેવે પોતાના 'હરિલીલા' નામક નિબંધમાં ભાગવતના બાર સ્કંધોમાં આ દશે વસ્તુઓ ઘટાવી બતાવી છે.

3

હે રાજા![1] ભગવાને કહેલું તથા ભગવાનના વાસ્તવિક સ્વરૂપનું વર્ણન કરનાર એવું આ ભાગવતજ્ઞાન હવે તમે સાવધાન ચિત્તે સાંભળો. સૃષ્ટિના આદિકાળમાં ભગવાને જ તે જ્ઞાનનો ઉદય બ્રહ્માના હૃદયમાં કર્યો હતો; તેથી જ તે જ્ઞાન અત્યારે મનુષ્યલોકમાં પ્રચલિત છે. તે સિવાય ત્રિગુણથી મૂઢ બનેલા આ જગતમાં તે જ્ઞાનનો ઉદય હોવો સંભવિત નથી.

સારી રીતે આચરેલો ધર્મ ભગવાનનું સ્વરૂપ જાણવાની ઇચ્છા ઉત્પન્ન ન કરે, તો તે કેવળ શ્રમરૂપ જ સમજવો. ધર્મનું ફળ ધન-સ્ત્રી-પુત્ર આદિ જ નથી; તેનું પ્રયોજન તત્ત્વજ્ઞાનપૂર્વક મુક્તિ જ હોવી જોઈએ. તેવી જ રીતે ધનાદિ અર્થનું ફળ પણ વિષયભોગ નથી, પરંતુ ધર્મ છે. વિષયભોગરૂપી કામનું ફળ પણ ઇંદ્રિયોને પ્રસન્ન કરવી એ

---

તેમને મતે પ્રથમ બે સ્કંધોમાંથી પહેલામાં શ્રોતા અધિકારીનાં વૈરાગ્ય વગેરે લક્ષણોનું કથન છે; અને બીજામાં શ્રવણનો વિધિ એટલે કે તેનાં શ્રદ્ધા, મનન અને ધ્યાન એ ત્રણ અંગો વર્ણવેલ છે. પછીના દશ સ્કંધોમાંથી દરેકમાં ઉપરોક્ત દશ વસ્તુઓ એક અધ્યાયમાં એક એમ અનુક્રમે વર્ણવેલી છે.

1. આ અનુવાદમાં સર્વત્ર શુકદેવજી પરીક્ષિત રાજાને બધું કહેતા હોય તેમ રાખ્યું છે. જોકે મૂળ ભાગવતમાં પ્રથમ સ્કંધનો વક્તા સૂત છે, અને શ્રોતા શૌનકાદિ ઋષિઓ છે; દ્વિતીય સ્કંધમાં વક્તા શુક છે અને શ્રોતા પરીક્ષિત છે. ત્રીજા અને ચોથા સ્કંધમાં પણ વક્તા શુક છે, પણ તે બંને સ્કંધ વિદુર અને મૈત્રેય વચ્ચે થયેલા પ્રશ્નોત્તરરૂપ છે. પાંચમા સ્કંધ પછી તો બધે શુક જ વક્તા છે.

નથી, પણ જીવનનિર્વાહ છે. અને જીવનનું ફળ વિવિધ કર્મો દ્વારા સ્વર્ગાદિ લોકનાં સુખનું સંપાદન નથી; પરંતુ તત્ત્વ-જિજ્ઞાસા છે.

તત્ત્વજ્ઞાનીઓ અદ્વૈતજ્ઞાનને જ તત્ત્વ કહે છે. જીવ-જગતના દ્વૈત વિનાનું કેવળ પરમાત્મારૂપી તત્ત્વ જ અદ્વૈતજ્ઞાનનો સાર છે. તે તત્ત્વને જ પરમાત્મા કહેવામાં આવે છે, ભગવાન કહેવામાં આવે છે, કે બ્રહ્મ કહેવામાં આવે છે. તે પરમાત્મા-રૂપી તત્ત્વને શ્રદ્ધાળુ મુનિઓ વિવેકજ્ઞાન, વૈરાગ્ય અને વેદાંતાદિ શાસ્ત્રોના શ્રવણથી પ્રાપ્ત થયેલી ભક્તિ વડે પોતાના આત્મામાં જુએ છે.

વર્ણાશ્રમના વિભાગપૂર્વક પુરુષોએ સારી રીતે આચરેલા ધર્મનું ફળ પરમાત્મામાં ભક્તિ પ્રાપ્ત થવી એ જ છે. માટે તે પરમાત્મા વિષે જે ગ્રંથમાં કથન કર્યું હોય, તે ગ્રંથનું એકાગ્ર મનથી નિત્ય શ્રવણ કરવું જોઈએ, અને પછી તેમાં વર્ણવ્યા મુજબ ભગવાનના સ્વરૂપનું કીર્તન, ધ્યાન અને પૂજન કરવું જોઈએ. જે ભગવાનના ધ્યાનરૂપી તરવારથી વિવેકી પુરુષો અહંકારના કારણરૂપ કર્મોને છેદી નાખે છે, તે ભગવાનનું સ્વરૂપ જે ગ્રંથમાં વર્ણવ્યું હોય, તે ગ્રંથનું શ્રવણ કરવામાં કયો પુરુષ પ્રીતિ ન કરે?

હે રાજન્! પવિત્ર તીર્થો, અને મહાન પુરુષોના સંગથી ધર્મમાં શ્રદ્ધા થાય છે; ત્યાર બાદ તેના આચરણથી ચિત્તશુદ્ધિ થતાં પરમતત્ત્વ પરમાત્માના શ્રવણની ઇચ્છા થાય છે; અને પછી તેમાં રુચિ થાય છે. એ રીતે કથાશ્રવણ કરતા મનુષ્યોના હૃદયમાંથી સજ્જનોનું હિત કરનાર ભગવાન કામાદિ વાસનાઓનો નાશ કરે છે. આમ, ભગવાનના ભક્તોની

કે ભાગવતશાસ્ત્રની નિત્ય સેવાથી કામાદિની વાસનાઓરૂપી અમંગળ નાશ પામે છે, ત્યારે પવિત્ર કીર્તિવાળા ભગવાન વિષે નિશ્ચળ ભક્તિ પ્રાપ્ત થાય છે. પછી રજોગુણ-તમોગુણથી ઉત્પન્ન થનારા કામાદિ ભાવોથી મન પરાભવ પામતું નથી, અને સત્ત્વગુણમાં સ્થિર રહી શાંત થાય છે.

એ રીતે ભગવાનના ભક્તિયોગથી શાંત થયેલા મનવાળા અને તેથી સંસારસંગથી મુક્ત થયેલા મનુષ્યને ભગવાનના તત્ત્વનું વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે પછી સ્વરૂપભૂત ઈશ્વરનો સાક્ષાત્કાર થતાં જ ભક્ત મનુષ્યના હૃદયની અહંકારરૂપી ગાંઠ તૂટી જાય છે, તેના સર્વ સંશયો નાશ પામે છે, અને તેનાં સર્વ સંચિત તેમજ આગામી કર્મોનાં ફળોનો ક્ષય થાય છે. આ જ કારણથી વિદ્વાનો ચિત્ત શુદ્ધ કરનારી ભક્તિના મૂળ હેતુરૂપ, તથા ભગવાનના સ્વરૂપનું કથન કરનાર ભાગવતજ્ઞાનનું પરમ પ્રેમથી શ્રવણ કરે છે.*

* આ આખો ભાગ પ્રથમ સ્કંધમાંથી છે: અ૦ ૨, શ્લો૦ ૫–૨૫.

# ૪

# સર્ગ

## ૧

શ્રીશુકદેવજી કહે છે:

હે રાજન્! હવે હું પ્રથમ 'સર્ગ'નું અર્થાત્ પરમાત્મામાંથી, જગતાદિના કારણભૂત પંચભૂતાદિ તત્ત્વોની ઉત્પત્તિનું વર્ણન કરું છું, તે તું સાવધાન ચિત્તે સાંભળ. સર્વવ્યાપી પરમાત્મા પોતે નિર્ગુણ છે, છતાં તેમણે પોતાની માયાશક્તિ વડે આ જગતને ઉત્પન્ન કરેલું છે. તે માયાથી ઉત્પન્ન થયેલા આકાશાદિ ગુણોથી તે પોતે ગુણવાન હોય તેમ જણાય છે. જેમ અગ્નિ એક છે, છતાં પોતાને ઉત્પન્ન કરનારાં કાષ્ઠોમાં અનેક જેવો જણાય છે, તેમ જગતના આત્મારૂપ ભગવાન પોતે પણ એક છે, છતાં ભિન્ન ભિન્ન પ્રાણીઓમાં જીવસ્વરૂપે રહેલા હોઈ અનેક જેવા જણાય છે.*

---

* સ્કંધ ૧, અ૦ ૨, શ્લો૦ ૩૦-૪.

વસ્તુતઃ અરૂપી અને જ્ઞાનસ્વરૂપ એવા આ જીવનું જે સ્થૂલ-સૂક્ષ્મ શરીર છે, તે તો ભગવાનની માયાના પંચભૂતાદિ ગુણોથી જીવાત્મા વિષે રચાયેલું છે. પરંતુ અજ્ઞાનીઓ જેમ ધૂળનું ભૂખરાપણું વાયુમાં આરોપિત કરે છે, તેમ દ્રષ્ટા —આત્મા વિષે દૃશ્યત્વાદિ ધર્મવાળા શરીરનો આરોપ કરવામાં આવે છે. અવિદ્યા વડે આત્મામાં આમ આરોપિત થયેલાં આ બંને શરીર જ્યારે શ્રવણ–મનનાદિ ભક્તિરૂપ સમ્યગ્જ્ઞાન વડે દૂર કરાય છે, ત્યારે જીવ માત્ર જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ બની રહે છે.

સંસારચક્ર ખેલતી ઈશ્વરી માયા જ્યાં સુધી અવિદ્યાસ્વરૂપ બની જીવને આવરણ અને વિક્ષેપ કરે છે, ત્યાં સુધી આ સંસારચક્ર ચાલ્યા કરે છે; પણ જ્યારે તે વિદ્યાસ્વરૂપ બને છે, એટલે કે જ્ઞાનસ્વરૂપ થાય છે, ત્યારે જીવાત્મા બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે અને પરમાનંદસ્વરૂપ એવા પોતાના મહિમામાં વિરાજે છે, એવો તત્ત્વવેત્તાઓનો નિશ્ચય છે.*

એ રીતે ભગવાન અંતર્યામી, અકર્તા અને અજન્મા છે; તથા વેદો પણ તેમનું રહસ્ય પ્રગટ કરી શકતા નથી, છતાં તેમના જન્મો તથા કર્મોને વિવેકી પુરુષો વર્ણવે છે. જેમ કોઈ નટ વિવિધ અભિનયો ધારણ કરે, તેમ ભગવાન પોતાની માયા દ્વારા વિવિધ રૂપો અને નામોને વિસ્તારી રહ્યા છે. જગતના વિધાતા તે પરમેશ્વરની લીલાઓને કુબુદ્ધિવાળો કોઈ પણ અજ્ઞાની મનુષ્ય તર્ક વગેરેની કુશળતાઓથી જાણી

* સ્કંધ ૧, અ૦ ૩, શ્લો૦ ૩૦–૪.

શકતો નથી, પરંતુ જે ભક્ત મનુષ્ય ભગવાનને નિષ્કપટ ભાવથી નિરંતર અનુકૂળપણે ભજે છે, તે જ મનુષ્ય અનંત પરાક્રમી પરમેશ્વરની પદવીને જાણી શકે છે.[1]

પરીક્ષિત રાજા પૂછે છે: હે મહામુનિ! ભગવાન જો માત્ર ચૈતન્યરૂપ, નિર્વિકારી અને નિર્ગુણ છે, તો તેમને વિષે, લીલાથી પણ ક્રિયાઓ અને ગુણો કેમ ઘટી શકે? બાળક ક્રીડા કરવા માટે તત્પર થાય છે તેમાં પણ તેની ક્રીડા કરવાની કામના કારણ છે; પણ ઈશ્વર તો સ્વતઃતૃપ્ત છે; અન્યના સંગથી પણ સર્વદા નિવૃત્ત છે, તથા અદ્વિતીય છે; તેમને વળી ક્રીડા કરવાની ઇચ્છા કેમ હોઈ શકે? વળી આ જીવાત્મા બ્રહ્મસ્વરૂપ હોવાથી અવિનાશી જ્ઞાનવાળો છે, તે અવિદ્યા સાથે જોડાય જ કેમ કરીને? સર્વ દેહો વિષે ભગવાન જ ભોક્તા (જીવ) રૂપે રહેલા હોય, તો પછી એ ભગવાનસ્વરૂપ જીવાત્માને દુર્ભાગીપણું કે ક્લેશ કેમ હોઈ શકે? હે વિદ્વન્! આ અજ્ઞાનસંકટમાં મારું મન ખેદ પામે છે. માટે, હે સમર્થ મુનિ! આ મારા માનસિક મહામોહને તમે દૂર કરો.[2]

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! પરમેશ્વર પોતે વિમુક્ત હોવા છતાં તેમને અવિદ્યાનું બંધન અને કૃપણતા આદિ પ્રાપ્ત થાય છે, એવી તર્કથી વિરુદ્ધ લાગતી વાત ઘટવી, એ જ ભગવાનની માયા છે! જેમ પોતાનો શિરચ્છેદ ન થયો હોવા છતાં સ્વપ્નમાં મનુષ્ય પોતાનો શિરચ્છેદ થયેલો જુએ છે,

---

૧. સ્કંધ ૧, અ૦ ૩, શ્લો૦ ૩૫-૬.

૨. સ્કંધ ૩, અ૦ ૭, શ્લો૦ ૨-૭.

તેમ જીવાત્માને અવિદ્યા વડે બંધન અને કૃપણતા પોતામાં નહિ હોવા છતાં દેખાય છે: તે જ ભગવાનની માયા છે. પરંતુ જેમ જળમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબમાં જળની ઉપાધિથી દેખાતા કંપ વગેરે ધર્મ, આકાશમાં રહેલા ચંદ્રમાં વાસ્તવિક નથી, તેમ અનાત્માના ધર્મ, પોતામાં નહીં હોવા છતાં, તે ઉપર અભિમાન કરનાર જીવમાં જોવામાં આવે છે: પરંતુ ઈશ્વરમાં વસ્તુતાએ તે હોતા નથી. જીવાત્માનું તે અવિદ્યાસ્વપ્ન કામ્યકર્મોની નિવૃત્તિપૂર્વક ભગવાન વિષે ભક્તિ-યોગથી ધીમે ધીમે દૂર થાય છે. જ્યારે અંતર્યામી પરમાત્મા વિષે જ સર્વ ઇંદ્રિયો નિશ્ચળ થાય છે, ત્યારે સ્વપ્ન દૂર થતાં સ્વપ્નનાં દુઃખો તત્કાળ દૂર થાય, તેમ મનુષ્યના સમગ્ર ક્લેશો નાશ પામે છે.[1]

હે રાજન્! જગતનું ઉપાદાન કારણ એવું પંચમહાભૂત-રૂપી દ્રવ્ય; જીવના જન્મોનું કારણ એવું કર્મ; એ કર્મોને ક્ષોભ પમાડનારો કાળ; તેના પરિણામનું કારણ સ્વભાવ; અને ભોક્તા જીવ — આ સર્વ ખરી રીતે ભગવાન પરમાત્માથી વસ્તુતાએ ભિન્ન છે જ નહીં. વેદો પણ પરમાત્માથી જ ઉત્પન્ન થયા છે; દેવો પણ તેમનામાંથી જ ઉત્પન્ન થયા છે; સર્વ લોકો પણ તેમના જ આનંદના એક અંશ છે; સર્વ યજ્ઞો પણ તેમની પ્રાપ્તિનાં જ સાધન છે; પ્રાણાયામાદિ યોગનું ધ્યેય નારાયણ જ છે; એ યોગથી સાધ્ય ચિત્તની એકાગ્રતારૂપી તપ એ પણ નારાયણને અર્થે જ છે; એ તપથી સાધ્ય એવું જ્ઞાન નારાયણનું જ જ્ઞાન છે; અને તે જ્ઞાનથી સાધ્ય એવું ફળ મોક્ષ પણ ભગવાન નારાયણરૂપ જ છે. એ ભગવાન સર્વના

---

૧. સ્કંધ ૩, અ૦ ૭, શ્લો૦ ૯-૧૪.

દ્રષ્ટા છે, ઈશ્વર છે, સર્વ વિકારોથી રહિત હોઈ સર્વમાં વ્યાપી રહેલા છે, અને સર્વના આત્મારૂપ છે. [૫/૧૪-૭]

૨

શુકદેવજી કહે છે: હે રાજન્! અત્યારે દેખાતું આ જગત સૃષ્ટિની પહેલાં જીવોના સ્વરૂપભૂત અને સ્વામી એવા કેવળ એક ભગવાનરૂપ જ હતું. તે વખતે ભગવાન વિના બીજું કંઈ દ્રષ્ટા કે દૃશ્ય નહોતું. તે વેળા તેમની માયાદિ શક્તિઓ પણ તેમના સ્વરૂપમાં લીન થઈ ગઈ હતી. પરમાત્માની કાર્યકારણરૂપ જે શક્તિ છે, તેનું નામ જ માયા છે.[1] એ ભગવાન પોતે નિર્ગુણ છે. તોપણ જ્યારે તે વિવિધ સ્વરૂપો ધારણ કરવાની ઇચ્છા કરે છે, ત્યારે પોતાની તે ઇચ્છારૂપી માયાથી સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોને ગ્રહણ કરે છે. [૫/૧૮] વસ્તુતઃ ભગવાનની ઇચ્છા, માયા, અને ત્રિગુણાત્મક પ્રકૃતિ એ ત્રણ એક જ વસ્તુ છે. ભગવાનની ઇચ્છાનાં જ તે બીજાં નામ છે. છતાં તેમાંથી જ સકળ જગત પરિણામ પામતું હોવાથી તેને प्रकृति કહે છે; તથા તે પ્રકૃતિ તથા તેનાં કાર્ય જ્યાં સુધી જીવ અજ્ઞાન દશામાં હોય છે, ત્યાં સુધી જ દેખાય છે, જ્ઞાન થતાં તે તથા તેનાં કાર્યો હતાં જ નહિ એમ દેખાય છે, માટે તે माया (ભ્રમ) કહેવાય છે. અને તેથી જ તેને સદસદાત્મક કહે છે.[2]

૧. સ્કંધ ૩, અ૦ ૫, શ્લો૦ ૨૩–૫.

૨. અજ્ઞાનકાળમાં દેખાય છે માટે તે સદ્ છે; અને જ્ઞાનકાળે નથી દેખાતી માટે તે અસદ્ છે. આમ સદસદાત્મક હોવાથી જ તેને અનિર્વચનીય કહેવામાં આવે છે.

એ માયા-પ્રકૃતિના ત્રણ ગુણો સૃષ્ટિ પહેલાં સામ્યાવસ્થામાં હતા, તેથી કોઈ રૂપે પરિણામ પામતા નહોતા. પરંતુ પરમાત્માએ સૃષ્ટિની ઇચ્છાથી માયા વડે ગ્રહણ કરેલ કાલ, કર્મ તથા સ્વભાવને લીધે, પ્રથમ ગુણોમાં (કાલકૃત) ક્ષોભ થયો; એટલે તેઓએ પોતાની સામ્યાવસ્થા તજી દીધી. પછી સ્વભાવથી તે ગુણોમાં રૂપાંતર થવાં શરૂ થયાં; અને જીવનાં કર્મથી તે ગુણોનું મહત્ નામના તત્ત્વરૂપે રૂપાંતર થયું. [૫/૧૮-૨૨]

તે મહત્ તત્ત્વ સત્ત્વગુણપ્રધાન હોવાથી વિજ્ઞાનસ્વરૂપ છે. જળથી ફૂલી ગયેલા બીજમાં જેમ વૃક્ષ હોય છે, તેમ પોતાની અંદર રહેલા જગતને તે પ્રગટ કરનારું છે. સર્વ જગત તેમાં બીજરૂપે રહેલું હોવાથી જ તે મહત્ કહેવાય છે.

હે રાજન્! આ સાથે એટલું ધ્યાનમાં રાખવું કે, માયા-શક્તિ જ્યારે ગુણોની સામ્યાવસ્થાયુક્ત હોય છે, ત્યારે તેના અધીશ્વર પરમાત્મા 'નારાયણ' કહેવાય છે; અને જ્યારે માયા-શક્તિના ગુણો ક્ષોભ પામી સર્જનોન્મુખ થઈ મહત્ તત્ત્વરૂપે પરિણમે છે, ત્યારે તેના અધીશ્વરને 'બ્રહ્મા' એવું નામ પ્રાપ્ત થાય છે.[૧]

તે પછી રજોગુણ તથા સત્ત્વગુણથી વૃદ્ધિ પામેલું એ મહત્ તત્ત્વ વિકાર પામ્યું એટલે તેમાંથી તમઃપ્રધાન 'અહંકાર' નામનું તત્ત્વ ઉત્પન્ન થયું. વિકાર પામીને તે 'અહંકાર' સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવા ભેદથી ત્રણ પ્રકારનો થયો. હે રાજા! આ ત્રણ અહંકાર પૈકી તામસ અહંકારમાં

૧. સ્કંધ ૩, અ૦ ૯, શ્લો૦ ૨૪.

પાંચ મહાભૂતોને ઉત્પન્ન કરવાની શક્તિ છે; રાજસમાં સર્વ ઇંદ્રિયોને ઉત્પન્ન કરવાની શક્તિ છે; અને સાત્ત્વિક અહંકારમાં મન તથા ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવોને ઉત્પન્ન કરવાની શક્તિ છે. [૫/૨૩-૪]

પાંચ ભૂતોનો આદિ એવો તામસ અહંકાર પણ વિકાર પામ્યો, એટલે આકાશ ઉત્પન્ન થયું. આ આકાશનું સૂક્ષ્મ સ્વરૂપ અને ગુણ 'શબ્દ' કહેવાય છે. આવા સૂક્ષ્મ સ્વરૂપ કે ગુણને તન્માત્રા કહે છે. તન્માત્રા સ્થૂળ મહાભૂતનું સૂક્ષ્મ તથા પ્રાથમિક સ્વરૂપ છે. દરેક મહાભૂતને તેવું સૂક્ષ્મ તથા પ્રાથમિક સ્વરૂપ — તન્માત્રા હોય છે. પછી આકાશતત્ત્વ વિકાર પામતાં, સ્પર્શ જેનો ગુણ (તન્માત્રા) છે એવો વાયુ ઉત્પન્ન થયો. આ વાયુમાં આકાશ કારણસ્વરૂપે રહેલું છે, તેથી વાયુમાં સ્પર્શ ઉપરાંત શબ્દગુણ પણ છે. એ વાયુ પણ વિકાર પામતાં, રૂપગુણ (તન્માત્રા)વાળું તેજતત્ત્વ ઉત્પન્ન થયું. તે તેજમાં કારણ તરીકે આકાશ તથા વાયુ બંને રહેલાં હોવાથી, તેમાં રૂપ ઉપરાંત સ્પર્શ તથા શબ્દ-ગુણ પણ છે. પછી તે તેજતત્ત્વ વિકાર પામ્યું એટલે તેમાંથી રસગુણ (તન્માત્રા) વાળું જળતત્ત્વ ઉત્પન્ન થયું. આ જળમાં આકાશ, વાયુ તથા તેજ કારણ તરીકે રહેલાં હોવાથી તેમાં રસ ઉપરાંત શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ગુણો પણ છે. એ જળતત્ત્વ વિકાર પામતાં ગંધગુણ (તન્માત્રા) વાળી પૃથ્વી ઉત્પન્ન થઈ. આમાં પણ આકાશ, વાયુ, તેજ તથા જળ કારણ તરીકે રહેલાં હોવાથી, તેમાં ગંધ ઉપરાંત શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ ગુણો પણ છે. [૫/૨૫-૯]

આ તરફ સાત્વિક અહંકાર વિકાર પામ્યો એટલે મન અને તેનો અધિષ્ઠાતા[1] દેવ ચંદ્ર ઉત્પન્ન થયાં, તેમ જ દશે ઇંદ્રિયોના અધિષ્ઠાયક દિક્, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેંદ્ર, મિત્ર અને પ્રજાપતિ એ દશ દેવો ઉત્પન્ન થયા. [૫/૩૦]

પછી રાજસ અહંકાર વિકાર પામ્યો એટલે દશ ઇંદ્રિયો ઉત્પન્ન થઈ. જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ તથા ક્રિયાશક્તિવાળો પ્રાણ રાજસ અહંકારનાં જ કાર્ય છે; માટે આ ઇંદ્રિયો પણ રાજસ અહંકારથી જ ઉત્પન્ન થાય છે. [૫/૩૧]

હે રાજન્! આ પાંચ ભૂતો, દશ ઇંદ્રિયો, મન, ઇંદ્રિયોના વિષયો, બુદ્ધિ અને પ્રાણ એ સર્વ પદાર્થો જુદા જુદા હતા, ત્યારે પરસ્પર વિરુદ્ધ સ્વભાવને લીધે, પરમાત્માની ક્રીડાનું સાધન એવું બ્રહ્માંડરૂપી શરીર ઉત્પન્ન કરવાને સમર્થ થયા નહિ. પણ ભગવાનની શક્તિથી પ્રેરણા પામેલા તે પદાર્થો પરસ્પર એકઠા થયા, ત્યારે તેઓએ મુખ્ય અને ગૌણભાવનો આશ્રય કરી, સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ આ બ્રહ્માંડશરીર ઉત્પન્ન કર્યું. પછી એ નિર્જીવ બ્રહ્માંડશરીરમાં પરમાત્માએ જીવરૂપે પ્રવેશ કરીને તેને સચેતન કર્યું, એટલે તે બ્રહ્માંડ ભેદીને

---

૧. કલ્પના એવી છે કે, વ્યષ્ટિરૂપે જે કાંઈ છે, તેનું સમષ્ટિરૂપ પણ છે. તેથી પિંડમાં જેમ મન છે, તેમ જ બ્રહ્માંડમાં મનસ્થાને ચંદ્ર છે, ઇત્યાદિ. એ દશ દેવો પૈકી પહેલા પાંચ અનુક્રમે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા તથા પ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયોના અધિષ્ઠાતા છે, અને બાકીના અનુક્રમે વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ કર્મેંદ્રિયોના.

ભુવર્લોક સ્વર્ગલોક આદિ લોકો, અતલ વિતલ આદિ પાતાલો, તથા બ્રાહ્મણ ક્ષત્રિયાદિ વર્ણો ઉત્પન્ન થયાં. [૫/૩૨-૩]

એ રીતે ભગવાન વિષે આ સંપૂર્ણ જગત રહેલું છે. તે ભગવાન પોતે નિર્ગુણ છે, તોપણ સૃષ્ટિના આરંભ સમયે માયાના અનેક ગુણો ધારણ કરે છે. કાર્યકારણાત્મક જે કંઈ જગત છે, તે ભગવાનના સ્વરૂપથી ભિન્ન નથી. ભગવાનની માયાથી મોહિત બુદ્ધિવાળા આપણે આપણા જ્ઞાનના પ્રમાણમાં એટલું જ જાણીએ છીએ કે, આ પ્રપંચરૂપ જગત ભગવાનની માયાનું બનેલું છે. એથી વધારે આપણે કાંઈ જાણી શકતા નથી. એ માયાનો વિસ્તાર શોધવાનો કે જાણવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. [૬/૩૦-૬]

તે આદ્ય પુરુષ ભગવાન અજન્મા છતાં પ્રત્યેક સૃષ્ટિ સમયે પોતે પોતાને વિષે પોતાના વડે (બ્રહ્માસ્વરૂપે) પોતાને જ સૃજે છે, (વિષ્ણુરૂપે) પાળે છે, અને (રુદ્રરૂપે) સંહારે છે. તે ભગવાન કેવળ જ્ઞાનરૂપ છે, વિષયાકારથી રહિત છે, સર્વના અંતર્યામી છે, સંદેહથી રહિત છે, સ્થિર છે, પૂર્ણ છે, સત્યસ્વરૂપ છે, જન્મનાશથી રહિત છે, નિર્ગુણ છે, અને દ્વૈતપ્રતીતિ સમયે પણ તત્ત્વત: અદ્વય છે. મુનિઓનાં શરીર, ઇંદ્રિયો અને મન જ્યારે અત્યંત શાંત એટલે કે શુદ્ધ થાય છે, ત્યારે તેઓ એ ભગવાનને જાણી શકે છે. આ સર્વ સ્થૂલસૂક્ષ્મ જગત અર્થાત્ જે કંઈ ઐશ્વર્યવાળું, તેજવાળું, ઇંદ્રિયશક્તિવાળું, મનઃશક્તિવાળું, બળવાળું, ક્ષમાવાળું, શોભાવાળું, લજ્જાવાળું, સંપત્તિવાળું, બુદ્ધિવાળું, અદ્ભુત વર્ણવાળું, રૂપવાળું કે રૂપ વગરનું શ્રેષ્ઠ તત્ત્વ છે, તે સર્વ એ પરમાત્માની જ વિભૂતિ છે. [૬/૩૭-૪૪]

સૃષ્ટિની ઉત્પત્તિમાં કારણભૂત, સૃષ્ટિના પાલનમાં કારણભૂત, તથા સૃષ્ટિના સંહારમાં કારણભૂત જે કાંઈ શક્તિઓ છે, તે સઘળી એ મહાન શક્તિવાળા પરમેશ્વરની માયા જ છે. આ જગતમાં જેણે પૃથ્વીના રજકણોની પણ ગણતરી કરી હોય, તેવો કયો વિદ્વાન પુરુષ છે, કે જે એ વ્યાપક દેવના પરાક્રમની ગણના કરવાને યોગ્ય થાય? ભલા ભલા પણ તેમની માયાનો પાર પામી શક્યા નથી. એ અનંત ભગવાન જ પોતે જેના ઉપર દયા કરે છે, અને જે પુરુષો નિષ્કપટ ભાવે એ ભગવાનનો જ આશ્રય કરે છે, તેઓ જ એ દુસ્તર માયાને તરી જાય છે. [૭/૪૦-૨]

મુનિઓ જેને બ્રહ્મ કહે છે, તે જ ભગવાનનું સ્વરૂપ છે. તે નિત્ય સુખસ્વરૂપ છે, શોકરહિત છે, નિરંતર અત્યંત શાંત છે, ભયરહિત છે, કેવળ જ્ઞાનસ્વરૂપ છે, શુદ્ધ છે, ભેદરહિત છે, વિષયો તથા ઇંદ્રિયોના સંગથી રહિત છે; અને જ્ઞાતારૂપ આત્મા પણ તેનું જ સ્વરૂપ છે. તેને વિષે વાણી પહોંચી શકતી નથી, તથા અનેક સાધનો વડે સાધ્ય એવી ક્રિયાઓનું ફળ પણ ત્યાં પહોંચી શકતું નથી. માયા તો એ બ્રહ્મની સામે ઊભા રહેતાં પણ શરમાતી હોય તેમ દૂર ભાગી જાય છે. [૭/૪૭-૫૩]

સ્થૂલ અને સૂક્ષ્મ સ્વરૂપવાળી આ સૃષ્ટિને વિદ્વાનો વસ્તુતઃ સ્વીકારતા જ નથી; કેમ કે તે માયાથી જ ઉત્પન્ન થયેલી છે. ભગવાન વસ્તુતઃ માયાથી પર છે અને અકર્મક છે. માયાને લીધે કર્મવાળા થઈને બ્રહ્માના સ્વરૂપને ધારણ કરી તે નામ-રૂપ અને ક્રિયાની સૃષ્ટિ કરે છે, વિષ્ણુનું રૂપ ધારણ કરી જગતનું ધારણ-પોષણ કરે છે, અને રુદ્ર સ્વરૂપે તેનો

નાશ કરે છે; પરંતુ આ જગતની ઉત્પત્તિ આદિ કર્મમાં પરમેશ્વરનું કર્તાપણું આદિ છે જ નહિ. પરમેશ્વર વિષે જે કર્તૃત્વ વગેરે જણાય છે, તે તો કેવળ માયાને લીધે આરોપિત છે. [૧૦/૩૫-૪૫]

[ દ્વિતીય સ્કંધ સમાપ્ત ]

શુકદેવજી કહે છે : હે રાજન્! આ જગતમાં વસ્તુતાએ ભગવાન વિના બીજું કંઈ જ નથી; છતાં પ્રાણીઓનો પોતાનો જ દોષ છે કે તેઓ ભગવાનની ગતિ જાણતાં નથી. માયાના ગુણોના ક્ષોભને કારણે એક જ ભગવાન અનેક સ્વરૂપે જણાય છે; છતાં તે પોતે તો ચૈતન્ય સ્વરૂપી હોઈ, તેમાં અજ્ઞાન સંભવતું જ નથી. લોકો જ્યાં સુધી તે પરમાત્માનું પરમભક્તિથી શરણ લેતા નથી, ત્યાં સુધી તેઓને ભય, શોક, તૃષ્ણા, પરાભવ, લોભ અને સર્વ પીડાઓનું મૂળ એવું 'મારું–તારું' રહે છે. જેઓની ઇંદ્રિયો ભગવાનના શ્રવણ–કીર્તનથી વિમુખ રહે છે, જે દીન પુરુષો લોભથી ઘેરાયેલા મનવાળા થઈને કામસુખના લવલેશ માટે નિત્ય પાપી કૃત્યો કર્યા કરે છે, તે પુરુષોની બુદ્ધિનો, ખરેખર તેમનાં દુર્દૈવે જ નાશ કર્યો હોય છે. [૯/૧-૭]

જ્યાં સુધી ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયરૂપ બનેલી ભગવાનની માયાને લીધે મહાબળવાન થયેલા દેહાદિભાવને મનુષ્ય જુએ છે, ત્યાં સુધી વ્યર્થ હોવા છતાં પણ દુઃખના સમૂહને આપતો અને ક્રિયાઓનાં ફળવાળો આ સંસાર અટકતો નથી. [૯/૯] લાકડામાં જેમ અગ્નિ રહેલો છે, તેમ સર્વ પ્રાણીઓમાં રહેલા ભગવાનનાં દર્શન થાય છે

ત્યારે જ મનુષ્ય મોહનો ત્યાગ કરી શકે છે; અને જ્યારે પંચભૂત, ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો તથા અંતઃકરણ એ સર્વથી રહિત એવા પોતાના આત્માને, તત્પદાર્થરૂપ, એટલે કે સ્વસ્વરૂપ પરમાત્મા સાથે એકરૂપ થયેલો દેખે છે, ત્યારે મોક્ષને પામે છે. [૯/૩૨-૩]

## પરિશિષ્ટ

શ્રીમદ્ભાગવતમાં સૃષ્ટિરચના અનેક સ્થળે ભિન્ન ભિન્ન કલ્પનાથી વર્ણવેલી છે. જેમ કે, સ્કંધ ૩, અ० ૮માં નીચે પ્રમાણે વર્ણન છે :

"પ્રલયકાળે જગત એક સમુદ્રરૂપ થયેલા જળમાં ડૂબી ગયું હતું. તે સમયે જેમની ચૈતન્યશક્તિ સદા જાગ્રત રહે છે એવા શ્રીનારાયણે શેષનાગરૂપી શય્યામાં એકલાએ જ શયન કર્યું હતું, અને માયાવિનોદનો ત્યાગ કરી સ્વરૂપાનંદમાં જ ઉત્સવ કર્યો હતો. અગ્નિ જેમ પોતાની દાહક શક્તિને રોકી દઈને પોતાના અધિષ્ઠાન કાષ્ઠમાં લીન રહે છે, તેમ પોતાના શરીરની અંદર (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ) સૂક્ષ્મ ભૂતવર્ગને ધારણ કરી, તે ભગવાને પોતાના નિવાસસ્થાનરૂપ જળમાં નિવાસ કર્યો હતો.

"પછી તેમણે સૃષ્ટિને અવસરે પ્રથમથી જ પોતાને જાગ્રત કરવા માટે પ્રેરણા કરી રાખેલી પોતાની કાળશક્તિથી સર્વ ક્રિયાકલાપ સંપાદન કર્યો. એટલે ભગવાનની અંદર રહેલો તે સૂક્ષ્મ ભૂતવર્ગ કાળથી પ્રેરણા પામેલા રજોગુણથી ક્ષોભ પામી અત્યંત સૂક્ષ્મસ્વરૂપ થઈને, તેમના નાભિકમળમાંથી

ઉત્પન્ન થયો, અને જીવોનાં અદૃષ્ટને જાગ્રત કરનાર કાળને લીધે એકાએક કમળના દોડાને સ્વરૂપે પ્રગટ થયો.

"પછી વિષ્ણુ ભગવાને પોતે જ તે કમળમાં પ્રવેશ કર્યો એટલે તેમાં વેદમય બ્રહ્મા સ્વયં ઉત્પન્ન થયા. પોતે કોણ છે, ક્યાં છે, ઇત્યાદિ કશી સમજ તેમને પડી નહીં; એટલે તે શ્વાસને રોકી, ચિત્તને એકાગ્ર કરી, સમાધિયોગનો આશ્રય કરીને બેઠા. પછી સિદ્ધ થયેલા યોગ દ્વારા તેમને નિશ્ચયાત્મક જ્ઞાન ઉત્પન્ન થયું, અને તેમણે પરમાત્માને પોતાના હૃદયમાં સ્વયં પ્રગટેલા જોયા. એટલે તેમણે જાણ્યું કે, તે અનંત શક્તિવાળા, પરમપુરુષથી, મહત્ તત્ત્વાત્મક ચિત્તનો અભિમાની દેવ હું ઉત્પન્ન થયો છું.

"પછી પરમાત્માએ તેમને કહ્યું કે, તમે હજુ ફરી પણ તપશ્ચર્યા કરો, અને ફરી પણ મારા આશ્રયવાળી ઉપાસના કરો. તે પ્રમાણે બ્રહ્માએ કર્યું એટલે તેમનું વિજ્ઞાનબળ અતિશય વૃદ્ધિ પામ્યું અને તેમણે, પોતે જેના ઉપર બેઠા હતા તે આકાશવ્યાપી કમળ સામે જોઈને વિચાર કર્યો કે, આ કમળ વડે જ હું પ્રથમ લય પામેલા સર્વ લોકોને સૃજીશ. આવો વિચાર કરી, ભગવાને જેમને સૃષ્ટિકર્મમાં પ્રેરણા કરી હતી તેવા તે બ્રહ્માએ એ કમળકોશમાં પ્રવેશ કર્યો; અને તે એક જ કમળનો ત્રણ લોકના રૂપમાં વિભાગ કર્યો. જીવોના ભોગસ્થાનની રચના આટલી જ છે — આ ત્રૈલોક્યરૂપ જ છે."

# ૫

# વિસર્ગ

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! સર્ગ વિષે હું તને કહી ગયો. હવે બ્રહ્માએ પછીનો બધો વિસર્ગ કયા ક્રમથી રચ્યો તે કહું તે પહેલાં, કાળવિભાગ વિષે તને કાંઈક કહી લઉં. કારણ કે, એ કાળવિભાગ અનુસાર જ પ્રલય, અને સૃષ્ટિનો ક્રમ સતત ચાલતો માનવામાં આવ્યો છે.

૧

હે રાજન્! દેવોનાં ચાર હજાર વર્ષ જેટલો સત્યયુગ હોય છે; ત્રેતાયુગ તેવાં ત્રણ હજાર વર્ષ જેટલો, દ્વાપર બે હજાર વર્ષ જેટલો અને કળિયુગ એક હજાર વર્ષ જેટલો છે. દરેક યુગની વચ્ચે સંધ્યા અને સંધ્યાંશ પણ હોય છે. દરેક યુગ જેટલા હજાર વર્ષનો હોય, તેનાથી એવડાં સો સો વર્ષ તે તે યુગની સંધ્યા અને સંધ્યાંશ કહેવાય છે. તે પ્રમાણે આઠસો, છસો, ચારસો અને બસોની એકંદર સંખ્યાવાળાં સંધ્યા અને સંધ્યાંશ વચ્ચેનો કાળ તે યુગ કહેવાય છે.

આમ કુલે દેવતાનાં બાર હજાર વર્ષ* પૂરાં થાય, ત્યારે ચારે યુગો તેમની સંધ્યાઓ વગેરે સહિત પૂરા થાય છે. [૧૧/૧૮]

હે રાજન્! સત્યયુગમાં ધર્મ ચાર ચરણવાળો સંપૂર્ણ હોય છે; પણ તે જ ધર્મ પછીના યુગોમાં વધતા જતા અધર્મને લીધે એક એક ચરણ ગુમાવતો જાય છે. ચારે યુગો હજાર વાર વ્યતીત થાય, ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. અને તેવડી જ બ્રહ્માની એક રાત્રી છે. રાત્રીને સમયે જગતસ્રષ્ટા નિદ્રા કરે છે — અર્થાત્ સૃષ્ટિ પ્રલયાવસ્થામાં રહે છે. રાત્રી પૂરી થયે લોકરચના શરૂ થાય છે, અને તે બ્રહ્માના આખા દિવસ સુધી ચાલે છે. તે આખા દિવસ દરમ્યાન ચૌદ મનુઓનો (મન્વંતર) કાળ સમાઈ જાય છે. દરેક મન્વંતર ચાર યુગની એક ચોકડી એવી ૭૧ ચોકડીઓ ઉપરાંત કાંઈક અધિક — એટલા કાળનો હોય છે. [૧૧/૧૯-૨૩]

હે રાજન્! તે તે મન્વંતરોમાં મનુઓ, તેઓના વંશજ રાજાઓ, દેવો વગેરે એકી સાથે ઉત્પન્ન થાય છે. બ્રહ્માની સૃષ્ટિ કે જેમાં ત્રણે લોક સરજાય છે, તે તેમની પ્રત્યેક દિવસની સૃષ્ટિ છે. તેમાં પોતપોતાનાં કર્મો પ્રમાણે પશુપક્ષી, મનુષ્યો, પિતૃઓ તથા દેવોનો જન્મ થાય છે. પ્રત્યેક મન્વંતરમાં ભગવાન, સત્ત્વગુણ ધારણ કરી, મનુ વગેરે પોતાની મૂર્તિઓ

---

* એટલે કે, મનુષ્યોનાં તેતાલીસ લાખ અને વીસ હજાર વર્ષ. મનુષ્યોનાં વર્ષોને હિસાબે સત્યયુગ ૧૭૨૮૦,૦૦૦ વર્ષનો, ત્રેતાયુગ ૧૨૯૬,૦૦૦ વર્ષનો, દ્વાપરયુગ ૮૬૪,૦૦૦ વર્ષનો, અને કલિયુગ ૪૩૨,૦૦૦ વર્ષનો હોય છે.

દ્વારા પરાક્રમ પ્રગટ કરીને આ જગતનું રક્ષણ કરે છે. પછી જ્યારે બ્રહ્માનો દિવસ પૂરો થાય છે, ત્યારે ભગવાન તમોગુણના લેશનો આશ્રય કરી, સમગ્ર પરાક્રમને અટકાવી દે છે, સર્વ વ્યાપારથી રહિત થાય છે અને શયન કરે છે. આ પ્રમાણે બ્રહ્માનું સો વર્ષનું આયુષ લગભગ વ્યતીત થઈ ગયું છે. બ્રહ્માના આયુષના અર્ધભાગને પરાર્ધ કહેવામાં આવે છે. તેવો પૂર્વ પરાર્ધ તો વ્યતીત થઈ ગયો છે. [૧૧/૨૪-૩૬]

બ્રહ્માનો એક દિવસ 'કલ્પ' કહેવાય છે. તે પૂરો થતાં જે સૃષ્ટિપ્રલય થાય છે, તે 'નૈમિત્તિક પ્રલય' કહેવાય છે. અને બ્રહ્માના આયુષનો બે પરાર્ધ નામે જે સમગ્ર કાળ છે, તે પૂરો થતાં જે મહાપ્રલય થાય છે, તે પ્રાકૃતિક પ્રલય કહેવાય છે. કારણ કે તે વખતે સર્વ પદાર્થો મૂળ પ્રકૃતિમાં લય પામી જાય છે. એ બે પરાર્ધ જેટલો મહાકાળ પણ સર્વાંશે પરિપૂર્ણ એવા પરમાત્માનો તો એક નિમેષકાળ કહેવાય છે, અને તે પણ ઉપચારથી જ. કારણ કે આ મહાસમર્થ કાળ, સર્વાંશે પરિપૂર્ણ એવા પરમાત્માની ઉપર પોતાની સત્તા ચલાવવાને લેશ માત્ર પણ સમર્થ નથી. વળી આ વિશાળ બ્રહ્માંડકોશ કે જેનો વિસ્તાર અમેય છે, તે પણ પરમાત્માના શરીરની અંદર પરમાણુ જેટલો ઉપચારથી જ કહેવાય છે. એવા એવા કરોડો બ્રહ્માંડોના ઢગલાઓ પણ જે પરમાત્માના શરીરમાં પરમાણુ જેવા જ જણાય છે, તે પરમાત્માને જ અક્ષરબ્રહ્મ કહે છે. તે સર્વના કારણના પણ કારણ છે, અને તે જ શ્રીભગવાનનું પરમ સ્વરૂપ છે. [૧૧/૩૭-૪૧]

૨

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! બ્રહ્માએ પછીથી આ સર્વ જગત કેવી રીતે સર્જ્યું તેનું ચમત્કૃતિપૂર્ણ વર્ણન[1] હવે તું સાંભળ. અમોઘ સંકલ્પવાળા ઈશ્વર પોતે જ પોતાની ઇચ્છાથી રજોગુણ સ્વીકારીને કલ્પના આદિ સમયે સ્રષ્ટા બ્રહ્મદેવ સ્વરૂપે થઈ, પોતે જ પોતા વડે પોતાના આત્માને જગતના રૂપમાં સર્જે છે. પરમાત્માની માયા આશ્ચર્યજનક હોવાને લીધે, જેમ નદીમાં ભરતી ઘૂમરી વગેરેના આદિ-અંત હોતા નથી, તેમ પરમાત્માની સૃષ્ટિ તથા સંહારનો પણ આદિ-અંત હોતા નથી. [૧૦/૩૦-૧]

આદિ કર્તા બ્રહ્માએ પોતાની સૃષ્ટિમાં સૌથી પ્રથમ તો તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ નામની પાંચ અવિદ્યાની વૃત્તિઓ ઉત્પન્ન કરી.[2] પરંતુ તે અતિશય પાપી સૃષ્ટિને કાર્યકર ન માનીને બ્રહ્માએ અતિ પવિત્ર મન વડે સનક, સનંદ, સનાતન અને સનત્કુમાર એ ચાર મુનિઓ-

---

૧. ચમત્કૃતિપૂર્ણ એટલે કે વિવિધ કલ્પનાઓનો અને ઉપમાઓનો આધાર લઈને કરવામાં આવેલું વર્ણન.

૨. તમસ્ એટલે સ્વરૂપનો અતિ અપ્રકાશ; મોહ એટલે દેહ વગેરે ઉપર અહંબુદ્ધિ; મહામોહ એટલે વિષયભોગની ઇચ્છા; તમિસ્ર એટલે તે વિષયભોગની ઇચ્છાનો કોઈ રીતે અટકાવ થતાં ક્રોધ થવો તે; અંધતામિસ્ર એટલે, તે તે વિષયભોગનાં સાધનોનો નાશ થતાં પોતાનો જ નાશ થયો એવી મૂઢ બુદ્ધિ થવી તે. યોગદર્શનમાં આ પાંચ ભેદને જ પંચપર્વા અવિદ્યા કહી છે, અને તેનાં નામ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ આપ્યાં છે.

રૂપ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરી. એ મુનિઓ સર્વ ક્રિયાઓથી રહિત અને ઊર્ધ્વરેતસ હતા. તેઓ મોક્ષધર્મને જ ઇચ્છનારા હોઈ પ્રજોત્પત્તિના કાર્યમાં પ્રવૃત્ત થયા નહિ. એટલે બ્રહ્માએ ક્રોધપૂર્વક રુદ્રને[1] ઉત્પન્ન કર્યો. તેણે તો પોતાના સ્વભાવ વડે પોતાના જેવી ભયંકર પ્રજાઓ સર્જવા માંડી. એ ભયંકર પ્રજાઓનાં ટોળાં ચારે તરફથી જગતને ગળી જવા લાગ્યાં. એટલે બ્રહ્માએ રુદ્રને પ્રજાઓ ઉત્પન્ન કરવાનું માંડી વાળીને, પ્રાણીમાત્રને સુખકર એવી તપશ્ચર્યા આચરવાનું કહ્યું. [૧૨/૨-૧૮]

પછી બ્રહ્માએ પોતાના શરીરના અવયવોમાંથી મરીચિ, અત્રિ, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને નારદ — એ દશ પુત્રો ઉત્પન્ન કર્યા. વળી તેમના જમણા સ્તનમાંથી ધર્મ ઉત્પન્ન થયો, અને પીઠમાંથી અધર્મ ઉત્પન્ન થયો. તેમના હૃદયમાંથી કામ, ભ્રૂકુટિમાંથી ક્રોધ, હોઠમાંથી લોભ, મુખમાંથી વાણી, લિંગમાંથી સમુદ્રો અને ગુદામાંથી પાપોના આશ્રયરૂપ નિર્ઋતિ ઉત્પન્ન થયાં. તેમની

---

૧. મૂળમાં તેનાં ૧૧ સ્થાનો નીચે પ્રમાણે જણાવ્યાં છે: હૃદય, ઇંદ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, અને તપ.

તેનાં ૧૧ નામો આ પ્રમાણે જણાવ્યાં છે: મન્યુ, મનુ, મહેશાન, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતસ, ભવ, કાળ, વામદેવ અને ધૃતવ્રત.

તેની ૧૧ પત્નીઓ આ પ્રમાણે જણાવી છે: ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત્, સર્પિસ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા.

છાયામાંથી દેવહુતિના પતિ કર્દમ ઉત્પન્ન થયા. આ રીતે બ્રહ્માના મનથી તથા શરીરથી આ જગત ઉત્પન્ન થયું. [૧૨/૨૧-૭]

પછી લોકો હળીમળીને રહે તે માટે પોતાનાં ચાર મુખમાંથી તેમણે ચાર વેદો, યજ્ઞકર્મ, ઉપવેદો, ન્યાયો, ધર્મના ચાર ચરણો, ચાર આશ્રમો[1] તથા ચાર આશ્રમોની જીવિકાઓ

૧. મૂળમાં તેમનો વિસ્તાર આ પ્રમાણે છે: બ્રહ્મચર્યાશ્રમ ચાર પ્રકારનો છે: ૧. સાવિત્ર બ્રહ્મચર્ય, એટલે જનોઈ લઈને ગાયત્રીનો ઉપદેશ ગ્રહણ કરતાં જે ત્રણ દિવસ બ્રહ્મચર્ય પળાય છે તે. ૨. પ્રાજાપત્ય બ્રહ્મચર્ય, એટલે કે કોઈ પણ વ્રતનું પાલન કરતાં એક વર્ષ સુધી જે બ્રહ્મચર્ય પળાય છે તે. ૩. બ્રાહ્મ બ્રહ્મચર્ય, એટલે કે વેદાભ્યાસ સુધી પાળવાનું બ્રહ્મચર્ય. અને ૪. નૈષ્ઠિક, એટલે કે જન્મથી મરણ સુધીનું બ્રહ્મચર્ય.

ગૃહસ્થાશ્રમની આજીવિકા ચાર પ્રકારની છે: ૧. વાર્તા, એટલે કે શાસ્ત્રમાં નહિ નિષેધેલી ખેતી વગેરે આજીવિકા. ૨. સંચય, એટલે કે યજ્ઞયાગ કરાવવા વડે મેળવેલી આજીવિકા. ૩. શાલીન, એટલે કે કોઈની પાસે પણ માગ્યા વિના ચલાવેલી આજીવિકા. અને ૪. શિલોંછ, એટલે કે, રસ્તામાં કે ખેતરમાં એની મેળે વેરાયેલા દાણા વડે ચલાવેલી આજીવિકા.

વાનપ્રસ્થોના ચાર પ્રકાર છે: ૧. વૈખાનસ, એટલે કે ખેડયા વિના પાકેલા ધાન્ય વડે આજીવિકા કરનાર. ૨. વાલખિલ્ય, એટલે કે નવું અન્ન મળતાં પ્રથમ સંઘરેલાનો ત્યાગ કરનાર. ૩. ઔદુંબર, એટલે કે સવારમાં ઊઠીને જે દિશા તરફ જુએ, તે દિશામાંથી આણેલા ફલ વગેરે ઉપર આજીવિકા કરનાર. અને ૪. નપ, એટલે કે પોતાની મેળે પડેલાં ફળ વગેરે ઉપર જીવનાર.

ઉત્પન્ન કર્યાં. ઇતિહાસ તથા પુરાણરૂપ પાંચમા વેદને તેમણે પોતાનાં સર્વ મુખોથી ઉત્પન્ન કર્યો. મોક્ષવિદ્યા, ધર્મવિદ્યા, કામવિદ્યા અને અર્થવિદ્યા પણ તેમનાં મુખોમાંથી જ ઉત્પન્ન થઈ. ૐકાર તેમના હૃદયમાંથી ઉત્પન્ન થયો. તેમના રૂંવાંટાંમાંથી છંદો ઉત્પન્ન થયા. વળી ક્ થી મ્ સુધીના ૨૫ સ્પર્શ વ્યંજનો તેમના જીવરૂપ છે, અ વગેરે સ્વરો તેમનું શરીર છે, શ્ષ્સ્હ્ એ ઊષ્માક્ષરો તેમની ઇંદ્રિયો કહેવાય છે, અને ય્ર્લ્વ્ એ ચાર અંતઃસ્થ અક્ષરો તેમનું બળ કહેવાય છે. સંગીતના સાત સ્વરો તેમની ક્રીડામાંથી ઉત્પન્ન થયા છે. [૧૨/૩૫-૪૮]

બ્રહ્માના મરીચિ વગેરે પુત્રો પરાક્રમી હતા, પણ તેઓનાથી પણ સૃષ્ટિનો વિસ્તાર ન થતો જોઈ, સૃષ્ટિની વૃદ્ધિ માટે યોગ્ય પ્રયત્ન કરતાં બ્રહ્માના શરીરના બે વિભાગ થઈ ગયા. તેમાંથી સ્ત્રીપુરુષનું યુગલ ઉત્પન્ન થયું. તેમાં જે પુરુષ હતો તે મનુ હતા, અને જે સ્ત્રી હતી તે શતરૂપા નામની તેમની મહારાણી હતી. પછી મિથુનધર્મથી પ્રજાઓ વધવા લાગી. સ્વાયંભુવ મનુએ શતરૂપાથી પાંચ સંતાન ઉત્પન્ન કર્યાં. તેમાં પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે પુત્રો હતા, અને આકૂતિ, દેવહૂતિ તથા પ્રસૂતિ નામે

---

સંન્યાસીઓના ચાર પ્રકાર છે : ૧. કુટીચક–એટલે કે પોતાના આશ્રમનાં કર્મોને જ મુખ્ય માનનાર. ૨. બહૂદક–એટલે કે પોતાના આશ્રમનાં કર્મો ગૌણ માની, જ્ઞાનને જ મુખ્ય માનનાર. ૩. હંસ–એટલે કે કેવળ જ્ઞાનાભ્યાસમાં જ લીન રહેનાર. અને ૪. નિષ્ક્રિય–એટલે કે તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર પામેલો.

ત્રણ કન્યાઓ હતી. મનુએ આહૂતિ નામની પોતાની કન્યા બ્રહ્માના પ્રજાપતિ પુત્ર રુચિને આપી; દેવહૂતિ કર્દમ પ્રજાપતિને આપી, અને પ્રસૂતિ દક્ષ પ્રજાપતિને આપી. આ ત્રણ કન્યાઓની સંતતિથી પછી આખું જગત ભરાઈ ગયું. [૧૨/૪૯-૫૬]

પુરુષાકાર મનુઓને ઉત્પન્ન થયેલા જોઈ સર્વે અતિ આનંદિત થયા અને કહેવા લાગ્યા: 'સારું થયું! હવે આ મનુઓની સૃષ્ટિમાં અગ્નિહોત્રાદિ સર્વ ક્રિયાઓ પ્રતિષ્ઠા પામશે, અને અમને અમારો હવિર્ભાગ મળશે.' [૨૦/૫૧]

# ૬

# વરાહાવતાર

## ૧

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! મનુએ પોતાની પ્રજાઓ સરજી તે વખતનો શરૂઆતનો એક ઇતિહાસ હું તને કહું છું. સ્વાયંભુવ મનુ પોતાની ભાર્યા સાથે ઉત્પન્ન થયા ત્યારે તેમણે બે હાથ જોડી, બ્રહ્માને પ્રણામ કરી, સ્તુતિ કરતાં કહ્યું કે, હે પ્રભુ, આપ સર્વને જન્મ અને આજીવિકા આપનાર પિતા છો. તો અમે આપની સેવા કેવી રીતે કરીએ તે કહો. અમને અમારાથી બની શકે એવાં કામ બતાવો, કે જે કરવાથી આ લોકમાં અમારો યશ વધે અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય. [૧૩/૬-૮]

બ્રહ્માએ પ્રસન્ન થઈને જવાબ આપ્યો: હે તાત! તેં આ રીતે નિષ્કપટ ભાવે મારી આજ્ઞા માગી છે, તેથી હું અતિ પ્રસન્ન થયો છું. તમારું બંનેનું કલ્યાણ થાઓ. તું આ શતરૂપા સ્ત્રીથી ગુણમાં તારા જેવા પુત્રો ઉત્પન્ન કરી, ધર્મથી

પૃથ્વીનું પાલન કર, અને યજ્ઞોથી ભગવાનનું યજન કર. હે રાજન્! પ્રજાની રક્ષા કરવાથી જ મારી ઉત્તમ સેવા થશે અને હૃષીકેશ ભગવાન પણ તારા ઉપર અવશ્ય પ્રસન્ન થશે. જે મનુષ્યો ઉપર યજ્ઞમૂર્તિ ભગવાન પ્રસન્ન થતા નથી, તેમના સર્વ શ્રમ વ્યર્થ જ છે. [૧૩/૯-૧૩]

ત્યારે મનુએ કહ્યું: હે પ્રભો! આપ મારે માટે અને મારી પ્રજાઓ માટે નિવાસસ્થાન બતાવો. કેમ કે, સર્વ પ્રાણીઓનું નિવાસસ્થાન પૃથ્વી તો મહાસાગરના પાણીમાં ડૂબેલી છે. [૧૩/૧૪-૫]

બ્રહ્માએ પણ જોયું કે, પાણીએ પૃથ્વીને પોતાની અંદર ડુબાડી દીધેલી છે. તેને હવે સમુદ્રમાંથી બહાર કેવી રીતે કાઢવી? હવે તો, 'મને આ સૃષ્ટિરચનાના કામમાં નિયુક્ત કરનાર પરમાત્મા પોતે જ કાંઈક કરે તો થાય,' એવો તે વિચાર કરતા હતા તેવામાં તેમના નાકમાંથી અંગૂઠા જેવડું વરાહનું એક બચ્ચું નીકળ્યું, અને જોતજોતામાં તે હાથી જેવડું વધી ગયું. પછી પર્વત જેવા વ્યાપક બનેલા વરાહાવતારી ભગવાને ગર્જના કરી પાણીમાં પ્રવેશ કર્યો અને પૂર્વે સમુદ્રમાં સૂતી વેળા* પોતાના ઉદરમાં સર્વ જીવોના આધારભૂત જે પૃથ્વીને ધારણ કરી હતી, તેને શોધી કાઢી. પછી જેવા ભગવાન પૃથ્વીને પોતાના દંતૂશળથી ખેંચીને બહાર કાઢવા લાગ્યા, તેવો જ અસહ્ય પરાક્રમી હિરણ્યાક્ષ દૈત્ય હાથમાં ગદા લઈ, ત્યાં ધસી આવ્યો અને તેમને મારવા લાગ્યો. એટલે સિંહ જેમ રમતમાત્રમાં હાથીનો સંહાર કરે, તેમ વરાહ ભગવાને

* જુઓ પા. ૩૭ પરિશિષ્ટ.

તે દૈત્યને રમતમાત્રમાં ત્યાં પાણીમાં જ મારી નાખ્યો. [૧૩/૧૬-૩૩]

પછી સૌ વડે સ્તુતિ કરાતા વરાહ ભગવાન પૃથ્વીને પાણી ઉપર સ્થિરતાથી સ્થાપીને ત્યાંથી ચાલતા થયા. [૧૩/૪૬-૭]

હિરણ્યાક્ષ દૈત્યનો આકસ્મિક ઉલ્લેખ સાંભળી તેના વિશે વધુ જાણવાની બુદ્ધિથી પરીક્ષિતરાજાએ શુકદેવજીને પૂછ્યું :

હે મુનિશ્રેષ્ઠ ! યજ્ઞમૂર્તિ શ્રી હરિએ હિરણ્યાક્ષનો નાશ કરી, રમતમાત્રમાં પોતાના દંતૂશળથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો એમ આપે કહ્યું. પણ ભગવાનને હિરણ્યાક્ષ સાથે શા માટે યુદ્ધ થયું, તેમ જ હિરણ્યાક્ષ કોણ હતો તે વિસ્તારથી મને કહો. [૧૪/૨-૩]

૨

શ્રીશુકદેવજી કહે છે: હે રાજન્ ! એક વખતે દક્ષની પુત્રી દિતિએ સંધ્યાકાળને સમયે કામાતુર થઈને સંતાનની ઇચ્છાથી મરીચિના પુત્ર, પોતાના પતિ કશ્યપ ઋષિની ઇચ્છા કરી. તે સમયે સૂર્ય અસ્ત પામી ગયો હતો, અને કશ્યપ ઋષિ યજન કરી સમાધિનિષ્ઠ અવસ્થામાં અગ્નિહોત્રશાળામાં બેઠા હતા. [૧૪/૭-૮]

દિતિએ અગ્નિહોત્રશાળામાં જઈ પોતાનો કામ પ્રગટ કર્યો. ત્યારે કશ્યપઋષિએ તેને જણાવ્યું કે, 'હે ગૃહેશ્વરી ! તું ઇચ્છે છે તે તારું પ્રિય હું કરીશ: કેમ કે જેનાથી ત્રણે પુરુષાર્થોની સિદ્ધિ થાય છે, તેવી પોતાની સ્ત્રીની કામના કયો પુરુષ પૂર્ણ

ન કરે ? જેમ નૌકાઓ વડે મનુષ્ય પોતે સમુદ્રને તરે છે અને બીજાઓને પણ તારી શકે છે, તેમ સ્ત્રીવાળો ગૃહસ્થાશ્રમી પુરુષ બ્રહ્મચર્ય આદિ સર્વ આશ્રમોને અન્નાદિ આપીને દુઃખસમુદ્રમાંથી તારે છે અને પોતે પણ તરે છે. હે માનિની, જે સ્ત્રીને વિદ્વાનો, કલ્યાણ ઇચ્છનારા પુરુષનું અર્ધું અંગ કહે છે, જેના ઉપર પોતાનો સર્વ ગૃહભાર સ્થાપી દઈને પુરુષ નિશ્ચિંત થઈને વિચરે છે, તથા કિલ્લાની પેઠે જેનો આશ્રય કરીને પુરુષ બીજા આશ્રમીઓથી દુર્જય એવા ઇંદ્રિયોરૂપી શત્રુઓને રમતમાત્રમાં જીતી શકે છે, તે અતિ ઉપકારક ગૃહિણીની સમાન બીજું શું હોઈ શકે ? તોપણ હે સાધ્વી ! તું માત્ર બે ઘડી થોભી જા, કારણ કે આ સંધ્યા સમયની વેળા ઘોર ગણાય છે.' [૧૪/૯-૨૮]

પોતાના પતિએ આ પ્રમાણે જણાવ્યું હોવા છતાં, કામથી વ્યાકુળ થઈ ગયેલી દિતિએ નિર્લજ્જપણે બ્રહ્મર્ષિ કશ્યપનું વસ્ત્ર પકડયું. તે ઋષિ પોતાની પત્નીનો એ નિંદ્ય કર્મમાં આવો આગ્રહ જોઈ, દૈવરૂપ ઈશ્વરને પ્રણામ કરી, એકાંતમાં તેને સેવવા લાગ્યા. પછી સ્નાન કરી, તેમણે પ્રાણાયામ કર્યો અને પરમાત્માના ધ્યાનપૂર્વક ગાયત્રીનો જપ કરવા માંડયો.

પોતાનું નિત્યકર્મ પૂરું કર્યા બાદ કશ્યપે તેને કહ્યું, 'હે અમંગલ સ્ત્રી ! તારું ચિત્ત અપવિત્ર હોવાને લીધે, સંધ્યા-સમયરૂપ દોષને લીધે, અને મારી આજ્ઞા ન પાળવાને લીધે તારા ઉદરમાં બે પુત્રો જગતને ત્રાસ પમાડનારા થશે. તેઓ નિરપરાધી દીન પ્રાણીઓનો વધ કરવા માંડશે અને સ્ત્રીઓને પાતિવ્રત્યધર્મથી ભ્રષ્ટ કરવા લાગશે. અંતે મહાત્મા પુરુષો

તેમના પ્રત્યે કોપાયમાન થશે અને વિશ્વેશ્વર ભગવાન પોતે અવતાર લઈ તે બંને પુત્રોનો નાશ કરશે.' [૧૪/૨૯-૪૦]

દિતિને આ પહેલાં જ પોતાના કર્મનો ઘણો પસ્તાવો થવા લાગ્યો હતો; તેટલામાં પોતે કરેલા અપરાધનું આવું ઘોર ફળ સાંભળી તે ઘણી દુઃખી દુઃખી થઈ ગઈ. ત્યારે કશ્યપે તેને સાંત્વન આપતાં કહ્યું કે, 'તને હવે કરેલા અપરાધનો તરત જ પશ્ચાત્તાપ થાય છે, અને તારો મારા વિષે ભક્તિભાવ છે, તેથી તારા પૌત્રોમાંનો એક પૌત્ર સત્પુરુષોમાં માન્ય થશે, અને તેના નિર્મળ યશને ભગવાનના યશની પેઠે લોકો ગાશે.' [૧૪/૪૧-૪]

પોતાના પુત્રોનો વધ ભગવાનના હાથથી જ થશે, અને પોતાનો પૌત્ર ભગવાનનો પરમ ભક્ત થશે એ જાણી, દિતિને કાંઈક સાંત્વન મળ્યું. [૧૪/૫૦]

પછી જેમ જેમ દિતિનો ગર્ભ વધવા લાગ્યો, તેમ તેમ લોકો સહિત લોકપાલો અતિ ત્રાસ પામવા લાગ્યા; તથા તેનું કારણ ન સમજી શકાવાથી બધા મળી બ્રહ્માને શરણે ગયા. બ્રહ્માએ તે બધાને સાંત્વન આપતાં દિતિના ગર્ભમાં આવેલા જીવોની હકીકત કહી તથા તેમનો પૂર્વ ઇતિહાસ પણ આ પ્રમાણે કહી સંભળાવ્યો:

"હે દેવો, મારા મનથી ઉત્પન્ન થયેલા મારા સનકાદિ ચાર પુત્રો એક સમયે નિર્મળ સ્વરૂપવાળા ભગવાન વિષ્ણુના વૈકુંઠલોકમાં ગયા. તે વૈકુંઠલોકમાં સર્વ કોઈ નિષ્કામધર્મથી શ્રીભગવાનનું આરાધન કર્યા કરે છે; તથા ત્યાં કેવળ વેદાંતથી જ જાણવાયોગ્ય અને ધર્મમૂર્તિ એવા આદિપુરુષ

શ્રીભગવાન્, શુદ્ધ સત્ત્વગુણ ધારણ કરી, ભક્તોને સુખ ઉપજાવતા રહે છે. [૧૫/૧–૨૫]

"પેલા સનકાદિ મુનિઓ શ્રીભગવાનનાં દર્શનની ઉત્કંઠાથી વૈકુંઠલોકના છ દરવાજાઓ ઓળંગી સાતમા દરવાજા આગળ આવી પહોંચ્યા. તે વખતે ત્યાં દ્વારપાળ જેવા બે સમાન વયના દેવો ઊભેલા હતા. આ મુનિઓ આત્મતત્ત્વને જાણનારા હોઈ, કેવળ નગ્નસ્વરૂપે વિચરતા હતા, તથા વૃદ્ધ છતાં કુમારની કાંતિવાળા હતા. સમભાવયુક્ત તે મુનિઓ સર્વત્ર અસ્ખલિતપણે વિચરવાની ટેવવાળા હોવાથી, પેલા દેવોની સામું જોયા વિના તેમ જ તેમને પૂછ્યા વિના, સ્વાભાવિક રીતે જ સાતમા દરવાજામાં પણ દાખલ થઈ ગયા. પરંતુ પેલા દેવોનો સ્વભાવ ભગવાનથી કાંઈક વિમુખ હતો. આ મુનિઓ આ રીતે પોતાની ઉપેક્ષા કરીને દરવાજામાં દાખલ થઈ ગયા તે તેમને ઠીક ન લાગ્યું, એટલે તેઓએ તેમને ઉદ્ધત માનીને અટકાવ્યા. [૧૫/૨૬–૩૦]

"સનત્કુમારો તે દ્વારપાળોના આ વિચિત્ર કૃત્યથી ખચકાઈને બોલ્યા: 'હે દ્વારપાળ દેવો! ભગવાનની સેવા કરવાથી આ વૈકુંઠમાં આવીને વસેલા સમદૃષ્ટિ લોકોની વચ્ચે તમારો આવો વિષમ સ્વભાવ ક્યાંથી? તમારી ભેદદૃષ્ટિ હજુ દૂર નથી થઈ, તેથી તમે અહીંના અભેદાનુભવવાળા લોકમાં રહેવા યોગ્ય નથી. તમે તો ભેદદૃષ્ટિવાળા લોકોમાં ચાલ્યા જાઓ, જ્યાં કામ, ક્રોધ, અને લોભનું હોવું ઘટે છે.' [૧૫/૩૧–૩૪]

"સનત્કુમારોનું ઠપકાયુક્ત આ વચન સાંભળતાં જ પેલા દેવોને પોતાની ભૂલ સમજાઈ. પોતાને થયેલી સજા પણ તેમને યોગ્ય લાગી. પરંતુ પેલા મુનિઓને વિનંતી કરતાં

તેમણે કહ્યું : 'હે ભગવંતો! અમારા ઉપર કૃપા કરીને આપ એટલું તો વરદાન આપો કે, અમે જે જે નીચ યોનિઓમાં અવતરીએ, તે તે યોનિઓમાં મોહથી અમે ભગવાનની સ્મૃતિ ખોઈ ન બેસીએ.' [૧૫/૩૫-૬]

"પરંતુ, એટલામાં તો વિષ્ણુ પોતે જ લક્ષ્મી સહિત ત્યાં આવી પહોંચ્યા. તેમણે પણ પેલા મુનિઓએ પોતાના દ્વારપાળોને કરેલી સજા યોગ્ય માની, અને તે મુનિઓને વિનંતિ કરતાં જણાવ્યું કે, 'સેવકે કરેલા અપરાધમાં સ્વામીનો પણ હિસ્સો હોય છે. તે રીતે મેં પણ આપનો અપરાધ કર્યો છે. બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણો, દૂઝણી ગાયો અને શરણ વિનાનાં નિરાધાર પ્રાણીઓ મારા રૂપ જ છે. તેમનો અનાદર એ મારો પોતાનો અનાદર છે. છતાં આ દેવોનો ક્રોધી સ્વભાવ દૂર ન થયો હોવાથી તેમણે આપનું નાહક અપમાન કર્યું છે. તેઓ તેમના એ ક્રોધરૂપી અંશને કારણે જ મને પૂરેપૂરા અનુસરી શકતા નહોતા. તેઓ હવે અસુરની યોનિમાં જન્મશે, અને ક્રોધાવેશપૂર્વક ચિત્તની એકાગ્રતાથી દૃઢ યોગાભ્યાસવાળા થઈને ફરી મારી પાસે આવશે.'" [૧૬/૫-૨૬]

આટલો પૂર્વ ઇતિહાસ કહી સંભળાવ્યા પછી, બ્રહ્માએ પેલા દેવોને કહ્યું કે, આ પ્રમાણે વૈકુંઠમાંથી ચ્યુત થયેલા તે એ દેવો જ અત્યારે દિતિના ગર્ભમાં આવ્યા છે. માટે તમે નિઃશંક થઈને પાછા જાઓ. [૧૬/૩૫]

આ તરફ દિતિએ સમય પૂરો થતાં જોડકા બે પુત્રોને જન્મ આપ્યો. તેઓ જન્મ્યા ત્યારે ત્રિલોકમાં ખળભળાટ મચી ગયો અને અનર્થસૂચક વિવિધ ઉત્પાતો થવા લાગ્યા.

કશ્યપમુનિએ તેમનાં હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એવાં નામ પાડ્યાં. તેમાં હિરણ્યાક્ષનો જન્મ પ્રથમ થયો હતો, જો કે પિતાના વીર્યની દષ્ટિએ ગર્ભમાં પ્રથમ પ્રવેશ હિરણ્યકશિપુનો હતો. * [૧૭/૧૮]

તે બંને પુત્રો ઉંમરમાં તેમ જ તેજમાં વધતા ગયા, અને તેમનાં ઘોર પરાક્રમોથી ત્રિલોક 'ત્રાહિ' 'ત્રાહિ' પોકારવા લાગ્યું. ભૂતળ પરનાં મનુષ્યો શું, પણ અંતરિક્ષવાસી દેવો પણ હિરણ્યાક્ષનાં પરાક્રમોથી નિસ્તેજ અને દીન થઈ ગયા. પછી તો હિરણ્યાક્ષે મદોન્મત્ત થઈ પોતાના હાથની ચળ ઉતારવા માટે ધર્મવ્યવસ્થા તથા યજ્ઞવ્યવસ્થાનો નર્યો અનાદર કરીને ઋષિઓ અને દેવોનો ખુલ્લો દ્રોહ આચર્યો. [૧૮/૫]

અંતે પૃથ્વીને ધારણ કરનારા અને સંસ્થાપિત કરવા ઇચ્છતા ભગવાન વરાહ સાથે જ તે અથડામણમાં આવ્યો અને તેનો પ્રાણ ગયો. [૧૯/૨૬]

તે વખતે દેવો યજ્ઞમૂર્તિ વરાહની સ્તુતિ કરતા કહેવા લાગ્યા: 'સમગ્ર યજ્ઞોને વિસ્તારનારા અને જગતના પાલન માટે નિર્મળ સત્ત્વમૂર્તિ ધારણ કરનારા આપને અમે વારંવાર

* ગર્ભાધાન સમયે વીર્યનો પ્રવેશ થતી વખતે તેના બે ભાગ પડી જાય, તો જોડકું ઉત્પન્ન થાય છે. તેમાં જે વીર્ય પ્રથમ દાખલ થયું હોય છે તે જન્મતી વખતે પછી જન્મે છે, અને જે વીર્ય પાછળથી દાખલ થાય છે તે જન્મની વખતે પહેલું હોય છે. સાંકડી શેરીમાં પ્રથમ દાખલ થયેલો રથ નીકળતી વખતે સૌથી પાછળ નીકળે છે, અને છેવટે દાખલ થયેલો રથ પ્રથમ નીકળે છે તેમ.—શ્રીધર.

નમસ્કાર કરીએ છીએ. હે ઈશ્વર! જગતનાં મર્મસ્થાનોમાં[1] અત્યંત પીડા કરનારા આ દૈત્યનો આપે વધ કર્યો તે બહુ જ સારું કર્યું છે. [૧૯/૨૯-૩૦]

ઋષિઓ પણ તે યજ્ઞસ્વરૂપી ભગવાનની સ્તુતિ કરતા તેમને પૃથ્વીનું સંસ્થાપન કરવા માટે વીનવવા લાગ્યા. ત્યાર બાદ વરાહસ્વરૂપધારી પરમાત્માએ સર્વ પ્રાણીઓના નિવાસ અર્થે પૃથ્વીનું સંસ્થાપન કર્યું.[2] [૧૩/૪૬]

## ટિપ્પણ

**૧: અવતારો**

એક રીતે શ્રીમદ્‌ભાગવત, ભગવાનના ૨૪ અવતારોની કથારૂપ જ છે. પરંતુ અત્યારે જે સ્વરૂપે આપણને તે ગ્રંથ મળે છે, તેમાં અવતારોની સંખ્યા બાબત જુદાં જુદાં પ્રકરણોમાં ઘણો વિરોધ છે. જેમ કે, પ્રથમ સ્કંધમાં ત્રીજા અધ્યાયમાં ક્રમપૂર્વક સંખ્યાના ઉલ્લેખ સાથે માત્ર ૨૨ અવતારો ગણાવ્યા છે; જ્યારે દ્વિતીય સ્કંધમાં સાતમા અધ્યાયમાં ૨૪ અવતારો ગણાવ્યા છે. પ્રથમ સ્કંધની ગણતરીમાં આદિનારાયણ નારદ, મોહિની અને બળરામ એ ચાર અવતારોનાં નામ દ્વિતીય સ્કંધની ગણતરી કરતાં વધુ છે; જ્યારે દ્વિતીય સ્કંધની ગણતરીમાં સનત્કુમાર, ધ્રુવને વરદાન આપનાર, હયગ્રીવ, ગજને છોડાવનાર, હંસ અને દરેક મન્વંતરનો ખાસ અવતાર—એ છ અવતાર વધુ છે. આ બે

૧. જે યજ્ઞાદિ વ્યવસ્થા ઉપર જ સકળ પૃથ્વીનું ધારણપોષણ આધાર રાખે છે, તે વ્યવસ્થાને જ તોડી પાડનારા.

૨. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં ૨.

ગણતરીઓ ઉપરાંત એકાદશ સ્કંધમાં (અ૦ ૪) અવતાર-લીલાઓનાં વર્ણન વખતે નીચે મુજબ અવતારો ગણાવ્યા જણાય છે: ૧. પુરુષ (આદિ નારાયણ), ૨. નર-નારાયણ, ૩. હંસાવતાર, ૪. દત્તાત્રેય, ૫. સનકાદિ, ૬. ઋષભદેવ, ૭. હયગ્રીવ, ૮. મત્સ્ય, ૯. વરાહ, ૧૦. કચ્છપ, ૧૧. ગજેન્દ્ર મોચક, ૧૨. વાલખિલ્યોને ખાબોચિયામાંથી તારનાર.[૧] ૧૩. ઇંદ્રને વૃત્રાસુરના વધથી પ્રાપ્ત થયેલી બ્રહ્મહત્યામાંથી છોડાવનાર, ૧૪. નૃસિંહ, ૧૫. મન્વંતરોનો અવતાર, ૧૬. વામન, ૧૭. પરશુરામ, ૧૮. રામચંદ્ર, ૧૯. શ્રીકૃષ્ણ, ૨૦. બળરામ, ૨૧. બુદ્ધ, ૨૨. કલ્કિ.

આ ગણનામાં અવતારોની સંખ્યાનો નિર્દેશ નથી કર્યો. એટલે આ ગણતરીને કુલ કેટલા અવતારો માન્ય છે તે નિશ્ચિત કરી શકાતું નથી.

છઠ્ઠા સ્કંધમાં આઠમા અધ્યાયમાં નારાયણની સ્તુતિના શ્લોકો છે. તેમાં ૧. આદિનારાયણ, ૨. મત્સ્ય, ૩. વામન,

૧. ૧૧-૪-૧૯માં તેમની આટલી જ હકીકત આપી છે: 'વાલખિલ્ય ઋષિઓ કશ્યપ માટે સમિધો લેવા ગયા ત્યારે ગાયના પગલાના ખાબોચિયામાં ડૂબી ગયા હતા. ત્યારે ઇંદ્રે તેમની હાંસી કરી હતી. પછી ભગવાને તેમને ખાબોચિયામાંથી કાઢી દુઃખમુક્ત કર્યાં હતા.' મહાભારત આદિપર્વ અ૦ ૩૧માં એવી કથા છે કે, કશ્યપ ઋષિએ યજ્ઞ કરવા માટે લાકડાં લાવવાને ઇંદ્ર અને વાલખિલ્યોને મોકલ્યા હતા. ત્યારે ઇંદ્રે તેમનું વામનસ્વરૂપ આદિને કારણે તેમની હાંસી કરી હતી. તેથી તે ઋષિઓએ ઇંદ્રથી પણ બળવાન એવો બીજો ઇંદ્ર ઉત્પન્ન કરવા યજ્ઞકર્મ કર્યું હતું. તેમાંથી પછી ગરુડ ઉત્પન્ન થયો હતો.

૪. ત્રિવિક્રમ, ૫. નૃસિંહ, ૬. વરાહ, ૭. પરશુરામ, ૮. રામચંદ્ર, ૯. નારાયણ, ૧૦. નર, ૧૧. દત્તાત્રેય, ૧૨. કપિલ, ૧૩. સનત્‌કુમાર, ૧૪. હયગ્રીવ, ૧૫. નારદ, ૧૬. કૂર્મ, ૧૭. ધન્વંતરિ, ૧૮. ઋષભદેવ, ૧૯. યજ્ઞ, ૨૦. બળદેવ, ૨૧. શેષનાગ, ૨૨. વેદવ્યાસ, ૨૩. બુદ્ધ, ૨૪. કલ્કિ—આ પ્રમાણે અવતાર-સંખ્યા જણાવી છે.

હવે આ જુદી જુદી અવતારગણનાઓમાંથી કઈ ગણનાને પ્રામાણિક કે આધારભૂત ગણવી એ નક્કી કરવાનું રહે છે. નારદીય પુરાણ (પ્ર. ૯૬, ૪થો પાદ) માં ભાગવત પુરાણના વિષયનો સ્કંધવાર સાર આપ્યો છે. તેમાં માત્ર બીજા સ્કંધમાં જ લીલાવતારોની ગણનાનો તે ઉલ્લેખ કરે છે. એટલે આપણે માનવું જોઈએ કે એ સિવાયની બીજા સ્કંધોની ગણતરીઓ પછીથી ઉમેરાયલી છે.* જૂના વખતમાં અન્ય પુરાણોમાં શ્રીમદ્‌ભાગવતના કુલ અધ્યાયોની જે સંખ્યા બતાવવામાં આવી છે, તેના કરતાં આજના ભાગવતમાં ત્રણ અધ્યાયો વધારે છે. તે ઉપરથી પણ ઉપરની માન્યતાને ટેકો મળે છે. આ અવતાર ગણતરીઓવાળાં પ્રકરણો જ નવાં ઉમેરાવાનું કારણ એ દેખાય છે કે, મૂળ ભાગવતમાં શ્રીકૃષ્ણને અનેક ઠેકાણે પરમાત્માના અંશાવતાર જ ગણાવ્યા છે અથવા કહ્યા છે.[1] પરંતુ પછીના વખતમાં જ્યારે શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર માનવાનું જ શરૂ થયું, ત્યારે ભાગવતમાં

* 'ઇંડિયન હિસ્ટોરીકલ ક્વાર્ટર્લી' પુ. ૮, પા ૨૫૩, ઉપરના શ્રી. અમરનાથ રાયના લેખ પ્રમાણે.

૧. ૧૦-૧-૨૫, ૧૦-૨-૧૮, ૧૦-૧૦-૩૫, ૧૦-૩૩-૨૬, ૧૦-૮૮-૪૬, ૪-૧-૫૮, ૧૦-૭૦-૨૮.

જ બીજા સ્કંધમાં શ્રીકૃષ્ણને અને બળરામને ભેગા એક અંશાવતારરૂપ (કલારૂપ) કહ્યા હોય એ બંધબેસતું ન લાગે. તેથી પહેલાં તો પ્રથમ સ્કંધવાળી અવતાર-ગણતરી ઉમેરવામાં આવી. તેમાં શ્રીકૃષ્ણ માટે ખાસ લીટી ઉમેરી કે, બીજા અવતારો તો અંશાવતારો છે, પરંતુ શ્રીકૃષ્ણ જ પૂર્ણાવતાર છે. પરંતુ પછી છઠ્ઠા સ્કંધની ગણતરીવાળાએ તો તેથી પણ આગળ જઈને શ્રીકૃષ્ણને અવતાર-ગણતરીમાંથી જ ઉઠાવી લીધા, અને સ્વયં પરમાત્મા જ ઠરાવ્યા. આમ સ્કંધ ૧ અ૦ ૩, અને સ્કંધ ૬ અ૦ ૮ આ બે અધ્યાયો તો પછીથી ઉમેરાયલા ચોખ્ખા દેખાય છે. એટલે આપણે દ્વિતીયસ્કંધવાળી અવતાર-ગણતરીને જ મૂળ ભાગવતની અવતાર-ગણતરી ગણવી જોઈએ. તે ગણતરી મુજબ ૨૪ અવતારો આ પ્રમાણે છે: ૧. વરાહ, ૨. સુયજ્ઞ, ૩. કપિલ, ૪. દત્તાત્રેય, ૫. સનત્‌કુમાર. ૬. નર-નારાયણ, ૭. ધ્રુવને વરદાન આપનાર, ૮. પૃથુ. ૯. ઋષભ, ૧૦. હયગ્રીવ, ૧૧. મત્સ્ય, ૧૨. કૂર્મ, ૧૩. નૃસિંહ, ૧૪. ગજને બચાવનાર, ૧૫. વામન, ૧૬. હંસ, ૧૭. દરેક મન્વંતરનો અવતાર, ૧૮. ધન્વંતરિ, ૧૯. પરશુરામ, ૨૦. રામચંદ્ર, ૨૧. કૃષ્ણ, ૨૨. વ્યાસ, ૨૩. બુદ્ધ, ૨૪. કલ્કિ.

શ્રીમદ્‌ભાગવતમાં આ ચોવીસે અવતારોની પૂરેપૂરી કથા છે એમ તો નથી જ. હયગ્રીવ અવતાર વિષે ભાગવતમાં કશી જ કથા નથી. તેમાં માત્ર એટલું જ જણાવ્યું છે: "સુવર્ણ સમાન વર્ણવાળા, વેદમય, યજ્ઞમય, સાક્ષાત્ યજ્ઞ પુરુષ ભગવાન, મારા (બ્રહ્માના) યજ્ઞમાં હયગ્રીવ સ્વરૂપે પ્રગટ થયા હતા. એ સમયે શ્વાસ લેતાં એમની નાસિકામાંથી સુંદર

વેદવાણી ઉત્પન્ન થઈ હતી. [સ્કંધ ૨ અ૦ ૭] છઠ્ઠા સ્કંધમાં આઠમા અધ્યાયમાં જણાવ્યું છે કે, "હયગ્રીવ ભગવાન માર્ગમાં જતાં દેવોને પ્રણામ નહીં કરવારૂપ અપરાધથી મારી રક્ષા કરો." અગિયારમા સ્કંધમાં ચોથા અધ્યાયમાં જણાવ્યું છે કે, "વિષ્ણુ ભગવાને હયગ્રીવ અવતારમાં મધુ દૈત્યનો નાશ કરીને વેદો પાછા આણ્યા હતા." આમ, ભાગવત આપણને આ અવતાર વિષે કશી સળંગ કથા નથી આપતું. દેવી ભાગવત, સ્કંદપુરાણ આદિમાં આ અવતારની કથા બહુ જુદા સ્વરૂપમાં છે. બ્રાહ્મણ અને આરણ્યક ગ્રંથોમાં વળી તે કથા તેથી પણ જુદી છે. મધુ દૈત્ય પાસેથી વેદ પાછા આણ્યાની ઉલ્લેખવાળી કથા મહાભારતના શાંતિપર્વમાં છે: 'કમળના નાળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા તે વખતે જ કમળના પત્રમાં પડેલાં બે બિંદુમાંથી મધુ અને કૈટભ એ બે દૈત્યો ઉત્પન્ન થયા. બ્રહ્મા તે વખતે વેદોને સરજીને સૃષ્ટિ રચવાનો વિચાર કરતા હતા તેવામાં આ દૈત્યો આવીને વેદ હરી ગયા. એટલે બ્રહ્માએ ભગવાનની પ્રાર્થના કરી, ત્યારે ભગવાને હયગ્રીવરૂપ ધારણ કરી બ્રહ્માને વેદ લાવી આપ્યા અને મધુ વગેરેનો વધ કર્યો.' પરંતુ બ્રહ્માના યજ્ઞમાંથી હયગ્રીવ ઉત્પન્ન થયાની વાત તે કથામાં નથી.

હંસાવતારની બાબતમાં પણ તેવું જ છે. એની કંઈક વિગત આગળ કૃષ્ણચરિત્રના દશમા ખંડમાં ૧૩મા અધ્યાયના શ્લોકોના સાર વખતે આપેલી છે. પરંતુ સ્કંધ ૨, અ૦ ૭ શ્લો૦ ૧૯ માં એવું જણાવ્યું છે કે, 'હે નારદ! તમારા અત્યંત વધેલા ભક્તિભાવથી પ્રસન્ન થઈ, તે ભગવાને હંસનું સ્વરૂપ ધારણ કરીને તમને ભક્તિયોગ તથા આત્મતત્ત્વને પ્રકાશ

કરનારા જ્ઞાનસાધન ભાગવતધર્મનો સારી રીતે ઉપદેશ કર્યો હતો.'

## ૨: વરાહાવતાર

વરાહાવતાર વિષે બે જુદી જુદી કથાઓ હોય એમ લાગે છે. એક તો પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયમાં જણાવ્યા મુજબ, સૃષ્ટિરચના વખતે જળ ઉપર પૃથ્વી સ્થાપવા માટે જ ભગવાને વરાહાવતાર ધારણ કર્યો, એ જાતની. વિષ્ણુપુરાણ તથા હરિવંશમાં પણ આ અવતાર વિષે એ જાતની જ કથા છે. પરંતુ બીજી કથા એવી જણાય છે કે, હિરણ્યાક્ષ રાક્ષસે સર્વને ત્રાસ આપવા માંડ્યો હોવાથી, તેને મારવા માટે જ વરાહાવતાર થયો હતો. હરિવંશમાં આ બીજી જાતની કથા પણ છે. તૃતીય સ્કંધમાં ભાગવતકારે આ બે કથાઓને વિચિત્ર રીતે ભેગી કરવા પ્રયત્ન કર્યો છે. ૧૩મા અધ્યાયમાં જણાવ્યા પ્રમાણે સૃષ્ટિરચના વખતે મનુની પ્રજાઓ સારુ, પૃથ્વીને જળ ઉપર સ્થાપિત કરવા માટે બ્રહ્માની ઇચ્છાથી ભગવાને વરાહાવતાર લીધો હતો. ત્યાં તે અવતારની ઋષિઓએ જે સ્તુતિ કરી છે, તેમાં પણ તેમણે જળમાં ડૂબેલી પૃથ્વીના ઉદ્ધાર કરવા અને સ્થાવર-જંગમ જગતના નિવાસસ્થાન તરીકે તેની સંસ્થાપના કરવા માટે જ વિનંતી કરી છે. તથા અંતમાં પણ ભગવાન પૃથ્વીનું संस्थापन करी પોતાના લોકમાં ચાલ્યા ગયા એમ જણાવ્યું છે. પછી અધ્યાયને અંતે વરાહાવતારનું શ્રવણ કરવાથી પ્રાપ્ત થતા ફળનું કથન કરી, તે અવતારની કથાની સમાપ્તિ કરી છે. પરંતુ ૧૭મા અધ્યાયમાં જાણે હિરણ્યાક્ષનો વધ કરવા જ ભગવાને અવતાર ધારણ

કર્યો હતો એવું કથન છે. [૧૭/૩૧] દેવતાઓ પણ બ્રહ્મા પાસે હિરણ્યાક્ષાદિના તેજથી ત્રાસીને પોતાનું રક્ષણ ઇચ્છતા ગયા છે. તથા ૧૮મા અધ્યાયમાં બ્રહ્માદિએ વરાહાવતારની જે સ્તુતિ કરી છે, તેમાં પણ હિરણ્યાક્ષને મારી સર્વ પ્રાણીઓનું રક્ષણ કરો એમ જ જણાવ્યું છે. તથા ૧૯મા અધ્યાયમાં ભગવાન હિરણ્યાક્ષને મારીને પોતાના લોકમાં પાછા ગયા એમ જણાવ્યું છે. તથા તે જ અધ્યાયને અંતે વરાહાવતારની કથા સાંભળવાથી થતું ફળ વર્ણવ્યું છે તેમાં પણ તે અવતારે 'હિરણ્યાક્ષના વધમાં જે અદ્ભુત લીલા કરી હતી' તે કથાનું જ કથન છે. અલબત્ત, ભાગવતકારે આ બે કથાઓને ૧૮મા અધ્યાયમાં એવું કહીને જોડી દીધી છે કે, ભગવાન પૃથ્વીનો જ્યારે પાણીમાંથી ઉદ્ધાર કરતા હતા, તે વખતે હિરણ્યાક્ષ ત્યાં દોડી ગયો, અને તેમને હાથે મરાયો. પરંતુ હજુ તો મનુ જન્મતાં જ તેને માટે નિવાસસ્થાન તરીકે પૃથ્વીને ભગવાન પાણી બહાર કાઢે છે, તેટલામાં મનુની પુત્રી પ્રસૂતિના પતિ દક્ષની પુત્રી દિતિનો પુત્ર હિરણ્યાક્ષ ક્યાંથી જન્મ્યો અને ભગવાન સાથે લડવા આવ્યો, એ ન સમજાય તેવી વાત છે. એટલે વરાહાવતાર વિષે બે જુદી જુદી કથાઓને ભાગવતકારે કઢંગી રીતે ભેગી કરી છે એમ જ કહેવું જોઈએ, અથવા તો તે બે કથાઓ જુદે જુદે પ્રસંગે મૂળ ભાગવતમાં જુદે જુદે હાથે ઉમેરાઈ છે, અને પછી તેમને આવી રીતે જોડી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એમ માનવું જોઈએ.

વરાહ અવતારે હિરણ્યાક્ષને માર્યાની વાત વિષ્ણુપુરાણમાં નથી. વાયુપુરાણમાં ટૂંકમાં તેવો ઉલ્લેખ છે.

## ૭

# કપિલ અવતાર

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્મદેવે જ્યારે પોતાના પ્રજાપતિ પુત્રોને પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી, ત્યારે પ્રજાપતિ કર્દમે શીલયુક્ત, તથા ધર્મ-અર્થ-કામ એ ત્રણે પુરુષાર્થો આપનારી પત્ની પ્રાપ્ત કરવાને માટે સરસ્વતી નદીને કાંઠે દીર્ઘ તપશ્ચર્યા આદરી. તેમને નિશ્ચય હતો કે, વિષયો વડે હણાયેલો આ લોક પરમાત્માની વેદવાણીરૂપ દોરીથી બંધાયેલો છે. તેથી વેદોક્ત કર્મો દ્વારા પરમાત્માનું યજન કરવું એ જ સર્વને માટે ક્ષેમનો માર્ગ છે. [૨૧/૪–૧૬]

હે રાજન્! તેમણે વિચાર્યું કે, જગતને સર્જવાની ઇચ્છાથી જ ભગવાને પોતે પણ સત્ત્વાદિ ગુણોરૂપ યોગમાયાને સ્વીકારી છે; અને એ માયા વડે શબ્દાદિ વિષયોનાં સુખ આપનાર અને ભોગવનાર વસ્તુતાએ તે જ છે. [૨૧/૧૯–૨૦] માટે શુદ્ધ સત્ત્વગુણી બની, પરમાત્માની વેદરૂપ આજ્ઞાને સારી રીતે પાળી, સર્વ કર્મોનાં ફળ પરમાત્માને સમર્પણ કરવાં; અને

જિતેંદ્રિયપણે આચરેલા ગૃહસ્થાશ્રમથી પ્રાણીમાત્ર પર દયા કરી, અંતે સંન્યાસથી સર્વને અભયદાન આપી, પરમાત્મામાં જ પોતાને તથા સર્વ જગતને રહેલું જોવું—એ જ મારે માટે યોગ્ય પુરુષાર્થ છે. [૨૧/૩૦–૧]

એ અરસામાં મનુરાજા પોતાની શતરૂપા પત્ની, તથા વયમાં આવેલી અને પતિને ઇચ્છતી એવી પોતાની દેવહૂતિ નામની કન્યાને લઈ રથમાં બેસી તે તરફ આવી પહોંચ્યા. કર્દમ મુનિએ તેમનું યથોચિત સન્માન કર્યું, તથા આ તરફ આવવાનું પ્રયોજન પૂછ્યું. [૨૧/૩૬–૫૬]

મનુએ જણાવ્યું કે: 'હે મુનિ! મારી આ પ્રિય પુત્રી દેવહૂતિ, પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે ભાઈઓની બહેન છે. તેણે નારદજી પાસે જ્યારથી આપના સ્વભાવ, શાસ્ત્રજ્ઞાન વય તથા ગુણો સાંભળ્યા છે, ત્યારથી તેણે આપને વરવાનો નિશ્ચય કર્યો છે. માટે હે વિદ્વન્! મેં શ્રદ્ધાથી અર્પણ કરેલી આ કન્યાને આપ સ્વીકારો. ગૃહસ્થાશ્રમને લગતાં સર્વ કર્મોમાં તે આપને સર્વ પ્રકારે યોગ્ય છે.' [૨૨/૧૧]

કર્દમઋષિએ મનુએ કહેલી વાતનો ખુશીથી સ્વીકાર કર્યો; પરંતુ જણાવ્યું કે, 'આ સાધ્વી સ્ત્રીનો હું એ શરતે સ્વીકાર કરવા ખુશી છું કે, તેને ગર્ભાધાન થાય ત્યાર પછી મને સંન્યાસધર્મ સ્વીકારવાની છૂટ હોવી જોઈએ.' [૨૨/૧૯]

મનુએ પોતાની મહારાણીનો અને પુત્રીનો તે બાબતમાં સ્પષ્ટ અભિપ્રાય જાણી લઈ, તેમની સંમતિ મળતાં જ અત્યંત હર્ષમાં આવીને પોતાની કન્યા તે ઋષિને સમર્પણ કરી; તથા પહેરામણીમાં ઘરને લાયક સર્વ સામાન તેમને આપ્યો.

પછી કર્દમ મુનિની રજા લઈ, પુત્રીના વિરહથી દુઃખિત મન-વાળા થઈ, તે પોતાની બર્હિષ્મતી નામની રાજધાની તરફ પાછા ફર્યા, અને ધર્મ–અર્થ–કામને અવિરોધીપણે પાલન કરતા, તથા અંતરથી શ્રીભગવાનમાં જ ચિત્તવૃત્તિ રાખતા વિહરવા લાગ્યા. [૨૨/૩૩–૫]

આ તરફ દેવહૂતિએ પણ નિત્ય-નૂતન પવિત્ર પ્રેમ વડે પોતાના પતિની એકનિષ્ઠાથી સેવા કરવા માંડી. કામ, કપટ, દ્વેષ, લોભ, દુરાચાર તથા મદનો ત્યાગ કરી, તેમણે પોતાના પતિનું સાવધાનતા તથા તત્પરતાપૂર્વક અનુસરણ કર્યું. પોતાના પતિના વચન ઉપરના વિશ્વાસથી, માનસિક પવિત્રતાથી, પતિ પ્રત્યેના માનથી, ઇંદ્રિયનિગ્રહથી, સેવાથી, સ્નેહથી, અને મધુર વાણીથી અતિ તેજસ્વી એવા તે કર્દમઋષિને તેમણે નિત્ય સંતોષ ઉપજાવવા માંડ્યો. એમ કરતાં કરતાં ઘણા કાળ સુધી વ્રતાચરણ કરવાને લીધે તેમનું શરીર કૃશ અને દુર્બળ થઈ ગયું. [૨૩/૪]

ત્યાર પછી એક સમય કર્દમમુનિએ દેવહૂતિનો અધિકાર અને કામના જોઈને, તેમની ઇચ્છાથી, સંતાનોત્પત્તિ માટે તેમનો સહવાસ પ્રીતિપૂર્વક આચર્યો. પરિણામે દેવહૂતિને એકી સાથે નવ પુત્રીઓનો જન્મ થયો. હવે લગ્ન વખતે કરેલી શરત પ્રમાણે પોતાના પતિ સંન્યાસ લેશે એવું જાણી, દેવહૂતિ નમ્રતાથી કર્દમઋષિને કહેવા લાગ્યાં: 'હે પ્રભુ! આ પુત્રીઓ જન્મવાથી મને ખરેખર એક દીનતા પ્રાપ્ત થઈ છે. કારણ કે, આપની ગેરહાજરીમાં તેમના લગ્નાદિની વ્યવસ્થા કરવી મને એકલીને મુશ્કેલ થઈ પડશે. માટે મને એક પુત્ર થાય નહિ ત્યાં સુધી આપે મારો ત્યાગ કરવો યોગ્ય નથી.' [૨૩/૫૨]

કર્દમઋષિએ તેમનું વિનયમધુર વચન સાંભળી, તેમને આશ્વાસન આપ્યું, અને થોડા વખતમાં તેમને પેટે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશક પુત્ર જન્મ લેવાનો છે એમ જણાવી, તેમને ઇંદ્રિયોના સંયમપૂર્વક સ્વધર્મનું આચરણ કરવાની તેમ જ તપશ્ચર્યા અને દાન સહિત શ્રદ્ધાપૂર્વક ઈશ્વરભજન કરવાની સૂચના આપી. [૨૪/૪]

પછી જ્યારે યોગ્ય સમયે કર્દમઋષિથી દેવહૂતિને પુત્રનો જન્મ થયો, ત્યારે બ્રહ્મા પોતે કર્દમ પાસે આવ્યા. પોતાની આજ્ઞાને આ રીતે કર્દમે ખુશીથી પાળી હોવાથી બ્રહ્માએ તેમને ધન્યવાદ આપ્યો, તથા જણાવ્યું કે, 'તમારો આ પુત્ર સાંખ્યશાસ્ત્રનો ઉપદેશક થશે. એટલું જ નહિ, પણ ભગવાન પોતે જ અંશ વડે, સત્ત્વગુણનો આશ્રય કરીને એટલા માટે તમારા પુત્રરૂપે અવતર્યા છે.' ત્યાર બાદ તેમણે કર્દમને સલાહ આપી કે, તમારી પુત્રીઓને મારા મરીચિ આદિ પુત્રો વેરે પરણાવી દેજો. [૨૪/૧૦-૨૦]

તે પ્રમાણે કર્દમે મરીચિ વેરે પોતાની પુત્રી કલાનું, અત્રિ વેરે અનસૂયાનું, અંગિરા વેરે શ્રદ્ધાનું, પુલસ્ત્ય વેરે હવિર્ભૂનું, પુલહ વેરે ગતિનું, ક્રતુ વેરે સતી ક્રિયાનું, ભૃગુ વેરે ખ્યાતિનું, વસિષ્ઠ વેરે અરુંધતીનું, અને અથર્વન્ વેરે શાંતિનું લગ્ન કર્યું. પછી પોતાના પુત્ર કપિલ મોટો થતાં, તેની અનુજ્ઞાથી તે સંન્યાસી થઈને ચાલી નીકળ્યા. [૨૪/૨૧-૪૧]

હવે તેમણે મુનિઓનું અહિંસાવ્રત ધારણ કરી, કેવળ આત્માનું જ શરણ લીધું, અને સર્વ સંગનો ત્યાગ કરી પૃથ્વી ઉપર વિચરવા માંડ્યું. પરમાત્મા વિષે જ મન જોડી દઈ, તેમણે રાગ-દ્વેષ, શીત-ઉષ્ણ આદિ દ્વંદ્વોનો ત્યાગ કર્યો અને

સર્વ સ્થળે સમદૃષ્ટિ કરીને તે ભેદબુદ્ધિરહિત થયા. અંતે તેમની બુદ્ધિ શાંત અને વિક્ષેપરહિત થતાં, તે સર્વ બંધનોથી મુક્ત થયા, અને અજ્ઞાનથી રહિત થઈ, સર્વત્ર આત્મદર્શન કરતા મોક્ષપદ પામ્યા. [૨૪/૪૨-૭]

આ તરફ કપિલદેવ, પિતાના ગયા પછી માતા સાથે જ રહેતા હતા. એક વખત પોતાના પતિનાં વચન યાદ કરીને દેવહૂતિ કપિલદેવ જ્યાં બેઠા હતા ત્યાં ગયાં, અને તેમને કહેવા લાગ્યાં :

'હે પુત્ર! તું ઉત્તમ ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ છે એમ મેં સાંભળ્યું છે. હું અસત્ય એવા વિષયાભિલાષોથી હવે થાકી ગઈ છું, તેમ જ તેમને પૂર્ણ કરવાના પ્રયત્નમાં જ મહાન મોહમાં ડૂબી ગઈ છું. માટે તું મારા તે મહામોહને યથાયોગ્ય ઉપદેશથી દૂર કર.' [૨૫/૬-૧૧]

કપિલદેવે પણ માતાની આજ્ઞાનો સ્વીકાર કરી કહ્યું : હે માતા! વિષયોમાં આસક્તિ એ જ આત્માનો કદી તૂટે નહિ એવો એક પાશ છે. પણ તેવી જ આસક્તિ જો સત્પુરુષોના ઉપર કરવામાં આવે, તો સર્વ કલ્યાણ પ્રાપ્ત થાય છે. કારણકે સત્પુરુષોનું ચિત્ત કેવળ તત્ત્વવિચાર અને તત્ત્વાનુભવમાં જ રાચેલું હોય છે, તથા તેઓ સર્વ સંગોથી રહિત હોય છે. તેઓના સંગમાં વિષયસંગરૂપી દોષ દૂર થાય છે, અને તત્ત્વવિચાર પ્રત્યે રુચિ થવા લાગે છે. એમ થતાં અંતે સર્વ વિષયસુખો ઉપર વૈરાગ્ય થાય છે, અને પછી યોગયુક્ત થઈ, વિવિધ યોગમાર્ગો દ્વારા ચિત્તને વશ કરવા માટે પ્રયત્ન કરાય છે. એ રીતે પ્રકૃતિના ગુણોનું સેવન દૂર થવાથી, વૈરાગ્ય વડે વૃદ્ધિ પામેલા જ્ઞાનથી,

તથા યોગાભ્યાસથી મનુષ્ય તત્ત્વસાક્ષાત્કાર કરી શકે છે. [૨૫/૨૦-૭]

હે માતા! તમારું ચિત્ત સ્વધર્માચરણથી તથા એકનિષ્ઠાથી શુદ્ધ થયેલું છે, તેથી તે તત્ત્વવિચાર શ્રવણ કરવાનું અધિકારી છે. માટે હું મોક્ષ અપાવનારું, આત્માનો સાક્ષાત્કાર કરાવનારું, તથા હૃદયની ગ્રંથીને ભેદનારું જે જ્ઞાન કહું છું, તે તમે સાવધાનતાથી સાંભળો:

અનાદિ એવો આત્મા જ પુરુષ કહેવાય છે. તે નિર્ગુણ છે અને પ્રકૃતિથી પર છે, વળી તે સ્વયંજ્યોતિ અથવા જ્ઞાનસ્વરૂપ છે. તે વ્યાપક પુરુષે સત્ત્વાદિ ત્રણ ગુણોવાળી અને લીલાથી પોતાની સમીપ આવેલી ભગવાનની શક્તિરૂપ પ્રકૃતિને સ્વેચ્છાએ જ ગ્રહણ કરી છે. આ પ્રકૃતિ સત્ત્વાદિ ગુણો દ્વારા પોતાના જેવાં જ સ્વરૂપોવાળી જાતજાતની પ્રજાઓને સર્જી રહી છે; તેને જોઈને તે પુરુષ તત્કાળ મોહ પામી ગયો છે. પ્રકૃતિની તમોગુણપ્રધાન આવરણશક્તિથી પુરુષ પોતાનું સ્વરૂપજ્ઞાન ભૂલી જાય છે, અને પ્રકૃતિના ગુણોથી થતાં સર્વ કર્મોનો પોતાને વિષે અધ્યાસ કરે છે. પુરુષ પોતે અકર્તા છે, ઈશ્વર છે, સર્વ પ્રકારે સ્વતંત્ર છે, સર્વનો સાક્ષી છે, અને કેવળ સુખસ્વરૂપ છે. છતાં તેને આ અવિવેકકૃત કર્તૃત્વાભિમાન જ સંસારનું કારણ થઈ પડે છે. [૨૬/૨-૭]

હે માતા! પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ ચોવીસ તત્ત્વનો સમુદાય પ્રકૃતિના કાર્યરૂપ છે. કેટલાક કાળ નામનું પચીસમું તત્ત્વ ગણાવે છે; અને તેને પ્રકૃતિની જ એક અવસ્થા કહે છે. કેટલાક કાળને પરમેશ્વરનો પ્રભાવ–પરાક્રમ કહે છે. [૨૬/૧૦-૬]

હે માતા! જેમ જળની અંદર પ્રતિબિંબિત થયેલો સૂર્ય તે જળના ભીનાશ વગેરે ગુણોથી લેપાતો નથી, તેમ પુરુષ (જીવાત્મા) પ્રકૃતિના કાર્યરૂપ દેવ–મનુષ્યાદિ શરીરમાં રહેલો હોવા છતાં વસ્તુતઃ નિર્ગુણ, અકર્તા અને વિકારરહિત હોવાથી, પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો વડે ઉત્પન્ન થતાં સુખ–દુઃખાદિ કે પાપપુણ્યાદિથી લેપાતો નથી. પરંતુ જ્યારે જીવાત્મા અવિવેકથી પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે, ત્યારે જ દેહાદિના અભિમાનથી મૂઢાત્મા બની જાય છે અને સ્વરૂપજ્ઞાનને ભૂલી જાય છે. જેમ સ્વપ્નમાં અજ્ઞાનને લીધે પોતાનો શિરચ્છેદ વગેરે મિથ્યા અનર્થ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે આ સંસારના અનર્થ પણ વસ્તુતાએ છે. પરંતુ જ્યાં સુધી જીવાત્મા વિષયોનું ધ્યાન કર્યા કરે છે, ત્યાં સુધી તેનું આ સંસાર-સ્વપ્ન દૂર થતું નથી. માટે દુષ્ટ એવી ઇંદ્રિયોના વિષયમાર્ગમાં અત્યંત આસક્ત થયેલા ચિત્તને દઢ તત્ત્વરુચિથી, અને તીવ્ર વૈરાગ્યથી ધીમે ધીમે વશ કરવું, અને યમનિયમાદિ યોગમાર્ગથી વારંવાર એકાગ્ર કરવું. [૨૭/૧-૭]

હે માતા! નિષ્કામ સ્વધર્મના આચરણથી, નિર્મળ મનથી, લાંબા કાળ સુધી કથાશ્રવણને લીધે પુષ્ટ થયેલી તત્ત્વ-રુચિથી, પ્રકૃતિ–પુરુષની યથાર્થતાને દર્શાવનારા વિવેકજ્ઞાનથી, અતિશય બળવાન વૈરાગ્યથી, તપયુક્ત અષ્ટાંગયોગથી, અને તીવ્ર એવા પરમાત્મવિષયક ધ્યાનથી પુરુષની પ્રકૃતિ રાતદિવસ બળતી ચાલે છે; અને પછી અગ્નિને ઉત્પન્ન કરનારું અરણિ નામનું કાષ્ઠ પોતા થકી ઉત્પન્ન થયેલા અગ્નિ વડે જ જેમ બળીને નાશ પામે છે, તેમ તે પ્રકૃતિ પણ ધીમે ધીમે અદૃશ્ય થઈ જાય છે. એ રીતે જેનો ભોગ ભોગવીને ત્યાગ કરવામાં

આવ્યો હોય છે, અને જેને વિષે નિત્ય દોષો જ જોવામાં આવ્યા હોય છે, તેવી તે પ્રકૃતિ સ્વતંત્ર અને પરમાનંદસ્વરૂપ એવા પોતાના મહિમામાં સ્થિતિ કરનારા પુરુષનું અશુભ કરી શકતી નથી. [૨૭/૨૧-૪]

હે માતા ! એ પરમ તત્ત્વસાક્ષાત્કારને માટે બે માર્ગો દર્શાવાય છે. યોગમાર્ગ અને ભક્તિમાર્ગ. તેમાંના યોગમાર્ગ હું તમને પ્રથમ કહી બતાવું છું. તે માર્ગનું વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે ને સન્માર્ગે જાય છે.

પ્રથમ તો, શક્તિ પ્રમાણે સ્વધર્માચરણ કરવું; વિરુદ્ધ ધર્મથી, અધર્મથી, અને પરધર્મથી દૂર રહેવું; દૈવયોગે જે મળી આવે તેથી સંતોષ રાખવો; તથા આત્મજ્ઞાની પુરુષોના ચરણોની સેવા કરવી. પછી તેમના ઉપદેશ અનુસાર, ગ્રામ્યધર્મ—ધર્મ, અર્થ અને કામ—સંબંધી કર્મોથી દૂર રહીને, કેવળ મોક્ષમાર્ગમાં જ આસક્તિ રાખવી. યોગ્ય માત્રામાં પવિત્ર પદાર્થોનું ભોજન કરવું; નિરંતર એકાંત તથા બાધારહિત પ્રદેશનું સેવન કરવું; અહિંસા–સત્ય–અચૌર્ય–અપરિગ્રહ–બ્રહ્મચર્ય પાળવાં; તપ–પવિત્રતા–સ્વાધ્યાય–ઈશ્વરપ્રણિધાન–મૌન સેવવાં; આસનજય કરી સ્થિરતા પ્રાપ્ત કરવી; ધીમે ધીમે પ્રાણવાયુનો જય કરવો; મન દ્વારા ઇંદ્રિયોને વિષયો તરફથી પાછી વાળીને હૃદયમાં સ્થાપવી; મૂલાધાર વગેરે પ્રાણવાયુનાં સ્થાનો પૈકી કોઈ એકમાં મનની સાથે પ્રાણવાયુને ધારણ કરવો; પરમાત્માનું ધ્યાન કરવું, અને મનને કેવળ આત્માકાર કરી દેવું. એનું નામ જ અષ્ટાંગ યોગમાર્ગ છે. [૨૮/૧–૭]

હે માતા! પ્રથમ તો, સ્વસ્તિકાસને બેસી, પ્રાણાયામનો ઉપરાઉપરી અભ્યાસ કરીને વાત–પિત્ત–કફ એ ત્રણ દોષો બાળી

નાખવા. તેથી મન પણ ચંચળતા છોડી દઈને સ્થિર થઈ જાય છે. અગ્નિથી તપાવેલું સોનું જેમ મેલનો ત્યાગ કરે છે, તેમ પ્રાણાયામ કરનારનું મન અલ્પ સમયમાં નિર્મળ થાય છે. પછી, જુદાં જુદાં સ્થાનોમાં વાયુ સાથે મનને સ્થિર કરવા રૂપી ધારણાઓથી પાપો બાળી નાખવાં, તથા ઇંદ્રિયોને વિષયોથી પાછી વાળવા રૂપ પ્રત્યાહારથી વિષયોના સંસર્ગનો નાશ કરવો, અને ધ્યાનથી રાગાદિ અનીશ્વર ગુણોનો વિનાશ કરવો. [૨૮/૮–૧૮]

હે માતા! એ રીતે યોગાભ્યાસથી મન જ્યારે નિર્મળ અને સારી રીતે સ્થિર થાય, ત્યારે પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થાપન કરી, ભગવાનની સગુણ મૂર્તિનું ધ્યાન કરવું.[1] એ ધ્યાન ત્યાં સુધી સાધ્યા કરવું, જ્યાં સુધી મન કોઈ પણ પ્રકારે ધ્યાનભ્રષ્ટ થાય નહીં. એ રીતે સબીજ યોગમાં એટલે કે ભગવાનની મૂર્તિરૂપી આલંબન સહિત કરેલા ધ્યાનમાં સ્થિર થયા બાદ, તે મૂર્તિને ગ્રહણ કરવામાં માછલાં પકડવાના આંકડા સરખા પોતાના ચિત્તને, ધીમે ધીમે

---

૧. અહીં એવો ક્રમ બતાવ્યો છે કે, પ્રથમ તો સર્વાંગયુક્ત મૂર્તિનું ધ્યાન કરવું. પછી જ્યારે તેમાં સ્થિરતા પ્રાપ્ત થાય, ત્યારે ભગવાનના એક એક અંગમાં તેને જોડવું. જેમ કે, પ્રથમ ચરણમાં, પછી ઢીંચણમાં એ પ્રમાણે. જે જે અંગ, વિના પ્રયત્ને હૃદયમાં સ્થિર થતું જાય, તેનો ત્યાગ કરી બીજાં બીજાં અંગોનું ધ્યાન, જ્યાં સુધી બુદ્ધિ શુદ્ધ થઈ જાય અર્થાત્ નિશ્ચળ બની રહે ત્યાં સુધી કરવું. પછી તો ભગવાનના સ્વરૂપ વિના બીજા કોઈ પદાર્થને જોવાની ઇચ્છા જ નહીં રહે, અને ચિત્ત ધ્યાનમાં જ તત્પર રહ્યા કરશે.

તે ભગવાનની મૂર્તિરૂપી ધ્યેય વસ્તુમાંથી વિમુક્ત કરવાનો પ્રયત્ન કરવો. ધીમે ધીમે ભગવાનની મૂર્તિની ધારણામાંથી યોગીના ચિત્તનો પ્રયત્ન શિથિલ થઈ જાય છે અર્થાત્ આપોઆપ જ સમાધિ અવસ્થા સિદ્ધ થઈ જાય છે. ત્યાર પછી તેને ફરી એવી ધારણાની જરૂર રહેતી નથી. [૨૮/૧૨-૩૪]

હે માતા! આમ જ્યારે ચિત્ત નિર્વિષય બને છે, અને સબીજ સાધના વખતે થયેલા આનંદાનુભવથી તથા બાહ્ય શબ્દાદિ વિષયોથી વિરક્ત થઈ જાય છે, ત્યારે જેમ દીપકની જ્વાળા તેલ અને દિવેટનો નાશ થતાં એકાએક ઓલવાઈ જાય છે, તેમ નિર્વાણને પામે છે—અર્થાત્ વૃત્તિરૂપતાનો ત્યાગ કરી દઈ બ્રહ્માકારે પરિણમે છે. એ અવસ્થામાં યોગી ધ્યાતા અને ધ્યેયના વિભાગથી રહિત એવા એક અખંડ આત્માનો સાક્ષાત્કાર કરે છે. એવો આત્મસાક્ષાત્કાર કરનાર યોગી પછી દેહ કાયમ હોય છતાં, સ્વપ્નમાં પ્રાપ્ત થતા દેહની પેઠે તેને ફરી ભજતો નથી—અર્થાત્ તેના ઉપર અહંતા-મમતા કરતો નથી. [૨૮/૩૧-૩૮]

હે માતા! એ પ્રમાણે યોગીઓને પ્રિય એવા યોગમાર્ગનું વર્ણન છે. હવે હું તમને ભક્તિયોગનું વર્ણન કહી સંભળાવું છું. તેમાં પણ પ્રથમ તો, શ્રદ્ધા વગેરેથી યુક્ત થઈ નિષ્કામ સ્વધર્મનું સારી રીતે પાલન કરવું: અતિશય હિંસક નહિ એવી ભક્તિશાસ્ત્રોમાં કહેલી નિષ્કામ પૂજા નિત્ય કરવી; પરમાત્માની પ્રતિમાનું દર્શન, સ્પર્શન, પૂજા, સ્તુતિ, વંદન વગેરે કરવાં; પ્રાણીમાત્રને વિષે ભગવાનની ભાવના કરવી; ધૈર્ય ધારણ કરવું; વૈરાગ્ય રાખવો; મોટા પુરુષોને બહુમાન આપવું; દીન પ્રાણીઓ ઉપર દયા કરવી; પોતાની સમાન

મનુષ્યો સાથે મિત્રતા રાખવી; યમનિયમ જાળવવા; આધ્યાત્મિક શાસ્ત્રોનું શ્રવણ કરવું; ભગવાનનાં નામોનું કીર્તન કરવું; સરળતા રાખવી; શ્રેષ્ઠ પુરુષોનો સંગ કરવો, તથા અહંકારનો ત્યાગ કરવો. [૨૯/૧૫-૮]

હે માતા! આ સર્વ ગુણો દ્વારા ભગવદ્ધર્મનું આચરણ કરનાર પુરુષનું ચિત્ત અત્યંત શુદ્ધ થાય છે અને એ રીતે શુદ્ધ થયેલું તે ચિત્ત માત્ર પરમાત્માના ગુણો શ્રવણ કરતાં જ અનાયાસે પરમાત્મા તરફ વળે છે. ગંધ જેમ નાસિકાને પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે, તેમ, યોગમાં આસક્ત થયેલું અને તેથી જ વિકારરહિત થયેલું મન પોતાની મેળે જ પરમાત્માને પ્રાપ્ત થાય છે. [૨૯/૧૯]

હે માતા! પરમાત્મા મનુષ્યમાત્રમાં રહેલા છે; છતાં મનુષ્યની અવજ્ઞા આચરીને, કેવળ મૂર્તિમાં જ ભગવાનનું પૂજન કરવા ઇચ્છનાર માત્ર ઢોંગ જ આચરે છે. સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે રહેલા પરમેશ્વરને છોડી કેવળ મૂર્તિને ભજનારો મૂર્ખાઇથી ભસ્મમાં જ હોમ કરે છે. પારકાના શરીરમાં રહેલા પરમાત્માનો દ્વેષ કરનારો, પોતાનાથી સર્વ પ્રાણીઓને ભિન્ન જોનારો, અને તેમની સાથે વૈર કરનારો મનુષ્ય જીવનભર મૂર્તિપૂજન કર્યા કરે, છતાં શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી. વિવિધ સામગ્રીથી મૂર્તિનું પૂજન કરે, પણ બીજી તરફ સર્વ પ્રાણીઓની નિંદા કરે, તો તેની પૂજાથી પરમાત્મા પ્રસન્ન થતા નથી. [૨૯/૨૧-૪]

હે માતા! પોતપોતાના વર્ણાશ્રમના ધર્મો આચરતાં આચરતાં, મૂર્તિ વગેરેમાં ઇશ્વરનું પૂજન માત્ર ત્યાં સુધી જ કરવું જોઈએ કે જ્યાં સુધી સર્વ પ્રાણીઓમાં રહેલા

પરમાત્માને પોતાના હૃદયમાં રહેલા ન જાણે. જે મનુષ્ય પોતામાં અને બીજામાં માત્ર શરીરની ભિન્નતાને લીધે લેશમાત્ર ભેદ જુએ છે. તે ભેદદર્શી મનુષ્ય મત્યુરૂપી ભયને પામે છે. ભેદદષ્ટિ જેવું બીજું કોઈ પાપ નથી. માટે સર્વ પ્રાણીઓમાં વસી રહેલા અંતર્યામી પરમાત્માનું દાન, માન મૈત્રી તથા અભેદદષ્ટિથી પૂજન કરવું. [૨૯/૨૫-૭]

હે માતા! સર્વ પ્રાણીઓમાં વેદ જાણનાર શ્રેષ્ઠ છે; તેના કરતાં પણ વેદના અર્થ જાણનાર શ્રેષ્ઠ છે; તેના કરતાં પણ તેના મીમાંસક[૧] શ્રેષ્ઠ છે; તેના કરતાં પણ વેદમાં કહેલ કર્મો આચરનાર શ્રેષ્ઠ છે; તેના કરતાં પણ તે કર્મોને નહીં દોહનાર—એટલે કે કશા ફળની કામના વિના તે કર્મો કરનાર શ્રેષ્ઠ છે; તેના કરતાં પણ પોતાનાં કર્મમાત્રને, તેમનાં ફળોને, તથા પોતાના શરીરને સુધ્ધાં પરમાત્મામાં અર્પણ કરી દેનાર શ્રેષ્ઠ છે. [૨૯/૨૯-૩૨]

હે માતા! એવા પુરુષ કર્તૃત્વના અભિમાનથી રહિત હોય છે, તથા સર્વત્ર સમદષ્ટિવાળો હોય છે. તેના કરતાં બીજું કોઈ શ્રેષ્ઠ પ્રાણી હું જોતા નથી. પ્રત્યેક પ્રાણીમાં જીવ નામની કળાથી ભગવાન પરમેશ્વર રહેલા છે એમ જાણી, સર્વ પ્રાણીઓને બહુમાન આપી પ્રણામ કરવા જોઈએ. [૨૯/૩૩-૪]

હે માતા! આ પ્રમાણે ભક્તિયોગ તથા અષ્ટાંગયોગ મેં તમને કહ્યા. તેમાંના કોઈ એકનો પણ આશ્રય કરવાથી પુરુષ પરમેશ્વરને પ્રાપ્ત કરે છે. સમગ્ર યોગથી યોગી પુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય ફળ એટલું જ છે કે, સર્વ પ્રપંચના સંગનો

૧. તદ્વિષયક સંશયો દૂર કરી શકનાર.

સંપૂર્ણ રીતે ત્યાગ. પરબ્રહ્મ પરમાત્મા જ ભ્રાંતિ થવાથી બહિર્મુખ ઇંદ્રિયો દ્વારા શબ્દાદિ ધર્મયુક્ત અનેક પદાર્થોરૂપે ભાસે છે. વસ્તુતઃ બ્રહ્મથી ભિન્ન એવો કોઈ પદાર્થ છે જ નહિ. નિત્ય શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય તથા યોગાભ્યાસથી જેનું મન એકાગ્ર થયું હોય, તેવો નિઃસંગપુરુષ જ એ પરબ્રહ્મને સર્વત્ર જોઈ શકે છે. [૩૨/૨૭-૩૦]

હે માતા ! એ પ્રમાણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારું જ્ઞાન મેં તમને કહ્યું. તે જ્ઞાનથી પ્રકૃતિ તથા પુરુષનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. આ નિર્ગુણ બ્રહ્મવિષયક જ્ઞાન-યોગ અને ભગવાનમાં યોજેલા ભક્તિયોગ—એ બંનેનું ફળ એક જ છે. એ બંને દ્વારા ભગવાનનો સાક્ષાત્કાર કરવારૂપ એક જ ફળ પ્રાપ્ત કરી શકાય છે. ભગવાન એક જ છે, પણ શાસ્ત્રોના જુદા જુદા માર્ગોથી જુદા જુદા સ્વરૂપે જણાય છે: જેમ આંખથી જોઈએ તો ખાંડ ધોળી દેખાય છે, જીભથી મધુર જણાય છે, ત્વચાથી શીતળ જણાય છે—તેમ. વાવ-કૂવા બંધાવવાં વગેરે ક્રિયાઓ, યજ્ઞ, દાન, તપ, સ્વાધ્યાય, વેદશાસ્ત્રોના અર્થવિચાર, મન તથા ઇંદ્રિયોના જય, કર્મોનો ત્યાગ, અનેકાંગી યોગાભ્યાસ, ભક્તિયોગ, સકામ-નિષ્કામ ધર્મ, પ્રવૃત્તિમાર્ગ, નિવૃત્તિમાર્ગ, આત્મતત્ત્વનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય આ સર્વ માર્ગોથી સગુણ કે નિર્ગુણ સ્વયંપ્રકાશ પરમાત્માને પામી શકાય છે. [૩૨/૩૧-૬]

હે માતા ! અવિદ્યા તથા કર્મથી નિર્માણ થયેલા અનેક જન્મો જીવને લેવા પડે છે, અને તેને લીધે જીવ પોતાનું સ્વરૂપ યથાર્થ જાણી શકતો નથી. [૩૨/૩૮] પરંતુ, મેં કહેલો આ માર્ગ સુખથી સેવી શકાય તેવો છે, અને તે માર્ગનો

આશ્રય કરવાથી તમે અલ્પ સમયમાં જીવન્મુક્તિ પ્રાપ્ત કરશો. મારા આ સિદ્ધાંતનું બ્રહ્મવાદી પુરુષોએ સેવન કર્યું છે. માટે તમે તેના ઉપર શ્રદ્ધા રાખજો. જેઓ આ માર્ગને નથી જાણતા, તેઓ મૃત્યુરૂપ સંસારને પામે છે. [૩૩/૧૦-૧]

આ પ્રમાણે પોતાની પતિવ્રતા માતાને આત્મગતિનો ઉપદેશ આપી, ભગવાન કપિલદેવ પોતાની માતાની સંમતિ લઈને ચાલી નીકળ્યા. દેવહૂતિ પણ પછી સરસ્વતી નદી ઉપર તે જ ઠેકાણે, પુત્રે કરેલા ઉપદેશ પ્રમાણે યોગનિષ્ઠા વડે એકચિત્ત થયાં અને જીવન્મુક્તિ પ્રાપ્ત કરીને, યથાકાળે દેહથી મુક્ત થઈ મોક્ષને પામ્યાં. [૩૩/૧૨-૩૦]

૮

# ત્રણ અવતાર : યજ્ઞ—દત્ત—નરનારાયણ

શ્રીશુકદેવજી કહે છે: હે રાજન! મનુની એક પુત્રી દેવહૂતિની કથા તો મેં તને કહી સંભળાવી. હવે બાકીની બે પુત્રીઓ—આકૂતિ અને પ્રસૂતિની કથા તું સાંભળ.

૧

**યજ્ઞાવતાર**

હે રાજન્! મનુએ આકૃતિને રુચિ નામના ઋષિ સાથે પરણાવી હતી, તથા પ્રસૂતિને દક્ષ સાથે પરણાવી હતી. રુચિ તથા દક્ષ બંને બ્રહ્મદેવના પુત્રો હતા, તથા કર્દમની પેઠે પ્રજાપતિ તરીકે ઓળખાતા હતા. [૨૧/૫]

[ત્રીજો સ્કંધ સમાપ્ત]

હે રાજન્! આકૃતિને જ્યારે મનુએ રુચિ સાથે પરણાવી, ત્યારે મનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે પુત્રો હતા. પરંતુ તેમણે ઘણા પુત્રોની ઇચ્છાથી, શતરૂપા રાણીની સંમતિ અનુસાર, આકૃતિને પુત્રિકાધર્મથી પરણાવી હતી. એટલે કે,

તેને પરણાવતી વખતે તેના પતિ સાથે એવી શરત કરી હતી કે, તેને જે પુત્ર થાય તે તમારે મને આપી દેવો. [૧/૧-૨]

આકૃતિએ યોગ્ય કાળે પુત્ર-પુત્રીના જોડકાને જન્મ આપ્યો. તેમાં જે પુત્ર હતા તે સાક્ષાત્ વિષ્ણુ હતા, અને જે પુત્રી હતાં તે લક્ષ્મીદેવી જ હતાં. પુત્રનું નામ યજ્ઞ પાડવામાં આવ્યું, અને પુત્રીનું નામ દક્ષિણા પાડવામાં આવ્યું. [૧/૨-૪]

મનુ લગ્નની શરત પ્રમાણે પુત્રને પોતાને ત્યાં લઈ ગયા; અને દક્ષિણા પોતાના પિતા રુચિ પાસે રહી. ઉંમરે આવતાં દક્ષિણાનું લગ્ન યજ્ઞ સાથે જ કરવામાં આવ્યું. તેથી તેને બાર પુત્રો થયા. તેઓ 'તુષિત' દેવો[1] તરીકે પ્રસિદ્ધ થયા. યજ્ઞનું બીજું નામ 'સુયજ્ઞ' હતું; અને મનુએ તેમનું 'હરિ' નામ પણ પાડયું હતું. [૧/૫-૮]

પછી શતરૂપાના પતિ સ્વાયંભુવ મનુ જ્યારે કામ-ભોગથી વિરક્ત થયા, ત્યારે રાજ્યનો ત્યાગ કરી, તપશ્ચર્યાને અર્થે વનમાં ચાલ્યા ગયા. ત્યાં સુનંદા નદીને તટે તેમણે ઘોર તપશ્ચર્યા આદરી. તેમણે નિશ્ચય કર્યો કે, ઈશ્વર વડે આ આખું જગત વ્યાપ્ત છે, આ આખું જગત તેમનું જ સ્વરૂપ છે, તથા તેમના વડે જ ચેતનરૂપ બનેલું છે; તેમને શરણે જ હું જાઉં. [સ્કં૦ ૮, ૧/૭-૧૬]

એ પ્રમાણે નિશ્ચય કરી મનુ સમાધિઅવસ્થામાં સ્થિત થયા. તે વખતે તેમની અસહાય દશા જોઈને અસુરો તથા

---

૧. દ્વિતીય સ્કંધ, અ૦ ૭, શ્લો૦ ૨માં તેમને 'સુયમ' નામથી પણ ઓળખાવ્યા છે. પ્રથમ સ્કંધ, અ૦ ૩, શ્લો૦ ૧૨માં તેમ જ આઠમો સ્કંધ, અ૦ ૧, શ્લો૦ ૧૮ માં તેમને 'યામ' પણ કહ્યા છે.

રાક્ષસો તેમને ભૂખને લીધે ખાઈ જવા દોડયા. તે વખતે સર્વવ્યાપી શ્રી હરિ યજ્ઞભગવાને પોતાના પુત્રો 'યામ' દેવોથી વીંટળાઈને તે અસુર-રાક્ષસોનો વધ કર્યો. ત્યાર બાદ તે યજ્ઞ ભગવાન સ્વર્ગના અધિપતિ ઇંદ્ર બન્યા.[૧] [સ્કં૦ ૮, ૧/૧૭-૮]

હે રાજા! હવે મનુની ત્રીજી કન્યા પ્રસૂતિનો વંશવિસ્તાર સંભળાવતા પહેલાં કર્દમની નવ પુત્રીઓના વંશજોની કથા તને ટૂંકમાં સંભળાવી લઉં. મરીચિને પરણાવેલી કલાથી કસ્યપ અને પૂર્ણિમા નામનાં બે સંતાન થયાં. પૂર્ણિમાએ વિરજ તથા વિશ્વગ નામના બે પુત્રો તથા દેવકુલ્યા નામની પુત્રીને જન્મ આપ્યો. [૧/૧૪]

અંગિરા ઋષિને પરણાવેલી શ્રદ્ધાએ શિનીવાલી, કુહૂ, રાકા અને અનુમતિ એ ચાર કન્યાઓ અને ઉતથ્ય અને બૃહસ્પતિ નામના બે પુત્રોને જન્મ આપ્યો.

પુલસ્ત્યને પરણાવેલી હવિર્ભૂએ અગસ્ત્ય અને વિશ્રવા નામના બે પુત્રોને જન્મ આપ્યો. વિશ્રવાને ઇડવિડા નામની પત્નીથી (યક્ષપતિ) કુબેર નામનો પુત્ર થયો હતો; અને બીજી કેશિની નામની પત્નીથી રાવણ, કુંભકર્ણ, તથા વિભીષણ નામના ત્રણ પુત્રો થયા હતા.

પુલહને પરણાવેલી ગતિએ કર્મશ્રેષ્ઠ, વરીયસ, અને સહિષ્ણુ નામના ત્રણ પુત્રોને જન્મ આપ્યો.

ક્રતુને પરણાવેલી ક્રિયાએ બ્રહ્મતેજથી પ્રકાશતા વાલખિલ્યોને જન્મ આપ્યો.

---

૧. યજ્ઞાવતાર વિષે ભાગવતમાં આવી ટૂંક કથા જ છે.

વસિષ્ઠને પરણાવેલી ઊર્જાએ ચિત્રકેતુ, સુરોચિષ, વિરજસ્, મિત્ર, ઉલ્બણ, વસુભૃદ્યાન અને દ્યુમાન નામના સાત પુત્રોને જન્મ આપ્યો.

અથર્વાને પરણાવેલી ચિત્તિએ દધ્યંચ નામના વ્રતધારી પુત્રને જન્મ આપ્યો. તે ઘોડા જેવા મસ્તકવાળો હોવાથી 'અશ્વશિરસ્' પણ કહેવાતો હતો.

ભૃગુની પત્ની ખ્યાતિએ ધાતા અને વિધાતા નામના બે પુત્રોને તથા શ્રી નામની પુત્રીને જન્મ આપ્યો. ધાતા અને વિધાતાને મેરુની આયતિ અને નિયતિ નામની પુત્રીઓથી મૃકંડ અને પ્રાણ નામના પુત્રો થયા. મૃકંડને માર્કંડેય નામનો પુત્ર થયો અને પ્રાણને વેદશિરા. ભૃગુને કવિ નામે ત્રીજો પુત્ર પણ હતો. તેના પુત્ર શુક્રાચાર્ય.

અત્રિ ઋષિને પરણાવેલી અનસૂયાની કથા જરા વિગતે હું પછીથી કહી સંભળાવીશ.

આમ, મરીચિ વગેરે મુનિઓએ પોતપોતાની પુત્રપૌત્રાદિ સૃષ્ટિથી સર્વ લોકોને ઉત્પન્ન કર્યા. [૧/૩૩-૪૬]

## ૨

### દત્તાવતાર

હે રાજન્! અત્રિઋષિને પરણાવેલી કર્દમપુત્રી અનસૂયાએ ઉત્તમ યશવાળા દત્ત, દુર્વાસા, અને ચંદ્ર નામના ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો. તે અનુક્રમે વિષ્ણુ, શિવ, તથા બ્રહ્માના અંશરૂપ હતા. તેમના જન્મની કથા ઘણી પવિત્ર છે. [૧/૧૪-૫]

અત્રિઋષિને બ્રહ્માએ પુત્રોત્પત્તિ કરવાની આજ્ઞા આપી ત્યારે તે ઋક્ષ પર્વત ઉપર નિર્વિન્ધ્યા નદીનાં આસોપાલવનાં

વનમાં જઈને ઈશ્વર તુલ્ય પ્રજા માટે ઈશ્વરનું ચિંતન કરતા તપશ્ચર્યા કરવા લાગ્યા. તેમના ઉગ્ર તપથી જગતને બળતું જોઈ વિષ્ણુ, શિવ તથા બ્રહ્મા — એ ત્રણે તેમની પાસે ગયા. અત્રિએ તે દિવ્ય દેવોનું પૂજન કરીને તેમને પૂછ્યું કે, 'હે દિવ્ય દેવો! હું તો અહીં પુત્રોત્પત્તિને અર્થે એક પરમાત્માનું ચિંતવન કરી રહ્યો છું. તો તમે ત્રણમાંથી પરમપુરુષ પરમાત્મા કોણ છે તે મને કૃપા કરીને કહો તથા એકને બોલાવવા છતાં તમે ત્રણ શા માટે આવ્યા છો તે પણ કહો.' [૧/૧૭-૨૮]

અત્રિઋષિનું આવું વચન સાંભળી તે ત્રણે પરમદેવો હસીને મધુર વાણીથી તે ઋષિને કહેવા લાગ્યા : 'હે બ્રાહ્મણ, તમે સત્ય સંકલ્પવાળા છો. તમે જે એક વસ્તુનું ધ્યાન કરો છો, તે જ અમે ત્રણ છીએ. માટે તમને અમો ત્રણના અંશથી ત્રણ પુત્રો થશે.' [૧/૩૦-૧]

આટલું કહી, તે શ્રેષ્ઠ દેવો ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. ત્યાર બાદ યોગ્ય સમયે તે ત્રણે દેવોના અંશથી અત્રિને ઉપર જણાવેલા ત્રણ પુત્રોની પ્રાપ્તિ થઈ. [૧/૩૩]

તેમાંથી વિષ્ણુના અવતાર દત્તાત્રેય ભગવાન વિષે નીચેની બોધક કથા પ્રચારમાં છે :[૧]

એક વખત અવધૂત વેષે નિર્ભયપણે વિચરતા દત્તાત્રેયને જોઈ, ધર્મવેત્તા યદુરાજાએ તેમને પૂછ્યું : 'હે બ્રહ્મન્! સંસારમાં સકળ મનુષ્યો કામ તથા લોભરૂપ દાવાનળથી બળી રહ્યાં છે, ત્યારે તમે તો ગંગાના જળમાં ઊભેલા હાથી જેવા

૧. સ્કંધ ૧૧, અ૦ ૭. શ્લો૦ ૨૬ ઇ.

શાંત દેખાઓ છો. તમે વિષયભોગથી રહિત છો, છતાં તમને આવો આનંદ કયા કારણથી રહે છે, તે તમે કૃપા કરીને સમજાવો.'

દત્તાત્રેયે જવાબ આપ્યો: હે રાજન્! મેં મારી બુદ્ધિથી અનેક ગુરુઓ પાસે સમજણ પ્રાપ્ત કરી છે, તેથી હું આવો નિર્મુક્ત થઈને વિચરી શકું છું. પૃથ્વી આદિ ચોવીસ વસ્તુઓના વર્તન ઉપરથી મેં મારે માટે નીચે પ્રમાણે ઉપદેશો ગ્રહણ કર્યા છે:

૧. પૃથ્વીને પ્રાણીઓ પગ વડે દબાવે છે, છતાં તે પોતાના સ્થાનથી ચલિત થતી નથી; તેમ દૈવને વશ વર્તનારાં પ્રાણીઓ આપણને દુઃખ દે, તોપણ તે વસ્તુને સમજતા ધીર પુરુષે પોતાના માર્ગથી ચલિત થવું ન જોઈએ. ઉપરાંત પૃથ્વીરૂપ પર્વતની અને વૃક્ષની સર્વ ચેષ્ટાઓ સર્વદા પરોપકાર માટે જ હોય છે; તેમ સત્પુરુષે પણ પોતાની સર્વ ચેષ્ટાઓ પરોપકાર માટે જ કરવી જોઈએ. વળી વૃક્ષને બીજાઓ કાપીને કે ઉખેડીને લઈ જાય છે, તોપણ તે પરાધીનપણે બધું સહન કરે છે; તેમ મનુષ્યે પણ બધું સુખદુઃખ પરાધીનપણે સહન કરી લેતાં શીખવું જોઈએ. આટલું હું પૃથ્વી પાસેથી શીખ્યો છું.

૨. વાયુ જુદા જુદા ધર્મવાળા પદાર્થોને પ્રાપ્ત થઈ, ગંધ આદિ ધર્મોથી યુક્ત થયેલો દેખાય છે, પણ વસ્તુતઃ તેમનાથી રહિત હોય છે; તેમ યોગી પુરુષ પણ જુદા જુદા ધર્મવાળા વિષયોને પ્રાપ્ત થવા છતાં તેમના ગુણદોષથી અલિપ્ત ચિત્તવાળો રહીને તેઓમાં આસક્ત ન થાય. દેહના ધર્મરૂપ બાલ્યાદિ અવસ્થાઓનો આશ્રય કરીને વર્તવા છતાં યોગી

પોતાને દેહના ધર્મોથી રહિત જ માને. વળી પ્રાણવાયુ જેમ કેવળ આહાર વગેરેની જ અપેક્ષા રાખે છે, પણ રૂપ, રસ વગેરે ઇંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ મુનિએ પણ કેવળ આહાર આદિથી સંતુષ્ટ રહેવું, પણ ઇંદ્રિયોને તે પ્રિય છે કે નહિ, તે તરફ લક્ષ્ય ન રાખવું. અર્થાત્, આહાર ન કરવામાં આવે તો મન વ્યગ્ર થઈ જાય અને જ્ઞાન નાશ પામે, માટે દેહના નિર્વાહપૂરતા પ્રયોજન અર્થે જ આહાર કરવો.

૩. આકાશ જેમ સર્વત્ર વ્યાપેલું છે, છતાં સર્વના સંગથી રહિત છે, તેમ આત્માને દેહાદિ પદાર્થોનો સંગ તેમ જ તેમનાથી પ્રાપ્ત થતા (મર્યાદિતતા, ક્ષણભંગુરતા વગેરે) ધર્મો નથી એમ વિચારવું.

૪. જળ જેમ સ્વભાવથી સ્વચ્છ, મધુર, તથા અન્યને પવિત્ર કરનારું છે, તેમ સત્પુરુષે પણ રાગદ્વેષાદિ મળથી રહિત, મધુરભાષી તથા અન્ય પ્રાણીઓને માટે તીર્થસ્થાનરૂપ બનવું જોઈએ.

૫. અગ્નિ જેમ તેજસ્વી, પ્રદીપ્ત, કોઈનાથી પણ પરાભવ પ્રાપ્ત કરવાને અશક્ય, ઉદરરૂપી જ એક પાત્રવાળો, સર્વભક્ષી, તથા કોઈના પણ દોષને ગ્રહણ ન કરનારો છે, તેમ જ મુનિએ પણ થવું જોઈએ. વળી મુનિએ અગ્નિની જેમ કોઈ સ્થળે ગુપ્ત અને કોઈ સ્થળે પ્રગટ રહીને, કલ્યાણ ઇચ્છનારાઓને ઉપાસના કરવા યોગ્ય, તથા પોતાને આહુતિ (ભોજન) આપનારનાં સર્વ પાપો બાળી નાખનાર થઈ, સર્વ સ્થળે ભોજન કરનારા થવું જોઈએ. વળી અગ્નિ જે કદનાં કાષ્ઠાદિમાં પ્રવેશ કરે છે, તે કદનો દેખાય છે, તેમ આત્મા

પણ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ સારાંનરસાં શરીરોમાં પ્રવેશી તે તે રૂપવાળો જણાય છે, પણ વસ્તુતાએ તે તેવો નથી, એમ મુનિએ વિચારવું જોઈએ. વળી અગ્નિની જ્વાળાઓ પ્રતિક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પણ આપણે તે જાણી શકતા નથી, તેમ શરીરોનો પણ પ્રતિક્ષણે જન્મ અને પ્રતિક્ષણે નાશ થઈ રહ્યો છે, એમ વિચારવું જોઈએ.

૬. ચંદ્રની વૃદ્ધિ અને હ્રાસ તેની કળાઓનાં જ છે, તેનાં પોતાનાં નથી; તેમ જન્માદિ વિકારો દેહના જ છે, આત્માના નથી, એમ વિચારવું જોઈએ.

૭. સૂર્ય જેમ આઠ મહિના પાણી ચૂસી, વર્ષાઋતુમાં નિરભિમાનપણે પાછું આપે છે, તેમ યોગી પણ સમયાનુસાર ઇંદ્રિયો દ્વારા વિષયો ગ્રહણ કરે, અને કોઈ વેળા યાચક આવતાં તેમને આપી દે. પરંતુ પોતે તે વિષયો ગ્રહણ કર્યા હતા કે પોતે તેમને આપી દીધા એવું અભિમાન ન કરે. વળી સૂર્ય જેમ સ્વસ્વરૂપે એક હોવા છતાં અનેક અરીસાઓમાં પડેલાં પ્રતિબિંબને કારણે અનેક દેખાય છે, તેમ આત્મા પણ એક જ હોવા છતાં દેહાદિ ઉપાધિઓને કારણે અનેક દેખાય છે, એમ વિચારવું જોઈએ.

૮. એક હોલા પાસેથી હું આ પ્રમાણે શીખ્યો છું: એક હોલો તથા હોલી એક વૃક્ષ ઉપર રહેતાં હતાં, તથા પરસ્પર અતિશય અનુરાગવાળાં હતાં. કાળાંતરે હોલીને બચ્ચાં જન્મ્યાં. ત્યારથી તે બંનેની તે બચ્ચાંઓમાં અતિશય પ્રીતિ બંધાઈ. એક વખત તે બંને ચારો લેવા ગયાં હતાં, તેવામાં એક પારધીએ જાળ નાખી તેમનાં બચ્ચાં પકડી લીધાં. પેલી હોલી તેમને જાળમાં બંધાયેલાં જોઈ, શોકથી વિહ્વળ

બની જઈ પોતે પણ જાળમાં જઈ પડીને બંધાઈ ગઈ. તેની પાછળ પેલો હોલો પણ, તે બધાંને જાળમાં પકડાયેલાં તથા તરફડતાં જોવા છતાં જાળમાં જઈ પડીને બંધાઈ ગયો. આ રીતે કુટુંબી મનુષ્ય અશાંત મનવાળો બની, પોતાના પરિવારને કારણે તથા પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે; પણ મનુષ્યજન્મ પામી પોતાની મુક્તિ સાધવાની ઇચ્છા કરતો નથી.

૯. અજગર જેમ આજીવિકા માટે પ્રયત્ન કરતો નથી, પણ પ્રારબ્ધયોગે જે આવી મળે તે ખાઈ લે છે, તેમ યોગીએ પણ આત્મામાં જ લવલીન રહી, આજીવિકા માટે દૈવયોગે મળી આવતી વસ્તુઓથી જ ચલાવી લેવું.

૧૦. સમુદ્રની પેઠે મુનિએ બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, દુષ્પ્રવેશ્ય, દુર્લંઘ્ય, અનંત[1] અને અક્ષોભ્ય બનવું. વળી વર્ષાઋતુમાં ઘણું પાણી મળવાથી જેમ તે છલકાઈ જતો નથી, કે ગ્રીષ્મઋતુમાં ઓછું પાણી મળવાથી તે સુકાઈ જતો નથી, તેમ મનુષ્યે કામભોગો મળે ત્યારે અતિ આનંદમાં ન આવી જવું, કે ન મળે ત્યારે શોક ન કરવો. તેણે તો નારાયણપરાયણ જ રહેવું, વિષયપરાયણ નહિ.

૧૧. પતંગિયું રૂપમાં લુબ્ધ બની (જ્વાળામાં પડીને) માર્યું જાય છે; ૧૨. ભમરો ગંધમાં લુબ્ધ બની (કમળમાં બિડાઈ) નાશ પામે છે; ૧૩. હાથી હાથણીના સ્પર્શની આસક્તિમાં (ખાડામાં પડી) બંધાય છે; ૧૪. હરણું પારધીના ગીતના શબ્દમાં લુબ્ધ બની વીંધાઈ જાય છે; ૧૫. અને

---

૧. આત્મજ્ઞાનથી.— શ્રીધર

માછલું આંકડા ઉપર ચોટાડેલી વસ્તુના સ્વાદના લોભમાં માછીને હાથે પકડાઈને મરણ પામે છે; માટે મનુષ્યે એ પાંચે પ્રકારના વિષયોના લોભમાં ન ફસાવું. વળી ભમરા પાસેથી એટલું વધારે હું શીખ્યો છું કે, તે જેમ પુષ્પાદિને તકલીફ આપ્યા વિના તેમનો રસ લઈને નિર્વાહ કરે છે, તેમ મુનિએ પણ ગૃહસ્થોને દુઃખ ન થાય તે રીતે તેમની પાસેથી ભિક્ષા દ્વારા મેળવેલા આહારથી શરીરનિર્વાહ કરવો જોઈએ.

૧૬. પારધી પાસેથી હું એટલું શીખ્યો છું કે, મધમાખીઓએ મહાદુઃખે એકઠા કરેલા મધને તે ભોગવે છે, તેમ યોગીએ પણ ગૃહસ્થાદિએ પોતાને માટે તૈયાર કરેલા પદાર્થો વડે જ જીવવું. તેની પાસેથી બીજું એ પણ શીખ્યો છું કે, લોભી મનુષ્યોએ દાન અને ઉપભોગમાં ન વાપરતાં એકઠું કરી રાખેલું ધન બીજાઓ જ ભોગવી જાય છે.*

૧૭. વિદેહ નગરમાં પિંગલા નામની વેશ્યા આભૂષણો સજી, ધનિક પુરુષની આશામાં નિદ્રા તજી, આખી રાત ઘરને બારણે બેસી રહી, પણ કોઈ પુરુષ ન આવ્યો. છેવટે આશા છોડી, ઘરમાં જઈને પથારીમાં પડી, ત્યારે તે નિરાંતે નિદ્રાસુખ પામી. આમ ક્ષણિક તથા દૈવને નિમિત્તે પ્રાપ્ત થતા અથવા ચાલ્યા જતા વિષયોની આકાંક્ષા છોડનારો જ સુખી થાય છે; એ હું તે વેશ્યા પાસેથી શીખ્યો છું.[1] આશા એ જ પરમ દુઃખ છે, અને નિરાશા એ જ પરમ સુખ છે.

* મૂળમાં પારધીને ૧૪મા ગુરુ ગણાવ્યો છે. તથા હરિણ, અને માછલાંને અનુક્રમે ૧૫મા તથા ૧૬મા ગુરુ તરીકે ગણાવ્યાં છે.

૧. મૂળમાં પિંગલાએ નિરાશ થઈ ઘરમાં પેસતી વખતે ઉચ્ચારેલાં વાક્યો આ પ્રમાણે છે: "અહો ! મનને વશ ન કરી

૧૮. એક ટિટોડો ક્યાંકથી માંસ ઉપાડી લાવ્યો હતો. તે જોઈ તેની આસપાસ બીજાં અનેક પક્ષીઓ વીંટળાઈ વળ્યાં, અને તેને ચાંચો મારવા લાગ્યાં. અંતે જ્યારે તેણે તે માંસપિંડ છોડી દીધો, ત્યારે જ તે સુખી થયો. તેમ પ્રિયવસ્તુનો પરિગ્રહ દુઃખકારક થાય છે; તેનો ત્યાગ જ સુખકર નીવડે છે.

૧૯. બાળકને માનાપમાન નથી હોતું. તેમ જ કુટુંબના ભરણપોષણની ચિંતા નથી હોતી, તેથી તે ક્રીડામાં મસ્ત રહી શકે છે; તેમ યોગી પણ માનાપમાન તથા ભરણપોષણની ચિંતા તજી પરમાત્મામાં જ ક્રીડા કરતો વિચરે.

૨૦. એક કન્યાનાં માતપિતા બહાર ગયાં હતાં, તે અરસામાં તેનું વેવિશાળ કરનારા મહેમાનો તેને ઘેર આવી પહોંચ્યા. તે કન્યા પ્રીતિપૂર્વક તેમના ભોજન માટે અનાજ ખાંડવા બેઠી. પણ તેથી તેની ચૂડીઓનો અવાજ થવા

---

શકનાર જીવનો મોહ-વિસ્તાર તો જુઓ: હું વિવેકશૂન્ય થઈ, તુચ્છ પુરુષો પાસેથી કામનાની ઇચ્છા રાખું છું, પરંતુ અંતર્યામી, તથા સર્વ સુખ આપનાર અને સર્વ કામનાઓ પૂરી કરનાર પરમાત્માનો વિચાર જ કરતી નથી. એ તુચ્છ પુરુષો પણ મને કેવળ દુઃખ, ભય, મનોવ્યથા, શોક તથા મોહ જ આપનારા છે. તેમનાથી મને કાયમનું સુખ તો પ્રાપ્ત થતું જ નથી. માટે હું તો હવે સર્વ પ્રાણીઓના મિત્ર અને પતિ પરમાત્માને જ સ્વીકારીને તેમની સાથે રમીશ. વિષયો આપનારા પુરુષો પોતે જ કાળથી ભયભીત છે, ત્યાં પોતાની ભાર્યાનું તેઓ શું પ્રિય કરી શકે તેમ છે? માટે હવે તો હું યદૃચ્છાથી જે મળશે તેનાથી જ આજીવિકા ચલાવીશ અને આત્મારૂપ પતિ સાથે જ વિહરીશ.''

લાગ્યો. તે કન્યાએ વિચાર્યું કે, મને જાતે ખાંડતી જાણી પરોણાઓ મારા ઘરનું દારિદ્ય સમજી જશે. આથી અવાજ ન થાય તે માટે તેણે બબ્બે સિવાયની બધી ચૂડીઓ કાઢી નાખી, તોપણ અવાજ થવા લાગ્યો; ત્યારે છેવટે તેણે દરેક હાથે એક એક ચૂડી જ રહેવા દીધી. એમ ઘણાઓની સાથે રહેવામાં કજિયો થાય છે, અને બે જણ સાથે રહેવામાં વાતચીત થયા કરે છે, માટે યોગીએ તો એકલા જ વિચરવું જોઈએ.

૨૧. એક બાણ બનાવનારો બાણને સરળ કરવામાં એવો તો લીન થઈ ગયો હતો, કે તેની પાસેથી વાજતેગાજતે ગયેલો રાજાનો વરઘોડો પણ તેના જાણવામાં ન આવ્યો. તે પ્રમાણે યોગીએ પણ આત્માને વિષે મનને એકાકાર કરી દેવું જોઈએ.

૨૨. સર્પની પેઠે મુનિએ એકલા ફરવું, પોતાનું ઘર ન કરવું, પારકા ઘરમાં રહી સુખી થવું, એક સ્થાને જ પડી ન રહેવું, અપ્રમાદી થવું, એકાંતમાં પડી રહેનાર થવું, આચાર ઉપરથી પોતાનો સ્વભાવ (સાપની બાબતમાં પોતે ઝેરી છે કે નહીં તે, અને મુનિની બાબતમાં પોતે યોગી છે કે નહીં તે) ન જણાવા દેવો, કોઈની સહાય ન લેવી, અને થોડું જ બોલવું.

૨૩. કરોળિયો જેમ પોતામાંથી કાઢેલી લાળ વડે જાળું બનાવી, પાછો તેને ગળી જાય છે, તેમ પરમાત્મા પોતે પણ એકલા જ પોતાની માયા વડે આ આખું જગત સર્જીને પાછું સંહરી લે છે. એટલે વસ્તુતાએ પરમાત્મા સિવાય બીજું

કશું નથી એવું વિચારવું જોઈએ; પરમાત્મા જ આ સર્વના આશ્રય હોઈ, એકમાત્ર ઉપાસ્ય તથા ગંતવ્ય છે.

૨૪. ભમરીએ દરમાં પૂરેલો કીડો ભમરીનું જ ધ્યાન ધરતો ભમરીરૂપ થઈ જાય છે, તેમ હરકોઈ પ્રાણી રાગ, દ્વેષ કે ભયથી જેમાં મન એકાગ્ર કરી દે છે, તદ્રૂપ પોતે બની જાય છે.

હે રાજા ! મારા પોતાના શરીર પાસેથી પણ મેં એવી શિખામણ લીધી છે કે, આ દેહનું પ્રિય કરવાની ઇચ્છાથી પુરુષ સ્ત્રી, પુત્ર, આદિ વર્ગનો વિસ્તાર કરે છે, અને તેઓના પોષણ અર્થે મહા કષ્ટે ધન એકઠું કરે છે. પરંતુ તેનો તે દેહ આયુષ્યને અંતે વિનાશ પામે છે, અને પાછો બીજા દેહનાં બીજરૂપ કર્મો ઊભાં કરતો જાય છે. વળી ઘણી શોક્યો જેમ ઘરધણીને પોતપોતાની તરફ ખેંચીને દુઃખી કરી નાખે છે, તેમ આ દેહની જિહ્વા વગેરે ઇંદ્રિયો પોતપોતાના વિષય તરફ ખેંચીને મનુષ્યને છિન્નભિન્ન કરી નાખે છે. વળી, આ મનુષ્યદેહ વિવેકવૈરાગ્યનું કારણ પણ થઈ શકે છે; તથા પરમાત્માનો સાક્ષાત્કાર તો આ મનુષ્યદેહ વડે જ થઈ શકે છે. માટે, તે અનિત્ય છે છતાં સર્વ પુરુષાર્થોને મેળવી આપનાર અને અત્યંત દુર્લભ છે, તેથી તેને પ્રાપ્ત કરીને ધીર પુરુષે તે નાશ પામી ન જાય તેટલામાં મોક્ષને માટે પ્રયત્ન કરવો જોઈએ; વિષયો તો બીજી યોનિઓનાં શરીરોમાં પણ મળી શકે છે.

આ પ્રમાણે અનેક ગુરુઓથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યવાળો અને વિશિષ્ટ જ્ઞાનરૂપી દીવાવાળો હું કેવળ આત્મામાં જ સ્થિતિ કરી, સર્વ સંગનો ત્યાગી બન્યો છું, તેથી અહંકાર રહિત

થઈને આ પૃથ્વી ઉપર નિરાંતે વિચર્યા કરું છું. એક ગુરુ પાસેથી સંપાદન કરેલું જ્ઞાન અત્યંત સ્થિર તથા પુષ્કળ થઈ શકતું નથી. ઋષિઓએ પણ અદ્વિતીય બ્રહ્મને અનેક પ્રકારે વર્ણવેલ છે. [સ્કંધ ૧૧, અ૦ ૭,૮,૯]*

## ૩

## નરનારાયણાવતાર

હે રાજન્! હવે દક્ષ પ્રજાપતિને પરણાવેલી મનુની ત્રીજી કન્યા પ્રસૂતિની કથા સાંભળો. દક્ષને પ્રસૂતિથી ૧૬ કન્યાઓ થઈ. તેમાંથી શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ. તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ. બુદ્ધિ, મેધા, તિતિક્ષા, લજ્જા અને મૂર્તિ—આ તેર કન્યાઓ તેમણે ધર્મ વેરે પરણાવી. એક કન્યા અગ્નિ વેરે પરણાવી, એક સર્વપિતૃઓને આપી અને એક મહાદેવને પરણાવી. ધર્મની તેર પત્નીઓમાં શ્રદ્ધાને પેટે શુભ, મૈત્રીને પેટે પ્રસાદ, દયાને પેટે અભય, શાંતિને પેટે સુખ, તુષ્ટિને પેટે મુદ, પુષ્ટિને પેટે સ્મય, ક્રિયાને પેટે યોગ, ઉન્નતિને પેટે દર્પ,

* આ ઉપરાંત સ્કંધ ૨. ૭–૪ માં જણાવ્યું છે કે, એ દત્તાત્રેયના ચરણકમળની રજથી સહસ્રાર્જુન વગેરે રાજાઓ પવિત્ર શરીરવાળા થયા હતા, અને આ લોકમાં ભોગસમૃદ્ધિ અને અંતે મોક્ષરૂપ યોગસંપત્તિ પામ્યા હતા. વળી સ્કંધ ૧, ૩–૧૧માં જણાવ્યું છે કે, તેમણે અલર્ક રાજાને તથા પ્રહ્લાદ વગેરેને ઉપદેશ કર્યો હતો.

હરિવંશ અ૦ ૪૧માં આ અવતારનું પ્રયોજન આ પ્રમાણે જણાવ્યું છે : "જ્યારે વેદો અને યજ્ઞાદિ ક્રિયાઓ નાશ પામી, અને ધર્મ શિથિલ થઈ ગયો તથા અધર્મ વધી ગયો, ત્યારે તેમણે અવતાર લઈને યજ્ઞક્રિયા સહિત વેદો પાછા આણ્યા, અને ચાતુર્વર્ણ્યની ફરી સ્થાપના કરી."

બુદ્ધિને પેટે અર્થ, મેધાને પેટે સ્મૃતિ, તિતિક્ષાને પેટે ક્ષેમ, લજ્જાને પેટે પ્રશ્રય, તથા મૂર્તિને પેટે નર-નારાયણ એ બે ઋષિઓનો જન્મ થયો. પરમાત્માના અંશાવતારરૂપ નર-નારાયણના જન્મ સમયે આખું જગત આનંદ પામ્યું હતું. [૧/૪૭-૫૩]

અગ્નિની પત્ની સ્વાહાએ પાવક, પવમાન અને શુચિ નામના ત્રણ પુત્રોને જન્મ આપ્યો. તે ત્રણમાંથી ૪૫ અગ્નિઓ ઉત્પન્ન થયા છે, જેઓ પોતાના પિતાઓ અને દાદા સાથે મળીને ૪૯ અગ્નિઓ કહેવાય છે. [૧/૬૦-૧]

અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સૌમ્ય તથા આજ્યપ એ ચાર પિતૃઓને પરણાવેલી સ્વધા નામની દક્ષપુત્રીથી વયુના અને ધારિણી એ બે કન્યાઓ થઈ [૧/૬૩]

મહાદેવની પત્ની સતીને પુત્ર થયો નહોતો, કારણ કે તેમણે પોતાના પિતા ઉપરના ક્રોધ વડે યુવાવસ્થામાં જ શરીર તજી દીધું હતું. (એ કથા પછીના અધ્યાયમાં આવશે.) [૧/૬૫-૬]

મૂર્તિને પેટે જન્મેલા નર-નારાયણઋષિ ભગવાનના અવતારરૂપ હતા. તેઓ સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ, અત્યંત શાંત, આત્મસ્વરૂપ પ્રાપ્ત કરાવનાર કર્મના ઉપદેશક, તથા પોતે પણ તે પ્રમાણે જ આચારવાળા હતા. તેઓ જ પછીથી કૃષ્ણ અને અર્જુનરૂપે જન્મ્યા હતા. [૧/૫૯]

એક વેળા* ઇંદ્રને શંકા થઈ કે નર-નારાયણ તપ વડે મારું સ્થાન લેવા ઇચ્છે છે. તેથી તેણે તેમના તપનો વિનાશ

* અહીંથી અંત સુધીનો ભાગ અગિયારમા સ્કંધમાંથી (અધ્યા૦૪) લીધેલો છે.

કરવા પોતાના પરિવાર સાથે કામદેવને મોકલ્યો. તેણે બદરિકાશ્રમમાં જઈ તેમના ઉપર અપ્સરાઓના કટાક્ષોરૂપી બાણોનો મારો ચલાવવા માંડ્યો. ત્યારે નર-નારાયણે ઇંદ્રે કરેલા અપરાધને જાણી લઈ, શાપના ભયથી કંપી રહેલા કામદેવ વગેરેને કહ્યું :

'હે કામદેવ! હે વાયુ! તમે ડરશો નહીં: પણ અમારા આતિથ્યનો સ્વીકાર કરતા જાઓ.'

એમ કહી તેમણે પોતાના યોગબળથી અદ્ભુત દેખાવની સ્ત્રીઓ ઉત્પન્ન કરી. તેમના રૂપ આગળ ઇંદ્રે મોકલેલી અપ્સરાઓના રૂપનો મદ નાશ પામ્યો. પછી છોભીલા પડી જઈ કામદેવ વગેરેએ સ્તુતિ કરતાં જણાવ્યું:

'ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, વરસાદ, વાયુ, જીભના ભોગો તથા ગુહ્યેંદ્રિયના ભોગોરૂપ અમે અપાર સમુદ્રરૂપ છીએ. આવા અમને પણ ઓળંગીને કેટલાક ગાયના પગલાના એક ખાબોચિયારૂપ ક્રોધને વશ થઈ શાપ વગેરે આપે છે. તેને બદલે આપ આ રીતે અમારા ઉપર કૃપા કરો છો, તે આપ જેવા સમર્થ પુરુષોને છાજે તેવું છે.'

પછી નરનારાયણે કામદેવાદિને પેલી સ્ત્રીઓમાંથી કોઈ એકને પસંદ કરી પોતાની સાથે લઈ જવાનું કહ્યું. ત્યારે તે દેવો ઉર્વશીને પસંદ કરી, તેને સાથે લઈ, સ્વર્ગમાં ગયા. તેને જોઈને તથા બધી વાત સાંભળીને ઇંદ્ર ત્રાસ પામ્યો તથા વિસ્મિત થયો, અને આવા વિરક્ત તથા પ્રભાવશાળી પુરુષોને લોભાવીને પતિત કરવાની પોતે કામના કરી, તેથી પોતાની નિંદા કરવા લાગ્યો. [સ્કંધ ૧૧,૪/૬-૧૬]

૯

# દક્ષ પ્રજાપતિ

શ્રીશુકદેવજી કહે છે: હે રાજન! મહાદેવને પરણાવેલાં સતીએ પોતાના પિતા દક્ષપ્રજાપતિ ઉપર ક્રોધને કારણે કેવી રીતે દેહત્યાગ કર્યો હતો, તે કથા હવે તને હું કહી સંભળાવું.

પૂર્વે પ્રજાપતિઓના યજ્ઞમાં મોટા મોટા ઋષિઓ, દેવગણો વગેરે પોતપોતાના પરિવાર સાથે એકઠા થયા હતા. તે વખતે તે સભામાં દક્ષ પ્રજાપતિ આવતાં જ બ્રહ્મા અને મહાદેવ સિવાયના બધા સભાસદોએ ઊભા થઈ, તેમનું સંમાન કર્યું. પછી બ્રહ્માની અનુમતિથી દક્ષ આસન ઉપર બેઠા; પરંતુ મહાદેવે ઊભા થઈ પોતાનું સન્માન ન કર્યું, એ જોઈ તેમને ખૂબ ગુસ્સો આવ્યો હતો. તેમણે ત્યાં ને ત્યાં મોટે અવાજે કહ્યું:

'સતપુરુષોનો ધર્મ છે કે, તેમણે ઉચિત અધિકારવાળા મનુષ્યનો સત્કાર કરવો. આ અપવિત્ર તથા સર્વ ક્રિયાઓનો લોપ કરનાર મહાદેવને મેં મારી પુત્રી આપી છે, તેથી

તે મારા શિષ્ય જેવો છે, છતાં તેણે મારો સત્કાર કર્યો નહિ. આ માંકડા જેવા નેત્રવાળાને, મૃગલાના બાળક સમાન નેત્રવાળી મારી પુત્રી મેં બ્રહ્માના કહેવાથી અનિચ્છાએ આપી, તે મેં ઠીક નથી કર્યું. પરંતુ હવેથી હું જાહેર કરું છું કે, દેવોના યજ્ઞમાં આ અધમ પુરુષને ભાગ ન આપવો.' આટલું કહી દક્ષ ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા. [૨/૧-૧૯]

પછી મહાદેવના અનુચરોમાં મુખ્ય એવા નંદીશ્વરે ત્યાં ભેગા થયેલા બધા બ્રાહ્મણોને કહ્યું :

"તમે લોકો આત્મસ્વરૂપ ન સમજનારા તથા કર્મમય અવિદ્યામાં જ તત્ત્વબુદ્ધિવાળા દક્ષનું અનુસરણ કરો છો, અને અભેદદૃષ્ટિવાળા શંકરનું અપમાન મૂંગે મોંએ સહન કરો છો, તેથી તમે ભક્ષ્યાભક્ષ્યના વિવેકથી શૂન્ય થઈને કેવળ આજીવિકા માટે જ વિદ્યા, તપ અને વ્રત ધારણ કરનાર, તથા ધન, દેહ અને ઇંદ્રિયોમાં જ આનંદ માનનારા યાચક જેવા છો અને થશો! આ દક્ષ પ્રજાપતિ વિષયસુખની ઇચ્છાથી દેહાભિમાનરૂપ મિથ્યા ધર્મોથી ભરેલા ઘરમાં આસક્ત રહે છે, અને વેદોમાં અર્થવાદની રીતે (માત્ર પ્રશંસા કરવાના હેતુથી) કહેલાં વચનોથી લોભાઈ જઈને જાતજાતનાં કર્મો કર્યા કરે છે. આમ દેહાદિ ઉપર નિરંતર આત્મબુદ્ધિ રાખવાથી તે આત્મસ્વરૂપને ભૂલી ગયો છે અને પશુતુલ્ય બની ગયો છે. તેથી તે અલ્પ સમયમાં સ્ત્રીઓની અંદર આસક્ત રહેનાર બોકડો થશે." [૨/૨૦-૬]

આ સાંભળી ત્યાં બેઠેલા ભૃગુએ નંદીશ્વરને જવાબ આપ્યો :

'હે મહાદેવના અનુયાયીઓ! વેદમાર્ગ જ લોકોનું કલ્યાણ કરનારો સનાતન માર્ગ છે. પૂર્વકાળના ઋષિઓએ તેનો જ આશ્રય કર્યો છે. તે માર્ગની તમે લોકો નિંદા કરો છો, માટે તમે પણ પાખંડી જેવા તથા શાસ્ત્રવિરુદ્ધ વર્તનારા અનાચારીઓ થશો!' [૨/૨૮-૩૨]

આ વાતને ઘણો વખત થઈ ગયો. પછી એક વાર દક્ષે વાજપેય નામે યજ્ઞ કર્યો. તેમાં તેણે સર્વ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, પિતૃઓ તથા દેવતાઓને તેમના પરિવારસહિત નોતર્યાં. તે બધા આનંદથી યજ્ઞ સંબંધી વાતચીત કરતા કરતા મહાદેવના નિવાસ પાસે થઈને યજ્ઞમાં જતા હતા. તેમની વાતચીત સાંભળી દક્ષપુત્રી સતી પોતાના પતિ મહાદેવને કહેવા લાગ્યાં: 'હે સદાશિવ! મને મારી બહેનો વગેરે સંબંધીઓને ઘણા વખતથી મળવાની ઇચ્છા છે, માટે મને લઈને તમે મારા પિતાના યજ્ઞમાં ચાલો. મિત્રને ઘેર, પતિને ઘેર, ગુરુને ઘેર અને પિતાને ઘેર વિના બોલાવ્યે પણ જવામાં કશું અજુગતું કર્યું કહેવાય નહીં.' [૩/૮-૧૪]

ત્યારે શંકરે કહ્યું, 'હે પવિત્ર સતી! પોતાના સંબંધીઓને ત્યાં વિના બોલાવ્યે જવામાં વાંધો ન હોઈ શકે, પણ દક્ષ મારા તરફ દ્વેષબુદ્ધિ રાખે છે, તેથી તેને ત્યાં વિના બોલાવ્યે જવામાં તમારી કે મારી શોભા નથી. પ્રતિષ્ઠિત મનુષ્યનું સ્વજન તરફથી થતું અપમાન તેના વધ બરાબર છે. [૩/૧૫-૨૫]

પરંતુ સતી તો શંકરનું કહેવું સાંભળી ઉદાસ થઈ ગયાં અને રડતાં રડતાં ક્રોધપૂર્ણ દૃષ્ટિથી શંકર સામે જોવા લાગ્યાં. છેવટે રોષમાં આવી જઈ, તે એકલાં જ પિતાને ત્યાં જવા

ચાલી નીકળ્યાં. એ જોઈ નંદીશ્વર વગેરે મહાદેવના અનુચરો તેમની પાછળ પાછળ ગયા. પરંતુ દક્ષના યજ્ઞમાં કોઈએ સતીનો સત્કાર કર્યો નહીં, કારણ કે બધાને દક્ષની બીક લાગતી હતી. માત્ર ઘરમાં તેમની બહેનો અને માતા તેમને જોઈ હર્ષથી તેમને આદર આપી પ્રેમથી ગળગળાં થઈ ગયાં. પરંતુ સતીને તો તે યજ્ઞમાં પોતાના પતિનું સ્થાન ન દેખી, તથા પોતાનો પણ અનાદર થયેલો દેખી સાન આવી હતી. તેથી તે સીધાં યજ્ઞસ્થાનમાં જઈ, પિતાને સંબોધી રોષપૂર્વક કહેવા લાગ્યાં :

"હે પિતા! જેમને કોઈ પ્રિય કે અપ્રિય નથી એવા નિર્વૈર શંકર તરફ તમારા સિવાય કોણ બીજો આવું વિરુદ્ધ આચરણ કરે? તમારા જેવા અદેખા પુરુષો બીજાના ગુણોમાં કેવળ દોષો જ જુએ છે. મધ્યમ પુરુષો ગુણો તથા દોષો બંનેને જેવા હોય તેવા જ — વિવેકપૂર્વક ગ્રહણ કરે છે. ઉત્તમ પુરુષો તો બીજાના ગુણો જ ગ્રહણ કરે છે; જ્યારે ઉત્તમોત્તમ પુરુષો બીજાઓના અતિ અલ્પ ગુણોને પણ ઘણા જ મોટા કરી મૂકે છે. શંકર જેવા મહત્તમ પુરુષ પ્રત્યે પણ તમે દોષારોપ કર્યો છે. જેમનું નામ લેતાં પણ સર્વ પાપ દૂર થઈ જાય છે, તથા જેમની ચરણરજ ઉપાડવા બ્રહ્માદિ દેવતાઓ પણ તત્પર રહે છે, તેવા મહાપુરુષનો તમે દ્વેષ કરો છો! [૪/૧૧-૨]

"હે બ્રાહ્મણ! જે સ્થળે નિરંકુશ મનુષ્યો મહાપુરુષોની નિંદા કરતા હોય, તે સ્થળે જો તેમને વારવાની શક્તિ ન હોય તો પોતાના કાન બંધ કરીને ત્યાંથી ચાલ્યા જવું જોઈએ એવો ધર્મ છે. પરંતુ શંકરની નિંદા કરનારા એવા તમારા થકી ઉત્પન્ન થયેલા આ શરીરથી દૂર થવાનો બીજો રસ્તો

મારે માટે છે જ નહિ. તમારાથી હું ઉત્પન્ન થયેલી હોવાથી બીજાઓ સંબોધનમાં પણ મને 'દક્ષપુત્રી' કહેશે. માટે હવે હું આ ઘૃણિત શરીરનો ત્યાગ જ કરીશ. [૪/૧૭-૧૮]

"હે પિતા! વેદમાર્ગના ત્યાગ કરનારા કહીને તમે શંકરની નિંદા કરો છો. પરંતુ જેઓ કેવળ આત્મામાં જ રમણ કરે છે, તેવા પુરુષોની બુદ્ધિ વેદોના વિધિ-નિષેધોને અનુસરતી નથી. જેમ દેવોની ગતિ આકાશમાં હોય છે અને મનુષ્યની ગતિ પૃથ્વી ઉપર હોય છે, તેમ નિવૃત્તિમાર્ગના અધિકારીને પ્રવૃત્તિમાર્ગ હોય નહિ; અને પ્રવૃત્તિમાર્ગે જ જેનો અધિકાર છે, તેને નિવૃત્તિમાર્ગ હોય નહિ. માટે પ્રવૃત્તિરૂપ કે નિવૃત્તિરૂપ સ્વધર્મમાં રહેલા પુરુષે બીજાની નિંદા ન કરવી જોઈએ. [૪/૧૯]

"હે પિતા! વેદમાં અધિકારી પ્રમાણે સરાગ (આસક્ત-રાગી) પુરુષો માટે તેમ જ વિરક્ત પુરુષો માટે જુદો જુદો વિભાગ કરીને વ્યવસ્થા કરી છે. તેથી પ્રવૃત્તિમાર્ગનાં અગ્નિહોત્રાદિ કર્મો જેમ અધિકારીપરત્વે સત્ય છે, તેમ નિવૃત્તિમાર્ગનાં શમદમાદિ કર્મો પણ સત્ય જ છે. આ બંને કર્મો એકી સાથે એક પુરુષમાં વિરોધ ઉત્પન્ન કરે છે. તેમાં વળી શિવ તો આત્મતત્ત્વરૂપ બનેલા છે. તેમને આ કે તે બંને પ્રકારનાં કર્મો છે જ નહીં. તો પછી વેદમાર્ગનાં કર્મો ન કરવાને કારણે જ તેમની નિંદા કરવી એ તમારા જેવા કર્મમાર્ગીઓને શોભતું નથી." [૪/૨૦-૩]

આટલું કહી સતીએ આસન લગાવી, શરીરનો ત્યાગ કરવા માટે પોતાના શરીરમાં વાયુ તથા અગ્નિની ધારણા કરી. એટલે તરત જ તેમનું શરીર બળીને ભસ્મ થઈ ગયું. આ જોઈ ગુસ્સે થયેલા શંકરના અનુચરો હથિયાર ઉગામી યજ્ઞમાં

બેઠેલા સૌને મારવા માટે દોડયા. ત્યારે ભૃગુએ યજ્ઞમાં આહુતિ દ્વારા ઋભુ નામના દેવો ઉત્પન્ન કર્યા. તેઓએ શિવના અનુચરોને ત્યાંથી મારીને હાંકી કાઢયા. [૪/૩૧-૪]

આ બધી હકીકત સાંભળી, શંકરે ગંભીર શબ્દથી અટ્ટહાસ્ય કરીને જટામાંથી અતિમહાન શરીરવાળો એક પુરુષ ઉત્પન્ન કર્યો. તેણે શિવના અનુચરો સાથે જઈને દક્ષના યજ્ઞનો ધ્વંસ કરી નાખ્યો, અને દક્ષનું માથું કાપી તે જ યજ્ઞમાં હોમી દીધું. પછી ત્યાં હાજર રહેલા દેવો તેમ જ બ્રાહ્મણોમાંના દરેકનાં અંગ થોડાં યા ઘણાં છિન્નભિન્ન કરીને તે બધા કૈલાસ પાછા ફર્યા. [૫/૧-૨૬]

દેવો પાસેથી આ હકીકત સાંભળી, બ્રહ્મા બધા દેવોને લઈને શંકર પાસે ગયા. શંકર બ્રહ્માને આવેલા જોઈ ઊભા થઈ ગયા અને મસ્તક વડે તેમને પ્રણામ કરવા લાગ્યા. પછી બ્રહ્માએ તેમને મધુર વાણીથી સમજાવીને કહ્યું :

'હે ભગવન્! આપની બુદ્ધિને તો પરમાત્માની દુરંત માયા સ્પર્શ કરી શકતી નથી; પરંતુ ભગવાનની એ માયાથી જેઓનાં મન મોહ પામ્યાં હોય છે, તેવા પુરુષો ઉપર આપ કૃપા કરવા યોગ્ય છો. માટે આપે નાશ કરેલા અને તેથી જ અધૂરા રહેલા પ્રજાપતિ દક્ષના યજ્ઞનો આપ ઉદ્ધાર કરો. પરમાત્માસ્વરૂપ આપે જ ધર્મ તથા અર્થને આપનારા વેદોનું રક્ષણ કરવા માટે દક્ષ પ્રજાપતિના નિમિત્તે યજ્ઞ પ્રવર્તાવ્યો હતો; અને આપે જ લોકમાં વર્ણો તથા તેમની મર્યાદાઓ બાંધી છે. યજ્ઞમાં યજ્ઞભાગને યોગ્ય પણ આપ છો, તેમ જ યજ્ઞનું ફળ આપનાર પણ આપ જ છો. છતાં જડ તથા કર્મરત એવા યાજ્ઞિકોએ આપને યજ્ઞભાગ ન આપ્યો તે તેમની

મૂઢતા જ છે. પરંતુ હવે તેમને યથાયોગ્ય શિક્ષા થઈ છે; માટે ફરીથી યજમાન (દક્ષ) તેમ જ તેનો યજ્ઞ સજીવન થાઓ; યજ્ઞના ઋત્વિજોને અને દેવોને પણ જે હાનિ કરવામાં આવેલી છે, તે પણ દૂર થાઓ. તથા હવેથી હરકોઈ યજ્ઞનું જે શેષ છે, તે આપના ભાગ તરીકે થાઓ.' [૬/૪૨-૫૩]

જવાબમાં શંકરે કહ્યું: 'હે પ્રજાપતિ! પરમાત્માની માયાથી મોહિત થયેલા અજ્ઞાનીઓના અપરાધનું દુઃખ તો મને હોય જ નહિ. પરંતુ ધર્મમર્યાદાના રક્ષણ માટે મેં તે સૌને શિક્ષા કરી છે. પણ હવે પ્રજાપતિ દક્ષ યજ્ઞપશુ (બકરા)ના મસ્તકવાળો થઈ સજીવન થશે; અને બાકી રહેલો યજ્ઞ પૂરો કરશે.' [૭/૧-૨]

ત્યાર બાદ શંકર ભગવાનની ક્ષમા માગીને દક્ષ પ્રજાપતિએ બ્રહ્મદેવની આજ્ઞાથી ફરી યજ્ઞકર્મ ચાલુ કર્યું; અને શુદ્ધબુદ્ધિથી શ્રીહરિનું એવું ધ્યાન કર્યું કે શ્રીહરિ ત્યાં પ્રગટ થયા. સર્વ દેવો વગેરેએ અત્યંત ખુશી થઈ હરિની સ્તુતિ કરી. દક્ષપત્નીએ પણ આ આખા પ્રસંગના સાર રૂપે તેમની સ્તુતિ કરતાં કહ્યું: 'જેમ પુરુષ મસ્તક વિના શોભે નહિ, તેમ યજ્ઞ પણ સર્વાંગોથી યુક્ત હોવા છતાં આપ વિના શોભતો નથી.' બ્રાહ્મણોએ સ્તુતિ કરતાં કહ્યું કે, 'તમે જ યજ્ઞ છો, હવિ છો, અગ્નિ છો, મંત્ર છો, તથા યજ્ઞની સર્વ સાધનસામગ્રી પણ તમે જ છો. અમે સત્કર્મથી ભ્રષ્ટ થયેલા હોઈ, આપના દર્શનની ઇચ્છા રાખીએ છીએ. આપ અમારા ઉપર પ્રસન્ન થાઓ.' [૭/૩૬,૪૫-૭]

પછી દેવતાઓ યજ્ઞ પૂરો થતાં, દક્ષ પ્રજાપતિને 'ધર્મમાં જ તમારી બુદ્ધિ રહો' એવો વર આપીને પોતપોતાને સ્થળે

પાછા ગયા. દક્ષની પુત્રી સતી પૂર્વ શરીરનો ત્યાગ કરી હિમાલયની સ્ત્રી મેના વિષે ઉત્પન્ન થયાં હતાં, અને પછી પુનઃ પોતાના પતિ શંકરને જ પ્રાપ્ત થયાં હતાં, એવું અમે સાંભળ્યું છે.* [૭/૫૭-૮]

---

* આ આખ્યાનમાં નંદીશ્વરના શબ્દો ઉપરથી તેમ જ કથાના બીજા પ્રસંગો ઉપરથી પણ એવું રહસ્ય સૂચિત થાય છે કે, સ્વર્ગાદિના વિષયભોગની કામનાથી જ વેદોક્ત યજ્ઞકર્મો કરનારા યજ્ઞના પશુતુલ્ય છે. જે યજ્ઞ મહા-દેવ — પરમાત્માની પ્રીત્યર્થે નથી, જેનો શેષ મહા-દેવને અર્પણ થતો નથી (એટલે કે જેનું અંતે પરમાત્માને સમર્પણ કરવામાં આવતું નથી), તે યજ્ઞ નષ્ટ થાય છે; પરંતુ પરમાત્મા પ્રીત્યર્થે કરવામાં આવતાં વેદોક્ત કર્મોમાંથી જ શ્રીહરિ પ્રગટ થાય છે.

કૂર્મપુરાણમાં આ કથા તદ્દન જુદા સ્વરૂપમાં છે. સતી પ્રત્યે દક્ષને ગુસ્સો થવાનું મૂળ કારણ તેમાં એ બતાવ્યું છે કે, તેની સાથે મહાદેવનું લગ્ન કપટથી થયું હતું. તેથી લગ્ન બાદ સતી ઘરમાં આવતાં તેને દક્ષે કાઢી મૂકી. એટલે તે પોતાનો દેહ બાળી પાર્વતીરૂપે જન્મી. ત્યાર બાદ તેણે દક્ષનો યજ્ઞ થતો સાંભળી મહાદેવને તેનો યજ્ઞ ભાંગી નાખવા વિનંતી કરી, આથી વીરભદ્ર દ્વારા શંકરે તે યજ્ઞનો નાશ કર્યો.

# ૧૦

## ધ્રુવાખ્યાન

શ્રી શુકદેવજી કહે છે: હે રાજા! હવે હું મનુના બે પુત્રોની કથા કહું છું. તેમાંથી ઉત્તાનપાદને બે સ્ત્રીઓ હતી: એક સુરુચિ અને બીજી સુનીતિ. સુરુચિ રાજાને અત્યંત પ્રિય હતી, પણ સુનીતિ અળખામણી હતી. એક દિવસ રાજા સુરુચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડી રમાડતા હતા, તેવામાં સુનીતિનો પુત્ર ધ્રુવ ત્યાં આવી ચડ્યો અને રાજાના ખોળામાં બેસવા ગયો. પરંતુ, સુરુચિની હાજરીમાં રાજાએ તેને બોલાવ્યો નહિ. સુરુચિએ ધ્રુવને કહ્યું:

'હે છોકરા! તું રાજાના ખોળામાં બેસવાને લાયક નથી; જો તને ત્યાં બેસવાનું આટલું બધું મન છે, તો મારે પેટે જન્મ લેવો હતો ને! હવે તો ભગવાનને ભજ, જેથી ફરી તારો મારે પેટે જન્મ થાય, અને તારી કામના પૂરી થાય!' [૮/૧-૧૩]

સાવકી માનાં આવાં કટુ વચનોથી ધ્રુવ હેબતાઈ ગયો. પરંતુ આટલું થયા છતાં પિતા કંઈ બોલ્યા નહિ, ત્યારે તે રડતો રડતો ત્યાંથી પોતાની માતા પાસે ચાલ્યો ગયો. સુનીતિએ શોકનાં બધાં વચન સાંભળ્યાં અને દુઃખી થઈને પુત્રને કહ્યું :

'હે વત્સ! તારી સાવકી માએ તને સાચું જ કહ્યું છે. મારે પેટે જન્મ લેનાર દુર્ભાગીને મારા પતિ આગળ સન્માન શાં? માટે તું આ નકામો મત્સર ત્યાગી દે. સુરુચિ તારી સાવકી મા હોવા છતાં તેણે સાચું કહ્યું છે કે, હવે તો તું પરમાત્માના ચરણનું જ આરાધન કર; કારણ કે તેમના આરાધનથી જ મનુષ્યનું દુર્ભાગ્ય દૂર થાય છે અને અભીષ્ટ પ્રાપ્ત થાય છે.' [૮/૧૪-૨૩]

માતાને મોઢે પણ એવી જ વાત સાંભળી નાનો ધ્રુવ ભગવાનને પ્રસન્ન કરવાનો નિશ્ચય કરી વન તરફ ચાલી નીકળ્યો. રસ્તામાં નારદે[1] તેને જોયો. તેમણે તેની બધી વાત જાણ્યા પછી તેને આ પ્રમાણે સમજાવ્યો :

'હે પુત્ર! તારા જેવા બાળકે માનાપમાનનો આવો ખ્યાલ રાખવો યોગ્ય નથી. વળી જગતમાં જે કાંઈ સુખદુઃખ પ્રાપ્ત થાય છે, તે પોતપોતાનાં પૂર્વકર્મોથી પ્રાપ્ત થાય છે; માટે ડાહ્યા પુરુષે તો દૈવયોગથી જે પ્રાપ્ત થાય તેટલાથી સંતોષ માનવો જોઈએ. તને આવો અસંતોષ થવો એ મોહરૂપ છે. માટે અત્યારે તો તું પાછો જા; કારણ કે આવેલા દુઃખને ભોગવી નાખવું, એ જ પૂર્વે કરેલાં કર્મોનો

૧. વિષ્ણુપુરાણમાં, તેને સપ્તર્ષિ સામા મળ્યા એવું છે.

ક્ષય કરવાનો એકમાત્ર ઉપાય છે. ભગવાનની કૃપાથી તું તારું દુઃખ દૂર કરવા ઇચ્છે છે, પરંતુ ભગવાન તો મોટા યોગીઓથી પણ પ્રસન્ન કરી શકાતા નથી. વળી, બીજાની સારી સ્થિતિ જોઈને આનંદ પામવો જોઈએ, નહિ કે આમ અદેખાઈ કરવી જોઈએ. માટે તારું આ પગલું બધી રીતે વિપરીત છે.' [૮/૨૭-૩૪]

ધ્રુવે જવાબમાં એટલું જ કહ્યું કે, 'મારી સાવકી માનાં વચનોથી મારું હૃદય વીંધાઈ ગયું છે, એટલે તેમાં આપનો ઉપદેશ ટકી શકે તેમ નથી. માટે આપ તો મને ભગવાનને પ્રસન્ન કરવાનો માર્ગ જાણતા હો તો બતાવો, જેથી સૌથી ઉત્તમ તથા જ્યાંથી કોઈ ખેંચી પાડી શકે નહીં તેવું સ્થાન હું પ્રાપ્ત કરું.' [૮/૩૫-૭]

નારદજી ધ્રુવની આવી અડગતા જોઈ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા :

'હે વત્સ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પ્રકારનું કલ્યાણ ઇચ્છનારા માટે ભગવાનનું ભજન એ જ એકમાત્ર ઉપાય છે. એટલે તારી માતાઓએ જે કહ્યું છે, તે સાચું જ છે. તું યમુના નદીને કાંઠે જા, અને ત્યાં હું બતાવું તે પ્રમાણે પ્રાણાયામ કરી પ્રાણ, ઇંદ્રિયો તથા મનના મેલ પ્રથમ દૂર કર. પછી અંતર્યામી હોવાથી તારા હૃદયમાં રહેલા ભગવાનની મૂર્તિનું ધીરજથી ધ્યાન કર. ભગવાનના મંગળસ્વરૂપનું ધ્યાન કરનાર પુરુષનું મન સત્વર પરમ શાંતિ પ્રાપ્ત કરે છે. આટલું તો મન વડે કરવાનું કહ્યું. વાણી વડે પણ "ॐ नमो भगवते वासुदेवाय"—એ મંત્ર તું જપ્યા કરજે. આ મંત્રના જાપથી ભગવાનની સેવા

કરનારને સત્વર સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શરીરથી પણ ભગવાનની સ્થૂલ મૂર્તિનું જળ, પુષ્પ, ફલ વગેરેથી પૂજન કર્યા કરજે. આમ મન-વાણી-કાયા એમ ત્રણે પ્રકારે સેવાતા ભગવાન, નિષ્કપટ ભજન કરનારા પુરુષોના ભક્તિભાવને વૃદ્ધિંગત કરી, ધર્મ-અર્થ-કામ-મોક્ષ એમાંથી જે ઇષ્ટ હોય તે આપે છે.' [૮/૪૦-૬૦]

નારદજીએ આમ કહ્યું એટલે ધ્રુવ તેમની પ્રદક્ષિણા કરી તથા તેમને પ્રણામ કરી, તેમની રજાથી યમુના તટે આવેલા મધુવનમાં ગયો. [૮/૬૨]

આ તરફ, નારદજી પણ તેની પાસેથી નીકળી ઉત્તાનપાદ રાજાની ખબર જાણવા તેની રાજધાનીમાં ગયા. તે રાજા તો ધ્રુવ વનમાં ગયાની વાત સાંભળી દુઃખી દુઃખી થઈ ગયો હતો. નારદજીએ તેની પાસે જઈ, તેને તેના સંતાપનું કારણ પૂછ્યું. રાજાએ તેમને બધી વાત કહી સંભળાવી. પોતે સ્ત્રીવશ થઈને પોતાના બાળક પુત્રનો કેવો અનાદર કર્યો હતો તથા તેથી તે દુભાઈને કેવી રીતે વનમાં ચાલ્યો ગયો હતો, તે બધી હકીકત જણાવીને રાજાએ નારદજી આગળ પોતાના હૃદયનું બધું દુઃખ પ્રગટ કર્યું, તથા તે કુમળા બાળકની વન-જંગલમા શી વલે થઈ હશે તેનો શોક કરવા માંડ્યો. [૮/૬૧-૭]

નારદે રાજાની વાત સાંભળીને તેને આશ્વાસન આપ્યું કે, 'હે રાજા! તારો પુત્ર તો મહાપ્રભાવશાળી છે; તેને સામાન્ય બાળક ન સમજ. લોકપાલ દેવો વડે પણ દુષ્કર એવું તપ કર્યા બાદ તે અલ્પ સમયમાં જ તારી પાસે પાછો આવશે.' [૮/૬૮-૯]

આ તરફ ધ્રુવે નારદજીના ઉપદેશ પ્રમાણે પ્રયત્નપૂર્વક એકાગ્ર થઈને પરમાત્માની સેવા કરવા માંડી. પહેલે મહિને

તે ત્રણ ત્રણ રાત્રિને અંતે કોઠાં અને બોરનું એક વાર ભોજન કરતો. બીજે મહિને તે છઠ્ઠે છઠ્ઠે દિવસે પોતાની મેળે પૃથ્વી ઉપર ખરી પડેલા તૃણ અને પાંદડાંનુ ભોજન કરતો. ત્રીજે મહિને તે નવમે નવમે દિવસે માત્ર જળનું ભોજન કરતો. ચોથે મહિને તે નવમે નવમે દિવસે માત્ર વાયુનો આહાર કરતો. અને પાંચમે મહિને તો તે પ્રાણવાયુનો જય કરી, બ્રહ્મનું ધ્યાન કરતો એક પગે ઠૂંઠાની પેઠે અચળ ઊભો રહ્યો. [૮/૭૦-૬]

તેનું આવું દુષ્કર તપ જોઈ ભગવાન પણ તેના પર સત્વર પ્રસન્ન થયા. યોગની પરિપક્વ દશાને લીધે ધ્રુવના હૃદયમાં જે ભગવાન વીજળી સમાન કાંતિથી પ્રકાશી રહ્યો હતા, તે જ ભગવાન તેને એકાએક બહાર ઊભેલા દેખાયા. ધ્રુવ એ દર્શનથી એકદમ બેબાકળો બની ગયો, અને શું બોલવું તે ન સમજાવાથી મૂંઝાવા લાગ્યો. ત્યારે ભગવાને તેને દૈવી વાણી અર્પણ કરી, જેથી તે ભગવાનના સ્વરૂપનું વર્ણન કરવા લાગ્યો: "હે ભગવન્! તમે સમગ્ર શક્તિઓને ધારણ કરનારા છો. તમે જ પોતાની ચૈતન્ય શક્તિથી મારી લીન થયેલી વાણીને તથા હાથ પગ વગેરે અન્ય પ્રાણોને સજીવન કરો છો. સર્વના અંતર્યામી હે ભગવાન્! આપને મારા નમસ્કાર હો." [૯/૧-૧૭]

પછી ભગવાને ધ્રુવના હૃદયના સંકલ્પ અનુસાર તેને અચળ તથા સૌથી શ્રેષ્ઠ એવું ધ્રુવપદ આપ્યું. તથા કહ્યું:

'હે રાજકુમાર! હવે તું પાછો તારે ઘેર જા. તારા પિતા તને રાજ્ય આપીને વનમાં જશે. ત્યાર બાદ તું ધર્મનો આશ્રય કરી, અપ્રમાદીપણે પૃથ્વીનું રક્ષણ કરજે, તથા પુષ્કળ

દક્ષિણાવાળા યજ્ઞોથી મારું યજન કરજે. પછી ઉત્તમ ભોગો ભોગવીને મારું સ્મરણ કરતો તું સપ્તર્ષિઓથી પણ ઉપરનું એવું ઉત્તમ સ્થાન પામીશ, કે જ્યાં ગયેલો મનુષ્ય પુનઃ સંસારમાં પાછો આવતો નથી.' [૯/૧૯-૨૫]

આ પ્રમાણે, ધ્રુવે પરમ તત્ત્વરૂપ પરમાત્માનું ઈર્ષ્યાપ્રેરિત સકામ પૂજન કરીને, મુક્તિરૂપી પરમપદને બદલે માયિક પદોમાં ઉત્તમ એવું જ પદ પ્રાપ્ત કર્યું. ભગવાનના ચાલ્યા ગયા પછી ધ્રુવ પ્રસન્ન ચિત્તે પિતાની રાજધાની તરફ પાછો ફર્યો. રાજાએ તેના આવવાની ખબર સાંભળી, તે ખબર કહેનારને આનંદમાં આવી જઈ, મહાકીમતી હાર બક્ષિસ તરીકે આપી દીધો. પછી પોતાના સર્વ પરિવાર સાથે ધ્રુવનો સત્કાર કરવા તે જાતે સામો ગયો. [૯/૩૬-૯]

ધ્રુવ પિતાના ચરણમાં નમી પડ્યો. તથા બંને માતાઓને નમસ્કાર કર્યા. રાજા પણ તેને વળગી પડી, તેનું મસ્તક પ્રેમથી વારંવાર સૂંઘવા લાગ્યો. સુરુચિએ તેને પ્રેમથી ભેટીને અશ્રુગદ્ગદ કંઠે 'વત્સ! દીર્ઘાયુષી થા!' એવો આશીર્વાદ આપ્યો. ધ્રુવનો સાવકો ભાઈ ઉત્તમકુમાર પણ પ્રેમથી વિહ્વળ થતો ધ્રુવને ભેટી વારંવાર અશ્રુપ્રવાહ વહેવરાવવા લાગ્યો. આમ, ભગવાન મૈત્રી વગેરે ગુણોથી જેના ઉપર પ્રસન્ન થાય છે, તેને પ્રાણીમાત્ર પોતાની મેળે નમે છે. ધ્રુવની માતા સુનીતિના હર્ષની તો વાત જ શી કરવી! સર્વ પ્રજાજનો 'વીર પુત્રને જન્મ આપનારી' કહીને તેની પ્રશંસા કરવા લાગ્યા. [૯/૪૦-૫૦]

પછી યોગ્ય કાળે ધ્રુવને યુવાન થયેલો તથા પ્રધાનમંડળમાં માન્ય અને પ્રજાઓને પ્રિય જોઈને, ઉત્તાનપાદ રાજાએ તેને

રાજ્યગાદી અર્પણ કરી, અને પોતે આત્મગતિનો વિચાર કરી વનમાં પ્રયાણ કર્યું. [૯/૬૬-૭]

ધ્રુવ શિશુમાર પ્રજાપતિની પુત્રી ભ્રમિને પરણ્યો. તથા તેને કલ્પ તથા વત્સર નામના બે પુત્રો થયા. વળી તે વાયુપુત્રી ઇલાને પણ પરણ્યો, અને તેનાથી તેને ઉત્કલ નામનો પુત્ર તથા સ્ત્રીઓમાં રત્ન જેવી એક કન્યા થઈ. [૧૦/૧-૨]

ધ્રુવના ભાઈ ઉત્તમે તો વિવાહ જ કર્યો નહોતો. તે એક સમયે મૃગયા કરવા ગયો હતો ત્યારે એક મહાબળવાન યક્ષે તેને મારી નાખ્યો. તેની માતા પણ તેની શોધમાં ત્યાં જ મરણ પામી. આ સમાચાર સાંભળી ધ્રુવે ઉત્તર દિશામાં જઈ હિમાલયની તળેટીમાં આવેલી યક્ષોની અલકા નગરી ઉપર ચડાઈ કરી. [૧૦/૧-૨૯]

યક્ષો ઘણા માયાવી તથા પ્રભાવશાળી હતા. પરંતુ ધ્રુવે નારાયણાસ્ત્ર વડે તેમની બધી માયાઓ અફળ કરી દીધી અને તેમનો દારુણ સંહાર આરંભ્યો. એ ભયંકર સંહાર જોઈ દયાથી ગદ્‌ગદ થઈ ગયેલા ધ્રુવના દાદા મનુ ઋષિઓ સાથે ત્યાં આવ્યા અને ધ્રુવને રોકતા કહેવા લાગ્યા :

'હે પુત્ર! એક યક્ષના અપરાધને કારણે, ભાઈના વધથી સંતાપિત થઈ તેં અનેક નિર્દોષોનો વિનાશ કરી નાખ્યો છે. આ કર્મ સત્પુરુષોએ નિંદેલું હોઈ આપણા કુળને યોગ્ય નથી. વળી જે ભગવાનનું આરાધન કરી તેં ઉત્તમ પદ પ્રાપ્ત કર્યું છે, તે જ ભગવાને સર્જેલાં પ્રાણીઓ પ્રત્યે આત્મભાવ રાખવાને બદલે તેં આવો ક્રોધ ધારણ કર્યો છે, તે યોગ્ય નથી. પ્રાણીમાત્રના આત્મા, પ્રાણીમાત્રના ઈશ્વર, અને પ્રાણીમાત્રના રક્ષણકર્તા આ પરમાત્મા પોતાની માયાશક્તિ

વડે યુક્ત થઈને સર્વને ઉત્પન્ન કરે છે, રક્ષે છે, ને સંહારે છે. એટલે પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા વૃત્તિઓ રાખવી એ જ આપણે માટે યોગ્ય છે, તથા ભગવાન પણ તેનાથી જ પ્રસન્ન થાય છે. [૧૧/૬-૧૪]

'વળી હે પુત્ર! તારા ભાઈને આ યક્ષોએ હણ્યો નથી; પુરુષના જન્મ તથા મૃત્યુમાં તો દૈવ જ કારણ છે. નાનપણમાં જ ઇંદ્રિયોના અવિષય એવા પરમાત્માનું આરાધન કરીને તેં ત્રૈલોકયના મસ્તક ઉપર આવેલું સ્થાન પ્રાપ્ત કર્યું છે; તો હવે સર્વના એ જ આત્માને તું આત્મદષ્ટિવાળો થઈને. વિરોધથી મુક્ત થયેલા તારા પોતાને વિષે જ શોધી કાઢ. જેને વિષે અનેક પ્રકારના ભેદવાળું આ જગત મિથ્યા હોવા છતાં જણાય છે, તથા જે સમસ્ત શક્તિઓના આશ્રય-સ્થાનરૂપ છે, તે ભગવાનની પરમ ભક્તિ કરીને તું 'હું, મારું' એ પ્રમાણે તારામાં રૂઢ થયેલી આ અજ્ઞાનરૂપી ગાંઠને ભેદી નાખ; કલ્યાણના પરમશત્રુ એવા ક્રોધને શાસ્ત્રજ્ઞાનથી વશ કર; અને યક્ષોનો નિરર્થક સંહાર કરી, ગુસ્સે કરેલા તેમના સ્વામી કુબેરને પ્રસન્ન કર; નહીં તો તે આપણા આખા કુળનો જ નાશ કરી નાખશે.' [૧૧/૧૫-૩૫]

ધ્રુવને યક્ષોનો વિનાશ કરતાં અટકેલો અને ક્રોધરહિત થયેલો જાણી કુબેર પોતે જ ત્યાં આવ્યા અને તેના ઉપર પ્રસન્ન થઈ તેને કહેવા લાગ્યા :

'હે નિર્દોષ! તેં તારા દાદાની આજ્ઞાથી તજી ન શકાય તેવા વૈરનો ત્યાગ કર્યો છે; તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. યક્ષોને તેં માર્યા નથી, અને યક્ષોએ તારા ભાઈને માર્યો નથી. કારણ કે કાળરૂપ પરમાત્મા જ પ્રાણીમાત્રનો

નાશ તથા ઉત્પત્તિ કરવા સમર્થ છે. અજ્ઞાનથી દેહના ઉપર આત્માભિમાન કરવાથી પુરુષને, સ્વપ્નની માફક વ્યર્થ 'હું તું' એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, જે બુદ્ધિ તેને સંસારબંધન અને દુઃખનું કારણ થઈ પડે છે. માટે હે ધ્રુવ! તું તારે ઘેર જઈ પ્રાણીમાત્રના આત્મારૂપ તથા ઇંદ્રિયોથી અગ્રાહ્ય એવા ભગવાનનું મોક્ષ માટે ભજન કર. તેમનું ભજન જ સંસારનો નાશ કરે છે.' [૧૨/૧-૭]

આ પ્રમાણે કુબેર ધ્રુવને હરિ વિષે અચળ સ્મૃતિરૂપી વરદાન આપી અંતર્ધાન થઈ ગયા. પછી ધ્રુવ પોતાના નગરમાં પાછો ફર્યો. ત્યાં તેણે પુષ્કળ દક્ષિણાવાળા અનેક યજ્ઞો વડે પરમાત્માનું પૂજન આરંભ્યું. સર્વના અંતર્યામી, તથા સર્વ ઉપાધિથી રહિત એવા પરમાત્માને તેણે તીવ્ર પ્રવાહવાળી ભક્તિ વડે સર્વ પ્રાણીઓમાં તથા પોતાને વિષે રહેલા જોયા. એ પ્રમાણે શીલસંપન્ન, દીનવત્સલ તથા ધર્મમર્યાદાઓને અનુસરનારા તે ધ્રુવને પ્રજાઓ પોતાનો પિતા જ માનવા લાગી. તેણે ભોગો વડે પુણ્યનો ક્ષય કરીને તથા યજ્ઞાદિ ક્રિયાઓરૂપી અભોગ વડે પાપનો ક્ષય કરીને લાંબો કાળ રાજ્ય કર્યું. એ રીતે, સર્વ પ્રાણીઓમાં તથા પોતામાં રહેલા ભગવાનની ભક્તિ કરતાં કરતાં ધર્મ-અર્થ-કામ એ ત્રણેને સાધી અંતે તેણે પોતાના પુત્રને રાજગાદી અર્પણ કરી, અને પોતે બદરિકાશ્રમમાં ગમન કર્યું. [૧૨/૧૦-૧૫]

ત્યાં જઈને ધ્રુવે પ્રાણવાયુના જયપૂર્વક ભગવાનનું એવું તો એકાગ્રતાથી ધ્યાન આચરવા માંડયું કે, તેમને 'હું ધ્રુવ છું' એવું સ્મરણ પણ રહ્યું નહીં. પછી જ્યારે તેમનો અંતકાળ આવ્યો ત્યારે ભગવાનના નંદ અને સુનંદ નામના

એ પાર્ષદો તેમને તેમના નિયત સ્થાને લઈ જવા માટે આવ્યા. પરંતુ પોતાની માતાને ગમે ત્યાં છોડીને ઉત્તમ લોકમાં જવાની ધ્રુવની મરજી થઈ નહિ. અંતે જ્યારે, તેમણે પોતાની માતાને પોતાની આગળ સ્વર્ગમાં જતાં જોયાં, ત્યારે જ તેમણે નિશ્ચિંતતાથી પોતાના લોક તરફ પ્રયાણ કર્યું. [૧૨/૧૬-૩૫]

એ વિષ્ણુપદ પોતાની કાંતિથી ઝળહળી રહ્યું છે. જે મનુષ્યો પ્રાણીઓ પર દયા રાખતા નથી, તેઓ એ સ્થળે જઈ શકતા નથી; પણ જેઓ પ્રાણીમાત્રનું સદા કલ્યાણ કરે છે, જેઓ શાંત હોઈ સમદૃષ્ટિવાળા હોય છે, શુદ્ધ હોય છે, પ્રાણીમાત્રને પ્રસન્ન કરનારા હોય છે, અને ભગવાન જ જેઓના પ્રિય બંધુ હોય છે, તેઓ જ ત્રિલોકના નિર્મળ મુકુટમણિ જેવું તે વિષ્ણુપદ પામે છે. [૧૨/૩૬-૭]

ભગવાન નારદે પ્રચેતાઓના યજ્ઞમાં વીણા વગાડતાં વગાડતાં ગાયું છે:

'મહાપતિવ્રતા સુનીતિના પુત્ર ધ્રુવને તપના પ્રભાવથી જે ગતિ પ્રાપ્ત થઈ છે, તે ગતિ પામવાને વેદવાદી બ્રહ્મર્ષિઓ ભગવદ્ધર્મના સાક્ષાત્કાર કરવા છતાં સમર્થ થતા નથી; તો અન્ય પુરુષો તો ક્યાંથી જ સમર્થ થાય?

'ધ્રુવે પોતે પાંચ વર્ષના હતો છતાં સાવકી માનાં વચનથી વીંધાઈને, અજિત છતાં ભક્તોના ગુણોથી પરાજિત એવા ભગવાનને જીત્યા હતા.

'પાંચ કે છ વર્ષના તે બાળકે થોડા જ વખતમાં ભગવાનને પ્રસન્ન કરીને જે પદ સંપાદન કર્યું છે, તેને આ પૃથ્વી ઉપર કોઈ ક્ષત્રિયબંધુ અનેક વર્ષોએ પણ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી શકે તેમ નથી.' [૧૨/૪૧-૩]

૧૧

# પૃથુઅવતાર

શ્રી શુકદેવજી કહે છે:

'હે પરીક્ષિત રાજા! હવે તું ધ્રુવના વંશજોની કથા સાંભળ. ધ્રુવનો પુત્ર ઉત્કલ પ્રથમથી જ વિરક્ત તથા નિઃસંગ હતો. અખંડ યોગરૂપ અગ્નિવડે તેનાં કર્મમલ અને વાસનાઓ નષ્ટ થયાં હોવાથી. તે આત્મા સિવાય બીજું કાંઈ પણ જોતો નહોતો. તેની આકૃતિ પણ જડ, અંધ, બહેરા, ગાંડા અને મૂગા જેવી હતી. તેથી મંત્રીઓ સહિત કુળના વૃદ્ધ પુરુષોએ તેને ગાદી ન આપતાં તેના નાના ભાઈ (ભ્રમિના પુત્ર) વત્સરને રાજગાદી આપી. [૧૩/૬-૧૧]

વત્સરને પુષ્પાર્ણાદિ છ પુત્રો થયા. પુષ્પાર્ણને વ્યુષ્ટ વગેરે છ પુત્રો થયા. વ્યુષ્ટને સર્વતેજસ, અને સર્વતેજસને ચક્ષુપ નામનો પુત્ર થયો. તે ચક્ષુપ મનુ તરીકે પ્રસિદ્ધ થયો હતો. એ ચક્ષુપ મનુની રાણીએ પુરુ, કુત્સ, શિબિ, ઉલ્મુક વગેરે બાર પુત્રોને જન્મ આપ્યો હતો. તેમાંના ઉલ્મુકને અંગ વગેરે છ પુત્રો થયા હતા. [૧૩/૧૨-૧૭]

અંગને ઘણા વખત સુધી કાંઈ સંતતિ થઈ નહોતી. પછી યજ્ઞાદિ કર્મોથી જ્યારે તેને પુત્ર થયો, ત્યારે તે ઘણો અધર્મી તથા દુરાચારી નીકળ્યો. તેના અતિ ક્રૂર દુરાચારોથી કંટાળીને અંગરાજા રાત્રીએ ઊઠીને, પત્ની–પુત્રને સૂતાં મૂકી વનમાં ચાલ્યો ગયો. પછી રાજા વિના લોકોને પશુ સમાન થઈ ગયેલા જોઈને ઋષિઓએ પ્રધાનમંડળની નામરજી હોવા છતાં અંગના પેલા દુરાચારી પુત્ર વેનનો રાજ્યાભિષેક કર્યો. [૧૩/૧૮-૪૯;૧૪/૧-૨]

વેન રાજા થવાથી ચોર લૂંટારુનો ઉપદ્રવ તો સદંતર બંધ થઈ ગયો. પરંતુ પ્રથમથી જ ઉદ્ધત તથા ક્રૂર એવો તે રાજા પોતાને મળેલા ઐશ્વર્યથી એવો તો ગર્વિષ્ઠ બની ગયો કે, મનુષ્યોને તે પોતા સિવાય બીજા કોઈ ઈશ્વરને ભજતા સહન જ ન કરી શક્યો. તેણે જાહેર કર્યું કે, રાજા જ પ્રજાનો એકમાત્ર ઈશ્વર છે, તથા આધાર છે. તેનું અપમાન કરી, જેઓ બીજા કોઈ દેવોને ખુશ કરવાનો પ્રયત્ન કરે છે, તે વ્યભિચારી સ્ત્રી જેવા છે. તેણે સર્વત્ર ઢંઢેરો પિટાવ્યો કે, 'હવેથી કોઈએ કોઈ દેવાદિને નિમિત્ત યજ્ઞાદિ કરવાં નહિ. પરંતુ કર્મો દ્વારા સૌએ મારું જ યજન કરવું, અને મને જ સર્વ બલિ અર્પવા. કારણકે પ્રજાને માટે રાજા સિવાય કોઈ બીજુ આરાધ્ય નથી.' [૧૪/૩-૨૮]

આ જોઈ, ઋષિઓએ વિચાર્યું કે, પ્રજાઓના યજ્ઞકર્મથી તો ઈંદ્રાદિ દેવો વૃષ્ટિ વગેરે ઇચ્છિત ફળ આપે છે, એટલે તેની બંધી કરનાર રાજા અંતે સમગ્ર સૃષ્ટિનો જ નાશ કરનારો થશે. તેમણે વેનને ઘણું ઘણું સમજાવ્યો, પણ તેણે

ન જ માન્યું, ત્યારે તેઓએ ભેગા મળી તેનો વધ કર્યો. [૧૪/૨૯-૩૫]

પરંતુ પછી, ભૂમિને અનાથ થઈ ગયેલી જોતાં તેમણે વેન રાજાના સાથળને બળપૂર્વક મથવા માંડ્યો. એટલે તેમાંથી ચીબા નાકનો, ઠીંગણો, કાળો, અને ટૂંકા હાથનો પુરુષ ઉત્પન્ન થયો. તેના વંશજો નિષાદ કહેવાયા. તેઓએ વેનનાં ઉગ્ર પાપો પોતામાં લઈ લીધાં, તેથી તેઓ પહાડો અને વનમાં રહેનારા થયા.[1] [૧૪/૩૭-૪૬]

પછી બ્રાહ્મણોએ પુત્રરહિત વેન રાજાના બાહુયુગલનું મંથન કર્યું. તેમાંથી સ્ત્રીપુરુષનું એક જોડકું ઉત્પન્ન થયું. પુરુષનું નામ પૃથુ, અને સ્ત્રીનું નામ અર્ચિષ્ હતું. તે બેનું લગ્ન કરી, બ્રાહ્મણોએ પૃથુનો રાજ્યાભિષેક કર્યો. અને તેને સુંદર આસન, છત્ર, ચામર, માળા, મુકુટ, દંડ, વેદમય કવચ, હાર, ચક્ર, સંપત્તિ, તરવાર, ઢાલ, ઘોડા, રથ, ધનુષ, બાણો. પાવડી, પુષ્પોની માળાઓ, સંગીત, શંખ અને માર્ગ પૂરાં પાડ્યાં. [૧૫/૧૪-૧૯]

ત્યાર બાદ મુનિઓએ તેને ઉપદેશ આપતાં કહ્યું : 'હે રાજા! પ્રજાનું પાલનપોષણ કરીને અને યજ્ઞાદિ પ્રવૃત્તિ કરીને તમે તમારા બંને લોક સાધનારા થજો. સૂર્ય જેમ આઠ મહિના જળ ખેંચી વર્ષા વખતે પાછું આપે છે, તેમ તમે પણ પ્રજાઓ પાસેથી કરરૂપે ધન લઈ, યોગ્ય સમયે તે ધન પ્રજાઓને જ પાછું વાળજો. સૂર્યની પેઠે જ તમે પ્રાણીમાત્ર

---

૧. અર્થાત્ વેનના મરવાથી લૂંટારુઓનો જે ઉપદ્રવ થયો હતો, તે ઋષિઓએ સ્થાપેલી વ્યવસ્થાથી શમ્યો, અને લૂંટારુઓને વસ્તી છોડી વનજંગલમાં ભાગી જવું પડ્યું.

ઉપર સમાન દૃષ્ટિવાળા થજો. પૃથ્વીની પેઠે સર્વને સહન કરજો, અને પ્રાણીઓ ઉપર દયા રાખનારા થજો. દુષ્કાળ વગેરેને કારણે પ્રજાઓ પ્રાણસંકટમાં આવી પડે, ત્યારે ઇંદ્રની પેઠે સંપત્તિ વરસાવજો અને પ્રજાઓનું રક્ષણ કરજો. ચંદ્રની પેઠે પ્રેમ અને નિર્મળ હાસ્યવાળા મુખથી લોકને તૃપ્ત કરનારા થજો. વરુણદેવની પેઠે તમારો પ્રવેશનો તથા નીકળવાનો માર્ગ અસ્પષ્ટ રહો; તમારું કાર્ય તથા ધન ગુપ્ત રહો; સર્વ ગુણોનું તમે નિવાસસ્થાન બનો. સર્વ તરફથી તમે સુરક્ષિત આત્માવાળા બનો, તથા અગ્નિની પેઠે શત્રુ વડે દુર્ધર્ષ અને દુ:સહ થાઓ. વાયુની પેઠે ગુપ્ત દૂત વગેરે દ્વારા તમે પ્રજામાં સર્વ ઠેકાણે સંચારવાળા બનો, અને પ્રજાનાં આંતરબાહ્ય કર્મોને તપાસતા રહો; છતાં વાયુની પેઠે જ ઉદાસીન–નિર્લેપ રહો. યમની પેઠે ધર્મદંડને ન્યાયપૂર્વક યોજો; શિક્ષાપાત્ર નહિ એવા શત્રુપુત્રને પણ શિક્ષા ન કરો; અને શિક્ષાપાત્ર પોતાના પુત્રને પણ શિક્ષા કરો. તમારી આજ્ઞા સૂર્યની પેઠે પર્વતો સુધી અસ્ખલિતપણે સંચાર કરનારી થાઓ; અને પ્રજાનું વિવિધ રીતે રંજન કરનારા થઈ તમે 'રાજા' પદને પ્રાપ્ત કરો. [૧૬/૬-૧૫]

'હે રાજા! તમે દૃઢ વ્રતવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, બ્રહ્મવાદીઓના દાસ, વૃદ્ધોના સેવક, પ્રાણીમાત્રનું શરણ, સર્વને માન આપનાર, દીનવત્સલ, પરસ્ત્રી પ્રત્યે માતા જેવી ભક્તિ રાખનાર, અને પોતાની પ્રજાઓ ઉપર પત્નીની પેઠે પ્રીતિ રાખનાર થાઓ. પ્રાણીમાત્રને તમે આત્માની પેઠે પ્રિય થાઓ; મિત્રોના આનંદને વધારનારા થાઓ; મુક્તસંગ—વૈરાગ્યયુક્ત પુરુષોના જ તમે સંગ કરો, અને દુષ્ટ પુરુષો પ્રત્યે યમરાજ જેવા

થાઓ. સર્વના આત્મારૂપ શ્રીભગવાન જ રાજારૂપે અવતરેલા છે એમ અમે માનીએ છીએ.' [૧૬/૧૬-૨૦]

બ્રાહ્મણોએ પૃથુરાજાનો અભિષેક તો કર્યો; પરંતુ તે દરમ્યાન સમગ્ર પૃથ્વી અન્નાદિ રહિત થઈ ગઈ હતી. યજ્ઞ-કર્મ નષ્ટ થયું હોવાથી, તથા સંરક્ષણ થતું ન હોવાથી લોકો આચારભ્રષ્ટ થઈ ગયા હતા; એટલે આજીવિકાના વિવિધ ઉપાયો અને યજ્ઞકર્મ વિના પૃથ્વીની સંપત્તિ નષ્ટ પામી હતી. આથી પૃથુરાજાને પૃથ્વી ઉપર ઘણો ક્રોધ આવ્યો. ત્યારે ગાયનું રૂપ ધારણ કરીને આવેલી પૃથ્વીએ તે રાજાને કહ્યું :

'હે પ્રભુ! મનુષ્યોએ સાધ્ય વસ્તુ સિદ્ધ કરવા માટે ગુસ્સો કરવાને બદલે શ્રદ્ધાયુક્ત થઈ પૂર્વપુરુષોએ દર્શાવેલા ઉપાયોનું ઉત્તમ રીતે અનુસરણ કરવું જોઈએ. તે ઉપાયોનો અનાદર કરી, પોતે કલ્પેલી રીતે જે મનુષ્ય માત્ર આવેગ-પૂર્વક કાર્યોનો આરંભ કરે છે, તેનાં કાર્યો સિદ્ધ નથી થતાં. લોકો આચારભ્રષ્ટ થઈ ગયા હોવાથી અન્નાદિ ઔષધિઓ મારામાં સમાઈ ગઈ છે. તમને તમે, વાછરડા વડે જેમ ગાયને દુહે તેમ યોગ્ય ઉપાયોને લોકોમાં પ્રચારમાં આણીને દુહો, તો હું પણ પ્રેમાળ થઈને દૂધરૂપ સર્વ અન્નાદિ પદાર્થો તમને પૂરા પાડીશ.' [૧૮/૧-૧૦]

આમ પૃથ્વીએ કહ્યું એટલે પૃથુરાજાએ તેમ જ પ્રજાના બીજા વર્ગોએ પણ પોતપોતાના વર્ગના મુખ્ય પુરુષે બતાવેલ માર્ગે યોગ્ય ઉપાયોનું આચરણ કરીને, પોતપોતાને ઇષ્ટ સંપત્તિ સંપાદન કરી.[૧] તે પછી પ્રસન્ન થયેલા પૃથુરાજાએ સર્વ

૧. આ બાબતનું મૂળ પૌરાણિક વર્ણન આ પ્રમાણે છે : ઋષિઓએ બૃહસ્પતિને વાછરડો કલ્પી, ઇંદ્રિયોરૂપી પાત્રમાં

કામનાઓને પૂરી પાડનારી પૃથ્વીને પ્રેમથી પોતાની પુત્રી તરીકે સ્વીકારી. કારણકે તે રાજાને બીજી પુત્રી ન હતી. * રાજાએ પર્વતોનાં શિખરોના ચૂરા કરાવી નાખ્યા, અને ભૂમંડળને સપાટ કરાવી દીધું. ત્યાર બાદ તેણે તે તે સ્થળે પ્રજાઓનાં યથાયોગ્ય નિવાસસ્થાનોની રચના કરી. આમ પૃથુરાજાના રાજ્યમાં પ્રજાઓ નિર્ભય, સંપત્તિમાન તથા પુરુષાર્થી થઈને સુખે રહેવા લાગી. [૧૮/૧૧-૩૨]

ત્યાર બાદ પૃથુરાજાએ સો અશ્વમેધ યજ્ઞો કરવાની દીક્ષા લીધી. સમગ્ર પૃથ્વીમાંથી તેને માટે જોઈતી સર્વ સામગ્રીઓ

---

પૃથ્વીદેવીમાંથી વેદરૂપી પવિત્ર દૂધ દોહી લીધું. વેદગણોએ ઇંદ્રને વાછરડો કલ્પી, સુવર્ણના પાત્રમાં વીર્ય, ઓજસ અને બળનું કારણ એવું અમૃતરૂપી દૂધ દોહી લીધું; દાનવોએ પ્રહ્લાદને વાછરડો કલ્પી, લોઢાના પાત્રમાં મદિરા તથા આસવરૂપી દૂધ દોહી લીધું. ગંધર્વો તથા અપ્સરાઓએ વિશ્વાવસુને વાછરડો બનાવી કમળરૂપી પાત્રમાં સંગીત તથા સૌંદર્યરૂપી દૂધ દોહી લીધું. . . . સર્પોએ તક્ષકને વાછરડો કલ્પી, મુખરૂપી પાત્રમાં ઝેરરૂપી દૂધ દોહી લીધું. પશુઓએ નંદીકેશ્વરને વાછરડો કલ્પી, જંગલરૂપી પાત્રમાં ઘાસરૂપી દૂધ દોહી લીધું. પર્વતોએ હિમાલયને વાછરડો કલ્પી, શિખરોરૂપી પાત્રમાં ધાતુઓરૂપી દૂધ દોહી લીધું. માંસાહારી પ્રાણીઓએ સિંહને વાછરડો કલ્પી, પોતાના ભક્ષ્યશરીરરૂપી પાત્રમાં માંસરૂપી દૂધ દોહી લીધું. પક્ષીઓએ ગરુડને વાછરડો કલ્પી, તે જ પ્રમાણે કીડા તથા ફળ વગેરેરૂપી દૂધ દોહી લીધું. તથા વનસ્પતિઓએ વડને વાછરડો કલ્પી, તે જ પ્રમાણે રસરૂપી દૂધને દોહી લીધું

*બાલપ્રબોધિનીમાં જણાવ્યા પ્રમાણે.

ઢગલાબંધ લાવવામાં આવી.[1] દૂધ, દહીં, અન્ન, ઘી, છાશ વગેરેની તો જાણે નદીઓ વહેવા લાગી. [૧૯/૧-૦]

આ રીતે ૯૯ યજ્ઞ તો પૂરા થયા. પરંતુ સોમો યજ્ઞ શરૂ થયો ત્યારે ઇંદ્રને ક્ષોભ થયો. તેણે સાધુનું સ્વરૂપ ધારણ કરી યજ્ઞક્રિયાનો વિરોધ કરવા માંડ્યો.[2] આથી અત્રિ ઋષિએ પૃથુરાજાના પુત્રને તે સાધુનો નાશ કરવાની પ્રેરણા કરી. પરંતુ ધર્માત્મા સાધુ ઉપર બાણ છોડવું તેણે ઠીક માન્યું નહિ. તે સાધુએ વિવિધ હેતુવાદોથી યજ્ઞનો વિરોધ કરવા માંડ્યો, અને મનુષ્યોની બુદ્ધિ તે સાધુએ બતાવેલ ધર્મમાં આસક્ત થવા લાગી.[3] [૧૯/૨૪-૫]

આ જોઈ પૃથુરાજા ઘણો ગુસ્સે થયો; અને યજ્ઞના ઋત્વિજોએ પણ ક્રોધથી તે સાધુને પકડી યજ્ઞમાં જ જીવતો હોમી દેવાની તૈયારી કરી. ત્યારે બ્રહ્મદેવ ત્યાં પ્રગટ થયા, અને તે રાજા તથા બ્રાહ્મણોને વારણ કરતા કહેવા લાગ્યા:

---

૧. મૂળમાં પુરાણની રીત પ્રમાણે આ વસ્તુ આ પ્રમાણે કહી છે: 'પૃથ્વી સર્વ કામનાઓ અર્પણ કરનારી થઈને પૃથુરાજને ઇચ્છિત વસ્તુઓ આપતી હતી.' પરંતુ વસ્તુસ્થિતિ એવી લાગે છે કે, રાજાએ યજ્ઞોની ધૂનમાં તેમને માટે જોઈતી સામગ્રી આખી પૃથ્વીમાંથી ઢસડી આણી હતી. આથી જ લોકોમાં યજ્ઞ પ્રત્યે અણગમો થવા લાગ્યો અને છેવટે યજ્ઞમાર્ગનો વિરોધી માર્ગ જ લોકોમાં પ્રચાર પામ્યો. અંતે બ્રહ્માએ અને છેવટે વિષ્ણુએ એ નિરર્થક પ્રાણીદ્રોહમાંથી રાજાને વાર્યો, અને શ્રેયમાર્ગ તો જુદો જ છે એમ સમજાવ્યું.

૨. મૂળમાં: 'યજ્ઞનો ઘોડો હરણ કરી લીધો'

૩. મૂળના જ શબ્દ છે.

'હે બ્રાહ્મણો! પૃથુરાજાના આ મહાન યજ્ઞકર્મનો વિરોધ કરતા આ સાધુએ યજ્ઞરહિત એવો ધર્મમાર્ગ કેટલો બધો વધારી મૂક્યો છે, તે તો જુઓ! [તેનો વધ કરીને તમે તેના ધર્મમાર્ગને રોકવા જશો, તો ઊલટો તે માર્ગ વધુ પ્રચારમાં આવશે.[1]] વળી એ સાધુ પણ ભગવાનનું જ શરીર છે, ભગવાનનો જ અવતાર છે. યજ્ઞવડે જે દેવોનું તમે પૂજન કરો છો, તે દેવો પણ તેના જ શરીરરૂપ છે. માટે હવે તમે વધુ યજ્ઞ કરવાનો આગ્રહ છોડી દો. યજ્ઞમાર્ગ આચરનાર પૃથુરાજા અને તે માર્ગનો વિરોધ કરનાર આ સાધુ એ બંને સરખા જ ભગવાનના અવતાર છે.[2] માટે તમે મારું કહેવું સાંભળો: દૈવે નાશ કરેલું કાર્ય કરવાનો જે માણસ વિચાર કર્યા કરે છે, તેનું મન અત્યંત ક્રોધવાળું થઈ ઘોર અંધકારમાં પડી જાય છે. માટે તમે આ યજ્ઞને બંધ રાખો. તમે જુઓ તો ખરા કે ઇંદ્રે પ્રવર્તાવેલ યજ્ઞરહિત ધર્મમાં આ મનુષ્યો કેટલાં બધાં આકર્ષાઈ રહ્યાં છે.' [૧૯/૨૬-૩૮]

પછી તો યજ્ઞો વડે પ્રસન્ન થયેલા યજ્ઞોના સ્વામી, યજ્ઞોના ભોક્તા અને વ્યાપક એવા શ્રીવિષ્ણુ ભગવાન પોતે જ ઇંદ્રની સાથે રહીને પૃથુરાજાને યજ્ઞથી વારતા કહેવા લાગ્યા:

---

૧. શ્રીધરની ટીકામાંથી.

૨. મૂળમાં તો, આહુતિનો પુત્ર યજ્ઞ જ ઇંદ્ર બન્યો હતો, (જુઓ આગળ પૃ. ૭૮), અને તે યજ્ઞ પૃથુની પેઠે વિષ્ણુનો જ અવતાર હતો, તેથી આમ કહ્યું છે. પરંતુ આ અધ્યાયના મૂળ શબ્દોથી જ આપણે ઉપર સૂચવ્યો છે તેવો સામાન્ય અર્થ પણ તારવી શકીએ છીએ.

'હે રાજા! હું યજ્ઞો, તપ કે યોગથી સુલભ નથી. જેને સર્વત્ર આત્મદર્શન થયું હોય તેવા પુરુષોમાં જ રહેવાનો મારો સ્વભાવ છે. [૨૦/૧૬] આ શરીર કાંઈ આત્મા નથી; આત્મા તો શરીરથી જુદો છે, અદ્વય છે, નિર્ગુણ છે, તથા શુદ્ધ છે. [એ આત્માને પ્રાપ્ત કરવાનો માર્ગ જુદો જ છે. પરંતુ તમારામાં હજુ શરીરાત્મબુદ્ધિ પ્રબળ હોવાથી તે માર્ગની લાયકાત તમારામાં આવી નથી. માટે હાલમાં તો તમે ચિત્તશુદ્ધિ માટે પ્રયત્ન કરો.] જે પુરુષ વર્ણાશ્રમધર્મનું શ્રદ્ધાસંપન્ન થઈ, કામનાઓના ત્યાગપૂર્વક નિરંતર પાલન કરે છે, તેનું મન ધીમે ધીમે શુદ્ધ થાય છે. ત્યારે જ તે પુરુષ ગુણોને ત્યાગી, સમ્યગ્દૃષ્ટિવાળો થઈને કૈવલ્ય સ્વરૂપ પ્રાપ્ત કરવારૂપી શાંતિ પામે છે. માટે તમે હમણાં તો ઇંદ્રિયો તથા અંતઃકરણને જીતી, મંત્રી વગેરે લોકોની સાથે રહી, સર્વ લોકોનું રક્ષણ કરવારૂપ તમારો ધર્મ આચરો. અને એ પરંપરાપ્રાપ્ત ધર્મને મુખ્ય ગણી, આસક્તિ રાખ્યા વિના, તમે આ પૃથ્વીનું રક્ષણ કરો. એટલે સર્વ લોકો પણ તમારા ઉપર પ્રીતિવાળા થશે. પછી થોડા જ સમયમાં ચિત્તશુદ્ધિથી તત્ત્વજ્ઞાન માટે તમારી લાયકાત થતાં, સનકાદિ સિદ્ધપુરુષો મારફત તમે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરશો.' [૨૦/૩-૧૪]

આટલું કહી વિષ્ણુ ભગવાન ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. પૃથુરાજા પણ ત્યાર બાદ યજ્ઞનો આગ્રહ છોડી, પ્રીતિથી પ્રજાનું પાલન કરતા વિચરવા લાગ્યો અને નિરંતર પરમાત્મ-તત્ત્વનું સ્વરૂપ સાંભળવામાં રુચિ કરવા લાગ્યો. એક વખત બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ વગેરેની સભા એકઠી થઈ હતી, તેમાં પૃથુરાજા પોતાના અનુભવના નિચોડરૂપ વાક્ય કહેવા ઊભા થયા. તેમણે કહ્યું:

'હે સજ્જન સભાસદો ! તમારું કલ્યાણ થાઓ. તમે મારાં વચનો સાંભળો. ધર્મની જિજ્ઞાસાવાળા પુરુષોએ સજ્જનો સમક્ષ પોતાને જણાવવાનું જણાવી દેવું જોઈએ, એમ માની : હું આ કહું છું. તમે બધાએ મને રાજા નીમ્યો છે, તો પ્રજાનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. પોતાના ધર્મનું યથાસ્થિત પાલન કરવાથી મનુષ્યને સર્વ કામનાઓ પૂર્ણ કરનારા લોકની પ્રાપ્તિ થાય છે. જે રાજા પ્રજાઓને ધર્મનું શિક્ષણ આપતો નથી છતાં તેઓની પાસેથી કર તો લે છે, તે રાજા પ્રજાઓનાં પાપનો ભાગી થાય છે, અને પોતાના ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. માટે હે પ્રજાઓ ! તમે મારા પારલૌકિક હિતને ખાતર પણ ઈર્ષ્યારહિત થઈ, શ્રીભગવાન વિષે બુદ્ધિવાળા થઈને પોતપોતાના ધર્મનું આચરણ કરો. [૨૧/૨૧-૫]

'હે આર્યજનો ! કેટલાક પુરુષો માને છે કે યજ્ઞના પતિ એવા પરમેશ્વર જરૂર છે, નહીં તો આ જગતની વિચિત્રતા ઘટી ન શકે. મારા વડવાઓમાંથી મનુ, ઉત્તાનપાદ, ધ્રુવ, વગેરેનો તેમ જ અન્ય વિદ્વાનોનો પણ તેવો જ અનુભવ છે. વેન જેવા નાસ્તિકો કે જેઓ ધર્મના વિષયમાં મૂઢ બન્યા હતા, તથા તેથી જ શોકને પાત્ર થયા હતા, તેઓ સિવાય બધા જ લોકો ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે. તે ઈશ્વરની સેવામાં પ્રતિદિન વધતી સાત્ત્વિકી પ્રીતિ વડે, સંસારથી તપેલા મનુષ્યના સમગ્ર જન્મોથી એકઠા થયેલા બુદ્ધિના મેલનો તત્કાળ નાશ થાય છે. તેવી રીતે શુદ્ધ થયેલા ચિત્તમાં જ વૈરાગ્ય અને વિવેકજ્ઞાન પ્રગટે છે. પછી તો વિજ્ઞાનરૂપી— (વિશેષ સાક્ષાત્કારરૂપી) વીર્યથી યુક્ત થયેલો તે પુરુષ ભગવાનમાં

જ રત રહે છે, જેથી તેને આ દુઃખજનક સંસારમાં ફરી આવવું પડતું નથી. માટે તમે બધા નિષ્કપટ થઈને પોતપોતાની આજીવિકાઓ વડે, મન-વાણી-કાયાના ગુણો વડે, તથા સર્વ પ્રકારનાં કર્મો વડે શ્રીભગવાનનું જ ભજન કરો: જેથી અધિકારાનુસાર અવશ્ય કાર્યસિદ્ધિ થશે. [૨૧/૨૬-૩૩]

'હે સત્પુરુષો ! રાજાએ હંમેશાં એક વાત યાદ રાખવાની છે કે, બ્રહ્મનિષ્ઠ પુરુષો ઉપર તથા ભગવદ્‌ભક્તો ઉપર કદી સત્તા ન ચલાવવી; પરંતુ વિનયયુક્ત થઈ તેમની અત્યંત સેવા કરવી. તેવાઓનો નિત્ય સંબંધ રાખી તેમની સેવા કરવા વડે પુરુષ પોતાની મેળે જ જ્ઞાનના અભ્યાસ વિના પણ ઉત્તમ કલ્યાણને સંપાદન કરે છે. કેમ કે, તેમની સેવાથી મનુષ્યનું ચિત્ત તત્કાળ શુદ્ધ થાય છે. તેમની સેવાથી જ યજ્ઞાદિનું ફળ વગેરે પણ પ્રાપ્ત થાય છે. એમના વિના બીજું દેવોનું મુખ કયું છે ?' [૨૧/૩૪-૪૦]

હજુ તો પૃથુરાજા આ પ્રમાણે સંભાષણ કરતા હતા, તેવામાં જ સૂર્ય સમાન ચાર તેજસ્વી મુનિઓ ત્યાં આવી પહોંચ્યા. લોકોને પાપરહિત કરનારી કાંતિથી જ લોકોએ તેમને સનકાદિ મુનિઓરૂપે ઓળખી કાઢ્યા. પૃથુરાજા તેમનો વિધિપૂર્વક સત્કાર તેમ જ પૂજન કરતો કહેવા લાગ્યો :

'જે ગૃહસ્થોનાં ઘરની જળ, ભૂમિ વગેરે વસ્તુઓનો પૂજ્ય પુરુષો સ્વીકાર કરે છે, તે ઉત્તમ ગૃહસ્થો ભલે પછી નિર્ધન હોય, પણ કૃતાર્થ છે. પણ જેઓનાં ઘર ભગવદ્‌ભક્તોનાં ચરણરૂપી તીર્થથી શૂન્ય છે, તેમનાં ઘર ભલે પછી પરિપૂર્ણ સંપત્તિઓવાળાં હોય, તોપણ સર્પોને રહેવાનાં વૃક્ષો જેવાં છે. આત્મામાં જ રમણ કરનારા એવા આપને કુશળ-

પ્રશ્ન કરવો નકામો છે. પરંતુ આપ તો સંસારતાપથી બળી રહેલા સર્વ કોઈના મિત્રરૂપ હોઈ, આપને તો કલ્યાણનો ઉપાય જ પૂછવો ઉચિત છે, અને હું તે જ આપને પૂછું છું.' [૨૨/૮-૧૬]

સનત્કુમાર બોલ્યા :

'હે મહારાજા! તમે વિદ્વાન છો, સર્વ કાંઈ જાણો છો, છતાં પ્રાણીઓનું હિત વિચારીને તમે ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે. ઉત્તમ વિચારવાળાં શાસ્ત્રોમાં મનુષ્યોના કલ્યાણનું આટલું જ કારણ સારી પેઠે નક્કી કરવામાં આવ્યું છે કે, આત્માથી ભિન્ન એવા દેહાદિ ઉપર વૈરાગ્ય કરવો અને નિર્ગુણ બ્રહ્મ-સ્વરૂપ આત્મા ઉપર પ્રીતિ કરવી. હે રાજા! ભગવાને સ્થાપિત કરેલા પોતાના વર્ણાશ્રમધર્મનું શ્રદ્ધાપૂર્વક પાલન કરવાથી, કલ્યાણનાં સાધનો જાણવાની ઇચ્છાથી, આધ્યાત્મિક યોગ ઉપર નિષ્ઠા રાખવાથી, યોગેશ્વરોની સેવાથી, અર્થ-કામની આસક્તિનો ત્યાગ કરવાથી, યમનિયમાદિના પાલનથી, કોઈ પણ માર્ગની નિંદા નહિ કરવાથી, નિઃસ્પૃહતાથી અને ટાઢ-તડકો આદિ દ્વંદ્વો સહન કરવાથી પ્રતિદિન વૃદ્ધિ પામતી ભક્તિ વડે નિર્ગુણ બ્રહ્મ વિષે પ્રીતિ અને દેહાદિ ઉપર વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. [૨૨/૧૮-૨૫]

'હે રાજન્! એ રીતે જ્યારે બ્રહ્મને વિષે દૃઢ પ્રીતિ થાય છે, ત્યારે પુરુષ કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુ સંપાદન કરીને જ્ઞાન તથા વૈરાગ્યના વેગથી હૃદય (અંતઃકરણ)ને બાળી નાખે છે. એ રીતે દ્રષ્ટા* અને દૃશ્ય એવો ભેદ દર્શાવનાર હૃદય બળી જતાં હૃદયના સમસ્ત ગુણો વિનાનો બનેલો પુરુષ પછી આત્માથી બહારની વસ્તુને તથા અંદરનાં સુખદુઃખાદિને જોતો નથી. [૨૨/૨૬-૭]

'હે રાજા! તેથી ઊલટું, વિષયોનું ચિંતન કરનાર મનુષ્યની ઇંદ્રિયોને તે વિષયો આકર્ષી લે છે; પછી તે ઇંદ્રિયો તેના મનને આકર્ષી લે છે; અને મન બુદ્ધિની ચેતનાશક્તિને હરી લે છે. તેમ થતાં જ તે પુરુષની આગળ-પાછળના અનુસંધાનરૂપ સ્મરણશક્તિ નાશ પામે છે અને સ્મરણશક્તિનો નાશ થતાં જ્ઞાનનો નાશ થાય છે. આવી રીતે જ્ઞાનનો નાશ થવો તેને જ વિદ્વાનો આત્માનો નાશ થયો એમ કહે છે. જે આત્માને લીધે જ બીજા સ્ત્રીપુત્રાદિ વિષયો અત્યંત પ્રિય લાગે છે, તે આત્માનો એવી રીતે પોતે જ વિનાશ કરવો — તેથી બીજો કોઈ પણ પુરુષનો સ્વાર્થઘાત આ જગતમાં નથી. માટે ઇંદ્રિયોના વિષયોનું ચિંતન કરવું એ જ મનુષ્યોના સર્વ અર્થરૂપ આત્માના વિનાશનું કારણ છે. વિષયચિંતનથી મનુષ્ય જ્ઞાન તથા વિજ્ઞાનથી ભ્રષ્ટ થઈને સ્થાવરપણાને પામે છે. [૨૨/૨૮-૩૩]

'માટે હે રાજા! દેહ, ઇન્દ્રિય, પ્રાણ, બુદ્ધિ તથા અહંકારથી વીંટાયેલાં સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓના હૃદયમાં જે પરમાત્મા અંતર્યામીપણે પ્રત્યક્ષ પ્રકાશે છે, તે પરમાત્માને 'તે હું છું' એમ તમે જાણો. તે જ પરમ પુરુષાર્થ છે. બાકીના બધા પુરુષાર્થ કાળથી ગ્રસાયેલા હોઈ ભયયુક્ત છે. જેઓ એ પરમાત્મારૂપી તરવાના સાધનથી રહિત છે, તેઓ આ સંસારસમુદ્રમાં ક્લેશ પામ્યા જ કરે છે. માટે તમે તે પરમાત્માને જ તમારી નૌકા બનાવી, આ દુસ્તર સંસારસમુદ્રને તરી જાઓ.' [૨૨/૩૪-૪૦]

આટલું કહ્યા બાદ સનત્કુમાર ચૂપ થયા. એટલે રાજાએ તેમનો અત્યંત ઉપકાર માનતાં કહ્યું :

'હે બ્રહ્મન્! મારા પ્રાણ, સ્ત્રી, પુત્રો, રાજ્ય, સૈન્ય, ધનભંડાર એ સર્વ આપને અર્પણ કરું તોપણ ઓછું છે. ઉપરાંત, વસ્તુતઃ જોવા જઈએ તો બ્રહ્મજ્ઞાની પુરુષ જ સર્વ લોકનો અધિપતિ છે. જે કોઈ પણ પુરુષ પોતાનું જ જમતો હોય, પોતાનું જ પહેરતો હોય અને પોતાનું જ દાનમાં આપતા હોય, તો તે બ્રહ્મજ્ઞાની જ છે. બાકીના બધા તો બ્રહ્મજ્ઞાની પુરુષોનું જ જમે છે. એટલે આપે કરેલા ઉપકારનો બદલો અંજલિ વિના કશાથી વાળી શકાય તેમ નથી. માટે હે ગુરુ! આપને હું પ્રણામ કરું છું.' [૨૨/૪૧-૭]

ત્યાર બાદ સનકાદિ મુનિ અંતર્ધાન થઈ ગયા. પછી વેનપુત્ર પૃથુરાજા સનત્કુમારોએ આપેલી અધ્યાત્મવિદ્યા વડે મનની એકાગ્રતા કરી, આત્મામાં જ સ્થિતિ કરવા લાગ્ય અને પોતાને પૂર્ણકામ માનવા લાગ્યા. તે રાજા કાળ, દેશ, બળ, યોગ્યતા અને ધન પ્રમાણે કર્મો કરતા હતા, પણ દેહાભિમાનથી રહિત હોવાથી તથા અધ્યાત્મયોગનો આશ્રય કરતા હોવાથી પોતાનાં કર્મોના સાક્ષી જ માનતા હતા, અને કોઈ પણ વિષયમાં આસક્ત થતા ન હતા. સર્વ કર્મો બ્રહ્માર્પણબુદ્ધિએ કરતા રહી, તે રાજા કર્મફળના સંગથી મુક્ત રહેતા હતા, અને પોતાને પ્રકૃતિથી પર માનતા હતા. [૨૨/૪૮-૫૨]

એમ કરતાં કરતાં જ્યારે તેમની અવસ્થા વૃદ્ધ થઈ, ત્યારે પૃથ્વીને તે પોતાના પુત્રોને સોંપી દઈ, સ્ત્રીની સાથે એકલા જ તપોવનમાં ચાલ્યા ગયા, અને ત્યાં કંદમૂળ વગેરેથી જ આજીવિકા કરીને, તિતિક્ષા, મૌન, ઇંદ્રિયજય, બ્રહ્મચર્ય, પ્રાણાયામ, અને ધ્યાન આચરી ભગવાનનું આરાધન કરવા લાગ્યા. [૨૩/૧-૮]

એમ કરતાં કરતાં જ્યારે તેમનું અંતઃકરણ નિર્મળ થયું, ત્યારે તે રાજાને પરબ્રહ્મ વિષે એકાંતિક ભક્તિ ઉત્પન્ન થઈ, અને પરિણામે વૈરાગ્યવાળું જ્ઞાન ઉત્પન્ન થયું. એ જ્ઞાન ભગવાનના સ્મરણથી વૃદ્ધિ પામેલી ભક્તિ વડે તીક્ષ્ણ થયું હતું. પછી એ જ્ઞાન વડે તેમણે, આત્માને ઉપાધિરૂપ અને સંશયોના આશ્રયરૂપ હૃદયગ્રંથીનો ઉચ્છેદ કરી નાખ્યો, એટલે તેમને વાસ્તવિક આત્મબુદ્ધિ પ્રાપ્ત થઈ. પછી ઉચિત સમયે શરીરનો પણ ત્યાગ કરી તે બ્રહ્મરૂપ થયા. [૨૩/૯-૧૮]

ત્યાર બાદ તેમનાં પત્ની મહારાણી અર્ચિષ્ કે જે અત્યંત કોમળ શરીરવાળાં હતાં, છતાં પતિનું અનુસરણ કરતાં વનમાં તેમની સાથે જ આવીને રહ્યાં હતાં, તેમણે પતિના શરીરને ચિતામાં સ્થાપિત કર્યું; તથા પોતે સ્નાન કરીને તે ચિતાની ત્રણ વાર પ્રદક્ષિણા કરી; અને પોતાના સ્વામીના ચરણનું ધ્યાન કરતાં તે ચિતાના અગ્નિમાં જ પ્રવેશ કર્યો. [૨૩/૧૯-૨૪]

## ૧૨

# પ્રાચીનબર્હિષ રાજા

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! પૃથુ પછી તેનો પુત્ર વિજિતાશ્વ ગાદીએ આવ્યો. તેનો પુત્ર હવિર્ધાન, અને તે હવિર્ધાનનો પુત્ર બર્હિષદ. તે બર્હિષદ રાજાએ યજ્ઞો કરતાં કરતાં આખી પૃથ્વીને લગભગ દર્ભોથી છાઈ દીધી હતી, તેથી તેનું બીજું નામ પ્રાચીનબર્હિષ પડયું હતું. તેને સમુદ્રપુત્રી શતદ્રુતિથી દશ પુત્રો થયા. તે પ્રચેતસ્ કહેવાતા હતા. [૨૪/૧-૧૩]

પ્રાચીનબર્હિષ રાજાનું મન કર્મો કરવામાં જ આસક્ત હતું. તેથી તે યજ્ઞો જ કર્યા કરતો હતો. એક વખત નારદજીએ આવીને તેને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો:*

"હે રાજા! આ વૈદિક કર્મો કર્યા કરવામાં તું પોતાનું કયું કલ્યાણ જુએ છે? પુત્ર સ્ત્રી વગેરેના ભરણપોષણને જ

* મૂળ ભાગવતમાં પણ નારદજીનું આગમન અણધાર્યું જ છે.

પરમ પુરુષાર્થ માનનારો મનુષ્ય કર્મોની ખટપટથી ભરેલા ઘરમાં રહીને મોક્ષ પામી શકતો નથી, પણ ઊલટો મૂઢ બની જઈને સંસારમાર્ગમાં ભટક્યા કરે છે. તેં નિર્દયતાથી યજ્ઞોમાં હજારો પશુઓનો તથા બીજા જીવસમૂહોનો સંહાર કરીને તેમનું વૈર જ સંપાદન કર્યું છે." [૨૫/૩-૮]

આ સાંભળી રાજાએ વ્યાકુળ થઈ જઈ નારદજી પાસેથી આ બાબતમાં માર્ગદર્શનની વિનંતિ કરી. ત્યારે નારદજીએ તેનો અધિકાર જોઈ, તેને સ્થૂલ કથાનક દ્વારા સૂક્ષ્મતત્ત્વનો નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો:

"હે રાજા! પુરંજન[1] નામનો એક વિશાળ કીર્તિવાળો રાજા હતો. તે ઘણો વિષયાસક્ત હતો, તથા પોતાને પ્રિય એવા ભોગસ્થાન[2]ની શોધમાં સર્વત્ર ભટક્યા કરતો હતો. પરંતુ અનેક શહેરો વગેરેમાં ભટકવા છતાં તેને મનગમતું ભોગસ્થાન મળ્યું નહિ. અંતે હિમાલયનાં દક્ષિણ શિખરો[3] ઉપર આવેલું એક શહેર તેના જોવામાં આવ્યું. તે શહેર સુંદર મહેલો, ચૌટાં, બગીચા, સરોવરો વગેરેથી યુક્ત હોઈ, કામાસક્ત પુરુષોને લલચાવનારું હતું. [૨૫/૯-૧૯]

---

૧. પોતાનાં કર્મો દ્વારા (पुरं जनयति) વિવિધ શરીરો પ્રાપ્ત કરનાર—એટલે કે જીવ. આ કથામાં સર્વત્ર જીવ અને તેના સંસારનું જ વર્ણન ગર્ભિત રીતે સૂચવેલું છે.

૨. એટલે કે શરીર. આ લોકના તથા પરલોકના ભોગો ભોગવવાની યોગ્યતાવાળું શરીર મનુષ્યનું જ છે. –શ્રીધર

૩. એટલે કે ભારતવર્ષમાં. ભારતવર્ષ જ કર્મક્ષેત્ર છે. –શ્રીધર

"તે શહેરની બહારના બગીચામાં ફરતાં ફરતાં પુરંજન રાજાએ એક મદોન્મત્ત યુવાન સુંદરીને દૈવેચ્છાએ[૧] આવી ચડેલી જોઈ. તેની સાથે તેના દશ સેવકો હતા,[૨] જેઓ પણ પોતાની સેંકડો સ્ત્રીઓ સાથે હતા. પાંચ મસ્તકોવાળો એક સર્પ[૩] છડીદાર તરીકે તે સ્ત્રીનું સર્વ તરફથી રક્ષણ કરતો હતો. તે સ્ત્રી પતિને શોધતી હતી, તથા સોળ[૪] વર્ષની હતી. તેના શરીરની આકૃતિ, તેના હાવભાવ, તેની ગતિ, તેનું સ્મિત, તથા તેનાં કટાક્ષ કામી પુરુષને વિહ્વલ કરી નાખે તેવાં હતાં. [ ૨૫/૨૦-૪ ]

"પુરંજન રાજા તે રમણીને જોઈ તેના ઉપર આસક્ત થઈ ગયો અને મધુર તેમ જ ચાટુ વાક્યપ્રયોગોથી તેનું આરાધન કરવા લાગ્યો. તે સ્ત્રી પણ રાજામાં મોહિત થઈને, હસતાં હસતાં તેને અભિનંદન આપવા લાગી :

"હે રાજા ! તમે અહીં ભલે પધાર્યા. તમે નવ દરવાજા-વાળા આ શહેરમાં નિવાસ કરો અને મેં હાજર કરેલા કામભોગને સો વર્ષ સુધી ભોગવો. તમારા વિના હું બીજા કોનામાં આસક્ત થાઉં ?[૫] હે મોટી ભુજાઓવાળા ! સર્પના

---

૧. મદોન્મત્ત સ્ત્રી એટલે રજોગુણથી વ્યાપ્ત—મદમાતી બુદ્ધિ. તેનો જીવ સાથે પ્રથમ સંબંધ કેવી રીતે થાય છે, તે જાણી શકાતું ન હોવાથી 'દૈવેચ્છાએ' શબ્દ વાપર્યો છે. –શ્રીધર.

૨. દશ ઇંદ્રિયો, જેઓ પ્રત્યેક સેંકડો વૃત્તિઓના પતિરૂપ છે.

૩. પ્રાણવાયુ.

૪. વૈરાગ્યવાળી ન હોવાથી અપ્રૌઢા હતી.

૫. જીવને બુદ્ધિ વિના ભોગસિદ્ધિ નથી, અને બુદ્ધિને પણ પોતે જડ હોવાથી જીવ વિના ભોગપ્રાપ્તિ નથી. –બાલપ્રબોધિની

શરીર સમાન આકૃતિવાળા તમારા બાહુઓમાં પૃથ્વી પરની કઈ સ્ત્રીનું મન ન લલચાય?" [૨૫/૨૫-૪૨]

નારદજી કહે છે: "હે રાજા! આ પ્રમાણે પરસ્પર ઠરાવ કરીને બંને તે નગરીમાં દાખલ થયાં અને ઇચ્છાનુસાર કામભોગ ભોગવવા લાગ્યાં. તે કામાત્મા પુરંજન રાજા પોતાની પ્રિયતમામાં એટલો બધો આસક્ત થઈ ગયો કે તે રાણી જે જે ઇચ્છતી હતી, તેને તેને જ તે અનુસરતો હતો. [૨૫/૪૩-૫૬]

"એ પ્રમાણે તે સ્ત્રીમાં પરવશતાને લીધે, મદારીના માંકડાની પેઠે, તે સ્ત્રીનું જ ધાર્યું કરતા, તથા તે સ્ત્રીને જ સર્વસ્વ અને પરમપુરુષાર્થ માનતા તે રાજાનું યૌવન ક્ષણની પેઠે વીતી ગયું. તે સ્ત્રીમાં તેને અનેક પુત્રો તથા પુત્રીઓ થયાં.* તેમને યોગ્ય કાળે તે રાજાએ યોગ્ય પાત્રો સાથે પરણાવી દીધાં; જેથી તેમનો પણ તદનુસાર મોટો વિસ્તાર વધતો ગયો. આમ પુત્ર, પૌત્ર, ઘર, ખજાના, વગેરેમાં ધીમે ધીમે તે રાજા એટલો બધો બંધાઈ ગયો કે, તે બધાને તે પોતાના રૂપ જ માનવા લાગ્યો. [૨૭/૧-૧૦]

પછી તેણે અનેક કામનાઓની ઇચ્છાથી યજ્ઞદીક્ષા લઈને ઘોર પશુહિંસાવાળા યજ્ઞો કરી, તમારી પેઠે દેવો વગેરેનું સારી પેઠે યજન કરવા માંડ્યું. એ પ્રમાણે મનુષ્યજીવનનું ખાસ પ્રયોજન ભૂલી, તે રાજા કુટુંબ અને તેના સુખમાં જ આસક્ત રહેવા લાગ્યો. એમ કરતાં કરતાં ધીમે ધીમે તે રાજાનો એ સમય આવી પહોંચ્યો, કે જે સમય (વૃદ્ધાવસ્થા) સ્ત્રીઓ ઉપર પ્રીતિ ધરાવતા પુરુષોને અપ્રિય થઈ પડે છે. [૨૭/૧૧-૧૨]

---

* પુત્રો એટલે ૧૧ ઇંદ્રિયોનાં પરિણામો; અને પુત્રીઓ એટલે બુદ્ધિની વૃત્તિઓ.

તે વખતે ચંડવેગ[1] નામનો ગંધર્વરાજા પોતાના ગંધર્વ સેવકો અને ગંધર્વી સેવિકાઓ સહિત તે રાજાના નગર ઉપર પ્રબળતાપૂર્વક ચડી આવ્યો. તે નગરીનો રક્ષક સર્પ આટલા વખત સુધી તે ચંડવેગના આક્રમણ સામે યુદ્ધ કરી કરીને હવે થાકી ગયો હતો, એટલે નગરનું રક્ષણ કરી શક્યો નહીં; અને પેલા ગંધર્વો નિરાંતે પુરંજન રાજાની નગરીને લૂંટવા લાગ્યા. પુરંજન રાજા હવે પોતાના દેશ, નગર તથા કુટુંબીઓની સાથે દુઃખી થઈને મોટી ચિંતામાં આવી પડ્યો. પરંતુ તે એટલો બધો સ્ત્રીવશ થઈ ગયો હતો કે, ભયનો વિચાર કરવાને બદલે, હજુ પણ પોતાના સેવકો જે કાંઈ ક્ષુદ્ર કરો લાવી આપતા તે લઈને ક્ષુદ્ર સુખો જ ભોગવ્યા કરતો હતો. [૨૭/૧૩-૮]

પરંતુ પછી તો રાજાને નબળો થયેલો જોઈને કાળકન્યા[2] પોતાના ભાઈ યવનરાજને લઈ, તેના સૈનિકો સાથે તે નગરમાં આવી પહોંચી અને તે રાજાના નગરને સારી પેઠે રંજાડવા લાગી. એટલે તે શહેર ઉપર મમત્વના અભિમાનવાળો પુરંજન રાજા વ્યાકુળ થઈને અનેક જાતના સંતાપને પ્રાપ્ત થયો. ધીમે ધીમે પેલા ગંધર્વોએ અને યવનોએ મળીને તેના ઐશ્વર્યને બળાત્કારે હરી લીધું; તેની નગરી છિન્નભિન્ન થઈ ગઈ; તેના પુત્રો, પૌત્રો, અનુચરો ને અમાત્યો પણ તેને પ્રતિકૂળ થવા લાગ્યા; અને તેની સ્ત્રી પણ સ્નેહ વિનાની થઈ થઈ. આમ

૧. એટલે કે, વર્ષ. તેનાં ગંધર્વ સેવક-સેવિકા તે દિવસ અને રાત.

૨. એટલે કે વૃદ્ધાવસ્થા, મૃત્યુ નામના ભાઈની સાથે, અનેક રોગોરૂપી સૈનિકોને લઈને આવી.

છતાં તે રાજા પુત્રો અને સ્ત્રીને લાડ લડાવવા ઇચ્છતો હતો. [૨૮/૧-૯]

તેવામાં પેલી કાળકન્યાનો મોટો ભાઈ પ્રજ્વાર[1] ત્યાં આવી પહોંચ્યો અને આખી નગરીને બાળવા માંડ્યો. યવનો પણ હવે જોર ઉપર આવી જઈ તે રાજાને પકડીને ઘસડવા લાગ્યા. તે વખતે પોતાની સ્ત્રી આદિના વિયોગના અને તેમની અનાથ દશાના ખ્યાલથી તે રાજા અતિ વ્યાકુળ થઈ ગયો. પછી તો યવનરાજે જાતે આવી પુરંજનને પકડ્યો અને અવશ-પણે વિલાપ કરતા તે રાજાનો વધ કરી નાખ્યો. એટલે પેલો નગરરક્ષક નાગ નગરી છોડીને નાસી ગયો, અને આખી નગરી દુશ્મનોને હાથે વીખરાઈ જઈ નષ્ટ થઈ ગઈ. [૨૮/૧૦-૨૪]

પછી તો એ નિર્દય રાજાએ પ્રથમ જે યજ્ઞપશુઓનો યજ્ઞમાં વધ કર્યો હતો, તે બધાં પોતાના તે વૈરને યાદ કરી કરીને પરલોકમાં[2] તેને કુહાડા વડે કાપવા લાગ્યાં. આમ પરલોકમાં પણ અનેક દુઃખ ભોગવતો તે પુરંજન, સ્ત્રીના સંગથી દૂષિત થયેલો હોવાથી, અપાર અજ્ઞાનમાં ડૂબી જઈ, સ્મરણશક્તિ વિનાનો થઈ પોતાની સ્ત્રીનું જ મનમાં ચિંતન કર્યા કરતો હતો; એટલે બીજા જન્મમાં તે વિદર્ભ રાજા રાજસિંહને[3] ત્યાં સ્ત્રી તરીકે અવતર્યો. [૨૮/૨૬-૮]

---

૧. ખરાબમાં ખરાબ તાવ, જે આવતાં જ માણસ મરે છે.

૨. નરકસ્થાનમાં ગયા બાદ.

૩. પુષ્કળ દર્ભનો ઉપયોગ કરી યજ્ઞયાગાદિ કરનાર, પણ ધર્મપૂર્વક પ્રજાઓનું પાલન કરનાર હોવાથી રાજસિંહ.

ત્યાં તેનું નામ વૈદર્ભી પાડવામાં આવ્યું. યોગ્ય સમયે પાંડ્ય દેશના રાજા મલયધ્વજ[૧] સાથે તેને પરણાવવામાં આવી. તેથી તેને શ્યામ નેત્રવાળી એક પુત્રી અને સાત પુત્રો[૨] થયા. તે પુત્રીને યોગ્ય ઉંમરે અગસ્ત્ય ઋષિ સાથે પરણાવવામાં આવી, જેથી તેને દૃઢચ્યુત નામે પુત્ર થયો.[૩] તે દૃઢચ્યુતને પાછો ઇધ્મવાહ નામે પુત્ર થયો.[૪] ત્યાર બાદ તે મલયધ્વજ રાજા પુત્ર, ભોગ વગેરેનો ત્યાગ કરી, પૃથ્વીને પુત્રોમાં વહેંચી આપીને ભગવાનની ભક્તિ અર્થે કુલાચલ પર્વતમાં[૫] ચાલ્યો

૧. પાંડ્ય એટલે પંડા–નિશ્ચયબુદ્ધિ, તેને યોગ્ય. અને મલય દેશ વિષ્ણુભક્ત હોવાથી તે દેશમાં ધ્વજારૂપ એટલે કે ભગવાનનો પરમભક્ત. ટૂંકામાં, ધર્મપૂર્વક યજ્ઞાદિ કરવાથી ઉત્પન્ન થયેલી તત્ત્વજિજ્ઞાસા, નિશ્ચયાત્મક બુદ્ધિરૂપ ભગવદ્ભજનને પામી.

૨. જેને લીધે શ્રીકૃષ્ણ પરમાત્મા–શ્યામ–નું દર્શન થઈ શકે તે શ્રીકૃષ્ણસેવા ઉપર રુચિરૂપી પુત્રી; અને (ભગવાનનું) શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવા, અર્ચન, વંદન અને દાસ્ય — એ સાત પુત્રો. મૂળમાં, 'તે સાત પુત્રો દ્રવિડ દેશના રાજા થયા' એટલું વધારે છે. કદાચ કોઈ ઐતિહાસિક બીનાનો પણ આ ઉલ્લેખ હોય એમ સંભવે છે.

૩. અગસ્ત્ય એટલે 'અગાનિ–સ્ત્યાયતિ'–નિષ્ક્રિય શરીરના અવયવોને એકત્ર કરનાર–મન. તે મને કૃષ્ણસેવારુચિ સાથે લગ્ન કર્યું એટલે આ લોક તથા પરલોકના ભોગોથી ચ્યુત ન થનાર તેવો દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો.

૪. દૃઢ વૈરાગ્યથી સમિધ હાથમાં લઈને ગુરુ પાસે જ્ઞાન માટે ગમનરૂપ ઇધ્મવાહ થયો.

૫. તે પર્વતની ચંદ્રવસા, તામ્રપર્ણી અને વટોદકા નદીઓનો પણ મૂળમાં ઉલ્લેખ છે. તામ્રપર્ણી વગેરે નદીઓ દ્રવિડ દેશમાં પ્રસિદ્ધ છે.

ગયો; એટલે વૈદર્ભી પણ પતિ ઉપરની નિષ્ઠાને લીધે તેની પાછળ ગઈ. [૨૮/૨૯-૩૩]

અંતે જ્યારે મલયધ્વજે યોગાભ્યાસથી પ્રાણવાયુ અને ચિત્તને બ્રહ્મ વિષે યોજી દઈ વિદેહમુક્તિ પ્રાપ્ત કરી, ત્યારે વૈદર્ભી તેને મૃત્યુ પામેલો જોઈ, વ્યાકુળ થઈને કલ્પાંત કરવા લાગી અને પતિ સાથે બળી મરવાનો વિચાર કરવા લાગી. ત્યારે પુરંજન તરીકેના તેના પૂર્વભવમાં તેનો મિત્ર એવો અતિપ્રાચીન આત્મજ્ઞાની બ્રાહ્મણ[1] ત્યાં આવ્યો અને તેને કહેવા લાગ્યો:

'હે મિત્ર! તું મને ઓળખે છે? હું તારો પરમ મિત્ર છું; મારી સાથે પુરંજન રાજાના અવતારમાં તું પૂર્વે વિચરતો હતો. તે અવતારમાં તું પૃથ્વીના ભોગોમાં આસક્ત થઈ, મારો ત્યાગ કરીને ભોગસ્થાનની શોધમાં ચાલ્યો ગયો. પ્રથમ આપણે બંને ઘર વિના જ રહેતા હતા. પણ તને ગ્રામ્ય વિષયસુખની ઇચ્છા થઈ. એટલે તું કોઈ એક સ્ત્રીએ બનાવેલ વિષયભોગના સ્થાનરૂપ નગરમાં ગયો. તે સ્ત્રીએ તને વશ કરી લીધો, એટલે તું તારી સ્મૃતિથી ભ્રષ્ટ થઈ ગયો, અને અંતે આવી અત્યંત પાપી દશાને પામ્યો. પરંતુ, એ બધી મારી માયા હતી. ભોગસ્થાનની શોધમાં અંતે કઈ દશાને પમાય છે તે તને સમજાવવાના ઇરાદાથી જ મેં આ બધું તને અનુભવાવ્યું છે. બાકી એ બધી નગરી, ત્યાંના વિવિધ ભોગો, તારી તે પ્રિય પત્ની, તારું મરણ, નવો સ્ત્રી તરીકેનો

---

૧. જીવનો બ્રહ્મજ્ઞાની પ્રાચીન મિત્ર તે ઈશ્વર; જે એક જ શરીરમાં તેની સાથે પ્રથમથી જ નિવાસ કરે છે.

તારો જન્મ, અને તારું વૈધવ્ય — એ બધું મિથ્યા છે. તું વસ્તુતઃ પુરુષ પણ નથી કે સ્ત્રી પણ નથી. તું તો મારો તે મિત્ર છે, કે જે મારાથી જુદો પડી ભોગ ભોગવવા ગયો હતો. માટે તું બધું યાદ કરી જાગ્રત થા, અને આ શોક તજી દે.' [૨૮/૩૪-૬૩]

આ પ્રમાણે પુરંજન રાજાને તેના મિત્રે બોધ આપ્યો, એટલે તે સ્વસ્થ થઈ, સ્વસ્વરૂપમાં સ્થિત થયો, અને મિત્રથી જુદા પડવાને લીધે નાશ પામેલી પોતાની સ્મૃતિને ફરી પામ્યો. [૨૮/૬૪]

હે પ્રાચીનબર્હિષ રાજા! આ પુરંજન આખ્યાનરૂપે મેં તમને અધ્યાત્મજ્ઞાન જ પરોક્ષપણે દર્શાવ્યું છે. જીવાત્માને જ્યારે પ્રકૃતિના ગુણોને ગ્રહણ કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેણે અનેક પ્રકારનાં શરીરોમાંથી મનુષ્યશરીરને જ શ્રેષ્ઠ માન્યું અને તેની અંદર પ્રવેશ કર્યો. પછી અનેક પ્રકારનાં આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુઃખોથી પીડાતો જીવ, અજ્ઞાનથી વીંટાયેલો થઈને સો વર્ષ સુધી શરીરમાં સ્થિતિ કરે છે; અને પોતે નિર્ગુણ હોવા છતાં, પ્રાણના, ઇંદ્રિયોના તથા મનના ધર્મોને પોતાનામાં આરોપી, ક્ષુદ્ર કામવાસનાઓનું ધ્યાન કરીને વિવિધ કર્મો કર્યા કરે છે. [૨૯/૨-૨૫]

આમ પુરુષ—જીવાત્મા જ્યારે પોતાના શુદ્ધ સ્વરૂપભૂત ભગવાન પરમાત્માને વીસરીને, પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે, ત્યારે પરાધીન બનીને કર્મો તથા તેમનાં ફળરૂપ વિવિધ જન્મો અને તેમનાં સુખદુઃખો પામ્યા કરે છે. જેમ ક્ષુધાથી ઘેરાયેલો કૂતરો દીન બનીને ઘેર ઘેર ભટકે છે, અને

કોઈ સ્થળે લાકડીના મારને તો કોઈ સ્થળે અન્નને પ્રાપ્ત કરે છે, તેમ કામનાની વાસનાવાળો જીવ ઊંચ–નીચ માર્ગે, સારી–ખોટી યોનિઓમાં ભટકતો, ભાગ્યાનુસાર કોઈ વાર ઇષ્ટ ભોગોને તો કોઈ વાર અનિષ્ટ દુઃખોને પ્રાપ્ત કર્યા કરે છે. [૨૯/૨૬-૩૧]

હે રાજા તેમાં પણ નર્યું સુખ તો તેને ક્યાંય પ્રાપ્ત નથી જ થતું. આધ્યાત્મિકાદિ ત્રણ દુઃખોમાંનું કોઈ ને કોઈ તો સર્વત્ર હાજર હોય છે જ. જેમ, માથા ઉપરનો બોજો અસહ્ય થઈ પડે ત્યારે મજૂર તેને ઉતારીને ખભે મૂકે છે,— જોકે તેમ કરવાથી તેનો ભાર કંઈ ઓછો થતો નથી, પરંતુ તેને કાંઈક નિરાંત લાગે છે; તેવું જ દુઃખ દૂર કરવાના અને સુખ પ્રાપ્ત કરવાના આ બધા લૌકિક કે અલૌકિક ઉપાયોનું પણ છે. જ્ઞાન રહિત કેવળ કર્મ કર્યા કરવાથી દુઃખજનક કર્મોને સમૂળગાં — વાસનાઓની સાથે — કદી ટાળી શકાતાં નથી. એ રીતે દુઃખને દૂર કરવાનો કોઈ ઉપાય જ નથી. કેમકે દુઃખજનક કર્મને દૂર કરવા માટે બીજું દુઃખને દૂર કરનારું જે કર્મ કરવામાં આવે છે, તે બંને એકંદર અવિદ્યાથી જ ઉત્પન્ન થયેલાં હોઈ, સમાન જ હોય છે. [૨૯/૩૨-૩૪]

હે રાજા! એક સ્વપ્નને દૂર કરવા જેમ બીજું સ્વપ્ન સમર્થ થઈ શકે નહિ; પરંતુ તેને માટે તો જાગ્રત અવસ્થા જ જોઈએ; તેમ જ અવિદ્યામૂલક આ સર્વ દુઃખયુક્ત પ્રપંચ દૂર કરવા માટે જ્ઞાન જ જોઈએ. સર્વ પુરુષાર્થરૂપ એવા આત્માને અજ્ઞાનને લીધે જે અનર્થપરંપરારૂપ સંસાર પ્રાપ્ત થયો છે, તેની નિવૃત્તિ પરમાત્માની ભક્તિ વિના સંભવતી

નથી. કારણકે ભક્તિયોગ જ વૈરાગ્ય તથા જ્ઞાન ઉત્પન્ન કરે છે. [૨૯/૩૫-૭]

હે રાજા! એ ભક્તિયોગનું મૂળ શ્રવણ છે. માટે પરમાત્માના સ્વરૂપ વિષે જ્યાં નિરંતર કથા ચાલ્યા કરે છે, એવા સત્પુરુષોનો સંગ જ સર્વ પુરુષાર્થનું મૂળ છે. હે રાજા! કેવળ અજ્ઞાનને લીધે જ પરમાર્થસ્વરૂપે જણાતાં વૈદિક કર્મોમાં તમે પરમાર્થદૃષ્ટિ ન કરો. કેમ કે કર્મોમાત્ર શ્રવણને જ પ્રીતિ ઉપજાવનારાં છે, પણ પર વસ્તુ બ્રહ્મનો સ્પર્શ કરતાં નથી. તમે દર્ભોથી સમગ્ર ભૂમંડળને પાથરી દઈ, અનેક પશુઓનો સંહાર કરી, 'હું યજ્ઞ કરનારો છું' એવા અભિમાનથી યુક્ત થઈ અક્કડ બની ગયા છો, તથા વિદ્યાનું સ્વરૂપ શું છે તે સમજતા નથી. કર્મ તે જ કહેવાય, જેનાથી પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય; અને વિદ્યા પણ તે જ કહેવાય કે જેને લીધે પરમાત્મ-સ્વરૂપ વિષે બુદ્ધિ સ્થિર થાય. [૨૯/૩૮-૪૯]

હે રાજા! તમે પણ તમારા ચિત્તને આત્મામાં લીન કરો, અને બાહ્યવૃત્તિઓને ચિત્ત વિષે લીન કરો. પછી અત્યંત કામી મનુષ્યોનાં ટોળાંની જ જેમાં વાર્તા ચાલ્યા કરે છે, તેવા સ્ત્રીના આશ્રયરૂપ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરો અને સર્વ જીવોના શરણરૂપ ઈશ્વરને પ્રસન્ન કરી, સંસારથી વિરામ પામો. [૨૯/૫૦-૫૫] મન એ જ પ્રાણીઓના સંસારનું કારણ છે. જ્યારે જીવ અવિદ્યાપૂર્વક ઇંદ્રિયો દ્વારા ભોગવેલા વિષયોનું ધ્યાન કરતો વારંવાર કર્મો કરે છે, ત્યારે તેને કર્મબંધન પ્રાપ્ત થાય છે, પણ મુક્તિ પ્રાપ્ત થતી નથી. માટે અવિદ્યાના બંધનને દૂર કરવા માટે તમે શ્રીહરિનું જ ભજન કરો; કે જે

હરિમાં જ અવિદ્યારૂપ માયાને લીધે આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય દેખાઈ રહ્યાં છે. [૨૯/૭૫-૮]

આટલું કહી નારદજી રાજાની સંમતિ લઈને સિદ્ધલોકમાં પધાર્યા. એટલે રાજર્ષિ પ્રાચીનબર્હિષ પણ જગતની રક્ષા કરવાની આજ્ઞા પોતાના પ્રચેતા નામના પુત્રોને કહેવાનું મંત્રીઓને સોંપીને તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો, અને અંતે ભક્તિના પ્રભાવે ભગવાનના સમાનપણાને પામ્યો. [૨૯/૮૨]

તે રાજાના પ્રચેતા નામના પુત્રો તે વખતે પિતાની આજ્ઞાનુસાર પ્રજોત્પત્તિ અર્થે સમુદ્રકિનારે તપશ્ચર્યા કરવા ગયા હતા. [૨૯/૧૩-૪] તેમના તપથી પ્રસન્ન થઈ શ્રીહરિ ભગવાને પ્રગટ થઈને તેમને જણાવ્યું કે, 'પ્રમ્લોચા નામની અપ્સરાએ કંડુ[1]

---

1. તે અપ્સરાને કંડુ ઋષિના તપનો જ ભંગ કરવા મોકલવામાં આવી હતી. – શ્રીધર. વિષ્ણુપુરાણમાં એવી કથા છે કે, તે અપ્સરા સ્વર્ગમાં પાછી જવા ઇચ્છતી ત્યારે તે મુનિ તેનામાં આસક્તિથી તેને જવા દેતા નહોતા. તેની સાથે વિવિધ કામભોગોમાં તે એટલા બધા લવલીન રહેતા કે કેટલો કાળ ગયો તેની પણ તેમને ખબર રહી નહોતી. એક વખત સંધ્યાકાળ થયેલો જોઈ તે ઋષિ કહેવા લાગ્યા કે, હવે સંધ્યાકાળ થયો છે, માટે હું મારું નિત્યકર્મ પરવારી આવું. ત્યારે અપ્સરાને હસવું આવ્યું. તે બોલી કે, સંધ્યાકાળ સાચવવાનો આ આગ્રહ આજે નવાઈનો ક્યાંથી તમને સૂઝ્યો? ત્યારે ઋષિએ તેને કહ્યું કે, તું આજ સવારે જ આવી છે, અને હમણાં જ સંધ્યાકાળ થયો છે, છતાં આમ કેમ કહે છે? ત્યારે તે અપ્સરાએ કહ્યું કે, મને આવ્યે તો ૯૮૭ વર્ષ થઈ ગયાં! આ સાંભળી ઋષિ ચમકી ઊઠ્યા, અને પોતાનો આટલો બધો કાળ વૃથા ગયો એમ માની તેને સત્વર ચાલી જવાનું કહેવા લાગ્યા.

ઋષિથી કમળ સમાન નેત્રવાળી એક કન્યા પ્રાપ્ત કરી હતી. તેને તે અપ્સરાએ સ્વર્ગમાં જતી વખતે તજી દીધી હોઈ, વૃક્ષોએ ગ્રહણ કરી હતી. તે કન્યાને તમે પરણો. તમે દશે જણ એક જ ધર્મને પાળનારા અને સમાન સ્વભાવવાળા છો, તેથી તે સ્ત્રી પણ તમારા સર્વની એકચિત્તવાળી પત્ની થશે. તમને તેનાથી એક પ્રખ્યાત પુત્ર થશે. પછી મારા ઉપરની અખંડ ભક્તિથી તમારા હૃદયના કામાદિ મળો દૂર થતાં, તમે વૈરાગ્ય પામીને મારા સ્થાનને પ્રાપ્ત કરશો. ઘરમાં રહીને પણ જે પુરુષો સર્વ કર્મો મને સમર્પણ કરી દે છે, અને મારી કથાવાર્તામાં જ કાળ નિર્ગમન કરે છે, તેમને ઘર પણ બંધનકારક થતાં નથી. કેમ કે તેઓના હૃદયમાં હું ક્ષણે ક્ષણે નવા જેવો થઈ સદા પ્રગટ રહ્યા કરું છું.' [૩૦/૮-૨૦]

ત્યાર બાદ પ્રચેતાઓએ ભગવાનની આજ્ઞા મુજબ તે મારિષા નામની કન્યાનું ગ્રહણ કર્યું અને પિતાની આજ્ઞા મુજબ રાજકાજ સંભાળ્યું. મારિષાથી તેમને દક્ષ નામનો પુત્ર થયો. તેના વંશની કથા હું આગળ યથાસ્થાને (૧૬મા અધ્યાયમાં) કહીશ.

પુત્રોત્પત્તિ બાદ તે પ્રચેતાઓ રાજપાટ છોડી, પોતાની સ્ત્રીને તે પુત્રની સંભાળ નીચે મૂકી, સત્વર સમુદ્રકિનારે બ્રહ્મસાધના માટે ચાલ્યા ગયા. ત્યાં તેમને નારદજીનો સમાગમ

---

તે વખતના તે અપમાનથી અને ક્રોધથી કંપની તે અપ્સરા સ્વર્ગમાં ચાલી જવા લાગી, ત્યારે તેના પરસેવા વાટે તેનો ગર્ભ વૃક્ષો ઉપર ટપકી ગયો. તેમાંથી તે કન્યા ઉત્પન્ન થઈ હતી.

થયો. નારદજીને તેમણે જણાવ્યું કે, ઘરમાં આસક્ત થઈને અમે આત્મતત્ત્વનો ઉપદેશ ભૂલી ગયા છીએ, માટે તત્ત્વવસ્તુનું દર્શન કરાવનાર અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ અમને કરો, જેથી આ દુસ્તર સંસારસમુદ્રને અમે તરી જઈએ. [૩૧/૧-૭] પછી નારદજીએ આપેલ ઉપદેશ મુજબ ભગવાનની ભક્તિ કરી, તેઓ તેમની ગતિને પામ્યા. [૩૧/૨૩]

હે રાજા! આ પ્રમાણે મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાનો વંશ મેં તારી આગળ વર્ણવ્યો. હવે મનુના બીજા પુત્ર પ્રિયવ્રતનો વંશવિસ્તાર મારી પાસેથી સાંભળ.

[ચતુર્થ સ્કંધ સમાપ્ત]

## ૧૩

# ઋષભ અવતાર

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! પ્રિયવ્રત રાજાને નારદજીના સમાગમથી પહેલેથી જ આત્મતત્ત્વ વિષે સમજ પ્રાપ્ત થઈ હતી; તેથી જ્યારે તેમને તેમના પિતા સ્વાયંભુવ મનુએ પૃથ્વીનું રક્ષણ કરવા આજ્ઞા આપી, ત્યારે રાજ્યપ્રપંચમાં પોતાને આત્મસ્વરૂપની વિસ્મૃતિ થઈ જશે એમ માની, તેમણે પિતાનું વચન માન્યું નહિ. ત્યારે આદિદેવ બ્રહ્મા, કે જે ગુણસૃષ્ટિની વૃદ્ધિમાં એકનિશ્ચય હતા, તે ત્યાં આવ્યા અને પ્રિયવ્રત રાજાને કહેવા લાગ્યા:

'હે તાત! હું તને જે સત્યવચન કહું છું તે તું સાંભળ. કોઈ પણ દેહધારી તપથી, વિદ્યાથી, યોગશક્તિથી, બુદ્ધિબળથી, ધનથી, ધર્મથી, બીજાથી કે પોતાથી પરમાત્માનું કરેલું નાશ કરવાને સમર્થ નથી. જન્મને માટે, નાશને માટે, કર્મો કરવા માટે, નિરંતર શોક માટે, મોહ માટે, ભય માટે, સુખ માટે, કે દુ:ખ માટે ઈશ્વર જે દેહ અર્પણ કરે છે,

તેને જ જીવસમૂહ ધારણ કરે છે; તેમાં તે કાંઈ અન્યથા કરી શકતો નથી. હે વત્સ! આપણે બધાય પરમેશ્વરની વેદવાણીરૂપ દામણમાં ગુણ-કર્મરૂપી મજબૂત દોરડીઓથી એવા બંધાયેલા છીએ કે નાથેલા બળદની પેઠે કામકાજ કર્યાં જ કરીએ છીએ. [૧/૧૧-૪]

'હે પ્રિયવ્રત! ગુણકર્મના સંગથી ઈશ્વર આપણને જે કોઈ દેહમાં યોજે છે, તેનો આશ્રય કરી આપણે તે ઈશ્વરે જ આપેલાં સુખદુઃખને ભોગવીએ છીએ. મુક્ત પુરુષ પણ પ્રારબ્ધકર્મ જ્યાં સુધી હોય ત્યાં સુધી તે કર્મને ભોગવતો શરીર ધારણ કરે જ છે. જે મનુષ્ય પ્રમાદી છે, તેને વનમાં પણ સંસારનો ભય છે જ; કારણકે ત્યાં પણ છયે શત્રુઓ નિત્ય સાથે જ રહેલા હોય છે. માટે જિતેંદ્રિય અને આત્મારામ એવા જ્ઞાની પુરુષને ગૃહસ્થાશ્રમ પણ શો હાનિકર્તા છે? જે મનુષ્ય એ શત્રુઓને જીતવા ઇચ્છે છે, તેણે પ્રથમ તો ઘેર રહીને, તે શત્રુઓને એકદમ રૂંધી નહિ નાખતાં ધીમે ધીમે વશ કરી, તેમને જીતવાનો પ્રયત્ન કરવો જોઈએ. પછી જ્યારે તે શત્રુઓ બરાબર ક્ષીણ થઈ જાય, ત્યારે તે હરકોઈ સ્થળે—વનમાં કે ઘેર—પોતાની ઇચ્છાનુસાર ભલે વિચરે. રાજા જેમ કિલ્લાનો આશ્રય કરી પ્રથમ પોતાના શત્રુનો પરાજય કરી લે છે, અને પછી ઇચ્છાનુસાર કિલ્લામાં કે બહાર વિચરે છે, તેમ જ ઇંદ્રિયરૂપી શત્રુઓને માટે પણ છે. [૧/૧૫-૮]

'હે તાત! તેં તો ભગવાનના ચરણરૂપી કિલ્લાનો આશ્રય પ્રથમથી જ કર્યો છે, અને છયે શત્રુઓનો પરાજય પણ કર્યો છે; છતાં પ્રથમ આ રાજ્યાધિકારમાં રહીને ઈશ્વરે અર્પણ

કરેલા ભોગોને તું ભોગવ; પછી સર્વસંગનો ત્યાગ કરીને સ્વસ્વરૂપમાં સ્થિતિ કરજે. આ બાબતમાં તારે પરમાત્મા ઉપર દોષારોપ કરવો ન જોઈએ. કારણકે તેમની ગતિ અકળ છે. અમે બધા પણ એમની આજ્ઞાનું જ પાલન કરીએ છીએ; તેની ઉપરવટ જવા ઇચ્છતા નથી.' [૧/૧૯]

બ્રહ્મદેવે આ પ્રમાણે કહ્યું એટલે પ્રિયવ્રતે ડોક નમાવીને, 'બહુ સારું' એમ કહી તેમના વચનને ધારણ કર્યું. પ્રિયવ્રતે પૃથ્વીનો ભાર વહેવાનું કબૂલ કર્યું એટલે મનુ પણ નારદજીની સંમતિથી પ્રિયવ્રતનો રાજ્યાભિષેક કરી વનમાં ચાલ્યા ગયા. ત્યાર બાદ પ્રિયવ્રત રાજા ભગવાનની ઇચ્છા છે એમ માની, પૃથ્વી ઉપર રાજ્ય કરવા લાગ્યા. [૧/૨૦]

વિશ્વકર્માની પુત્રી બર્હિષ્મતીથી તેમને આગ્નીધ્ર આદિ દશ પુત્રો તથા ઊર્જસ્વતી નામની એક પુત્રી પ્રાપ્ત થયાં. તે પુત્રીનું લગ્ન શુક્રાચાર્ય વેરે કરવામાં આવ્યું, અને તેથી તેને દેવયાની નામની પુત્રી થઈ. ત્યાર બાદ યોગ્ય સમયે પોતાના પુત્રોને પૃથ્વીના ભાગ વહેંચી આપી, તે પ્રિયવ્રત રાજા હૃદયમાં વૈરાગ્ય ધારણ કરી, તથા સ્ત્રી–પુત્ર–રાજ્યનો ત્યાગ કરી, વનમાં ગયા, અને આત્મતત્ત્વમાં જ એકનિષ્ઠ થયા. [૧/૨૦-૪૧]

પ્રિયવ્રત રાજા વનમાં ગયા એટલે આગ્નીધ્ર રાજા જંબુદ્વીપની પ્રજાઓનું સંતાનોની પેઠે પાલન કરવા લાગ્યો. તે રાજાએ ઉત્તમ સ્ત્રીભોગની ઇચ્છાથી બ્રહ્મદેવનું આરાધન કર્યું અને તેમણે મોકલેલી પૂર્વચિત્તિ નામની અપ્સરા સાથે દીર્ઘકાળ સુધી દિવ્ય ભોગો ભોગવ્યા. તેનાથી તેને નાભિ વગેરે નવ પુત્રો થયા. ત્યાર બાદ તે અપ્સરા બ્રહ્મદેવ પાસે પાછી ચાલી ગઈ. પરંતુ તે આગ્નીધ્ર

રાજા વિષયોના ભોગથી અતૃપ્ત જ રહ્યો હોવાથી, પેલી અપ્સરાને જ પ્રતિદિન અધિક માનતો, વેદોક્ત કર્મો કરીને તે અપ્સરાના લોકને જ પામ્યો. [૨/૧-૨૧]

આગ્નીધ્ર પછી તેના પુત્ર નાભિરાજાએ મેરુપર્વતની પુત્રી મેરુદેવી સાથે લગ્ન કર્યું. તેને સંતતિ ન થતી હોવાથી, તેણે પોતાની સ્ત્રી સાથે એકાગ્ર ચિત્તે ભગવાન યજ્ઞપુરુષનું યજન કરવા માંડ્યું. ત્યારે ભગવાને પ્રસન્ન થઈ, પોતે જ અંશ-કળાથી તેના પુત્રરૂપે જન્મવાનું તેને વરદાન આપ્યું. અને યોગ્ય સમયે શુદ્ધ સત્ત્વગુણી શરીર ધારણ કરી, મેરુદેવીને પેટે જન્મ લીધો. [૩/૧-૨૦]

નાભિરાજાએ તેમનું ‘ઋષભ’ (સર્વોત્તમ) એવું નામ પાડ્યું. પછી યોગ્ય સમયે તેમનો રાજ્યાભિષેક કરી, નાભિરાજા મેરુદેવી સહિત બદરિકાશ્રમમાં પધાર્યા અને સમાધિયોગવડે જીવન્મુક્તિ પામ્યા. [૪/૧-૫]

ઋષભદેવે બાળપણમાં ગુરુકુળમાં વાસ કરી, યોગ્ય સમયે ગુરુઓની રજાથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો અને ઇંદ્રે આપેલી જયંતી નામની કન્યા સાથે લગ્ન કર્યું. તે સ્ત્રીથી તેમને ભરત વગેરે સો પુત્રો થયા. ભરત મહાન યોગી હતો, અને ગુણોએ કરીને સર્વશ્રેષ્ઠ હતો. બાકીનામાંથી નવ પુત્રો ભાગવતધર્મ દર્શાવનાર મહાભક્ત હતા; બીજા ૮૧ પુત્રો યજ્ઞ કરવાના સ્વભાવવાળા હોઈ, યજ્ઞાદિ કર્મો કરી અંતે શુદ્ધ અંતઃકરણવાળા બ્રાહ્મણો થયા હતા. [૪/૬-૧૨]

ભગવાન ઋષભદેવ તો પ્રથમથી જ આત્મતંત્ર હતા; અને નગ્નાવસ્થામાં રહેનારા તપસ્વીઓ, જ્ઞાનીઓ તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મો દર્શાવવાની ઇચ્છાથી જ અવતરેલા

હતા.[૧] સકળ અનર્થપરંપરાઓ તેમનાથી પોતાની મેળે જ દૂર રહેલી હતી; છતાં તેઓ કાળે કરીને નાશ પામેલા સર્વ પ્રકારના ધર્મનું અજ્ઞાનીઓને શીખવવાના હેતુથી જ આચરણ કરતા હતા. [૪/૧૪-૬]

તે સર્વ પ્રત્યે મૈત્રીભાવ રાખનારા હતા, દયાળુ હતા; અને: ધર્મ, અર્થ, યશ, પ્રજા, આ લોકના ભોગ, તથા મોક્ષ એ સર્વને અનુસરીને લોકોને ગૃહસ્થાશ્રમમાં નિયમિત રાખતા હતા. એ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરીને ભગવાન ઋષભદેવે ધર્મનો એટલો બધો પ્રચાર કર્યો કે તેમની પ્રજાઓ પણ ધર્માચરણથી શુદ્ધ ચિત્તવાળી થઈ ગઈ. [૪/૧૭-૯]

તે મહાત્માએ પોતાના ભરતાદિ પુત્રોને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતો:

'હે પુત્રો! જે દુઃખદાયી વિષયભોગો વિષ્ટા ખાનારાં કૂતરાં ભૂંડ વગેરે પ્રાણીઓને પણ મળી રહે છે, તે વિષયભોગોને માટે મનુષ્યલોકમાં આ મનુષ્યદેહ વેડફી નાખવો યોગ્ય નથી. આ મનુષ્યદેહથી તો અંતઃકરણની શુદ્ધિ સાધી, અનંત બ્રહ્મસુખની પ્રાપ્તિનો ઉપાય કરવો જોઈએ. વિદ્વાનો કહે છે કે, સર્વત્ર સમાન ચિત્તવાળા, શાંત, ક્રોધરહિત, અને સદાચારી એવા મહાપુરુષોની સેવા મોક્ષનું દ્વાર છે; જ્યારે સ્ત્રીઓના સંગીઓનો સંગ સંસારનું દ્વાર છે. પરમપુરુષાર્થરૂપ પરમાત્મામાં પરમ પ્રેમ એ જ જેમનું ધ્યેય છે, તેમ જ પોતાના શરીરનિર્વાહ પૂરતું જ જેમને આ લોકમાં પ્રયોજન હોય છે, તેઓને મહાપુરુષ જાણવા. [૫/૧-૩]

૧. અધ્યા૦ ૩, શ્લો. ૨૦.

'હે પુત્રો ! મનુષ્ય ઇંદ્રિયપ્રીતિ માટે જ્યારે કાંઈ કર્મ કરે છે, ત્યારે તે પ્રમાદી થઈને અવશ્ય પાપકર્મ જ કરે છે. જ્યાં સુધી અજ્ઞાનને લીધે મનનો પરાભવ થયેલો હોય છે, અને દેહાદિ ઉપરના અહંભાવથી કર્મ કર્યા કરવામાં જ તેની વૃત્તિ રહે છે, ત્યાં સુધી મનુષ્ય આત્મતત્ત્વ જાણવા ઇચ્છતો નથી. અવિદ્યાને લીધે આત્મસ્વરૂપ ઢંકાઈ જવાથી જ કર્મ મનને વશ કરે છે, અને ફરી પણ કર્મ કરવામાં જ તેને આસક્ત કરે છે. માટે જ્યાં સુધી આત્મસ્વરૂપમાં તેની પ્રીતિ થતી નથી, ત્યાં સુધી પુરુષ દેહના સંબંધથી મુક્ત થતો નથી. [૫/૪-૬]

'હે પુત્રો ! મનુષ્ય ગમે તેવો વિદ્વાન હોય કે વિવેકી હોય, પણ જ્યાં સુધી પ્રમાદીપણે તે ઇંદ્રિયોની ચેષ્ટાને અનુસર્યા કરે છે, ત્યાં સુધી મૈથુનસુખ જેમાં મુખ્ય છે એવા ઘરમાં ફસાઈ પડીને, તે ત્રિવિધ તાપ ભોગવ્યા કરે છે. વિદ્વાનો કહે છે કે, સ્ત્રી અને પુરુષ જ્યારે દંપતીભાવે જોડાય છે, ત્યારે તેઓનો તે દંપતીભાવ, પરસ્પર તે બંનેની બીજી[1] હૃદયગ્રંથી-રૂપ થઈ પડે છે; તેનાથી તેઓને ઘર-ક્ષેત્ર–પુત્ર–ધન આદિમાં હું — મારું એવો ભાવ ઊપજે છે. માટે હૃદયની એ ગ્રંથી જે જે કર્મોથી બંધાયેલી કે દૃઢ થયેલી હોય છે, તે કર્મોને[2] શિથિલ કરવામાં આવે, ત્યારે એ દંપતીભાવથી નિવૃત્ત થવાય અને સર્વ બંધનના કારણરૂપ અહંકારનો ત્યાગ કરી મુક્ત થઈ શકાય. [૫/૭-૯]

---

૧. મોહરૂપી પ્રથમ હૃદયગ્રંથી તો દરેક ને છે જ, જેથી દેહ-ઇંદ્રિયાદિ ઉપર 'હું, મારું' એવો ભાવ થાય છે.

૨. ઇંદ્રિયોની ચેષ્ટાઓને અનુસરવારૂપી કર્મોને.

'હે પુત્રો, એ અહંકારનો ત્યાગ નીચે પ્રમાણે પચીસ સાધનોથી થાય છે: વિવેકી ગુરુ તથા પરમાત્મા વિષે ભક્તિ અને તત્પરતા; તૃષ્ણાત્યાગ; સુખદુઃખાદિ દ્વંદ્વોનું સહન; આ લોકમાં–તેમજ પરલોકમાં સર્વત્ર દુઃખ છે એવું જ્ઞાન; તત્ત્વ-અતત્ત્વને જાણવાની ઇચ્છા; તપ; કામ્ય કર્મોનો ત્યાગ; ઈશ્વરમાં કર્મોનું સમર્પણ; ભગવત્કથા; ભક્તોનો નિત્યસંગ; ભગવાનના ગુણોનું કીર્તન; પ્રાણીમાત્ર પ્રત્યે વૈરબુદ્ધિનો ત્યાગ; સર્વત્ર સમભાવ; બાહ્ય-આભ્યંતર ઇંદ્રિયોનો જય; શરીર તથા ઘર ઉપર અહંમમત્વનો ત્યાગ; અધ્યાત્મયોગ ( અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ); એકાંત પ્રદેશનું સેવન; પ્રાણ–ઇંદ્રિય–મનનો જય; શ્રદ્ધા; બ્રહ્મચર્ય; નિત્ય અપ્રમાદ ( કર્તવ્યનો અત્યાગ ); વાક્સંયમ; સર્વત્ર પરમાત્માની ભાવનાયુક્ત અનુભવજ્ઞાન; અને ધૈર્ય–પ્રયત્ન–વિવેકપૂર્વક યોગસમાધિ. [૫/૧૦-૩]

'હે પુત્રો! એ રીતે અપ્રમાદીપણે કર્મોના નિવાસસ્થાન-રૂપ તથા અવિદ્યાથી પ્રાપ્ત થયેલી હૃદયની મોહરૂપી ગાંઠના બંધનને શાસ્ત્રોક્ત ઉપદેશ પ્રમાણે છેદી નાખ્યા બાદ, તે ઉપાયથી પણ વિરામ પામવું. પિતા, ગુરુ અને રાજાએ, પોતાના પુત્રો, શિષ્યો તથા પ્રજાઓને ક્રોધરહિત થઈને આ પ્રમાણે જ ઉપદેશ કરવો જોઈએ; કારણ કે લોકવ્યવહારમાં પડેલો મનુષ્ય સ્વતઃ પોતાના કલ્યાણસાધનમાં શૂન્ય હોઈ, કામભોગની અત્યંત અભિલાષા રાખીને, વિષયોની જ ઇચ્છા રાખ્યા કરતો, કામ્ય કર્મોમાં રચ્યોપચ્યો રહે છે. તેવાઓને કર્મો કરવામાં જોડવા માટે ઉપદેશની જરૂર જ નથી. તેથી તમને કામ્ય કર્મો કરવાનો ઉપદેશ આપી, સંસારના ખાડામાં નાખવાથી શો પુરુષાર્થ સિદ્ધ થાય? જે મનુષ્ય મૃત્યુરૂપ

સંસારમાં સપડાઈ પડેલાને તેમાંથી છોડાવી શકતો નથી, તે ગુરુ હોય તોપણ ગુરુ નથી, સ્વજન હોય તોપણ સ્વજન નથી, કે પિતા–માતા–દેવ કે પતિ પણ નથી. [૫/૧૪-૮]

'હે પુત્રો![1] તમે મારા શુદ્ધ સત્ત્વગુણમય હૃદયથી ઉત્પન્ન થયા છો; તેથી તમે તમારા આ મોટા ભાઈ ભરતની નિષ્કપટભાવે સેવા કરજો. તેમ કરવાથી તમે પરમાત્માની જ સેવા કરી ગણાશે અને પ્રજાઓનું પાલન પણ કર્યું ગણાશે. તમારે મત્સરરહિત પવિત્ર દૃષ્ટિવાળા થઈને, સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓને મારા નિવાસસ્થાનરૂપ માની ક્ષણે ક્ષણે માન આપવું. કારણ કે, પ્રાણીમાત્રને એ રીતે સન્માન આપવું એ જ પરમાત્માનું પૂજન છે. મન, વાણી, દૃષ્ટિ તથા અન્ય સર્વ ઇંદ્રિયવ્યાપારોનું પરમ ફળ એ જ છે કે, તે સર્વથી પરમાત્માનું આરાધાન કરી શકાય છે. એ રીતે સર્વ વ્યાપારને પરમાત્મામાં અપર્ણ કરવા રૂપ આરાધન વિના પુરુપ મોહરૂપી કાળપાશથી મુક્ત થવાને સમર્થ થતો નથી.' [૫/૧૯-૨૭]

---

૧. ઋષભદેવને તો જૈનો પણ પોતાના આદિ તીર્થંકર માને છે; એટલે તેઓના ગ્રંથોમાં પણ તેમનું વિસ્તૃત પૌરાણિક વર્ણન આવે છે. તે કથા પ્રમાણે તો, ભરતે ચક્રવર્તી થવા પોતાના ભાઈઓનું રાજ્ય છીનવી લેવા તેમની સાથે યુદ્ધ કરવા માંડયું; ત્યારે તે બધા યોગી થયેલા ઋષભદેવની સલાહ લેવા ગયા. તે વખતે ઋષભદેવે તેમને સાંસારિક પદાર્થોની આસક્તિ છોડવાનો ઉપદેશ આપ્યો, એટલે ૯૮ જણા તો સંસાર છોડી યોગી થયા; પણ બાહુબલિએ ભરતને હરાવ્યા બાદ, યોગીપણું સ્વીકાર્યું.

એ પ્રમાણે પોતાના પુત્રોને ઉપદેશ આપી ઋષભદેવે ભરતનો પૃથ્વીના પાલન માટે રાજ્યાભિષેક કર્યો; અને પોતે તો પોતાના શરીર વિના બાકી સર્વ પરિગ્રહનો કે અગ્નિહોત્રાદિ ક્રિયાઓનો ત્યાગ કરી, મહાન મુનિઓના ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યરૂપ પરમહંસધર્મનો ઉપદેશ આપવા માટે, ઉન્મત્તની પેઠે કેવળ દિગંબર અવસ્થામાં જ પ્રયાણ કર્યું. [૫/૨૮]

પછી જ્યારે તેમણે જોયું કે, આ લોક તો યોગનો સાક્ષાત્ પ્રતિપક્ષ—શત્રુ જ છે, ત્યારે લોકોને અલગ કરવાના ઉપાય તરીકે બીભત્સકર્મ જ યોગ્ય છે એમ માની, નિંદ્ય અને સૂગ આવે તેવું અજગર જેવું વ્રત તેમણે આચરવા માંડ્યું. તેથી અજ્ઞાની લોકો તેમને ગાંડા ધારી, તેમનો તિરસ્કાર કરી, દૂરથી તેમનો ત્યાગ કરવા લાગ્યા. એ પ્રમાણે, લોકવ્યવહારનો ત્યાગ કરવા માટે યોગીઓએ આવી રીતે વર્તવું જોઈએ એમ બતાવવા ખાતર, અનેક પ્રકારે યોગચર્યાનું આચરણ કરતા એ ભગવાન ઋષભદેવ વિચરતા હતા. [૫/૨૯-૩૫]

એમ ફરતા ફરતા તે કોંક, વેંક અને કુટક નામના દક્ષિણ કર્ણાટક દેશમાં સ્વેચ્છાએ જઈ ચઢ્યા. ત્યાં કુટક-નામના પર્વતમાં, વાંસનાં વૃક્ષો પવનથી હાલીને પરસ્પર ઘસાતાં ઉત્પન્ન થયેલા ઉગ્ર દાવાનળમાં તેમનું શરીર બળીને ભસ્મ થઈ ગયું. [૬/૭-૮]

શ્રી શુકદેવજી કહે છે: હે રાજા! યોગીઓમાં શ્રેષ્ઠ એવા ઋષભદેવનું ચરિત્ર આવું અદ્ભુત હતું. બીજો એવો કયો યોગી એમણે અનુસરેલા માર્ગની દિશાએ પણ જઈ શકે? કારણ કે અન્ય યોગીઓ યોગમાયારૂપ જે યોગસિદ્ધિઓની

આશા રાખે છે, તે યોગસિદ્ધિઓ પોતે જ તેમની સેવા કરવા તૈયાર થઈ હોવા છતાં, તે ભગવાને તેમનો અવસ્તુ તરીકે અનાદર કર્યો હતો. તે ઋષભદેવ નિત્ય અનુભવેલા સ્વસ્વરૂપના લાભથી પરમસંતુષ્ટ હોઈ અત્યંત તૃષ્ણારહિત હતા. છતાં કેવળ કરુણાને લીધે જ, તેમણે, દેહાદિ મિથ્યા વસ્તુઓના મનોરથોથી કલ્યાણના વિષયમાં લાંબાકાળથી મૂઢ બનેલા લોકોને, નિર્ભય આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો છે. તે ઋષભદેવ ભગવાનને નમસ્કાર હો!* [૬/૧૫-૨૦]

હે રાજન્! એટલું ધ્યાનમાં રાખો કે, ભગવાન તમારા પાલક રાજા ભલે હો, ઉપદેશ આપનાર ગુરુ ભલે હો, પ્રિય મિત્ર અને કુલપતિ–નિયંતા પણ ભલે હો; એટલું જ નહીં, પણ કોઈ સમયે તમારા દાસ પણ ભલે થયા હો; પરંતુ તેથી કરીને પોતાને વિષે સપ્રેમ ભક્તિયોગ તો તે કદી આપોઆપ આપતા નથી. (તેને માટે તો સ્વપુરુષાર્થની અને પાત્રતાની જરૂર છે.) [૬/૧૮]

* મૂળમાં એવું જણાવ્યું છે કે, "ભગવાન ઋષભદેવનું ચરિત્ર સાંભળી તેનું રહસ્ય સમજ્યા વિના કોંક, વેંક તથા કુટકદેશનો અર્હન્ નામનો રાજા, ભવિષ્યમાં નિર્ભય વેદમાર્ગ છોડી પોતાની અધૂરી બુદ્ધિથી અમંગળ એવો પાખંડ કુમાર્ગ ચાલુ કરશે; અને સ્નાનાદિ શૌચ તથા સંધ્યોપાસનાદિ ચારિત્રનો ત્યાગ કરી, કેશ ચૂંટી કાઢવા, વેદ--બ્રાહ્મણ--યજ્ઞ પુરુષ પરમાત્મા અને સજ્જનોની નિંદા કરવી — વગેરે પાખંડી પ્રવૃત્તિ શરૂ કરશે." [૬/૯-૧૧] અહીં અર્હંત તીર્થંકર મહાવીરે કે તેમના કોઈ પુરોગામી તીર્થંકરે પ્રવર્તાવેલા જૈન માર્ગની નિંદા કરી છે. પણ કોઈ જૈન તીર્થંકર કર્ણાટક દેશમાં થયાનો ઉલ્લેખ જૈન ગ્રંથોમાં નથી.

## ૧૪

# ભરતચરિત્ર

શ્રી શુકદેવજી કહે છે:

હે રાજા! ઋષભદેવની આજ્ઞા મુજબ ભરતે વિશ્વરૂપની પુત્રી પંચજની સાથે લગ્ન કર્યું અને પૃથ્વીનું પાલન કરવા માંડ્યું. તે સ્ત્રીથી તેમને સુમતિ આદિ પાંચ પુત્રો થયા હતા. યોગ્ય કાળે ભરત રાજા પણ પોતાના બાપદાદાનું ધન પોતાના પુત્રોને વહેંચી આપી, ગંડકી નદીને કિનારે તપોવનમાં ચાલ્યા ગયા. [૭/૧-૧૦]

એક દિવસ નદીકિનારે તે ૐકારનો જપ કરતા બેઠા હતા, તેવામાં એક ગર્ભિણી મૃગલી પાણી પીવા ત્યાં આવી. તેવામાં પાસે જ સિંહની ગર્જના સાંભળી, ભયથી તે મૃગલીએ સામે પાર જવા છલંગ મારી. પરંતુ તેમ કરવા જતાં તેનો ગર્ભ નદીના પાણીમાં નીકળી પડ્યો. તે મૃગલી સામે પાર પહોંચ્યા છતાં ગર્ભપાતની વેદનાથી તેમ જ ભયથી કોઈ એક ગુફામાં દોડી જઈને મરણ પામી. [૮/૧-૬]

આ તરફ ભરતે પેલા તરતના જન્મેલા બચ્ચાને પાણીમાં તણાતું જોયું. તેની અનાથ દશા જોઈ, દયા લાવીને તે મુનિ તેને પાણીમાંથી કાઢી, પોતાને આશ્રમે લઈ આવ્યા, અને ત્યાં વિવિધ પ્રકારે તેનું પાલનપોષણ કરવા લાગ્યા. [૮/૭]

તે મુનિ તેને લાવ્યા તો ખરા; પરંતુ પછી તો તેના જ ખ્યાલમાં અને તેની જ ફિકરમાં તેમના પોતાના નિત્યનિયમોમાં બાધા આવવા લાગી. કારણ કે મા વિનાના નાના મૃગ બાળકનું રક્ષણ તથા પોષણ કરવું એ સહેલી વાત નહોતી. પ્રથમ તો દયાની ભાવનાથી જ તે મુનિ તેનું સંરક્ષણ આદિ કાળજીથી કરતા હતા; પરંતુ પછીથી તો ધીમે ધીમે તેનામાં બંધાયેલી મમતાથી તેમનો તે ભાર કેટલોય અધિક થઈ ગયો. મોટું થયેલું તે મૃગલું ક્યાં ગયું, કેમ હજુ આવ્યું નહીં, તેને કોઈએ પકડયું તો નહીં હોય, એવી ફિકરમાં તેમનાથી પોતાનું નિત્યકર્મ પણ સ્વસ્થતાથી થતું નહીં. છેવટે ધીમે ધીમે આવા અંતરાયને લીધે તેમની યોગચર્યા સમૂળ નાશ પામી ગઈ; અને તે રાજર્ષિ આત્મચિંતન છોડી, તે બચ્ચાના જ પાલન-પોષણ-રંજનમાં લવલીન રહેવા લાગ્યા. [૮/૯-૨૫]

એમ કરતાં કરતાં તે મુનિનો અંતકાળ સમીપ આવી પહોંચ્યો. તે વખતે પાસે ઊભેલા તે મૃગપુત્રને શોક કરતું જોઈ, તે મુનિ પણ તેના શોકમાં સહભાગી થયા, અને પોતાની પછી તેની શી વલે થશે એ ખ્યાલમાં જ વિહ્વળ થઈ ગયા. અંતે મૃગના ચિંતનમાં જ મરણ પામી, તે બીજે જન્મે મૃગ જ થયા. [૮/૨૬-૭]

પરંતુ, પૂર્વજન્મમાં કરેલી સાધનાથી, આ જન્મમાં તેમને પૂર્વજન્મનું સ્મરણ કાયમ રહ્યું. પૂર્વજન્મમાં પોતે

આસક્તિને કારણે કેવી રીતે યોગમાર્ગથી ભ્રષ્ટ થયા હતા, તેનો ખ્યાલ તેમને યથાકાળે આવી ગયો. તેથી પોતાની માતા મૃગલીનો ત્યાગ કરી તે કાલંજર પર્વતમાંથી નીકળી ગંડકી નદી આગળના પોતાના આશ્રમ તરફ ચાલ્યા ગયા, અને કોઈ પણ સંગથી અત્યંત ભયભીત રહી, મૃત્યુકાળની રાહ જોતા વિચરવા લાગ્યા. યથાકાળે મૃત્યુ આવતાં તીર્થજળમાં ઊભા રહીને તેમણે મૃગશરીરનો ત્યાગ કર્યો. [૮/૨૭-૩૧]

ત્યાર પછીને જન્મે તે એક બ્રાહ્મણને ત્યાં જન્મ્યા. તે બ્રાહ્મણને મોટી સ્ત્રીથી નવ પુત્રો થયા હતા, તથા નાની સ્ત્રીથી પુત્ર-પુત્રીનું જોડકું જન્મ્યું હતું. ભરતજી તે જોડકામાં પુત્રરૂપે જન્મ્યા હતા. નાનપણથી જ તે સ્વજનોના સંગથી કંટાળતા હતા; અને રખેને ફરી બીજી યોનિમાં અવતરવું પડશે એવી શંકાથી, ઉન્મત્ત, પાગલ, જડ, અંધ કે બહેરા હોય એવી ચેષ્ટા રાખીને વિચરતા હતા, જેથી સૌ કોઈ તેમનો ત્યાગ જ કરે. પિતા વગેરેએ તેમને ભણાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે ભણ્યા જ નહીં. [૯/૧-૫]

પછી જ્યારે તે બ્રાહ્મણ મરી ગયો, ત્યારે ભરતની મા તેમને પોતાની શોકને સોંપી પતિ પાછળ બળી મૂઈ. જડભરત કોઈની વેઠ કરીને કે મજૂરી કરીને કે કોઈની પાસે માગીને દૈવેચ્છાએ જે કાંઈ મળે તે ખાઈ લેતા અને બહારથી જડનો આચાર રાખી, અંદર સ્વાત્માનુભવમાં મસ્ત રહેતા હતા. પેલા ભાઈઓએ પણ તેમને મજૂરીને જ લાયક જોઈ, ખેતરમાં ક્યારા કરવાના કામમાં જોડચા. તે વખતે કોઈ શૂદ્ર જાતિના ચોર રાજા, પોતાને સંતાન થાય તે માટે, ભદ્રકાલી દેવીને પુરુષપશુનો બલિ આપવા માટે તેમને ખેતરમાંથી

પકડી ગયો. પરંતુ છેવટની ઘડીએ દેવીએ પોતે પ્રગટ થઈ, તે ચોર રાજાનો નાશ કર્યો અને જડભરતને બચાવ્યા. [૯/૬-૨૦]

તેવો જ પ્રસંગ બીજી વાર પણ આવ્યો. આ વખતે સિંધુ–સૌવીર દેશનો રાજા રહૂગણ તત્ત્વ જાણવાની ઇચ્છાથી કપિલઋષિના આશ્રમ તરફ પાલખીમાં બેસી જતા હતા. તે વેળા ઇક્ષુમતી નદીને કાંઠે પાલખી ઉપાડનારા વડા અધિકારીએ બીજા પુરુષોની શોધ કરવા માંડી. જડભરતને પુષ્ટ તથા ભાર ઊંચકવા લાયક દેખી તેણે તેમને પાલખી ઉપાડવા વેઠે પકડ્યા. જડભરત પાલખી ઉપાડતી વખતે પોતાના પગ તળે કોઈ જીવ ન આવી જાય તે માટે એક બાણ જેટલી જગાને જોઈ જોઈને ચાલતા હતા. તેથી તે બાજા કરતાં ધીમા ચાલતા હતા, અને તે કારણે પાલખી વારંવાર વાંકી-ચૂંકી થઈ જતી હતી. રાજાએ તેથી કંટાળીને પાલખી ઉપાડનારાઓને ઠપકો આપ્યો. ત્યારે તેઓએ જડભરતનું નામ દીધું. રાજાએ પ્રથમ તો મશ્કરીરૂપે તેમને ઠપકો આપ્યો, પણ પછીથીયે તેમની ચાલ ન સુધરવાથી ગુસ્સે થઈ તેમને કહ્યું, 'શું તું જીવતાં જ મરી ગયો છે, જેથી મારા કહેવાનો અનાદર કરી મન મુજબ વર્ત્યા કરે છે?' [૧૦/૧-૭]

ત્યારે જડભરતે જવાબ આપ્યો, 'હે રાજા જીવતાં મૂઆપણું કેવળ મને એકલાને નથી, પરંતુ વિકારવાળી સર્વ વસ્તુને નિયમપૂર્વક છે. કારણ કે વિકારવાળી બધી વસ્તુઓ આદિ-અંતવાળી છે.' [૧૦/૮-૧૦]

મૂર્ખ જેવા જણાતા માણસને મોઢે આવાં ગહન વચનો સાંભળી રાજા ચમક્યો અને આ ઉન્મત્ત વેશમાં કોઈ જ્ઞાની પુરુષ જ છે એમ માની પાલખીમાંથી ઊતરી તેમને

વિનયપૂર્વક પ્રશ્ન કરવા લાગ્યો, અને પોતાના અપરાધની અતિ નમ્રતાથી અને ખેદપૂર્વક ક્ષમા માગવા લાગ્યો. પછી રાજાના હિતની દૃષ્ટિથી જડભરત તેને નીચે મુજબ ઉપદેશ આપ્યો:

"હે રાજા! ગૃહસ્થોને લગતા યજ્ઞોનો જેમાં વિસ્તાર છે, એવી વિદ્યાઓમાં વિલસતા વેદવાદોમાં ઘણુંકરીને ઉત્તમ અને શુદ્ધ એવો તત્ત્વવાદ નથી જણાતો. તેમ જ આ ભોગમાત્ર સ્વપ્ન જેવા વિનાશી અને મિથ્યા છે એવો જે પુરુષમાં નિશ્ચય નથી, તેને તત્ત્વજ્ઞાન માટે શ્રેષ્ઠ એવી વેદાંતવાણી પણ ઉપયોગી થઈ શકતી નથી. માટે મનુષ્યે પ્રથમ પોતાના મનને શુદ્ધ કરવું જોઈએ. મન જ્યાં સુધી ઇંદ્રિયો દ્વારા પુરુષને ધર્મઅધર્મ કરાવ્યા કરે છે, અને વાસનાસ્વરૂપ થઈ વિષયો સાથે જોડાય છે. ત્યાં સુધી તે કામાદિ વિકારયુક્ત અને ભટકતું રહે છે. એ મન જ્યાં સુધી વિષયોમાં આસક્ત રહે છે, ત્યાં સુધી સાંસારિક દુઃખ આપનારું થાય છે, અને જ્યારે તે વિષયોમાં આસક્ત થતું બંધ થાય છે. ત્યારે તે જ મન મોક્ષ આપનારું થાય છે. માયાથી રચાયેલું અને જીવને ઉપાધિરૂપ એવું એ મન જ સંસારમાં બંધન કરાવનારાં કર્મો કર્યા કરે છે; અને તેની પ્રવાહરૂપે અવિચ્છિન્ન જણાતી વૃત્તિઓને અંદરનો શુદ્ધ ક્ષેત્રજ્ઞ આત્મા જોયા કરે છે. એ આત્મા તો સર્વવ્યાપી છે, પુરાણ છે — જગતના કારણભૂત છે, પુરુષ છે — પૂર્ણસ્વરૂપ છે, સાક્ષાત્ છે — સર્વને અપરોક્ષ છે, સ્વયંજ્યોતિ છે, અજન્મા છે, બ્રહ્માદિના પણ ઈશ્વર છે, સર્વ જીવસમૂહનો નિયંતા હોઈ આશ્રયરૂપ છે, ભગવાન છે — ઐશ્વર્યાદિ છ ગુણોથી યુક્ત છે. અને સ્વાધીન માયા વડે જીવમાં તેના નિયંતારૂપે રહેલો છે. [૧૧/૧-૧૩]

"કોઈ પણ પ્રાણી સર્વ સંગનો ત્યાગ કરી, છ આભ્યંતર શત્રુઓને જીતી, જ્ઞાનના ઉદયવડે માયાને દૂર કરી, જ્યાં સુધી એ આત્મતત્ત્વને જાણતો નથી, ત્યાં સુધી તે આ સંસારમાં ભમ્યા કરે છે. આત્માને ઉપાધિરૂપ આ મન જ સંસારના તાપોનું એક ક્ષેત્ર છે, એમ જ્યાં સુધી મનુષ્ય જાણતો નથી, ત્યાં સુધી તે આ સંસારમાં ભમ્યા જ કરે છે. માટે હે રાજા! તુ અપ્રમાદી થઈને એ મનરૂપી શત્રુ, કે જે મિથ્યા-સ્વરૂપ છે છતાં આત્માના સ્વરૂપને ઢાંકી દે છે, મહાપરાક્રમી છે, અને તારી બેદરકારીથી જ પ્રબળ બનેલો છે, તેનો શ્રીભગવાનની ઉપાસનારૂપ અસ્ત્ર લઈને નાશ કરી નાખ. [૧૧/૧૮-૧૭]

"હે રાજા! આ નાનું–મોટું, ચેતન–અચેતન જે કંઈ દ્વૈત વસ્તુ જણાય છે, તે સર્વ માયાનું જ કાર્ય છે. કેવળ એક બ્રહ્મ જ સત્ય છે; પરમાર્થ જ્ઞાનરૂપ છે; અવિદ્યા રહિત છે; બાહ્યાંતર ભેદરહિત છે; પરિપૂર્ણ છે; શાંત છે, અને નિર્વિકાર છે. એ સત્યસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ મહાપુરુષોની ચરણરજ ધારણ કર્યા વિના, કેવળ તપશ્ચર્યાથી, યજ્ઞયાગથી, દાનાદિથી, વેદાધ્યયનથી, કે જળ–સૂર્ય–અગ્નિની ઉપાસનાથી નથી થતી. વિષયોની વાતોનો નાશ કરનારી કેવળ ભગવાનની જ ગુણકથાઓ કર્યા કરનારા મહાપુરુષોનું નિત્ય સેવન કરવાથી મુમુક્ષુ મનુષ્યને ભગવાન વિષે શીઘ્ર ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય મહાપુરુષોના સંગથી ઉત્પન્ન થયેલી જ્ઞાનરૂપી તરવાર વડે મોહને છેદી નાખે છે, તે, શ્રવણાદિક્રમે સ્વસ્વરૂપનું જ્ઞાન સંપાદન કરીને આ સંસાર-માર્ગના પારરૂપ શ્રી ભગવાનને પામે છે." [૧૨/૧-૧૬]

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! આ પ્રમાણે તે જડભરતને રહૂગણ રાજા સાથે બુદ્ધિને આનંદ આપનાર અદ્‌ભુત સંવાદ થયો હતો. તેને પરિણામે રહૂગણ રાજાનો દેહાહંકાર તત્કાળ છૂટી ગયો હતો. [૧૩/૨૪-૫]

* * *

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! હવે ભરતરાજાના વંશજોની કથા આગળ કહું છું તે તું સાંભળ. ભરતરાજાને સુમતિ નામનો પુત્ર હતો. તે ઋષભદેવજીના માર્ગને અનુસરનારો થયો હતો.[1] તેનો પુત્ર દેવતાજિત, તેનો દેવદ્યુમ્ન, તેનો પરમેષ્ઠી, અને તેનો પ્રતીહ. તે રાજા આત્મવિદ્યાનો ઉપદેશક હતો, તથા તેણે પરમપુરુષનો સાક્ષાત્કાર કર્યો હતો. [૧૫/૧-૩]

તે પ્રતીહને પ્રતિહર્તા વગેરે ત્રણ પુત્ર હતા. પ્રતિહર્તાને અજ અને ભૂમા એમ બે પુત્રો હતા. ભૂમાનો પુત્ર ઉદ્‌ગીથ, તેનો પ્રસ્તાવ, તેનો વિભુ, તેનો પૃથુષેણ, તેનો નક્ત, અને તેનો ગય. તે ગય રાજા રાજર્ષિઓમાં શ્રેષ્ઠ હતો, તેની કીર્તિ ઉદાર હતી અને તે ભગવાન વિષ્ણુના સાક્ષાત્ અંશાવતાર મનાતો હતો. તે ગય, રાજા તરીકે પ્રજાનું પાલન વગેરે સ્વધર્મોનું આચરણ જેમ યથોચિત રીતે કરતો હતો, તેમ ગૃહસ્થ તરીકે યજ્ઞ-યાગાદિ ગૃહસ્થધર્મોનું પાલન પણ યથાવિધિ

---

૧. પછીના શ્લોકમાં અહીં એવું જણાવ્યું છે કે, "કળિયુગમાં તે રાજાને જ અનાર્ય પાખંડીઓ પોતાની અતિશય પાપી બુદ્ધિને કારણે અવૈદિક દેવ માનશે." શ્રીધર ટીકાકાર જણાવે છે કે, "અર્થાત્ આ સુમતિ એટલે કે બુદ્ધદેવને સાક્ષાત્ ભગવાનના અવતાર માનશે."

કરતો હતો. તેમ છતાં તે બધાં કર્મોમાં તેને અહં-મમ બુદ્ધિ ન હતી. બધાં કર્મો તે ઈશ્વરાર્પણ બુદ્ધિથી જ કરતો હતો. ભગવાન વિષેના એ ભક્તિયોગથી તે રાજાની બુદ્ધિ વારંવાર સંસ્કારી થતી થતી અત્યંત શુદ્ધ થઈ ગઈ હતી. પછીથી દેહાદિ પ્રત્યે અહંભાવ વિનાના તે રાજાના અંતઃકરણમાં પોતાની મેળે જ આત્મતત્ત્વ પ્રગટ થયું હતું. તે રાજા વિષે કહેવાય છે કે, 'गयं नृपः कः प्रतियाति कर्मभिः'– 'કર્મોની બાબતમાં ગયરાજાની બરોબરી કોણ કરી શકે તેમ છે.'? [૧૫/૪-૯]

તે રાજાને ચિત્રરથ આદિ ત્રણ પુત્રો હતા. ચિત્રરથનો પુત્ર સમ્રાટ, તેનો પુત્ર મરીચિ, તેનો બિંદુમાન, તેનો મધુ, તેનો વીરવ્રત, તેનો મંથુ, તેનો ભૌવન, તેનો ત્વષ્ટા, અને તેનો વિરજ. એ રાજાને શતજિત્ વગેરે સો પુત્રો થયા હતા. પણ તે રાજાના સંબંધમાં એવો શ્લોક ગવાય છે કે, તે રાજા પ્રિયવ્રત રાજાના વંશમાં છેલ્લો હતો. [૧૫/૧૪-૬]

[પંચમ સ્કંધ સમાપ્ત]

# પરિશિષ્ટ

## નવ ખંડોની ભૂગોળ

પંચમ સ્કંધને અંતે અધ્યાય ૧૬ થી ૨૬ સુધી અણધાર્યું જ, તથા પ્રસંગની સાથે કશા સંબંધ વિનાનું જંબુદ્વીપ આદિ ખંડોનું વર્ણન આવે છે. આ જગાએ પરીક્ષિત રાજા જ અણધાર્યો શુકદેવને એ બધા વર્ણન માટે પ્રશ્ન પૂછે છે. મરણને કાંઠે આવેલો રાજા ભગવત્કથા છોડી, પૃથ્વીનું વર્ણન જાણવા ઇચ્છે એ વસ્તુ મૂળ પ્રસંગને બંધ બેસતી નથી. પરંતુ

પુરાણોની માન્યતા મુજબ આ પૃથ્વીનો આકાર વગેરે કેવાં છે તે જાણવા ઇચ્છનાર માટે તે ભાગને સંક્ષેપમાં અહીં પરિશિષ્ટરૂપે સંઘર્યો છે.

ભૂમંડળના કુલ સાત દ્વીપોમાં જંબુદ્વીપ વચમાં આવેલો છે. તેનો વિસ્તાર એક લાખ યોજન જેટલો છે. તેની આસપાસ એક લાખ યોજનના વિસ્તારવાળો લવણસમુદ્ર છે. તે તેની આસપાસ ખાઈની પેઠે ગોળ વીંટળાયેલો છે. તે સમુદ્રની આસપાસ બે લાખ યોજન વિસ્તારવાળો પ્લક્ષદ્વીપ છે. તેનો આકાર એ રીતે બંગડી જેવો છે. જંબુદ્વીપની વચમાં જેમ અગિયારસો યોજન ઊંચું, અગિયારસો યોજન શાખાવિસ્તારવાળું અને થડ આગળ એકસો યોજન જાડું 'જંબુ' વૃક્ષ છે, તેમ આ પ્લક્ષદ્વીપમાં પ્લક્ષ (પીપર)નું ઝાડ છે. તે દ્વીપ પ્રિયવ્રતરાજાએ પોતાના એક પુત્ર ઇધ્મજિહ્વને આપ્યો હતો. તે દ્વીપમાં અગ્નિદેવ રહે છે. તેમાં શિવ, યવયસ, સુભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય નામના સાત ખંડો છે; અને તેમને જુદા પાડનાર મણિકૂટ, વજ્રકૂટ, ઇંદ્રસેન. જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ અને મેઘમાલ નામના સાત પર્વતો છે; તથા અરુણા, નૃમ્ણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા ને સત્યંભરા નામની સાત નદીઓ છે. તે દ્વીપમાં હંસ, પતંગ, ઊર્ધ્વાયન, તથા સત્યાંગ નામના ચાર વર્ણના હજાર વર્ષના આયુષ્યવાળા લોકો રહે છે; અને સૂર્યનારાયણનું વેદવિદ્યાથી ઉપાસન કરે છે. આ પ્લક્ષથી માંડીને આગળના બીજા પાંચ દ્વીપોમાં સર્વ મનુષ્યોનાં આયુષ, ઇંદ્રિયો, શરીરબળ, પરાક્રમ અને સર્વની સ્વાભાવિક સિદ્ધિ સમાન જ હોય છે. [૨૦/૧-૬]

પ્લક્ષદ્વીપની આસપાસ તેના સમાન પ્રમાણનો શેરડીના-રસનો સમુદ્ર છે. તે સમુદ્રની આસપાસ ચાર લાખ યોજન વિસ્તારવાળો શાલ્મલદ્વીપ છે. તેમાં શીમળાનું વૃક્ષ છે. તે ઝાડમાં ગરુડ રહે છે. તે દ્વીપ પ્રિયવ્રતના એક પુત્ર યજ્ઞબાહુના ભાગમાં આવ્યો હતો. તેના સાતખંડો: સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન, તથા અવિજ્ઞાત છે. તેના સાત પર્વતો: સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પવર્ષ, તથા સહસ્રશ્રુતિ છે. તેની સાત નદીઓ અનુમતિ, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા તથા રાકા છે. તે ખંડોમાં શ્રુતધર, વીર્યધર, વસુન્ધર તથા ઇષન્ધર એવા ચાર વર્ણોવાળા પુરુષો રહે છે. તેઓ ચંદ્રની પૂજા કરે છે. [૨૦/૭-૧૨]

તે દ્વીપની આસપાસ તેના સમાન પ્રમાણનો મદિરાનો સમુદ્ર છે. તેની આસપાસ આઠ લાખ યોજનના વિસ્તારવાળો કુશદ્વીપ છે. તેમાં કુશદર્ભનું ઝૂમખું છે. તે દ્વીપ પ્રિયવ્રતના એક પુત્ર હિરણ્યરેતાના ભાગમાં આવ્યો હતો. તેના સાત-ખંડો: વસુ, વસુદાન, દઢરુચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત, અને વામદેવ છે. તેના સાત કુલપર્વતો: ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઊર્ધ્વરોમા અને દ્રવિણ છે. તેની સાત નદીઓ: રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ઘૃતચ્યુતા, તથા મંત્રમાલા છે. તેના ચાર વર્ણ: કુશલ, કોવિદ, અભિયુક્ત તથા કુલક છે. તેઓ અગ્નિનું પૂજન કરે છે. [૨૦/૧૩-૧]

તે દ્વીપની આસપાસ તેના સમાન પ્રમાણવાળો ઘીનો સમુદ્ર છે. તેની આસપાસ સોળ લાખ યોજનના વિસ્તારનો ક્રૌંચદ્વીપ છે. તેમાં ક્રૌંચ નામનો એક મોટો પર્વત છે.

તે દ્વીપ પ્રિયવ્રતના એક પુત્ર ઘૃતપૃષ્ઠના ભાગમાં આવ્યો હતો. તેના સાત ખંડો: આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ તથા વનસ્પતિ છે. તેના સાત કુલપર્વતો: શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન તથા સર્વતોભદ્ર છે. તેની સાત નદીઓ: અભયા, અમૃતૌઘા, આર્યકા તીર્થવતી, વૃત્તિરૂપવતી, પવિત્રવતી તથા શુક્લા છે. તેના ચાર વર્ણો પુરુષ, ઋષભ, દ્રવિણ તથા દેવક છે. તેઓ જળની પૂજા કરે છે. [૨૦/૧૮-૨૪]

તેની આસપાસ તેટલા જ પ્રમાણના દૂધના સમુદ્ર છે. તેની આસપાસ ૩૨ લાખ યોજનના વિસ્તારવાળો શાકદ્વીપ છે. તેમાં શાક[1] નામનું મોટું વૃક્ષ છે. તે દ્વીપ પ્રિયવ્રતના એક પુત્ર મેધાતિથિના ભાગમાં આવ્યો હતો. તેના સાત ખંડો પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ તથા વિશ્વધાર છે. તેના સાત કુલ પર્વતો: ઈશાન, ઉરુશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્રસ્રોત, દેવપાલ, તથા મહાનસ છે. તેની સાત નદીઓ: અનઘાયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રશ્રુતિ તથા નિજધૃતિ છે. તેના ચાર વર્ણો: ઋતુવ્રત, સત્યવ્રત, દાનવ્રત, તથા અનુવ્રત છે. તેઓ વાયુના ઉપાસક છે. [૨૦/૨૫-૮]

તેની આસપાસ તેના જ પ્રમાણના દહીંના સમુદ્ર છે. તેની આસપાસ ચોસઠ લાખ યોજનનો પુષ્કરદ્વીપ છે. તેમાં એક પુષ્કર (કમળ) છે. એ દ્વીપની મધ્યમાં માનસોત્તર-પર્વત આવેલો છે. તે આગલાપાછલા ખંડનો મર્યાદાસૂચક

૧. તેનાં પાંદડાં અંદરથી કઠોર સ્પર્શવાળાં હોય છે, ને બહારથી કોમળ સ્પર્શવાળાં હોય છે. —શ્રીધર.

પર્વત છે. તેની ઊંચાઈ-પહોળાઈ દશ હજાર યોજન છે. તેના ઉપર ચાર દિશામાં ચાર લોકપાલોનાં સ્થાન આવેલાં છે. તે પર્વતની ઉપર સૂર્યના રથનું સંવત્સરરૂપ ચક્ર ઉત્તરાયણ તથા દક્ષિણાયનરૂપે ભમ્યા કરે છે. તે દ્વીપ પ્રિયવ્રતના પુત્ર વીતિહોત્રના ભાગમાં આવ્યો હતો. તેણે રમણક તથા ધાતકિ નામના બે પુત્રોને પોતાના દ્વીપના બે ખંડ પાડીને તેઓના અધિપતિ બનાવ્યા હતા. તે ખંડના લોકો બ્રહ્માના ઉપાસક છે. [૨૦/૨૯-૩૨]

તે દ્વીપની બહાર ચારે બાજુ સ્વાદિષ્ટ જળથી ભરેલો તેના સમાન વિસ્તારનો સમુદ્ર વીંટાઈ વળેલો છે. તે સમુદ્રની બહાર લોકાલોક નામે પર્વત આવેલો છે. તે લોક તથા અલોકનો ભાગ પાડનાર પર્વત છે. જ્યોતિશ્ચક્રનાં કિરણો એ પર્વતની બહાર જઈ શકતાં નથી. એ પર્વત ઉપર ઋષભ, પુષ્કરચૂડ, વામન તથા અપરાજિત નામના ચાર દિગ્ગજો છે. મેરુથી લોકાલોક પર્વત સુધીનો જેટલો[1] લોક-પ્રદેશ છે, તેટલો તે પર્વતની બહાર અલોકપ્રદેશ છે. એ અલોકપ્રદેશની પેલી તરફ યોગેશ્વરોની વિશુદ્ધ ગતિનું સ્થાન છે. [૨૦/૩૩-૪૨]

હવે વચ્ચેના જંબુદ્વીપનું વર્ણન કહેવામાં આવે છે: તેનો વિસ્તાર એક લાખ યોજન છે. તે દ્વીપમાં નવ ખંડો છે, જે પ્રત્યેક નવ હજાર યોજન વિસ્તારવાળા છે. એ ખંડોને જુદા પાડનારા આઠ મર્યાદાપર્વતો છે. એ નવખંડોની વચ્ચે ઇલાવૃત નામનો એક મધ્યખંડ છે, જેની વચ્ચે મેરુ

---

૧ સાડાબાર કરોડ યોજન.

પર્વત રહેલો છે. તેનો વિસ્તાર એક લાખ યોજન છે. તે ૧૬ હજાર યોજન જમીનમાં છે, અને તેટલો જ જમીનથી બહાર છે. ઇલાવૃતખંડની ઉત્તરે ને ઉત્તરે નીલ, શ્વેત તથા શૃંગવાન નામના ત્રણ પર્વતો છે. તેઓ રમ્યક, હિરણ્યમય તથા કુરુખંડની મર્યાદા કરનાર પર્વતો છે. તેઓ પૂર્વદિશા તરફ લંબાઇવાળા છે અને બંને છેડે છેક ખારા સમુદ્ર સુધી પહોંચેલા છે. એક એક પર્વતનો વિસ્તાર બે હજાર યોજન છે. ઇલાવૃત્તથી દક્ષિણમાં નિષધ, હેમકૂટ તથા હિમાલય નામે ત્રણ પર્વતો છે. તેઓ પણ પેલા પર્વતો જેવા છે. અને તેઓ અનુક્રમે હરિવર્ષ, કિંપુરુષ તથા ભારતવર્ષની મર્યાદા સૂચવનારા પર્વતો છે. ઇલાવૃતની પશ્ચિમે તથા પૂર્વે માલ્યવાન અને ગંધમાદન નામના બે પર્વત છે. તેઓ બંને ઉત્તરથી નીલ પર્વત સુધી ને દક્ષિણથી નિષધ પર્વત સુધી લાંબા છે, અને અનુક્રમે કેતુમાલ તથા ભદ્રાશ્વક્ષેત્રના સીમાડારૂપ છે. મેરુપર્વતની ચાર દિશામાં મંદર, મેરુમંદર, સુપાર્શ્વ તથા કુમુદ નામના ચાર અવષ્ટંભ પર્વતો છે. તેઓ ઉપર અનુક્રમે નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક તથા સર્વતોભદ્ર નામનાં ચાર દેવતાઇ વનો છે. મેરુ પર્વતના મૂળ પ્રદેશમાં ચારેબાજુ કુરંગ, કુરર, કુસુંભ, વૈકંક, ત્રિકૂટ, શિશિર, પતંગ, રુચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈડૂર્ય, જારુધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર, નારદ અને આદિ એ વીસ પર્વત આવેલા છે. તેમ જ મેરુની પૂર્વે જઠર ને દેવકૂટ, પશ્ચિમે પવન તથા પારિયાત્ર, દક્ષિણે કૈલાસ તથા કરવીર, અને ઉત્તરમાં ત્રિશૃંગ તથા મકર પર્વતો છે. મેરુની મધ્યમાં બ્રહ્મદેવની નગરી છે. એ નગરીની આસપાસ આઠ દિશામાં આઠ લોકપાલોની આઠ નગરીઓ છે. [૧૬/૪-૨૯]

ઉપર જે ખંડો કહેવામાં આવ્યા, તેમાં ભારતવર્ષ જ કર્મોનું ક્ષેત્ર છે. બાકીના આઠ ખંડો તો દેવોનાં બાકી રહેલાં પુણ્ય ભોગવવાનાં સ્થાન છે. તેઓને જ પૃથ્વી ઉપરનાં સ્વર્ગસ્થાન કહેવામાં આવે છે. ત્યાં આયુષ્ય દશ હજાર વર્ષનું, અને બળ દશહજાર હાથી જેટલું છે. જ્યારે તે પ્રાણીઓના આયુષનું એક વર્ષ બાકી રહે છે, ત્યારે તેમની સ્ત્રીઓ માત્ર એક જ ગર્ભ ધારણ કરે છે. ત્યાં ત્રેતાયુગ જેવો સમય હોય છે. ઇલાવૃત્ત ખંડમાં તો માત્ર શંકર એકલા જ પુરુષ છે. બાકીની હજારો અબજ સ્ત્રીઓ પાર્વતીના સ્વામિનીપણા નીચે શંકરની સેવા કરે છે. [૧૭/૧૧-૬]

ભદ્રાશ્વખંડમાં હયગ્રીવની ઉપાસના છે; હરિવર્ષખંડમાં નરસિંહરૂપની ઉપાસના છે; કેતુમાલ ખંડમાં કામદેવ (પ્રદ્યુમ્ન) સ્વરૂપની ઉપાસના છે; રમ્યકખંડમાં મત્સ્યાવતારની ઉપાસના છે; હિરણ્મયખંડમાં કચ્છપાવતારની ઉપાસના છે; ઉત્તરકુરુમાં વરાહની ઉપાસના છે; કિંપુરુષખંડમાં રામચંદ્રની ઉપાસના છે; [૧૮/૧-૩૯] અને ભારતવર્ષમાં નરનારાયણ સ્વરૂપે ભગવાન રહે છે. તે બદરિકાશ્રમમાં ગુપ્ત રહીને ભક્તો ઉપર દયાથી અનુગ્રહ કરવા માટે કલ્પપર્યંત તપશ્ચર્યા કરે છે. તે તપશ્ચર્યા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, ઇંદ્રિયોના સંયમ તથા નિરહંકારપણાને વધારનારી હોઈ, આત્મ-તત્ત્વને પ્રાપ્ત કરાવનારી છે. ભગવાન નારદજી સાંખ્ય તથા યોગની સાથે ભગવાનના પ્રભાવનું જેમાં વર્ણન છે તેવા પાંચરાત્ર શાસ્ત્રનો સાવર્ણિ મનુને ઉપદેશ કરતા ભારતવર્ષની પ્રજાઓ સાથે તે નર-નારાયણ ભગવાનને પરમ ભક્તિભાવથી ભજે છે. [૧૯/૧-૧૦]

ભારતવર્ષમાં પણ નદીઓ તથા પર્વતો ઘણા છે. પર્વતો: મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેન્દ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન, ઋક્ષગિરિ, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્ધન, ગિરનાર, કકુભ, નીલ, ગોકામુખ, ઇંદ્રકીલ, કામગિરિ ઇ૦.

નદીઓ: ચંદ્રવંશા, તામ્રપર્ણી, અવટોદા, કૃતમાલા, વૈહાયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરાવર્તા, તુંગભદ્રા, કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિંધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિંધુ, મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, ગંગા, યમુના, સરસ્વતી, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રૂ, ચંદ્રભાગા, મરુદ્વૃધા, વિતસ્તા, અસિક્ની, અને વિશ્વા ઇ૦.

પૃથ્વીની નીચે સાત પાતાળો છે. તે દરેકની ઊંચાઈ દશ દશ હજાર યોજન છે, અને લંબાઈ પહોળાઈ પણ તેટલી છે. તેમનાં નામ: અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ ને પાતાલ. પૃથ્વીનાં દરરૂપી આ સ્વર્ગોમાં ગૃહસ્થાશ્રમી એવા દૈત્યો, દાનવો તથા નાગો સ્વર્ગ કરતાં પણ અધિક કામનાઓ, ભોગો, ઐશ્વર્યો, આનંદ તથા વિભૂતિઓ વડે વિનોદ કરતા વસે છે. તેઓની કામનાઓ ઈશ્વરથી પણ ભંગ કરી શકાતી નથી. ત્યાં સૂર્ય વગેરેનો અભાવ છે તેથી દિવસ રાત્રી વગેરે કાળના વિભાગોનો ભય નથી. તેઓને દિવ્ય રસો, તથા ઔષધિઓના સેવનથી મનની પીડાઓ, શરીરના રોગો, થાક, અનુત્સાહ કે વયની અવસ્થાઓ વગેરે થતાં નથી. [૨૪/૭-૧૩]

એ સાત પાતાળની નીચે ત્રીસ હજાર યોજનને અંતરે શેષનાગ છે.[1] પાતાળની નીચે અને પેલા ત્રીસ હજાર યોજનમાં આવેલા ગર્ભોદક નામના જળની ઉપર નરકલોક છે. તે સ્થળે પોતાના ગણો સાથે રહેલા ભગવાન પિતૃરાજ યમદેવ મૃત્યુ પામેલાં પ્રાણીઓને ભગવાનની આજ્ઞામાં રહીને કર્મો પ્રમાણે નરકયાતનારૂપ નિર્દોષ શિક્ષા કરે છે. તે ૨૧ નરકોનાં નામ તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સંદંશ, તપ્તસૂર્મિ, વજ્રકંટક, શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ અને અયઃપાન — છે. તે ઉપરાંત કેટલાક લોકો ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધન, પર્યાવર્તન અને સૂચીમુખ નામનાં સાત બીજાં નરક માને છે. પારકા ધનનું, છોકરાનું કે સ્ત્રીનું હરણ કરનાર તામિસ્ર નરકને પામે છે; કોઈ પુરુષને ઠગીને તેની સ્ત્રીનો ઉપભોગ કરનાર અંધતામિસ્ર પામે છે; પ્રાણીઓનો દ્રોહ કરી, તે દ્વારા કેવળ પોતાના કુટુંબનું પોષણ કરનાર રૌરવ નરકને પામે છે; કેવળ પોતાના શરીરને પોષનાર અને પશુઓને કે પક્ષીઓને જીવતાં રાંધનાર કુંભીપાક નરકને પામે છે; પિતા, બ્રાહ્મણો અને વેદોનો દ્રોહ કરનાર કાળસૂત્રમાં જાય છે; વેદમાર્ગનો ત્યાગ કરી, પાખંડમાર્ગને સેવનાર અસિપત્રવનને પામે છે; ૯૦. [૨૬/૫-૩૬]

---

૧. તેમને [૨૫/૧-૨] અહંકારના અધિષ્ઠાતા, અને ભગવાનની તામસી કળારૂપ કહેલા છે. તે આત્મા તથા દેહની એકતાનું ભાન કરાવવામાં કારણભૂત છે, તેથી તેમને 'સંકર્ષણ' કહે છે.

અધર્મીઓ નરકમાં જાય છે તથા ધર્મીઓ સ્વર્ગાદિમાં જાય છે. અને ધર્મી તથા અધર્મી પોતાના ધર્મ–અધર્મના કંઈક શેષભાગ બાકી રહે ત્યારે ફરી પુનર્જન્મને માટે આ મનુષ્યલોકમાં અવતરે છે. [૨૬/૩૭]

* * *

[પુરાણોમાં વર્ણવેલી ભૂગોળને આજની સાથે સરખાવવાનો પ્રયત્ન વિવિધ વિદ્વાનોએ કર્યો છે.

૧. જેમ કે, જંબુદ્વીપ એટલે હિંદુસ્તાન, અફઘાનિસ્તાન, પૂર્વઇરાન, એશિયાઈ રુશિયા, ચીન (મંગોલિયાના રેતાળ પ્રદેશ સિવાય) એટલાં મળીને થતો ભાગ. તેની આજુબાજુનો લવણસમુદ્ર અત્યારે વચ્ચે જમીનો ઊપસી આવવાથી તૂટક થઈ જઈને સળંગ નથી રહ્યો. પણ આ મતે લવણસમુદ્ર એટલે અરબી સમુદ્ર, હિંદી મહાસાગર, કાસ્પિયન સમુદ્ર, સૉલ્ટડેઝર્ટ, તથા કાસ્પિયન સમુદ્ર અને આર્કિટક સમુદ્રને જોડનારી ઉરલપર્વતની પૂર્વે આવેલી જમીનની પટી — મળીને થતી ગોળ પટી.

૨. પ્લક્ષદ્વીપ એટલે એશિયામાઇનાર, અરબસ્તાન, પૂર્વ-રુશિયા, અને નોવાયાઝેમ્લિયા બેટ મળીને થતો ભાગ. આની આજુબાજુનો ઇક્ષુરસોદ એટલે એડનનો અખાત, રાતો સમુદ્ર, ભૂમધ્યસમુદ્રનો પૂર્વ તરફનો ભાગ, મારમોરાનો સમુદ્ર, કાળો સમુદ્ર, પશ્ચિમરુશિયા, અઝોવ, બાલ્ટિક અને શ્વેત સમુદ્ર — મળીને થતી ગોળ પટી.

૩. શાલ્મલીદ્વીપ એટલે ઇજિપ્ત, એબાસિનિયા, બ્રિ૦ ઇસ્ટઆફ્રિકા, સોમાલીલૅંડ, અને ઓરેંજનદીની દક્ષિણનો ભાગ.

તેની આસપાસનો સુરોદસમુદ્ર એટલે ટ્રિપોલી, પશ્ચિમઇજિપ્ત, વિક્ટોરિયા-ન્યાંઝા, ટાંગાનિકા, અલ્બર્ટ-ન્યાંઝા, કલહારી રણ તથા ઓરેંજની ખીણ એ બધું મળીને થનારી પટી.

૪. કુશદ્વીપ એટલે સહરા, સુદાન, ગિની, કામેરૂન, કાંગોસ્ટેટ્સ તથા પશ્ચિમ અને દક્ષિણ સમુદ્ર. તેની આસપાસનો ઘૃતોદસમુદ્ર એટલે દક્ષિણ આટલાંટિક તથા ટ્રિપોલીથી માંડીને કેપવર્ડ સુધીનો પટ્ટો.

૫. ક્રૌંચદ્વીપ એટલે આલ્જિરિયા, મોરોક્કો, બાર્બરી સંસ્થાનો, પૂર્વ તરફનો ભૂમધ્યસમુદ્ર, ઉત્તરસમુદ્ર, તથા આયરિશ સમુદ્ર તથા રુશિયા સિવાયનો આખો યુરોપ. તેની આસપાસનો દધિમણ્ડોદક સમુદ્ર એટલે આર્કિટક તથા ઉત્તર આટલાંટિકનો પૂર્વ ભાગ.

૬. શાકદ્વીપ એટલે બૂડી ગયેલો આટલાંટિક ખંડ તથા આસપાસનો છીછરા સમુદ્રનો પ્રદેશ. તેની આસપાસનો ક્ષીરોદ સમુદ્ર એટલે ઉત્તર આટલાંટિકનો પશ્ચિમ ભાગ તથા આર્કિટક સમુદ્ર.

૭. પુષ્કરદ્વીપ એટલે દક્ષિણ તથા ઉત્તર અમેરિકા. તેની આસપાસનો સ્વાદૂદક એટલે પાસિફીક મહાસાગર.

પરંતુ આ બધા પ્રયત્નો મોટે ભાગે કલ્પનામૂલક છે. તથા પુરાણોમાં માત્ર કલ્પનાથી જ આ બધી ભૂગોળ રચી નહિ કાઢી હોય એમ ન માનવાને સબળ કારણ નથી. ઉપરાંત ઉપર જે મત દર્શાવ્યો છે, તેનાથી અનેક જુદા જુદા મતો પણ છે.]

## ૧૫

# અજામિલ આખ્યાન

પરીક્ષિત રાજા પૂછે છે:

હે ભગવન્! આપે નિવૃત્તિમાર્ગનું વર્ણન કૃપા કરીને મને સંભળાવ્યું છે, કે જે માર્ગે અનુક્રમે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. આપે પ્રવૃત્તિમાર્ગ પણ મને સંભળાવ્યો છે, કે જેનાથી ત્રિગુણાત્મક સ્વર્ગાદિ સુખો પ્રાપ્ત થાય છે. વળી આપે અનેક પ્રકારનાં નરકોનું પણ વર્ણન કર્યું,[1] કે જેમને પાપી, દુરાચારી મનુષ્યો પ્રાપ્ત કરે છે. હે ભાગ્યશાળી મુનિ, એ નરકોનું વર્ણન સાંભળી હું ભયભીત થઈ ગયો છું. તો તે અનેક ઉગ્ર વેદનાઓવાળાં નરકોને જે ઉપાયથી ન પમાય તે ઉપાય મને કૃપા કરીને કહો. [૧/૧-૬]

શ્રી શુકદેવજી કહે છે:

હે રાજા! મનુષ્યે મન-વચન-કાયાથી જે પાપ કર્યાં હોય, તે પાપોનું મન-વચન-કાયાથી તે પ્રાયશ્ચિત્ત ન કરે, તો તે દારુણ વેદનાવાળાં નરકોને પામે છે. માટે મનુષ્યે મરતા

---

૧. પ્રકરણ ૧૪ના પરિશિષ્ટમાં જુઓ પા ૧૬૪

પહેલાં જ પોતાના શરીરથી સત્વર પાપનું પ્રાયશ્ચિત્ત કરવા યત્ન કરવો જોઈએ. પ્રાયશ્ચિત્ત કરનાર પણ ફરી પાપ કરતો દેખવામાં આવે છે, એમ માની પ્રાયશ્ચિત્તને વ્યર્થ માનવું નહી. પ્રાયશ્ચિત્તથી પાપકર્મનો સમૂળ નાશ તો નથી જ થતો. પાપનું મુખ્ય પ્રાયશ્ચિત્ત તો જ્ઞાન જ છે. તો પણ નિયમો વગેરે પાળનારો મનુષ્ય ધીમે ધીમે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. [૧/૭-૧૨]

હે રાજન્! જેમ અગ્નિ વાંસની મોટી ઝાડીને પણ બાળી દઈ ભસ્મ કરી નાખે છે, તેમ ધર્મવેત્તા શ્રદ્ધાળુ ધીર પુરુષો શરીર-વાણી-મનથી ઉત્પન્ન થયેલાં મોટાં પાપનો પણ મનની તથા ઇંદ્રિયોની એકાગ્રતારૂપી તપ વડે, આઠ પ્રકારના બ્રહ્મચર્ય વડે,[1] મનના નિયમનરૂપ શમ વડે, બાહ્ય ઇંદ્રિયોના નિયમનરૂપ દમ વડે, સત્ય વડે, દાન વડે, બાહ્ય અને આભ્યંતર પવિત્રતા વડે, અહિંસાદિ યમ વડે તથા જપાદિ નિયમ વડે નાશ કરી શકે છે. [૧/૧૩-૪]

હે રાજેન્દ્ર! તો પણ હરકોઈ પાપી મનુષ્ય ભગવાનના ભક્તોની સેવા વડે ભગવાનને જ પોતાના પ્રાણો અર્પણ કરી દઈને જેવો પવિત્ર થાય છે, તેવો તપશ્ચર્યાદિથી પણ પવિત્ર થતો નથી. કારણ કે ભક્તિમાર્ગ જ જગતમાં કલ્યાણકારી અને સર્વ તરફથી નિર્ભય એવો ઉત્તમ માર્ગ છે. એટલું જ નહીં પણ ભગવાનથી વિમુખ રહેનારો અનેક પ્રકારનાં

---

૧. મૈથુનના નીચેના આઠ પ્રકારથી ઊલટું તે આઠ પ્રકારનું બ્રહ્મચર્ય. સ્ત્રીનું સ્મરણ, કીર્તન, કેલિ, પ્રેક્ષણ, ગુહ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય, અને સંભોગ.

પ્રાયશ્ચિત્તોથી પણ પવિત્ર થઈ શકતો નથી. ભગવાનના ચરણ-કમળમાં માત્ર એક જ વાર મનને સ્થાપિત કરવું એ સર્વ પાપોના પ્રાયશ્ચિત્તરૂપ થઈ પડે છે. તે સંબંધી એક પુરાતન ઇતિહાસ છે તે હું તને કહી સંભળાવું છું. [૧/૧૫-૨૦]

કાન્યકુબ્જ નગરમાં અજામિલ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે દાસીનો પતિ થયો હતો, સદાચારથી ભ્રષ્ટ થયો હતો, લૂંટફાટ કરીને, જુગાર રમીને, ચોરી કરીને કે ઠગાઈ વગેરેથી તે નિંદ્ય આજીવિકા ચલાવતો હતો, અને એ રીતે અનેક પ્રાણીઓને દુઃખનું કારણ બન્યો હતો. તેને દશ પુત્રો થયા હતા. તેમાં જે સૌથી નાનો હતો તેનું નામ 'નારાયણ' હતું. તેના ઉપર તે બ્રાહ્મણને ઘણું વહાલ હતું. તે બાળકને તે સાથે જ ખાવા બેસાડતો તથા સાથે જ સુવાડતો. [૧/૨૧-૬]

તે અજ્ઞાની બ્રાહ્મણ એ પ્રમાણે મૂઢપણે પોતાનું જીવન ગાળતો હતો, તેવામાં તેનો અંતકાળ છેક જ સમીપ આવી પહોંચ્યો, અને ત્રણ યમદૂતો તેનો જીવ લઈ જવા માટે હાજર થયા. તે વખતે વ્યાકુળ થઈ જઈ તેણે પોતાના પ્રિય પુત્ર નારાયણને જ યાદ કર્યો અને મોટો ઘાંટો કાઢીને તેને બોલાવવા માંડયો. હે રાજા! આમ મરણ વખતે પોતાના સ્વામી હરિનું નામ સાંભળીને એકદમ તે સ્થળે શ્રીહરિના પાર્ષદો આવી પહોંચ્યા, અને અજામિલના જીવને હૃદયની અંદરથી ખેંચતા પેલા યમદૂતોને વારવા લાગ્યા. [૧/૨૭-૩૧]

યમદૂતોએ તેમને કહ્યું: "ધર્મરાજાની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છો?"

પેલા પાર્ષદોએ કહ્યું: "જો તમે ધર્મરાજાની આજ્ઞા પાળનારા હો, તો ધર્મનું તત્ત્વ શું છે, તથા તેનું લક્ષણ શું છે તે અમને કહો."

યમદૂતોએ જવાબ આપ્યો, "વેદે જેની આજ્ઞા કરી છે તે ધર્મ છે; અને વેદે જેનો નિષેધ કર્યો છે તે અધર્મ છે. કારણ કે વેદ એ સ્વયંભૂ સાક્ષાત્ નારાયણ છે. અધર્મ કરનારાં સર્વ પ્રાણીઓ તેમના અધર્મરૂપ કર્મ અનુસાર શિક્ષાને પાત્ર બને છે. કોઈ પણ દેહધારી કર્મ કર્યા વિના રહી શકતો નથી. તેમાં જે પ્રાણીએ જેટલો ધર્મ કર્યો હોય કે જેટલો અધર્મ કર્યો હોય, તેટલું ધર્મ કે અધર્મનું ફળ તે પરલોકમાં ભોગવે છે. [૧/૩૨-૫૫]

"હે ઉત્તમ દેવો! આ અજામિલ પ્રથમ તો વેદશાસ્ત્ર-સંપન્ન હતો, સદાચાર અને સદ્‌ગુણોનું સ્થાન હતો, ઇંદ્રિય-નિગ્રહી હતો, સત્યનિષ્ઠ હતો, પવિત્ર હતો, ગુરુ–અગ્નિ–અતિથિ–વૃદ્ધની સેવા કરનારો હતો, પ્રાણીમાત્રનો મિત્ર હતો, મિતભાષી હતો, અને બીજાના ગુણોની નિંદા ન કરનારો હતો. પણ એક દિવસ વનમાંથી લાકડાં, દર્ભ વગેરે લઈને તે પાછો આવતો હતો ત્યારે તેણે લોટનો દારૂ પીને મદથી ઘેરાતા નેત્રવાળી કોઈ એક વેશ્યાદાસી સાથે કોઈ એક કામી શૂદ્રને જોયો. તેમની નિર્લજ્જ તથા મદવિહ્વલ ક્રીડા જોઈ અજામિલ પણ એકદમ મોહિત થઈને કામવશ થઈ ગયો. [૧/૫૬-૯]

"હે નિર્દોષ પુરુષો! પોતાનામાં જેટલું ધૈર્ય હતું તથા જેટલું શાસ્ત્રજ્ઞાન હતું તે બધા વડે પણ જ્યારે તે પોતાના કામકંપિત મનને વશ કરવાને સમર્થ ન થયો, ત્યારે પિતાના ધનથી તેણે પેલી વેશ્યાને સંતોષવા તથા સેવવા માંડી, અને

પોતાની યુવાન બ્રાહ્મણપત્નીનો ત્યાગ કર્યો. ત્યાર પછી એક પછી એક અનાચારો સેવતો આવેલો આ અજામિલ પ્રાયશ્ચિત્ત રહિત હોઈ, યમરાજાની પાસે લઈ જવાને યોગ્ય બન્યો છે, માટે અમે તેને ત્યાં લઈ જઈશું." [૧/૬૦-૮]

એ સાંભળી વિષ્ણુદૂતોએ તેમને કહ્યું :

"આ અજામિલે પોતાના કરોડો જન્મનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી નાખ્યું છે, કારણ કે તેણે પરાધીન અવસ્થામાં પણ સર્વ કલ્યાણોના આશ્રયરૂપ શ્રીહરિના નામનું ઉચ્ચારણ કર્યું છે. જે કોઈ મનુષ્ય ચોર હોય, મદિરાપાન કરનારો હોય, મિત્રદ્રોહી હોય, બ્રહ્મહત્યારો હોય, ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો હોય, સ્ત્રી – રાજા – પિતા – ગાયનો વધ કરનારો હોય, ને એ સિવાયના પણ બીજા જે પાપી હોય, તેઓ સર્વને માટે શ્રીહરિનું નામોચ્ચારણ જ સર્વોત્તમ પ્રાયશ્ચિત્ત છે. વેદવાદી મહાપુરુષોએ વ્રતાદિ જે જે પ્રાયશ્ચિત્તો કહ્યાં છે, તેમનાથી પાપી એટલો શુદ્ધ નથી થતો, જેટલો શ્રીહરિના નામપદના ઉચ્ચારણથી પવિત્ર થાય છે. [૨/૧-૧૧]

"હે યમદૂતો! શાસ્ત્રમાં કહેલાં પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ મન વાસનાને કારણે ફરીથી પાપને માર્ગે દોડી જાય છે; જ્યારે હરિના ગુણાનુવાદરૂપી પ્રાયશ્ચિત્ત તો પાપ તેમ જ તેની વાસનાને પણ શુદ્ધ કરનારું છે. તપ – દાન – જપ વગેરેથી તે તે પાપો દૂર થાય છે, પણ તે પાપોનું જે હૃદય — સંસ્કાર, તે દૂર થતા નથી. તે તો ભગવાનની ચરણસેવાથી જ દૂર થાય છે. જેમ કોઈ મહાવીર્યવાન ઔષધનો અજાણતાં ઉપયોગ કર્યો હોય તોપણ તે ઔષધ પોતાનો ગુણ બતાવે છે, તેમ 'શ્રીહરિ' એવો નામમંત્ર પોતાનો પ્રભાવ

નહિ જાણનારા મનુષ્યને પણ પોતાનું ફળ આપે છે. છતાં તમને સંશય હોય, તો તમારા સ્વામી યમદેવને પૂછી જોજો. કેમ કે, તે ધર્મના પરમ ગુહ્ય રહસ્યને જાણે છે.'' [૨/૧૮-૯]

આ પ્રમાણે ધર્મના નિર્ણયપૂર્વક ભગવાનના પાર્ષદોએ યમદૂતોને વાર્યા; એટલે તેઓ અજામિલને પાશમાંથી મુક્ત કરી શંકાશીલ ચિત્તે યમરાજ પાસે પાછા ગયા. અને તેમને કહેવા લાગ્યા:

"હે પ્રભુ! આ જીવલોકમાં કર્મફળને પ્રગટ કરવામાં કારણભૂત એવા આપના જેવા બીજા કેટલાક છે? અમે તો આપને એકલાને જ ઈશ્વરસહિત સર્વ પ્રાણીઓને આજ્ઞા તથા શિક્ષા કરનાર માનતા હતા; પણ આજે ચાર અદ્ભુત પુરુષોએ આપના દંડને જગતમાં વ્યર્થ કર્યો છે, અને બળજબરીથી એક જીવને આપના પાશોમાંથી છોડાવ્યો છે. તો એમ શાથી બન્યું તે કૃપા કરીને અમને સમજાવો.'' [૩/૪-૧૦]

યમરાજે કહ્યું:

"આ સ્થાવર–જંગમ જગતના પરમેશ્વર તો મારા સિવાય બીજો જ છે. હું તેમ જ બ્રહ્મા વગેરે સર્વ દેવો પણ તેમની માયાથી જ ઘેરાયેલા હોઈ, તેના પાર પામી શકતા નથી. તે હરિભગવાન સ્વતંત્ર છે, સર્વના અધીશ્વર છે અને સર્વથી પર છે. પેલા અદ્ભુત પુરુષો પણ તેમના જ દૂતો હતા. મહાપુણ્યશાળી પુરુષો સિવાય બીજાને તો તેમનાં દર્શન થવાં પણ અશક્ય છે. તેમણે કાંઈ અનુચિત કર્યું છે એમ તમે માનશો નહિ; કેમ કે સાક્ષાત્ ભગવાને જે ધર્મ રચ્યો છે, તેનું સંપૂર્ણ સ્વરૂપ દેવાસુરો કોઈ જાણી શકે તેમ નથી. હે દૂતો! બ્રહ્મા, નારદ, શંકર, સનત્કુમાર, કપિલદેવ, મનુ,

પ્રહ્લાદ, જનકરાજા, ભીષ્મપિતામહ, બલિરાજા, શુકદેવ અને હું — આ બાર જણા તે ગુહ્ય, શુદ્ધ અને દુર્બોધ એવા ભગવાનના ધર્મને જાણીએ છીએ, કે જેને જાણીને પ્રાણી મોક્ષ પામે છે. [૩/૧૨-૨૧]

"હે પુત્રો! આ લોકમાં મનુષ્યનો એકમાત્ર પરમધર્મ એટલો જ છે કે, ભગવાનના નામસ્મરણ વગેરે ભક્તિયોગથી તેમના ચરણમાં દૃઢ પ્રીતિ સ્થાપિત કરવી. ભગવાનના નામનું માહાત્મ્ય તો તમે પ્રત્યક્ષ જ દેખ્યું, કે તેના ઉચ્ચારણમાત્રથી પેલો દુષ્ટ પાપી મૃત્યુપાશથી પણ મુક્ત થયો. મોટા મોટા ઋષિમુનિઓ પણ ભગવાનની માયાથી મોહિત બુદ્ધિવાળા થઈને વેદનાં ફળસૂચક વચનોમાં જ કદાગ્રહ કરી, યજ્ઞ-યાગાદિ મોટાં કર્મોમાં જ લવલીન રહે છે. પણ ભગવાનના નામ-સ્મરણનો આશરો લેતા નથી. કોઈ ભાગ્યશાળી ઉત્તમ પુરુષો જ ભગવાનના નામોચ્ચારપૂર્વક ભગવાન વિષે કેવળ ભક્તિયોગ આચરી, પાપરહિત થઈ, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે. તેવા ભક્ત પુરુષો પાસે તમે કદી જતા નહિ. કેમ કે, તેઓને શિક્ષા કરવા આપણે અથવા કાળ પોતે પણ સમર્થ નથી." [૩/૨૨-૨૯]

હે રાજા! પોતાના સ્વામીએ કહેલો ભગવાનનો મહિમા સાંભળી યમદૂતો અત્યંત વિસ્મિત થયા, તથા તે દિવસથી ભગવાનના ભક્ત પ્રત્યે દૃષ્ટિ કરતાં પણ ડરવા લાગ્યા. [૩/૩૪-૫]

આ તરફ યમદૂતો ચાલ્યા ગયા બાદ ભગવાનના પાર્ષદો પણ અજામિલ પાસેથી અદૃશ્ય થઈ ગયા. ત્યાર પછી. યમ-દૂતોની ચૂડમાંથી છૂટેલો અજામિલ, તે દૂતો અને પાર્ષદો વચ્ચે થયેલા સંવાદથી સમજ પ્રાપ્ત કરીને, પોતાનાં પાપોનો

પસ્તાવો કરવા લાગ્યો. તથા ભગવાનના મંગળ નામને સર્વાત્મ-પણે હૃદયમાં સ્થાપવા માટે સંસારનો ત્યાગ કરી, હરિદ્વાર ચાલ્યો ગયો. ત્યાં એક દેવમંદિરમાં બેસી, યોગનો આશ્રય કરી, તેણે ઇંદ્રિયસમુદાયને વિષયોમાંથી પાછો ખેંચી લીધો અને મનને આત્મામાં જ સ્થાપિત કર્યું. અંતે ગંગાતીર્થમાં શરીરનો ત્યાગ કરી, તે વૈકુંઠલોકને પામ્યો. [૨/૨૨-૪૪]

હે રાજા! જેઓ કર્મબંધનથી મુક્ત થવા ઇચ્છતા હોય, તેઓને માટે શ્રીભગવાનના નામ વિના બીજું કોઈ કર્મબંધનનો નાશ કરનાર છે નહિ. રજોગુણ-તમોગુણથી મલિન એવું ચિત્ત અન્ય પ્રાયશ્ચિત્તાદિ કરવા છતાં ફરી ફરીને કર્માસકત થાય છે, પરંતુ નામકીર્તનથી ફરીને કર્માસક્ત થતું નથી. [૨/૪૬-૪૯]

# ૧૬

# પ્રચેતાપુત્ર દક્ષની કથા

શ્રીશુકદેવજી કહે છે: હે રાજન્! હવે હું પ્રચેતાઓના પુત્ર દક્ષની કથા (બારમા અધ્યાયથી) આગળ કહું છું. તે તું સાવધાન ચિત્તે સાંભળ.

પ્રચેતાઓના પુત્ર દક્ષે* પંચજન પ્રજાપતિની પુત્રી અસિકની સાથે લગ્ન કર્યું હતું. પરંતુ તેનાથી બે વાર ઉત્પન્ન થયેલા બધા પુત્રોને નારદજીએ નિવૃત્તિમાર્ગનો ઉપદેશ આપી સંન્યાસી બનાવી દીધા. નારદે તેમને કહ્યું:

"અનાદિકાળથી આત્માને બંધન કરનાર વસ્તુનો નાશ કર્યા વિના, મોક્ષમાં અનુપયોગી એવાં કર્મો કર્યા કરવાથી શું વળવાનું છે? જે પોતે જ પોતાનો આધાર છે, સર્વથી પર છે, છતાં શરીરરૂપ દેશમાં અંતર્યામીરૂપે રહેલો છે, તે નિત્યમુક્ત પરમાત્માનો સાક્ષાત્કાર કરવો, એ જ પરમપુરુષાર્થ છે. તે આંતરજ્યોતિરૂપ પરબ્રહ્મને ન જાણી, સ્વર્ગાદિનાં સાધનભૂત

* જુઓ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

કર્મો આચરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે? અનેક સ્વરૂપો ધારણ કરનારી, વ્યભિચારિણી જેવી, વિમોહક, અને સત્ત્વાદિ ગુણોયુક્ત બુદ્ધિરૂપી સ્ત્રીનો અંત લાવનાર વિવેકને પ્રાપ્ત કરવાને બદલે અશાંત એવાં કર્મો શા માટે કરવાં જોઈએ? જે માયાને કારણે આ સૃષ્ટિ તથા પ્રલય પ્રવર્તે છે, તથા જે માયા જ તપ–વિદ્યા વગેરેની સામે ક્રોધ-અહંકાર આદિથી હુમલો કરી રહી છે, તેને ન તર્યા, તો કર્મોથી શું વળ્યું? આત્મજ્ઞાન દર્શાવનારાં શાસ્ત્રોનો અભ્યાસ કરવાને બદલે બહિર્મુખ કર્મો કરવાં એ નરી મૂર્ખતા છે. શાસ્ત્ર એ જ સર્વનો વિદ્વાન પિતા છે. નિવૃત્તિમાર્ગને યોગ્ય અધિકારીને ઉદ્દેશી તેણે પ્રવર્તાવેલી, પ્રવૃત્તિમાર્ગથી વિમુખ કરનારી આજ્ઞાને જે પુરુષ નથી જાણતો, તે પુરુષ ગુણમય પ્રવૃત્તિમાર્ગ ઉપર આસ્થાવાળો થઈ, સૃષ્ટિ આદિમાં પ્રવૃત્તિ વૃથા જ કરે છે.” [૫/૧૧-૨૦]

આમ બે વાર નારદજીએ પોતાના પુત્રોને નિવૃત્તિમાર્ગે ચડાવી દીધાથી દક્ષે ગુસ્સે થઈ તેમને કહ્યું:

“અરે. સાધુનો વેષ ધારણ કરનારા દુષ્ટ પુરુષ! તેં મારા સજ્જન પુત્રોનું ઘણું ભૂંડું કર્યું છે. હજુ તો તેઓ ત્રણ[1] ઋણથી મુક્ત થયા નહોતા અને તેઓએ કર્મો સંબંધી કંઈ વિચાર પણ કર્યો ન હતો, તેવામાં તો તેં તેઓના બંને લોકનો નાશ કર્યો છે. તું કદાચ એમ માનતો હોઈશ કે, ઉપશમ એ સ્નેહપાશનો નાશ કરનાર છે. પણ તારું એ માનવું બરાબર નથી. કારણ કે જ્યાં સુધી વિષયોનો અનુભવ

૧. બ્રહ્મચર્ય–વિદ્યાભ્યાસ એ ઋષિઓનું ઋણ છે, યજ્ઞો એ દેવોનું અને પ્રજોત્પત્તિ એ પિતૃઓનું.

થાય નહિ, ત્યાં સુધી પુરુષ વિષયોની તીક્ષ્ણતાને સમજી શકતો નથી. માટે વિષયોનો અનુભવ કરનારને જેવો થાય છે તેવો વૈરાગ્ય, બીજાઓ બુદ્ધિને ભમાવી દે તેટલા માત્રથી થતો નથી. અમે કર્મની મર્યાદા જાળવનારા ઉત્તમ ગૃહસ્થો છીએ, તેમનું તેં આવું અપ્રિય કર્યું છે." [૫/૩૬-૪૩]

ત્યાર પછી દક્ષે પોતાની પત્નીથી સાઠ પુત્રીઓ ઉત્પન્ન કરી, અને તેમને યોગ્ય સ્થળે પરણાવી. તેમનાં પુત્રપૌત્રાદિથી[૧] ત્રણે લોક ભરાઈ ગયા છે. તે સાઠમાંથી અદિતિ, દિતિ, દનુ વગેરે ૧૩ પુત્રીઓ દક્ષે કશ્યપને પરણાવી હતી. તેઓ લોક-માતા કહેવાય છે. કારણ કે, તેમનામાંથી જળજીવો, શિકારી પશુઓ, ગાયો, પાડાઓ વગેરે બે ખરીવાળાં પ્રાણીઓ, બાજ-પક્ષી–ગીધડાં વગેરે, અપ્સરાઓ, સર્પો, યાતુધાનો, ગંધર્વો, એકખરીવાળાં પ્રાણીઓ ઇ૦ સર્વ જન્મ્યાં છે. [૬/૧-૨૯]

દિતિને હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એવા બે પુત્ર હતા. હિરણ્યાક્ષની કથા આગળ વરાહાવતાર વખતે મેં કહી દીધી છે; અને હિરણ્યકશિપુની કથા આગળ (૧૭મા અધ્યાયમાં) હું સવિસ્તર કહીશ. દિતિના તે બંને પુત્રોને ઇંદ્રના કહેવાથી વિષ્ણુએ મારી નાખ્યા હતા, તેથી દિતિએ

૧. એ સંતતિનાં નામોમાં સ્વર્ગ, સ્તનયિત્નુ, સંકલ્પ, કામ, વિવિધ દેવો, હર્ષ, શોક, ભય, અર્ક, પ્રાણ, અગ્નિ, ધરાગ્નિ, કૃત્તિકા, શર્વરી, વિશ્વકર્મા, વિશ્વેદેવો, સાધ્યો, પંચયામ (દિવસ), રુદ્રો, પિતૃદેવો, અથર્વવેદ, પક્ષીઓ, તીડો, ગરુડો, અરુણ, જળચરો, પશુઓ, પાડાઓ, ગાયો, બીજ, ગીધ, અપ્સરાઓ, સર્પો, યાતુધાનો, ગંધર્વો, દાનવો, રાહુ, કેતુ, યમ, યમુના, અશ્વિનીકુમારો, વગેરે નામો છે.

ઇંદ્ર ઉપર ક્રોધે ભરાઈ, ઇંદ્રને મારે તેવા પુત્રની પોતાના પતિ કશ્યપ પાસે યાચના કરી હતી. કશ્યપઋષિ દિતિની પ્રેમચર્યાથી અતિ સંતુષ્ટ થઈ દિતિને વરદાન માગવાનું વચન આપી બેઠા હતા, એટલે દિતિએ માગેલું વરદાન આપ્યા વિના તેમનં ચાલે તેમ નહોતું. તેથી પોતાના અજિતેન્દ્રિયપણાને તથા સ્ત્રીઓના કુટિલ સ્વભાવને નિંદતાં નિંદતાં તેમણે દિતિને કહ્યું :

'હે કલ્યાણી ! હું બતાવું તે વ્રત જો તું એક વર્ષ બરાબર ધારણ કરે, તો ઇંદ્રનો વધ કરનાર પુત્ર તને થાય; પણ જો તેમાં કાંઈ ન્યૂનતા આવે, તો એ જ પુત્ર ઇંદ્રનો શત્રુ થવાને બદલે તેનો બાંધવ થાય.' [૧૮/૧૦-૪૫]

પછી કશ્યપે અહિંસા, અનિંદા, સત્ય, અક્રોધ, વગેરે નિયમો સાથે શૌચના કેટલાક કડક નિયમો દિતિને બતાવ્યા. જેમ કે, કોઈ અમંગળ વસ્તુને સ્પર્શ ન કરવો, જળમાં પ્રવેશ કરીને સ્નાન ન કરવું, દુર્જન સાથે વાતચીત ન કરવી, ધોયા વિનાનાં વસ્ત્ર પહેરવાં નહીં, એક વાર ધારણ કરેલી ફૂલની માળા ફરી ધારણ કરવી નહીં, કોઈનું એઠું ખાવું નહીં, દેવીને ધરેલું કે કીડીઓથી દૂષિત થયેલું અન્ન જમવું નહીં, માંસવાળું કે રજસ્વલાએ જોયેલું અન્ન ખાવું નહીં, ખોબે પાણી પીવું નહીં; એઠે મોઢે, હાથપગ ધોયા વિના, સંધ્યાકાળે, છૂટા કેશે, વસ્ત્રાલંકાર ધારણ કર્યા વિના, ઓઢયા વિના અને વાણીને નિયમમાં રાખ્યા વિના બહાર ન જવું; પગ ધોયા વિના, અપવિત્ર દશામાં કે ભીના પગે સૂવું નહીં; સંધ્યાકાળે, ઉત્તરમાં કે પશ્ચિમમાં મસ્તક રાખીને, બીજાંની સાથે કે, નગ્નાવસ્થામાં સૂવું નહીં. એવા નિયમો પાળતા રહીને રોજ

સવારે પવિત્ર થઈ, ભગવાનનું પૂજન કરવું. પછી સૌભાગ્યવતી સ્ત્રીઓની માલ્ય, નૈવેદ્ય ચંદનાદિથી પૂજા કરવી; અને અંતે પતિની પૂજા કરી, પોતાના પતિ પોતાના ઉદરમાં વિરાજમાન છે એવું ધ્યાન કરવું. [૧૮/૪૭-૫૪]

દિતિએ આ વ્રત ઘણા દિવસ વિધિસર પાળ્યું. પણ એક વખત વ્રતાચરણથી આવેલી દુર્બળતાને કારણે તે જળનું આચમન કર્યા વિના અને પગ ધોયા વિના ઉચ્છિષ્ટ અવસ્થામાં જ સૂઈ ગઈ. તે વખતે લાગ જોઈ દિતિના ગર્ભનો નાશ કરવા ઇચ્છતો ઇંદ્ર તેના ઉદરમાં પેસી ગયો અને તેના ગર્ભના ૪૯ ટુકડા કરી નાખ્યા. પણ વિષ્ણુ ભગવાનના પૂજનના વ્રતને પ્રભાવે તે ટુકડા પણ નાશ પામ્યા નહિ. તેઓ જન્મ્યા પછી ઇંદ્રના મિત્ર 'મરુત્ દેવો' તરીકે પ્રસિદ્ધ થયા. [૧૮/૫૫-૭૦]

દક્ષની બીજી પુત્રી દનુને શંબર, સ્વર્ભાનુ, હયગ્રીવ, વિભાવસુ, પુલોમા, વૈશ્વાનર, વૃષપર્વા, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ વગેરે પ્રસિદ્ધ દાનવપુત્રો થયા. તેમાં સ્વર્ભાનુની પુત્રી સુપ્રભાને નમુચિ પરણ્યો હતો. નહુષનો પુત્ર યયાતિ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને પરણ્યો હતો. વૈશ્વાનરની ચાર પુત્રીઓમાંથી ઉપદાનવીને હિરણ્યાક્ષ પરણ્યો હતો; હયશિરાને ક્રતુ પરણ્યો હતો; અને પુલોમા તથા કાલકાને તો બ્રહ્માની આજ્ઞાથી કશ્યપ જ પરણ્યા હતા. તે લગ્નથી પૌલોમ અને કાલકેય દાનવો ઉત્પન્ન થયા હતા. વિપ્રચિત્તિને સિંહિકા નામની પત્નીથી રાહુ, કેતુ વગેરે પુત્રો થયા હતા. [૬/૧-૩૭]

અદિતિને વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શક્ર તથા ઉરુક્રમ નામે

બાર પુત્ર થયા હતા. તેમાં વિવસ્વાનનો પુત્ર વૈવસ્વત (શ્રાદ્ધદેવ) મનુ હતો. તેનો બીજો પુત્ર સાવર્ણિ હતો, તે આઠમા મન્વંતરનો મનુ થયો હતો. વિવસ્વાનને તપતી નામે કન્યા હતી, જે સંવરણ રાજાને વરી હતી. અદિતિના નવમા પુત્ર વરુણને ભૃગુ તથા વાલ્મિકી નામના પુત્રો હતા. આ જ વરુણ તથા તેના ભાઈ મિત્ર બંનેએ એક જ ક્ષેત્રમાં અગસ્ત્ય અને વસિષ્ઠ નામના પુત્રોને ઉત્પન્ન કર્યા હતા. અદિતિનો બારમો પુત્ર ઉરુક્રમ હતો; તેણે જ વામન અવતાર ધારણ કર્યો હતો.[1] અદિતિનો અગિયારમો પુત્ર શક્ર અથવા ઇંદ્ર નામે પ્રસિદ્ધ થયો હતો. અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાને સંનિવેશ અને વિશ્વરૂપ નામના બે પુત્રો થયા હતા. [૬/૪૪]

તે વિશ્વરૂપ વિષે આ પ્રમાણે કથા છે:

એક વખત ઇંદ્ર પોતાની સભામાં બેઠો હતો તે વખતે દેવોના આચાર્ય બૃહસ્પતિ સભામાં દાખલ થયા. પરંતુ ઐશ્વર્યના મદથી ભાન ભૂલેલા ઇંદ્રે ઊભા થઈને તેમનો આદરસત્કાર ન કર્યો. તેથી બૃહસ્પતિ સભામાંથી ચૂપચાપ નીકળી જઈને પોતાને ઘેર આવતા રહ્યા. [૭/૧-૯]

ઇંદ્રને પોતાની ભૂલ માલૂમ પડતાં, તે બૃહસ્પતિને પ્રસન્ન કરવા તેમને ઘેર આવવા લાગ્યો પણ બૃહસ્પતિ તો માયા વડે પોતાના ઘરમાંથી અદશ્ય જ થઈ ગયા. [૭/૧૦-૭]

આ અરસામાં અસુરોએ જાણ્યું કે દેવો હવે ગુરુ વિનાના થયા છે, એટલે તેઓ શુક્રાચાર્યના કહ્યાથી દેવો ઉપર ચડી

૧. જોકે સ્કંધ, ૮, અ૦ ૧૩માં જણાવ્યું છે કે, સાતમા વૈવસ્વત મન્વંતરમાં અદિતિને પેટે આ વામન જન્મ્યા હતા. જુઓ આ અધ્યાયને અંતે પરિશિષ્ટ.

આવ્યા. દેવો ઇંદ્ર સહિત બ્રહ્માને શરણે ગયા. બ્રહ્માએ તેમને પ્રથમ તો ઐશ્વર્યમદથી છકી જઈ ગુરુનું અપમાન કરવા બદલ ઠપકો આપ્યો; તથા જણાવ્યું કે, અસુરો ગમે તેવા છે પણ તેઓ ગુરુને તથા તેમની સલાહને પરમ પુરુષાર્થરૂપ માનતા હોવાથી અત્યારે બળવાન બનેલા છે; પરંતુ તમે ગુરુના અપમાનથી અત્યંત દુર્બળ બની ગયા છો. માટે તમે જલદી ત્વષ્ટાના જિતેંદ્રિય પુત્ર વિશ્વરૂપને પ્રસન્ન કરો અને તમારા ગુરુસ્થાને સ્થાપો, તો તે તમારાં કાર્યો સિદ્ધ કરી આપશે. [૭/૨૧-૫]

હે રાજન્! બ્રહ્માએ એ પ્રમાણે કહ્યું એટલે દેવો ધીરજ ધરી ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ પાસે જઈ તેને ભેટી પડયા અને બોલ્યા :

'હે તાત! તારું કલ્યાણ થાઓ. અમે તારા અતિથિ તરીકે તારા આશ્રમમાં આવ્યા છીએ, તો આ સમયને યોગ્ય અમારી ઇચ્છા તું પૂર્ણ કર. અમે તારા પિતાને સ્થાને છીએ, બ્રહ્મચારી પુત્રોએ પિતાની સેવા કરવી જોઈએ એવો ધર્મ છે. કોઈ પણ કાર્ય નિમિત્તે પોતાનાથી નાનાના ચરણમાં વંદન કરવું એને શાસ્ત્રકારો નિંદ્ય માનતા નથી, કારણ કે વેદમંત્ર ગ્રહણ કરવા સિવાયની બાબતમાં વય એ મોટાઈનું કારણ છે, પણ વેદમંત્રો ગ્રહણ કરવામાં વય એ મોટાઈનું કારણ નથી. અમે બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ અને ગુરુ એવા તને અમારા ઉપાધ્યાય તરીકે સ્વીકારીએ છીએ. જેથી અનાયાસે જ અમે તારા તેજથી શત્રુઓને જીતી શકીએ.' [૭/૨૭-૩૩]

આ સાંભળી વિશ્વરૂપ બોલ્યો :

'હે અધીશ્વરો! જોકે પુરોહિતપદને નિંદ્ય ગણેલું છે, કેમ કે તે બ્રહ્મતેજનો નાશ કરનારું છે; પણ તમે લોકપાલોએ આ રીતે મારી પાસે યાચના કરી છે, તો મારા જેવો તમારો શિષ્ય તેને કેવી રીતે નકારી શકે?' [૭/૩૫-૭]

હે રાજન્! એ પ્રમાણે વિશ્વરૂપે દેવોનું પુરોહિતપદ સ્વીકાર્યું અને પરમ એકાગ્રતાપૂર્વક તેને પાર પાડવા માંડ્યું. દેવોના શત્રુઓની લક્ષ્મીનું શુક્રાચાર્ય વિદ્યા વડે રક્ષણ કરતા હતા, તોપણ વિશ્વરૂપે તે લક્ષ્મીને પોતાની વૈષ્ણવી વિદ્યાથી[1] તેમની પાસેથી પડાવી લઈને ઇંદ્રને આપી. તેથી રક્ષણ પામેલા ઇંદ્રે પ્રભાવશાળી બની જઈ. અસુરોની સેનાને જીતી લીધી. [૭/૩૯-૪૦]

પરંતુ એ વિશ્વરૂપનું મોસાળ દાનવોના પક્ષમાં હોવાથી, તે પોતાની માતાના સ્નેહને વશ થઈ, દેવોનું યજન કરતી વેળાએ ગુપ્ત રીતે અસુરોને પણ યજ્ઞભાગ આપવા લાગ્યો. એ જાણવામાં આવતાં ઇંદ્રે ભયભીત બની ક્રોધથી વિશ્વરૂપનું મસ્તક[2] એકદમ છેદી નાખ્યું. પરંતુ પછીથી બ્રાહ્મણના વધ કરવારૂપ બ્રહ્મહત્યા ઇંદ્રને ચોંટી. પોતાની શુદ્ધિને અર્થે તેણે તે હત્યાને પૃથ્વી, વૃક્ષો, સ્ત્રીઓ અને પાણીમાં વહેંચી નાખી. [૯/૬]

૧. આઠમા અધ્યાયમાં (સ્કંધ ૬) તે વૈષ્ણવી વિદ્યા અથવા 'નારાયણ કવચ' આપેલ છે. તેમાં મુખ્યત્વે ભગવાનના અવતારોનું વર્ણન છે.

૨ મૂળમાં ત્રણ મસ્તકોની વાત છે તે કપાયેલાં મસ્તકો કપિંજલ, કલવિંક અને તેતર પક્ષી થયાં એમ મૂળમાં જણાવ્યું છે.

પૃથ્વીએ તે બ્રહ્મહત્યાના ચોથા ભાગને, 'પોતામાં કોઈ ખાડો પડે તો તેની મેળે જ પુરાઈ જાય' એવું વરદાન મેળવીને ગ્રહણ કર્યો. પૃથ્વીમાં જે કોઈ સ્થળે ક્ષારભાગ દેખાય છે, તે એ બ્રહ્મહત્યાનું જ સ્વરૂપ છે. વૃક્ષોએ પણ તે હત્યાના ચોથા ભાગને 'અમે કાપ્યા છતાં ફરી ઊગીએ' એવું વરદાન મેળવીને ગ્રહણ કર્યો. વૃક્ષોમાં જે કોઈ ક્ષાર કે ગુંદર દેખાય છે, તે એ બ્રહ્મહત્યાનું જ સ્વરૂપ છે. સ્ત્રીઓએ પણ બ્રહ્મહત્યાના ચોથા ભાગને, 'અમને નિત્ય[1] કામભોગ પ્રાપ્ત થાય' એવું વરદાન લઈને ગ્રહણ કર્યો. એ બ્રહ્મહત્યાનું પાપ દરમહિને સ્ત્રીઓમાં રજોદર્શનરૂપે દેખાય છે. પાણીએ એ બ્રહ્મહત્યાના ચોથા ભાગને, 'અમે જે દ્રવ્ય સાથે મળીએ, તે દ્રવ્યમાં વૃદ્ધિ થાય' અથવા 'કૂવા વગેરેમાંથી અમને કાઢવામાં આવે, તોપણ ઝરણાં વગેરેથી અમારો વધારો થયા કરે,' એવું વરદાન લઈને ગ્રહણ કર્યો. એ પાપ પાણીમાં પરપોટા અને ફીણ રૂપે જોવામાં આવે છે. [૯/૬-૧૦]

---

૧. 'નિત્ય' એટલે કે અતિ મૈથુનથી પણ પુરુષની પેઠે થાક ન લાગે તેવું વરદાન'.— બાલપ્રબોધિની. 'નિત્ય' એટલે કે ગર્ભનો પ્રસવ થતા સુધી'. — શ્રીધર.

૧૭

# વૃત્રાસુર કથા

શ્રી શુકદેવજી કહે છે:

હે ભરતવંશી રાજા! પોતાના વિશ્વરૂપ પુત્રનો ઇંદ્રે વિશ્વાસ આપી વધ કર્યો જાણીને, તેના પિતા ત્વષ્ટાએ ઇંદ્રનો વધ કરવાને માટે તેનો શત્રુ ઉત્પન્ન કરવા સારુ, 'ઇંદ્ર-શત્રુ વૃદ્ધિ પામ' એમ કહીને અગ્નિમાં હોમ કર્યો. પણ ઉચ્ચારણની ભૂલથી 'ઇંદ્રનો શત્રુ' એવો અર્થ થવાને બદલે, 'ઇંદ્ર જેનો શત્રુ છે' એવો પુત્ર તે અગ્નિમાંથી ઉત્પન્ન થયો. તે પ્રલયકાળે ઉત્પન્ન થનાર કાળ સમાન હતો, તથા રોજ બહુ ત્વરાથી વધતો હતો. [૯/૧૧-૩]

તે પુરુષની કાળી મૂર્તિએ તે વેળા સમગ્ર લોકોને ઢાંકી દીધા હતા; તેથી તે 'વૃત્ર' નામે પ્રસિદ્ધ થયો. પોતાના મહાભયંકર ત્રિશૂળ સહિત તે ઇંદ્રનો નાશ કરવા તેની સામે ધસી ગયો. દેવોએ પોતાના સમુદાયો સહિત તેની સામે ધસી જઈ, પોતાનાં દિવ્ય શસ્ત્રાસ્ત્રોથી તેના ઉપર હુમલો કર્યો. પણ તેઓ તેને કશી ઇજા કરી શક્યા નહિ. આથી વિસ્મિત તથા

ભયભીત બની દેવો નિસ્તેજ થઈ ગયા અને દીન બની જઈ એકાગ્ર ચિત્તે આદિપુરુષ અંતર્યામીને શરણે ગયા. [૯/૧૮-૨૦]

પરમાત્માએ તેમને પોતાના પાર્ષદો સહિત દર્શન દીધું અને જણાવ્યું :

"હે ઇંદ્ર વગેરે દેવો ! તમારું કલ્યાણ થાઓ. તમે મહર્ષિ દધીચિ પાસે જાઓ, અને વિદ્યા, વ્રત તથા તપથી બળવાન એવા તેમના શરીરની માગણી કરો. વિલંબ કરો મા. તે ઋષિ શુદ્ધ બ્રહ્મને જાણનારા છે. તમે તેમની પાસે તેમના શરીરની માગણી કરશો, તો તે ના પાડશે નહિ. પછી તે શરીરનાં હાડકાંઓથી વિશ્વકર્મા તમને એક ઉત્તમ આયુધ બનાવી આપશે. તે આયુધ વડે જ આ વૃત્રાસુરનો વધ થઈ શકે તેમ છે." [૯/૪૭-૫૪]

હે રાજન ! એ પ્રમાણે કહીને જગતના રક્ષણહાર શ્રીહરિ ભગવાન ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. પછી દેવો મહર્ષિ દધીચિ પાસે ગયા. ત્યાં જઈ તેમણે તેમને પોતાના દુઃખની વાત કરી. તથા દીનતાથી કહ્યું :

"હે બ્રહ્મન્ ! તમારા જેવા મહાપુરુષો પ્રાણીઓ ઉપર નિરંતર દયાવાળા હોય છે. લોક તો કેવળ સ્વાર્થપરાયણ છે. તે બીજાના દુઃખને જાણતો નથી. નહીં તો અમારા જેવી માગણી કોઈ કરે જ નહિ. પરંતુ આપ જેવાઓને દુસ્ત્યજ શું છે ? માટે આપ અમારા હિતને અર્થે આપનું શરીર અમને અર્પી દો." [૧૦/૨-૬]

દધીચિ ઋષિએ જવાબ આપ્યો :

"હે દેવો ! જે પુરુષ અવશ્ય નાશ પામનારા પોતાના શરીરથી પ્રાણીઓ ઉપર દયા કરીને ધર્મ તથા યશ પ્રાપ્ત કરી

સેવા ઇચ્છતો નથી, તે પુરુષ સ્થાવર પ્રાણીઓ વડે પણ શોક કરવા યોગ્ય છે. બીજાં પ્રાણીઓના દુ:ખથી દુ:ખી થવું અને બીજાં પ્રાણીઓના આનંદથી આનંદ માનવો એ ધર્મ જ અવિનાશી છે. અને તે ધર્મને જ પવિત્ર યશવાળા પુરુષોએ સેવ્યો છે. માટે હું મારા આ ક્ષણભંગુર તથા કાગડા-કૂતરાંના ભક્ષ્યરૂપ શરીરનો ત્યાગ કરું છું. તેને તમે ગ્રહણ કરો." [૧૦/૭-૧૦]

આવો નિશ્ચય કરી, તે ઋષિએ ભગવાન પરબ્રહ્મ વિષે પોતાના આત્માને એકાગ્ર કરી દઈને શરીરનો ત્યાગ કર્યો. પછી ભગવાનના તેજથી બળવાન બનેલો ઇંદ્ર, તે ઋષિનાં હાડકામાંથી વિશ્વકર્માએ બનાવેલું વજ્ર ધારણ કરી, સર્વ દેવગણોથી વીંટાઈને, ઐરાવત ઉપર બેસી વૃત્રની સામે લડવા ચાલ્યો. નર્મદા નદીના કિનારા ઉપર જ દેવો અને અસુરોનાં સૈન્ય ભેગાં થયાં અને ત્યાં તેમની વચ્ચે મહાભયંકર યુદ્ધ થયું. [૧૦/૧૧-૫]

ઉદ્ધત અસુરો જરા પણ ગભરાયા વિના સિંહગર્જનાઓ કરીને વિવિધ શસ્ત્રાસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યા. પણ આ વખતે દેવો ગભરાયા વિના વિશ્વાસ તથા હિંમતપૂર્વક તેમના સામનો કરવા લાગ્યા. અંતે દાનવો પોતાના સેનાપતિને યુદ્ધને મોખરે એકલો છોડીને રણક્ષેત્રમાંથી ભાગી જવા લાગ્યા. તે વખતે વૃત્રે તે બધાને સંબોધીને વીરોની રીત અનુસાર આ પ્રમાણે કહ્યું:

"હે પલાયન કરનારાઓ! તમે મારું વચન સાંભળો. જન્મેલા પ્રાણીનું મૃત્યુ અવશ્ય થવાનું છે જ. એ મૃત્યુનો આ જગતમાં કશો ઉપાય શોધી શકાયો નથી. તો પછી

જે મૃત્યુથી આ લોકમાં યશ અને પરલોકમાં સ્વર્ગસુખ મળતું હોય, તેવા ઉત્તમ મૃત્યુને કયો પુરુષ ન સ્વીકારે? આ જગતમાં બે મૃત્યુને શાસ્ત્રે દુર્લભ માન્યાં છે: એક તો પરબ્રહ્મમાં ચિત્તને લીન કરી દઈને શરીરનો ત્યાગ કરવો તે; અને બીજું, રણભૂમિને મોખરે પાછી પાની કર્યા વિના શરીરનો ત્યાગ કરવો તે." [૧૦/૧૫-૩૩]

પછી તો નાસતા દાનવોની પરવા કર્યા વિના વૃત્રાસુર જ એકલો ઇંદ્રની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે ઇંદ્રને સંબોધીને કહ્યું:

"હે મહાપાપી! તું લજ્જા, લક્ષ્મી, દયા, તથા કીર્તિથી ભ્રષ્ટ છે. કારણ કે મારો મોટો ભાઈ, જે આત્મજ્ઞાની હતો, બ્રાહ્મણ હતો, તારો ગુરુ હતો, તથા પાપરહિત હતો, તેને સ્વર્ગની ઇચ્છાવાળા તેં વિશ્વાસ આપીને નિર્દયપણે મારી નાખ્યો છે. આજે તારું પથ્થર જેવું હૃદય મારા ત્રિશૂળ વડે ભેદીને હું મારા ભાઈના ઋણમાંથી મુક્ત થવા ઇચ્છું છું. અલબત્ત, હું જાણું છું કે તને હવે શ્રીહરિના તથા દધીચિ ઋષિના તેજથી તીક્ષ્ણ એવું વજ્ર પ્રાપ્ત થયું છે; એટલે આ યુદ્ધમાં મારો નાશ નિશ્ચિત છે. પરંતુ મને તેના વતીનું જરાય દુઃખ નથી. કારણ કે હું પોતે તે પરમાત્માનો જ ભક્ત છું, તથા કર્મબંધનોથી મુક્ત થઈ, તેમનાં ચરણ જલદી પ્રાપ્ત કરવા ઇચ્છું છું. પંખીનાં બચ્ચાં જેમ પોતાની માતાને જોવા આતુર હોય, નાનાં વાછરડાં દૂધ માટે આતુર હોય, પ્રિયપત્ની વિદેશ ગયેલા પોતાના પ્રિયસ્વામીને મળવા આતુર હોય, તેમ મારું મન શ્રીહરિ ભગવાનનાં દર્શન કરવાને આતુર છે. પરમાત્મા હરિને મારી પ્રાર્થના છે કે, હું ફરીને પણ

તેમના ચરણનો જ દાસ થાઉં; અને સ્ત્રીપુત્રાદિમાં મારી જરા પણ આસક્તિ ન થાઓ !" [૧૧/૧-૨૭]

હે રાજા! એ પ્રમાણે યુદ્ધમાં પોતાના શરીરનો ત્યાગ કરવાને ઇચ્છતો તથા વિજય કરતાં મૃત્યુને જ શ્રેષ્ઠ માનતો વૃત્રાસુર ત્રિશૂળ સાથે ઇંદ્ર સામે ધસી ગયો. પરંતુ ઇંદ્રે વજ્રથી તેનો હાથ કાપી નાખ્યો. ત્યારે વૃત્રે એક હાથે જ મોટી ભોગળ ઉપાડીને ઇંદ્ર તથા તેના હાથીને પ્રહાર કર્યો, જેથી ઇંદ્રનું વજ્ર તેના હાથમાંથી પડી ગયું. તે વખતે તેનું એ અદ્ભુત કૃત્ય જોઈ સર્વ કોઈ તેની પ્રશંસા કરવા લાગ્યું. ઇંદ્ર ખૂબ જ શરમાઈ ગયો; પરંતુ વૃત્રે નિ:શસ્ત્ર બનેલા શત્રુ ઉપર પ્રહાર કરવાને બદલે તેને તેનું વજ્ર પાછું આપ્યું અને તેને ફરીથી યુદ્ધ કરવા હાકલ કરી. ત્યાર બાદ અતિ પરાક્રમી વૃત્ર ઇંદ્ર તથા તેના વાહન તરફ ધસી જઈ, તે બંનેને એકી સાથે ગળી ગયો. આમ થતાં સર્વત્ર હાહાકાર વર્તી ગયો. પરંતુ ઇંદ્ર પરમાત્માની વિદ્યાથી સુરક્ષિત હોવાને લીધે વૃત્રના પેટમાં નાશ ન પામ્યો, અને તેનું પેટ વજ્ર વડે ચીરીને બહાર આવ્યો. પછી તે વજ્ર વડે જ તેણે વૃત્રની ડોક કાપવા માંડી. તે કામ તે ૩૬૦ દિવસે પૂરું કરી રહ્યો. [૧૨/૩૩]

પરંતુ હવે તો બ્રહ્મહત્યાનું પાપ ફરીથી ઇંદ્રની પાછળ પડયું. તેથી બીનેલો ઇંદ્ર દોડતો દોડતો માનસસરોવરમાં કમળના નાળમાં સંતાઈ ગયો અને શ્રીહરિનું ધ્યાન કરવા લાગ્યો. [૧૩/૧૦-૫]

તે અરસામાં નહુષ રાજા દેવોનો ઇંદ્ર થયો. સંપત્તિ અને ઐશ્વર્યના મદથી અંધ બની તેણે એક વખત ઇંદ્રાણી

પાસે કામભોગની માગણી કરી. ત્યારે ઇંદ્રાણીએ પોતાની અસહાય દશા વિચારીને ચતુરાઈપૂર્વક તેને કહ્યું: "તમે બ્રાહ્મણો પાસે ઉપડાવેલી પાલખીમાં સવારી કરી મારે ભવને પધારશો તો હું અવશ્ય તમને વશ થઈશ." એટલે પેલો કામાતુર નહુષ રાજા બ્રાહ્મણો પાસે પાલખી ઉપાડાવી તેમને જલદી ચાલવા માટે પગ વડે ઠેસો મારતો તથા 'સર્પ' 'સર્પ' ('ચાલો', 'ચાલો') એમ કહી ઉતાવળ કરતો આવવા લાગ્યો. તેણે અગસ્ત્ય મુનિને પણ તે પ્રમાણે પગની ઠેસ મારી. ત્યારે અગસ્ત્ય મુનિએ તેને 'સર્પ' બની જવાનો શાપ આપ્યો. [૧૩/૧૬]

આ તરફ હરિના ધ્યાનથી ઇંદ્રનું બ્રહ્મહત્યાનું પાપ દૂર થયું. એટલે બ્રાહ્મણોના કહ્યાથી તે ફરી સ્વર્ગમાં પાછો આવ્યો. બ્રાહ્મણોએ તેની શુદ્ધિને અર્થે તેની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો; અને તે યજ્ઞ દ્વારા સર્વદેવમય, તથા સર્વના આત્મા પરમપુરુષનું યજન કરાવીને ઇંદ્રના મોટા પાપસમૂહનો નાશ કરાવ્યો.[1] [૧૩/૧૯-૨૦]

પરીક્ષિત રાજા પૂછે છે:

હે ભગવન્! વૃત્રાસુર તો અસુર હતો, તથા રજોગુણી અને તમોગુણી સ્વભાવનો હતો, છતાં તેને ભગવાન નારાયણમાં એવી દૃઢબુદ્ધિ કેમ કરીને થઈ હતી? જગતનાં મનુષ્યોમાં

---

૧. એકાદશ સ્કંધ અ૦ ૪માં અવતારલીલા વર્ણવતી વખતે ઇંદ્રને વૃત્રાસુરના વધથી પ્રાપ્ત થયેલી બ્રહ્મહત્યાથી છોડાવનાર અવતારનો ઉલ્લેખ છે. પણ અહીં ભગવાને 'અવતાર' લઈને ઇંદ્રને પાપમાંથી છોડાવ્યો એવો સીધો ઉલ્લેખ નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

મોક્ષની ઇચ્છા રાખનારા તો ઘણું કરીને કોઇક જ હોય છે, અને તેઓમાં પણ હજારોની અંદર કોઇક જ ઘર વગેરેના સંગથી મુક્ત થઇને તત્ત્વવસ્તુ જાણે છે. આમ હોવા છતાં સર્વલોકને દુઃખ આપનારો પાપી વૃત્રાસુર ઉગ્ર સંગ્રામમાં એ પ્રમાણે શ્રીકૃષ્ણ વિષે બુદ્ધિવાળો કેમ કરીને થયો હતો, એ બાબતમાં મને મોટો સંશય થયો છે. [૧૪/૧-૭]

શ્રીશુકદેવજી કહે છે:

હે રાજન્! પ્રાચીન ઋષિઓના મુખે એ ઇતિહાસ મેં જે રીતે સાંભળ્યો છે તે પ્રમાણે હું તને કહી સંભળાવું છું. તે તું સાવધાન થઇને સાંભળ. શૂરસેન દેશમાં ચિત્રકેતુ નામે ચક્રવર્તી રાજા હતો. તેને અનેક સ્ત્રીઓ હતી. પણ એકે સંતાન ન હતું. તેથી તે ઘણો ચિંતાતુર રહ્યા કરતો હતો. એક દિવસ અંગિરાઋષિ ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. રાજાએ તેમનું પ્રીતિપૂર્વક યથાયોગ્ય સંમાન કર્યું. ઋષિએ રાજાના કુશળસમાચાર પૂછી તેના ચિંતાતુર દેખાવનું કારણ પૂછ્યું. [૧૪/૮-૨૧]

રાજાએ જવાબ આપ્યો: 'હે ભગવન્! આપ જેવા યોગીઓને અજ્ઞાત એવું શું છે? તોપણ આપ મને પૂછો છો તેથી આપને મારા મનની ચિંતા કહું છું. મારા સામ્રાજ્યની સંપત્તિ દેવોને પણ કામનાની વસ્તુ છે; પરંતુ તૃષાતુર કે ક્ષુધાતુર મનુષ્યને જેમ જગતના બીજા પદાર્થો પ્રસન્ન કરતા નથી, તેમ સંતાનથી રહિત એવા મને મારી તમામ સંપત્તિઓ પ્રસન્ન કરી શકતી નથી. માટે હે મહાભાગ્યશાળી મુનિ! મારો એ દુઃખાન્ધકાર દૂર થાય તેવું આપ કાંઇ કરો.' [૧૪/૨૨-૬]

બ્રહ્માના પુત્ર કૃપાળુ અંગિરામુનિને રાજાએ એ પ્રમાણે પ્રાર્થના કરી, એટલે તે સમર્થ મુનિએ ત્વષ્ટાદેવનું યજન કર્યું અને તેનો ચરુ રાજાની પટરાણીને ખવરાવ્યો. પછી 'તને હર્ષ અને શોક આપનારો[1] પુત્ર થશે' એમ કહી તે મુનિ ત્યાંથી વિદાય થયા. [૧૪/૨૭-૯]

યોગ્ય કાળે રાજાને એક કુમારનો જન્મ થયો. રાજાના તે પુત્ર ઉપરના સ્નેહની તથા આનંદની અવધિ ન રહી. પુત્રને જન્મ આપનારી પોતાની પટરાણી ઉપર પણ રાજા અતિશય પ્રીતિ રાખવા લાગ્યો. આ દુઃખ પટરાણીની શોકોથી સહન થઈ શક્યું નહીં. આથી તેઓએ પેલા કુમારને થોડા વખત બાદ ઝેર આપીને મારી નાખ્યો. [૧૪/૩૯-૪૨]

રાજા–રાણીએ જ્યારે પોતાના પ્રિય પુત્રને અકાળે મૃત્યુ-વશ થયેલો જોયો, ત્યારે તેમના દુઃખની અવધિ ન રહી. રાણી તો ત્યાં જ મૂર્છિત થઈ ગઈ અને રાજા પણ શોકાવેગથી આંધળોભીંત થઈ ગયો. તે વખતે રાજાના શોકને દૂર કરે તેવો તત્ત્વોપદેશ આપનાર કોઈ પુરુષ ત્યાં નથી એમ જાણી, અંગિરાઋષિ નારદજી સહિત ત્યાં આવી પહોંચ્યા. [૧૪/૪૩-૬૧]

અંગિરાઋષિએ તથા નારદજીએ રાજાને નમ્ર ઠપકો આપતાં કહ્યું :

" હે રાજા ! તું જેની પાછળ આટલો શોક કરે છે, તે તારો કોણ થાય છે તે તો તું વિચાર. આ સૃષ્ટિની અંદર

૧. જન્મથી હર્ષ આપનાર અને મરણથી શોક આપનાર. —શ્રીધર.

પૂર્વજન્મમાં, વર્તમાન જન્મમાં અને ભવિષ્યના જન્મમાં કોણ કોનો કયો સંબંધી હતો, છે અને થશે? નદીના પ્રવાહના વેગથી જેમ રેતીના કણો અકસ્માત ભેગા થઈ જાય છે, અને ભેગા થઈને પાછા છૂટા પડી જાય છે, તેમ કાળના વેગથી પ્રાણીઓ એકઠાં થાય છે અને પાછાં જુદાં પડી જાય છે. હે રાજા! અમે, તું અને વર્તમાનકાળમાં જોવામાં આવતાં આ બધાં સ્થાવર-જંગમ પ્રાણીઓ જેમ જન્મની પહેલાં ન હતાં, મૃત્યુની પછી પણ નહિ હોઈએ, તેમ હમણાં પણ નથી જ. [અર્થાત્ જીવ નિત્ય છે, પરંતુ તેને પ્રાપ્ત થતાં શરીરો તો આવે છે અને જાય છે, તેથી તેવાં શરીરોમાં હુંપણા-મારાપણાની બુદ્ધિ કરવી એ નર્યું અજ્ઞાન છે.] [૧૫/૧-૮]

"હે રાજા! પહેલાં તને પુત્ર ન હતો ત્યારે અત્યંત શોક થતો હતો, તે જોઈ મેં તને 'પુત્રપ્રાપ્તિ પણ સુખનું કારણ નથી' એ બતાવવા ખાતર પુત્રનો લાભ કરાવ્યો હતો. પરંતુ સ્ત્રી, ઘર, ધન વગેરે સર્વ પદાર્થો કેવળ શોક, મોહ, ભય અને દુઃખને જ આપનારા છે. એ બધા પદાર્થો સ્વપ્ન, માયા તથા મનોરથ જેવા મિથ્યા છે. તેઓ તાત્ત્વિક સ્વરૂપ વિનાના જ છે. માટે તું તો તે પદાર્થોમાંથી સત્યબુદ્ધિ તજી દઈને શાંતિ ધારણ કર. [૧૫/૧૭-૨૬]

"હે રાજા! જીવાત્મા અવિનાશી છે, તથા જન્માદિથી રહિત છે. તે અલબત્ત દેહાદિના આશ્રયરૂપ છે, પણ દેહાદિરૂપ નથી. તે જીવાત્માને કોઈ પોતાનું નથી કે પારકું નથી. કારણ કે તે પોતે એક જ પોતાનું હિત કે અહિત કરનારા-ઓની સર્વ વિચિત્ર બુદ્ધિઓનો દ્રષ્ટા—સાક્ષી છે. એટલે તેને કર્મવશાત્ પ્રાપ્ત થયેલાં દેહાદિમાં સંબંધીઓએ મમતા કરવી

યોગ્ય નથી. કારણ કે જીવ તો દેહાદિની પરતંત્રતાથી રહિત હોઈ ઉદાસીન છે." [૧૫/૧૬ ૭-૧૧]

હે રાજા! અંગિરા તથા નારદનાં આવાં આવાં અનેક બોધવચનોથી ચિત્રકેતુ બોધ પામ્યો, અને સ્ત્રી-પુત્રાદિ નશ્વર પદાર્થોમાંથી આત્મબુદ્ધિ તજી દઈ, પોતાના નિઃસંગ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને અર્થે વનમાં ચાલ્યો ગયો, અને ત્યાં નારદજીએ બતાવ્યા પ્રમાણે પરમાત્માનું ચિંતન કરી. સાત જ દિવસમાં આત્મસાક્ષાત્કાર પામ્યો. [૧૬/૨૭-૩૦]

હે રાજન્! એ રીતે પરમાત્માનાં દર્શન થયા બાદ, તથા અનેક પ્રકારની વિચિત્ર સિદ્ધિઓ પણ પરમાત્માની કૃપાથી પ્રાપ્ત કર્યા બાદ, તે રાજા દેવમનુષ્યોને આત્મવિદ્યાનો ઉપદેશ કરતો વિહરવા લાગ્યો. એક વખત તે આકાશમાર્ગે જતો હતો તેવામાં તેણે મુનિઓની સભામાં પાર્વતીને ખોળામાં લઈને બેઠેલા શંકરને જોયા. એ જોઈ તેને હસવું આવ્યું, અને તેણે કહ્યું કે આ રીતે બધાની સમક્ષ સ્ત્રીને આલિંગન કરીને બેસવું એ યોગ્ય નથી. તે સાંભળી પાર્વતીએ ગુસ્સે થઈ તે રાજાને કહ્યું :

"હે રાજા તને 'હું જ સર્વથી અધિક છું' એવું અભિમાન થયું છે. માટે તું મહાપાપી અસુરોની યોનિને પ્રાપ્ત કર, જેથી ફરી મહાન પુરુષોનો આવો અપરાધ તું ન કરે." [૧૭/૧-૧૫]

ચિત્રકેતુ આ સાંભળી તરત નીચે ઊતર્યો અને પાર્વતીને મસ્તક નમાવી પ્રસન્ન કરવા લાગ્યો :

"હે માતા! આપના શાપને હું મારા બંને હાથથી સ્વીકારી લઉં છું. કારણકે દેવો મનુષ્યોને જે કંઈ વર–શાપાદિ કહે છે તે મનુષ્યના પૂર્વકર્મથી જ પ્રાપ્ત થયેલું હોય છે. આ આખો સંસાર માયામય ગુણોના પ્રવાહરૂપ છે, તેમાં શાપ શો છે કે અનુગ્રહ શો છે? તોપણ મેં જે કહ્યું હતું તે યોગ્ય હોવા છતાં તમે અયોગ્ય માનો છો, તો તે માટે મને ક્ષમા કરો." [૧૭/૧૭-૨૪]

આ પ્રમાણે ચિત્રકેતુનો ખાસ અપરાધ ન હતો, અને તે પાર્વતીને સામે શાપ આપવાને ઘણો સમર્થ હતો; છતાં તેણે પાર્વતીના શાપને પોતાનાં જ કર્મોનું ફળ માનીને માથે ચડાવ્યો. એ જ સત્પુરુષનું લક્ષણ છે. શંકરે પણ પાર્વતીને આ વાત સમજાવી તથા કહ્યું કે, ભગવાનના નિઃસ્પૃહ તથા મહાત્મા એવા ભક્તોનું માહાત્મ્ય તમે જોયું? તેઓને કશી વસ્તુનો હર્ષશોક જ હોતો નથી. કારણકે તેઓ સ્વર્ગ, મોક્ષ તથા નરકમાં પણ સમાન જ પ્રયોજન જોનારા હોય છે. [૧૮/૨૭-૩૭]

હે રાજન્! એ ચિત્રકેતુ જ દાનવયોનિનો આશ્રય લઈ, ત્વષ્ટાથી દક્ષિણાગ્નિમાં ઉત્પન્ન થયો હતો અને વૃત્રાસુર નામે પ્રસિદ્ધ થયો હતો. તે યોનિમાં પણ તે શાસ્ત્રજ્ઞાન તથા અપરોક્ષ જ્ઞાનથી યુક્ત હતો. તેથી તેનામાં ભગવાન પ્રત્યે આવી એકનિષ્ઠ બુદ્ધિ હતી. [૧૮/૩૮-૪૦]

# પરિશિષ્ટ

પ્રચેતાપુત્ર દક્ષ અને તેના વંશજોની કથામાં ભારે ગોટાળો છે. આ કથા સ્વાયંભુવ મન્વંતરની કથા છે, એ તો ઉઘાડું છે [જુઓ સ્કંધ. ૬, અ૦ ૪. શ્લો૦ ૧-૨]. સ્કંધ ૪, અ૦ ૩૦, શ્લો૦ ૪૮માં જણાવ્યું છે કે, આ પ્રચેતાપુત્ર દક્ષ, તે સ્વાયંભુવ મનુના જમાઈ (કે જે મહાદેવના સસરો થતો હતો તે) દક્ષનો જ અવતાર છે. ત્યાં ઉપરાંતમાં જણાવ્યું છે કે, આ પ્રચેતાપુત્ર દક્ષે ચાક્ષુષ મન્વંતરમાં ઈશ્વરની પ્રેરણાથી ઇષ્ટ પ્રજાઓ ઉત્પન્ન કરી હતી. પરંતુ ચાક્ષુષ મન્વંતર તો છઠ્ઠો મન્વંતર છે [સ્કં. ૮, અ૦ ૫]. અને એક એક મન્વંતર વચ્ચે ચાર યુગની એક એવી ૭૧ ચોકડીઓ કરતાં પણ વધુ સમય જાય છે! પરંતુ નવાઈની વાત એ છે કે, એ છઠ્ઠા મન્વંતરના ચક્ષુષ મનુને પાછો આ પ્રચેતાપુત્ર દક્ષના જ પ્રપૌત્રના પુત્ર કહ્યો છે [સ્કંધ ૬, અ૦૬. શ્લો૦ ૧૧-૬]. વળી સ્કંધ ૪. અ૦ ૧૩માં સ્વાયંભુવ મન્વંતરમાં જ સ્વાયંભુવ મનુથી સાતમા પેઢીએ ચક્ષુષ મનુ થયેલો જણાવ્યો છે! ઉપરાંત આ પ્રચેતાપુત્ર દક્ષની જ કન્યા અદિતિના પુત્ર વિવસ્વાનના પુત્ર શ્રાદ્ધદેવને જ સાતમા મન્વંતરનો વૈવસ્વત મનુ કહ્યો છે!* વળી આ પ્રચેતાપુત્ર દક્ષની પુત્રી અદિતિના પુત્ર પૂષાના દાંત મહાદેવે દક્ષનો યજ્ઞ ભાગ્યો ત્યારે પાડી

---

* પરંતુ ૯મા સ્કંધમાં પ્રથમ અધ્યાયમાં નારાયણના કમળમાંથી બ્રહ્મા, તેમનો માનસપુત્ર મરીચિ અને તેમનો દક્ષકન્યા અદિતિથી થયેલો પુત્ર તે વિવસ્વત, અને તેનો સંજ્ઞાથી થયેલો પુત્ર તે શ્રાદ્ધદેવ અર્થાત્ વૈવસ્વત મનુ—એવો ક્રમ આપ્યો છે.

નાખ્યા હતા એમ સ્કંધ ૬, અ૦ ૬, શ્લો૦ ૪૩માં જણાવ્યું છે; એટલે કે, સ્વાયંભુવ મનુના જમાઈ દક્ષનો સમકાલીન પૂષા, તે પાછો તે દક્ષથી ૧૫મી પેઢીએ ઉત્પન્ન થયેલા (પ્રચેતાપુત્ર) દક્ષનો દૌહિત્ર હતો! વળી સ્વાયંભુવ મનુનો સમકાલીન હિરણ્યાક્ષ (સ્કંધ ૩, અ૦૧૩ શ્લો૦ ૧૫, ૧૮-૨૦, ૩૧-૨) તે તેમનાથી ૧૬મી પેઢીએ થનારા આ પ્રચેતાપુત્ર દક્ષનો દૌહિત્ર થાય! (સ્કં. ૬, અ૦ ૧૮, શ્લો૦ ૧૧).

આમ, દક્ષ એવા સમાન નામને કારણે કાલક્રમની બાબતમાં ભારે ગોટાળો ભાગવતે કરી દીધો લાગે છે. વાસ્તવિક રીતે વૈવસ્વત મનુની વંશાવળી જ ઐતિહાસિક છે, એમ માનવું જોઈએ. ત્યાર પહેલાંના મન્વંતરોની વંશાવલીઓ ઘણે ભાગે કલ્પનામૂલક તથા ચાલતી આવેલી પ્રાચીન કથાઓને આધારે ઊભી કરેલી લાગે છે.

[ ષષ્ઠ સ્કંધ સમાપ્ત ]

૧૮

# નૃસિંહાવતાર

પરીક્ષિત રાજા પૂછે છે:

"હે બ્રહ્મન્! અત્યાર સુધી આપે મને કહી સંભળાવેલી કથાઓમાં ભગવાને દેવોનો પક્ષ લઈને દાનવોનો નાશ કર્યો એવી ઘટના તમારે મુખે મેં વારંવાર સાંભળી છે. તો તે બાબતમાં મને શંકા થાય છે કે, ભગવાન પોતે તો સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાન વૃત્તિવાળા હોય, તો પછી તેમને, દેવગણો પ્રત્યે ખાસ કૃપા બતાવવાનું શું કારણ, અને દાનવો પ્રત્યે દ્વેષ રાખવાનું શું કારણ?" [૧/૧-૩]

શુકદેવજી કહે છે:

હે રાજા! તેં ભગવાનના ચરિત્ર વિષે બહુ ઉત્તમ પ્રશ્ન પૂછ્યો છે. ભગવાન પોતે નિર્ગુણ છે, તથા રાગદ્વેષ રહિત જ છે: તેમને દેવ પ્રત્યે કે અસુર પ્રત્યે પક્ષપાત કે દ્વેષ રાખવાનું કાંઈ કારણ નથી. પરંતુ જ્યારે સત્ત્વગુણનો જયકાળ હોય છે, ત્યારે ભગવાન જાણે દેવો તથા ઋષિઓને

ભજતા હોય અને તેમની વૃદ્ધિ કરતા હોય એમ દેખાય છે; જ્યારે રજોગુણનો જયકાળ હોય, ત્યારે અસુરોને ભજતા દેખાય છે, અને તમોગુણનો જયકાર હોય ત્યારે યક્ષો તથા રાક્ષસોને ભજતા દેખાય છે. પોતાની ઉગ્ર ગુણસંપત્તિથી જ્યારે અસુરો ઉન્નતિને પામે છે, ત્યારે ભગવાન પણ જાણે તેમના પક્ષમાં હોય, તેમ તેઓ દેવોનો પણ અતિ ઉગ્ર સંહાર કરી શકે છે; અને તે જ દાનવો જ્યારે ભોગૈશ્વર્યથી ક્ષીણ બની જાય છે, અને દેવો ઉપાસના તપ વગેરેથી બળવાન બનવા લાગે છે, ત્યારે દેવો તેમનો વિધ્વંસ કરતા દેખાય છે. તેમાં ભગવાનનો પક્ષપાત વગેરે કાંઈ કારણ નથી. તે તો બધાને સમાન રીતે તેમના કર્મ પ્રમાણે ફળ આપે છે. જ્યારે તે દેવોની વિનંતિથી ખાસ અવતાર ધારણ કરીને મોટા મોટા અસુરોનો સંહાર કરતા દેખાય છે, ત્યારે પણ તેમાં તે અસુરોનાં પૂર્વકર્મો જ કારણભૂત હોય છે. ઉદાહરણ તરીકે, હિરણ્યકશિપુ દાનવને મારવા માટે ભગવાને નૃસિંહાવતાર ધારણ કર્યો હતો, તે કથા હવે તું સાંભળ. તે કથા મહર્ષિ નારદે યુધિષ્ઠિરને જે રીતે કહી સંભળાવી હતી, તે પ્રમાણે જ હું તને કહી સંભળાવું છું. [૧/૪-૧૧]

હે રાજા! યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં હાજર રહેલા સભાસદોમાંથી મુખ્ય સભાસદની પૂજા કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે યુધિષ્ઠિર રાજાએ સહદેવના અભિપ્રાયને અનુસરી શ્રીકૃષ્ણને જ બધા સભાસદોમાં મુખ્ય માની તેમનું પૂજન કર્યું. ત્યારે શિશુપાલે શ્રીકૃષ્ણ પ્રત્યેની વેરવૃત્તિને કારણે તે વસ્તુનો વિરોધ કર્યો, અને શ્રીકૃષ્ણનો અનેક નિંદ્ય વચનોથી તિરસ્કાર કર્યો. તે વખતે શિશુપાલને મારી નાખવા ઇચ્છતા

બીજાઓને વારીને શ્રીકૃષ્ણે પોતે જ તેનો વધ કર્યો. પરંતુ નવાઈની વાત એમ બની કે, તે વેળા શિશુપાલના શરીરમાંથી એક તેજ નીકળ્યું અને તે સર્વ પ્રાણીઓના દેખતાં શ્રીકૃષ્ણમાં જ પેસી ગયું.* [૧/૧૨-૧૪]

શિશુપાલ જેવો શ્રીકૃષ્ણદ્વેષી શ્રીકૃષ્ણ ભગવાન વિષે જ એકરૂપ થવારૂપી પરમગતિને પામ્યો જોઈ, યુધિષ્ઠિર રાજાએ મહર્ષિ નારદને તેનું કારણ પૂછ્યું. [૧/૧૫-૨૦]

ત્યારે નારદજીએ જવાબમાં જણાવ્યું:

'હે રાજા! ભગવાન વિષે ભયથી, સ્નેહથી, કે કામનાથી મન જેવું લીન થઈ જાય છે, તેવું વૈરભાવથી પણ લીન થઈ જાય છે. વૈરવૃત્તિથી માણસ પોતાના શત્રુ વિષે જેવો તન્મય બની જાય છે, તેવો ભક્તિની ભાવનાથી પણ થઈ શકતો નથી. ભમરીએ પોતાના દરમાં પૂરેલો કીડો, ક્રોધ તથા ભયપૂર્વક ભમરીનું જ સ્મરણ કરતો તેના રૂપ જ બની જાય છે. જેમ ભક્તિથી ઈશ્વરમાં જ મન યોજીને ઘણાં મનુષ્યો પરમાત્માની ગતિને પામ્યાં છે, તેમ કામથી, દ્વેષથી, ભયથી તથા સ્નેહથી પણ ભગવાનમાં મન યોજીને અનેક મનુષ્યો તેમની ગતિને પામ્યાં છે. ગોપીઓ કામનાથી ભગવાનને પામી છે, કંસ ભયથી ભગવાનને પામ્યો છે, શિશુપાલ વગેરે રાજાઓ દ્વેષથી ભગવાનને પામ્યા છે. યાદવો સંબંધથી ભગવાનને પામ્યા છે, તમે સ્નેહથી ભગવાનને પામ્યા છો, અને અમે ભક્તિથી ભગવાનને પામ્યા છીએ. હરકોઈ પ્રકારે મનુષ્યે ભગવાનમાં જ મન સ્થાપવું જોઈએ. એ વસ્તુ જ તત્ત્વરૂપ છે. [૧/૨૨-૩૦]

* દશમસ્કંધ, ઉત્તરાર્ધ, અ૦ ૭૪, શ્લો૦ ૪૦-૪

'વળી હે રાજા! તમારી માશીનો પુત્ર શિશુપાલ અને દંતવક્ત્ર, પૂર્વે વિષ્ણુ ભગવાનના જ પાર્ષદો હતા, પણ બ્રાહ્મણ સનત્કુમારોના શાપથી તેઓ ત્રણ જન્મ સુધી પોતાના પદથી ભ્રષ્ટ થયા હતા.* પ્રથમ જન્મમાં તેઓ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એ બે ભાઈઓરૂપે જન્મ્યા હતા; બીજા જન્મમાં તેઓ રાવણ અને કુંભકર્ણરૂપે જન્મ્યા હતા; અને આ છેલ્લા જન્મમાં તેઓ શિશુપાલ અને દંતવક્ત્રરૂપે જન્મ્યા હતા. હિરણ્યાક્ષને ભગવાને વરાહરૂપે માર્યો હતો, અને હિરણ્યકશિપુને ભગવાને નૃસિંહરૂપ ધારણ કરીને માર્યો હતો. તે દુરાત્માએ ભગવાનને પ્રિય એવા પોતાના પુત્ર પ્રહ્લાદનો નાશ કરવા અનેક પ્રયત્નો કર્યા હતા, પણ તેમાં તે સફળ થયો ન હતો.' [૧/૩૧-૪૨]

યુધિષ્ઠિર પૂછે છે :

"હે ભગવન્! હિરણ્યકશિપુને ભગવાનના પરમ ભક્ત એવા પોતાના પુત્ર ઉપર શા સારુ દ્વેષ થયો હતો, અને ભગવાને તેનો શી રીતે વધ કર્યો હતો, તે કથા મને કહો!" [૧/૪૭]

નારદ કહે છે :

હે રાજા! વરાહમૂર્તિ ભગવાને પોતાના ભાઈ હિરણ્યાક્ષનો વધ કર્યો એટલે હિરણ્યકશિપુ રોષ અને શોકથી સંતાપ કરવા લાગ્યો. પછી વિષ્ણુના એ કૃત્યનું વેર લેવાના ઇરાદાથી તેણે પોતાના દાનવોને કહ્યું કે, તમે બધા બ્રાહ્મણો અને ક્ષત્રિયોથી વૃદ્ધિ પામેલી પૃથ્વી ઉપર જાઓ, અને ત્યાં તપ, યજ્ઞ,

* તે કથા આગળ પાન ૫૧-૩ ઉપર આવી ગઈ છે.

સ્વાધ્યાય, વ્રત તથા દાન કરનારાઓનો નાશ કરો. કારણ કે, તે બધી ક્રિયાઓ જ વિષ્ણુનું મૂળ છે; અને વિષ્ણુ જ સર્વ દેવો, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ તથા ધર્મના પરમ આશ્રયરૂપ છે. માટે જ્યાં જ્યાં વર્ણો, આશ્રમો તથા યજ્ઞયાગાદિ ક્રિયાઓ હોય, ત્યાં ત્યાં તમે જાઓ અને તે તે દેશોનો નાશ કરી નાખો; તથા તે તે યજ્ઞયાગાદિ ક્રિયાઓમાં ઉપયોગી વૃક્ષોને પણ કાપી નાખો. [૨/૯-૧૨]

ત્યાર પછી હિરણ્યકશિપુ પોતાના ભાઈના પુત્રોને, તેમની માતાને તથા પોતાની માતાને સાંત્વન આપતો કહેવા લાગ્યો: હે માતા! હે વહુ! હે પુત્રો! તમારે મારા વીર બંધુનો શોક કરવો યોગ્ય નથી. કારણ કે, શૂરા પુરુષોના રણભૂમિ ઉપર શત્રુઓની સન્મુખ વધ થવો એ તો વખાણવાયોગ્ય હોઈને આપણે બધાને ઇષ્ટ છે. વળી, જગતમાં પ્રાણીમાત્ર પરબ અથવા ધર્મશાળામાં એકઠાં થતાં પ્રાણીઓની પેઠે એકઠાં થાય છે અને વીખરાઈ જાય છે. તેમનો શોક કરવો ઉચિત નથી. સર્વ કોઈનું શરીર વિકારી તથા નાશવંત છે; અને અંદરનો આત્મા તો અવિનાશી છે. તો પછી મરણ પામેલાનો શોક શા માટે કરવો જોઈએ? [૨/૧૯-૨૦]

હે માતા! આ વિષયમાં યમદેવ તથા મૃત્યુ પામેલા ઉશીનર દેશના રાજાના સંબંધીઓના સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે. તે તમે સાંભળો. ઉશીનર દેશમાં સુયજ્ઞરાજા સંગ્રામમાં મરણ પામ્યો ત્યારે તેની રાણીઓ વિલાપ કરતી તેના શરીરને વીંટળાઈ વળીને અગ્નિસંસ્કાર કરવા દેતી નહોતી. ત્યારે મૃત્યુદેવે નાના બાળકનું રૂપ ધારણ કરી તેમને આ પ્રમાણે સમજાવી હતી:

"હે સ્ત્રીઓ! તમે બધી પોતે જ મરણધર્મી હોઈ, મરણ પામેલાનો શોક કરો છો એ ભારે મૂઢતા છે. પ્રાણીમાત્રનાં સ્થૂલ શરીરો પોતાનાં કર્મોને લીધે સમયાનુસાર ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે. તે સમયે આત્મા જોકે તે શરીરોમાં રહેલો હોય છે, તોપણ તે શરીરોના જન્મ-મરણાદિ ધર્મોથી કદી બંધાતો નથી. આ શરીર આત્માને મોહથી પ્રાપ્ત થયેલું હોય છે, પણ ખરી રીતે તો તે તેનાથી ભિન્ન જ હોય છે. આકાશ સર્વ સ્થળે રહેલું હોવા છતાં જેમ કોઈ સ્થળે સંગ પામતું નથી કે કોઈના ધર્મથી લિપ્ત થતું નથી, તેમ આત્મા પણ દેહ ઇંદ્રિયાદિ સર્વ ગુણોનો આશ્રય છે, છતાં તેઓથી અલિપ્ત જ છે. માટે જ્ઞાનીઓ નિત્ય આત્માનો અને અનિત્ય શરીરનો કદી શોક કરતા નથી." [૨/૨૭-૬૦]

આ પ્રમાણે સગાંસંબંધીને ઉદાહરણાદિથી સાંત્વન આપી, પછી પોતે અજર, અમર તથા પોતાને મારે તેવા શત્રુથી રહિત થવાને મંદરાચલ પર્વતની ગુફામાં દારુણ તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો. અંતે બ્રહ્મા પ્રસન્ન થયા એટલે તેમની પાસે તેણે વરદાન માગ્યું કે, 'આપે સરજેલા કોઈ પ્રાણીથી મારું મૃત્યુ ન થાય; આપે નહીં સરજેલા કોઈ પ્રાણીથી પણ મારું મૃત્યુ ન થાય; મારું મૃત્યુ દિવસે ન થાય કે રાત્રે પણ ન થાય. અંદર પણ ન થાય, બહાર પણ ન થાય. કોઈ હથિયારથી મારું મૃત્યુ ન થાય. ભૂમિ ઉપર કે આકાશમાં, મનુષ્યોથી કે પશુઓથી પણ મારું મૃત્યુ ન થાય. પ્રાણ વિનાના કે પ્રાણવાળાઓથી પણ મારું મૃત્યુ ન થાય. દેવો, અસુરો કે સર્પોથી પણ મારું મૃત્યુ ન થાય. યુદ્ધમાં મારો કોઈ બરોબરિયો ન હોય અને સર્વ પ્રાણીઓનો હું

એકલો જ સ્વામી બનું. વળી, મને તમારા જેવો મહિમા, અને નાશ ન પામનાર અણિમાદિ ઐશ્વર્ય પણ આપો.' [૩/૧૭-૩૮]

બ્રહ્મા હિરણ્યકશિપુની દુષ્કર તપશ્ચર્યાથી અત્યંત જિતાઈ ગયા હતા. એટલે તેમણે તેને તેનાં ઇચ્છિત વરદાન આપતાં કહ્યું: 'હે તાત! તું મારી પાસે અતિ દુર્લભ વરો માગે છે. પણ તારી એકનિષ્ઠાથી સંતુષ્ટ થઈ, તને હું તે બધા વરો આપું છું' આમ કહી બ્રહ્મા પોતાને ધામ પધાર્યા. [૪/૧-૨]

બ્રહ્મા પાસેથી આવા દુર્લભ વર મેળવીને દુર્ધર્ષ બનેલા હિરણ્યકશિપુએ પછી ત્રણે લોકને જીતી લીધા અને તેમાંથી યજ્ઞયાગ વગેરે વિષ્ણુભક્તિના નાશ કરવો શરૂ કર્યો. સર્વ પ્રકારની પૂજાઓ તથા સર્વ પ્રકારનાં બલિદાનો પોતાને જ અર્પણ થાય એવો નિયમ તેણે પ્રવર્તાવ્યો. આમ થતાં ત્રિલોકમાં હાહાકાર મચી ગયો. [૪/૩-૨૦]

તે દૈત્યપતિને ચાર પુત્રો હતા. તેમાં નાનાનું નામ પ્રહ્લાદ હતું. તે મહાપુરુષોનો ભક્ત હતો, સદાચારી હતો, તથા જિતેંદ્રિય હોઈ પ્રાણીમાત્રનો પરમ મિત્ર હતો. ઉત્તમ પુરુષોની દાસ પેઠે સેવા કરવી, દીન પ્રત્યે પિતાનું વાત્સલ્ય રાખવું, અને સમાન પ્રત્યે બંધુભાવ રાખવો એ તેને સહજ હતું. વિદ્યા, ધન, રૂપ તથા ઉત્તમ જન્મ પ્રાપ્ત થવા છતાં, તે જરા પણ ગર્વિષ્ઠ બન્યો નહોતો. [૪/૨૯-૩૩]

તે નાનો હતો ત્યારથી જ તેને પરમાત્મા પ્રત્યે પરમ ભક્તિ પ્રાપ્ત થઈ હતી. તેમના ચિંતનમાં તે જગતના સર્વ પદાર્થો, રમતગમતો અને ભોગોને ભૂલી જતો. કોઈ કોઈ વાર તે રડતો, તો કોઈ કોઈ વાર તે હસતો; કોઈ વાર તે ગાતો, તો કોઈ વાર નાચતો. અને કોઈ વાર ભગવદ્ભાવની

પ્રાપ્તિથી રોમાંચિત થઈ અશ્રુપૂર્ણ નયને સ્થિર બેસી રહેતો. તેની પરમાત્મામાં તલ્લીનતા આ પ્રકારે અનુપમ હતી. [૪/૩૬-૪૨]

શુક્રાચાર્યના પુત્રો શંડ અને અમર્ક બધા અસુર બાળકોના ગુરુ હતા. પ્રહ્લાદ પણ તેમની શાળામાં જ જતો હતો. એક વખત પ્રહ્લાદ કેટલું ભણ્યો છે તે જાણવાની ઇચ્છાવાળા હિરણ્યકશિપુએ પ્રેમપૂર્વક તેને ખોળામાં બેસાડીને પૂછ્યું: 'ભાઈ! આ જગતમાં તું શું સારું માને છે?'

ત્યારે પ્રહ્લાદે કહ્યું: 'આત્માનું અધઃપતન કરનાર ઘરનો ત્યાગ કરી, વનમાં પરમાત્માનું લવલીનપણે ચિંતન કરવું, એને હું સર્વશ્રેષ્ઠ માનું છું.' [૫/૧-૫]

આ સાંભળી હિરણ્યકશિપુ જરા અકળાયો; પણ પછી પ્રહ્લાદના કથનને બાળકબુદ્ધિનું જ માની, તેના ગુરુઓને તાકીદ આપીને શાંત રહ્યો કે, 'મારો આ પુત્ર વિષ્ણુભક્ત ન બની જાય તેની કાળજી રાખજો. કારણ કે નાનાં બાળકોની બુદ્ધિ સહેલાઈથી ભરમાઈ જાય છે.' [૫/૬-૧૦]

પેલા અધ્યાપકોએ આ પછી તેના તરફ ચાંપતી નજર રાખવા માંડી, અને સૌ ઉપાયોમાં શ્રેષ્ઠ ઉપાય 'સોટી'નો ઉપયોગ પણ સારી પેઠે શરૂ કરી દીધો. કેટલાક દિવસ બાદ હિરણ્યકશિપુએ ફરીથી પ્રહ્લાદને સ્નેહથી બોલાવીને પૂછ્યું કે, તારા ભણવામાં તને કઈ વાત સૌથી શ્રેષ્ઠ લાગી છે. ત્યારે પ્રહ્લાદજીએ ફરીથી પણ કહ્યું:

'હે પિતાજી! પરમાત્મામાં સર્વથા લીન રહેવું એને જ હું સર્વોત્તમ ભણતર માનું છું.' [૫/૧૫-૨૪]

આ સાંભળી હિરણ્યકશિપુ સારી પેઠે ચિડાયો. તેણે પ્રહ્લાદના અધ્યાપકોને જ ધમકાવવા માંડ્યા. તેઓએ નમ્રપણે પણ ભારપૂર્વક કહ્યું :

'હે દાનવેન્દ્ર! આ બાળકની આવી બુદ્ધિ સ્વાભાવિક જ છે. તેને અમે કોઈએ આવું શીખવ્યું નથી.' [૫/૨૫-૮]

ત્યારે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછ્યું : 'તારી આવી બુદ્ધિ શાથી થઈ છે?' પ્રહ્લાદે જવાબ આપ્યો :

'નહિ જીતેલી ઇંદ્રિયોએ જેમને વશમાં બાંધી લીધા છે, અને તેથી જેઓ વારંવાર ચાવેલું ચાવ્યા કરવાની જેમ જન્મો-જન્મ ભોગવેલા ભોગોને ભોગવ્યા કરવામાં જ ઇતિકર્તવ્યતા માને છે, તે પુરુષોને તત્ત્વવસ્તુની સમજ કે જિજ્ઞાસા સંભવતાં નથી. મારું મન પરમપુરુષ ભગવાનમાં જ લીન રહેતું હોવાથી, તેમણે જ મારા મનના બધા દોષો તથા મિથ્યા આગ્રહો દૂર કર્યા છે.* બાહ્ય વિષયોને સત્ય માની વિષયોમાં જ બંધાયેલા રહેનારાઓ, આત્મનિષ્ઠ પુરુષોએ પ્રાપ્ત કરેલ જ્ઞાનને તેમની સેવા વિના કેવી રીતે જાણી શકે? જ્યાં સુધી સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારા મહાપુરુષોના ચરણની રજમાં સ્નાન કરવામાં ન આવે, ત્યાં સુધી વિષયાસક્ત પુરુષોની મલિન બુદ્ધિમાં તત્ત્વજિજ્ઞાસા પ્રગટ થઈ શકતી નથી.' [૫/૩૦-૩૨]

આવું આવું બોલતા પોતાના પુત્રને હિરણ્યકશિપુએ ક્રોધમાં આવી જઈ પોતાના ખોળામાંથી દૂર ફેંકી દીધો અને પાસે ઊભેલા રાક્ષસોને કહ્યું :

'પોતાના કાકાને મારનાર શત્રુનું જ ચિંતન કરનાર આ કુલાંગાર પુત્રને તમે સત્વર દૂર લઈ જઈ મારી નાખો. પારકો

---

* અ૦ ૫, શ્લો૦ ૧૪

મનુષ્ય પણ ઔષધની પેઠે હિતકર હોય તો તે પુત્ર જ છે; પણ પોતાના દેહથી ઉત્પન્ન થયેલો પુત્ર પણ રોગની પેઠે આપણું અહિત કરનારો હોય તો તે શત્રુ જ છે. રોગથી સડેલું પોતાનું અંગ પણ બાકીના અંગના હિતની દૃષ્ટિએ કાપી નાખવું શ્રેયસ્કર છે.' [૫/૩૩-૯]

પેલા રાક્ષસો તો સ્વામીની આજ્ઞા મળતાં જ પ્રહ્‌લાદને વિવિધ શસ્ત્રો વડે મર્મસ્થાનોમાં પ્રહાર કરવા લાગ્યા; પણ સર્વના આત્મારૂપ એવા ભગવાનમાં જેનું મન લીન થઈ ગયું હતું તેવા પ્રહ્‌લાદ વિષે તેમના બધા પ્રહારો નિષ્ફળ ગયા. હિરણ્યકશિપુ એ જોઈ ગભરાયો, અને તેના નાશમાં વધુ તત્પર થયો. પરંતુ તેના બધા ઉપાયો જ્યારે નિષ્ફળ ગયા, ત્યારે મૃત્યુથી રહિત દેખાતા તે પુત્રનો તેને અત્યંત ભય લાગવા માંડ્યો. પછી શંડ અને અમર્કે તે રાજાને સલાહ આપી કે, 'બાળક નાનપણમાં પોતાની ગમે તેવી હઠને છોડતો નથી; પણ મોટો થતાં તે તેને વિના પ્રયાસે ભૂલી જાય છે. માટે તમે પ્રહ્‌લાદ નાસી ન જાય તેટલો જાપતો રાખી, તેને મોટો થવા દો. એટલે સૌ સારાં વાનાં થશે.' હિરણ્યકશિપુએ એ સલાહને ઠીક માની. [૫/૪૦-૫૦]

ત્યાર પછી પ્રહ્લાદની આસપાસ અત્યંત જાપતો રાખી, અન્ય બાળકો સાથે તેને પેલા બે અધ્યાપકો કાળજીથી ત્રિવર્ગનું જ્ઞાન આપવા લાગ્યા. પરંતુ પ્રહ્લાદ રાગદ્વેષાદિ દ્વંદ્વોમાં જ રમણ કરનારાઓની એ વિદ્યાને ઠીક માનતા ન હતા; તથા પ્રસંગ મળે ત્યારે ગુરુઓની ગેરહાજરીમાં પોતાના સાથીદારોને પણ ભગવદ્‌ભક્તિની આવશ્યકતા અને મહિમાનું જ્ઞાન આપતા હતા. [૫/૫૧-૭]

તે કહેતા : 'હે મિત્રો આ મનુષ્યજન્મ દુર્લભ છે. તેના વડે ક્ષણિક તથા પરિણામે દુઃખરૂપ વિષયસુખ જ પ્રાપ્ત કર્યા કરી ભોગવ્યા કરવું એ ઠીક નથી. માટે વિવેકી પુરુષે તો આ પુરુષશરીર વૃદ્ધાવસ્થા તથા રોગાદિથી અસમર્થ ન થઈ જાય ત્યાર પહેલાં આત્યંતિક સુખ માટે પ્રયત્ન કરી લેવો જોઈએ. ઘરમાં એક વાર આસક્ત થઈ ગયા બાદ પોતાના આત્માને તેમાંથી છૂટા કરવાનો ઉત્સાહ સંભવી શકતો નથી. કારણ કે પુત્ર-સ્ત્રીના સ્નેહપાશો છેદવા બહુ મુશ્કેલ છે. વળી કુટુંબના જ ભરણપોષણમાં મનુષ્યનો એટલો બધો વખત તથા શક્તિ રોકાઈ જાય છે કે, પછી તેને આત્મસાક્ષાત્કાર માટે પ્રયત્ન કરવો શક્ય રહેતો નથી. માટે પ્રિય સ્ત્રીના સ્નેહપાશો પોતાની આસપાસ વીંટાય ત્યાર પહેલાં જ ભગવદ્ભક્તિ માટે તત્પર થઈ પોતાના કલ્યાણના પ્રયત્નમાં જ લાગી જાઓ. સર્વ પ્રાણીઓમાં અને પદાર્થોમાં સમાનપણે વ્યાપી રહેલા પરમાત્મા જ બધાં સુખોનું અને બધાં કલ્યાણોનું મૂળ છે; તથા આ સમગ્ર સૃષ્ટિ પણ તેમનાથી ઉત્પન્ન થયેલી છે. માટે તેમનું અનન્ય ચિત્તે શરણ લેવું એ જ પરમ પુરુષાર્થ છે.' [૬/૧-૨૮]

પેલા દૈત્યપુત્રોએ પ્રહ્લાદને પૂછ્યું કે, 'ગુરુના ઉપદેશથી ભિન્ન એવું આ નવું ઉત્તમ જ્ઞાન તમે ક્યાંથી પ્રાપ્ત કર્યું છે?'

જવાબમાં પ્રહ્લાદે પોતાનો પૂર્વ ઇતિહાસ આ પ્રમાણે કહી સંભળાવ્યો :

'મારા પિતા મંદરાચલમાં તપશ્ચર્યા કરવા ગયા હતા ત્યારે લાગ જોઈ દેવોએ દાનવો ઉપર ચડાઈ કરી હતી. તે વખતે બધા અસુરો દેવોના એ આક્રમણથી ભયભીત થઈ

ચોતરફ નાસભાગ કરવા લાગ્યા. ઇંદ્રે રાજરાણી મારી માતાને પકડી. હું તે વખતે તેના ગર્ભમાં હતો. ઇંદ્ર મારી માતાને પકડીને લઈ જતા હતા ત્યારે તે ટિટોડીની પેઠે કલ્પાંત કરતી હતી. તેવામાં નારદજીએ ત્યાં આવી ઇંદ્રને કહ્યું કે, આ નિરપરાધી પતિવ્રતા સ્ત્રીને લઈ જવી એ તને યોગ્ય નથી. માટે તેને તું છોડી દે. ઇંદ્રે કહ્યું કે, તે ગર્ભવતી છે, માટે તેના બાળકનો જન્મ થયા બાદ તે બાળકનો નાશ કર્યા પછી જ આ સ્ત્રીને હું બંધનમુક્ત કરીશ. પરંતુ નારદજીએ ઇંદ્રને ખાતરી આપી કે. એ ગર્ભમાંથી દેવશત્રુ દાનવ ઉત્પન્ન નથી થવાનો, પણ ભગવાનનો ભક્ત જ ઉત્પન્ન થવાનો છે. એટલે ઇંદ્રે તેને છોડી દીધી. [૭/૧-૧૧]

'પછી નારદજીએ મારી માતાને પોતાના આશ્રમમાં સંભાળથી રાખી. તે દરમ્યાન નારદજી મારી માતાને જે પરમ તત્ત્વનો ઉપદેશ આપતા હતા, તે તત્ત્વનું હજુ મને સ્મરણ રહ્યું છે. તેમણે કહ્યું હતું કે, આ સંસારનું મૂળ અજ્ઞાન છે, અને તે મિથ્યાસ્વરૂપ છે. તોપણ પુરુષને સ્વપ્નની પેઠે તે દેખાય છે. ત્રિગુણાત્મક એવાં કર્મોનાં બીજને બાળી નાખનારું અને બુદ્ધિની વૃત્તિઓરૂપી પ્રવાહને અટકાવનારું યોગ જેવું બીજું કોઈ સાધન નથી. સંસારની નિવૃત્તિ માટે શાસ્ત્રોમાં હજારો ઉપાય કહેલા છે, પણ નારદજીએ તો મને આ ભગવદ્યોગરૂપી ઉપાય જ કહ્યો છે. ગુરુની સેવા, મેળવેલા સર્વ પદાર્થો ભગવાનને જ અર્પણ કરી દેવા, સજ્જન પુરુષોનો સંગ, ઈશ્વરનું આરાધન, ભગવત્કથામાં શ્રદ્ધા, ભગવાનનાં ચરણકમળનું ધ્યાન—આ સર્વ ભગવાનમાં પ્રીતિ થવા માટેનાં અંતરંગ સાધનો છે. માટે પોતાના આત્મારૂપ તથા

સમગ્ર પ્રાણીઓના મિત્ર એવા પરમાત્માનું જ ભજન કરો. દુઃખરૂપ વિષયોને ઉપાર્જન કરવાથી શું ફળ પ્રાપ્ત થવાનું છે? મનુષ્યની સર્વ કામનાઓ નાશવંત છે, મનુષ્ય પોતે નાશવંત છે, અને કામનાના વિષયો પણ નાશવંત છે. તો પછી દુઃખરૂપ વિષયોની સેવા કરવાને બદલે સર્વના આધારભૂત તથા સર્વ સુખોના સારરૂપ પરમાત્માનું ભજન કરવું જ શ્રેયસ્કર છે.' [૭/૨-૫૫]

પ્રહ્લાદના આવા આવા ઉપદેશોથી તે અસુરકુમારોનાં મન પણ પરમાત્મા તરફ વળવા લાગ્યાં. આ જોઈ પેલા અધ્યાપકો હિરણ્યકશિપુને ફરિયાદ કરવા ગયા કે, 'પ્રહ્લાદ તો બીજાં બાળકોને પણ પોતાને માર્ગે વાળી રહ્યો છે.' આથી અતિ ક્રોધમાં આવી જઈ હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછ્યું: 'હે મંદભાગી! તું જેને ભજે છે એ તારો ઈશ્વર ક્યાં છે?'

પ્ર૦—તે સર્વ સ્થળે છે. તેના વિનાનું કોઈ સ્થળ છે જ નહીં.

હિ૦—તો આ થાંભલામાં પણ તે હશે જ!

પ્ર૦—હા, મને તો તેમાં પણ દેખાય છે.

પ્રહ્લાદની આવી બકવાદ જેવી વાતથી ચિડાઈ જઈ, હિરણ્યકશિપુ આસન ઉપરથી ઊઠી ઊભા થયો અને પ્રહ્લાદને કહેવા લાગ્યો: 'હું હમણાં જ તારું ડોકું તારા ધડથી જુદું કરું છું, અને જોઉં છું કે, તારો ઈશ્વર તને કેવોક બચાવે છે. તારા આ થાંભલાવાસી ઈશ્વરને પણ હમણાં જ ખબર પાડું છું.'

એમ કહી તે થાંભલા ઉપર તેણે પોતાની મુક્કીનો ભયંકર પ્રહાર કર્યો. તે જ વખતે મહા ભયંકર અવાજ

સાથે તે થાંભલામાંથી નહિ પશુ કે નહિ મનુષ્ય એવું અદ્ભુત સ્વરૂપ ધારણ કરેલા પરમાત્મા પ્રગટ થયા.[1] તેમનું ઉપરનું અર્ધું સ્વરૂપ સિંહનું હતું, અને બાકીનો ભાગ મનુષ્યનો હતો. ભગવાનનું એ નૃસિંહસ્વરૂપ ભયંકર હતું. છતાં હિરણ્યકશિપુ તો હાથમાં ગદા લઈ તે સ્વરૂપ સામે વેગથી ધસી ગયો. પરંતુ ગરુડ જેમ સર્પને પકડે તેમ ભગવાને તેને પકડી લીધો, અને પછી સભાના ઉમરામાં ('નહિ અંદર કે નહિ બહાર'), પોતાની સાથળ ઉપર ('નહિ પૃથ્વી ઉપર કે નહિ આકાશમાં') તેને નાખી, ગરુડ સર્પને ચીરી નાખે તેમ નખ વડે ('નહિ જીવતા કે નહિ મરેલા વડે') ચીરી નાખ્યો. [૮/૧-૨૯]

હિરણ્યકશિપુનો વધ થતાં જ દેવાંગનાઓએ નૃસિંહ ભગવાન ઉપર પુષ્પવૃષ્ટિ કરી. બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, ઋષિઓ,

૧. વિષ્ણુપુરાણમાં આ આખો પ્રસંગ નથી. તેમાં તો ઊલટું એવું છે કે, અનેક ઘોર અત્યાચારો કરવા છતાં પ્રહ્લાદ ન મર્યા, ત્યારે હિરણ્યકશિપુને પશ્ચાત્તાપ થયો અને પોતાના પુત્ર તરફ સદ્ભાવ પ્રાપ્ત થયો. પ્રહ્લાદ પણ પછી તેની પ્રેમથી સેવા કરવા લાગ્યા. ત્યાર બાદ (કશા પ્રસંગ વિના જ) નૃસિંહે હિરણ્યકશિપુને મારી નાખ્યો, એવી ત્યાં કથા છે [૧/૨૦]. હરિવંશમાં તો પ્રહ્લાદને વિષ્ણુભક્ત વર્ણવ્યો જ નથી. હિરણ્યકશિપુએ બહુ કેર વર્તાવવા માંડ્યો ત્યારે વિષ્ણુ નૃસિંહરૂપ ધરી તેને મારવા આવ્યા; ત્યારે પ્રહ્લાદે તો ઊલટા પિતાને ચેતવી દીધા કે, આ કોઈ વિચિત્ર રૂપ તમને મારવા માટે આવ્યું છે. કૂર્મપુરાણમાં પણ પ્રહ્લાદને વિષ્ણુવિરોધી જ વર્ણવ્યો છે. હિરણ્યકશિપુના મૃત્યુ પછી ઊલટી તેણે તો પિતાને મારનાર સામે ચડાઈ કરી; અને તેમાં તે હાર્યો ત્યાર બાદ તે વિષ્ણુનો અનુયાયી બન્યો.

પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, મનુઓ, પ્રજાપ્રતિઓ, ગંધર્વો, ચારણો, યક્ષો, કિંપુરુષો, વૈતાલિકો, કિન્નરો અને વિષ્ણુના પાર્ષદો તેમની સ્તુતિ કરવા લાગ્યા. [૮/૩૯-૫૬]

પ્રહ્લાદજી પણ તેમને દંડવત્ પ્રણામ કરી ભક્તિભાની વાણી વડે તેમની સ્તુતિ કરવા લાગ્યા:

'હે પ્રભુ! અસુરની ઘોર જાતિમાં ઉત્પન્ન થયેલો હું આપનું આરાધન કેવી રીતે કરું? તોપણ, આપ તો કેવળ ભક્તિથી જ પ્રસન્ન થાઓ છો એમ માની, મારી બુદ્ધિ અનુસાર આપનું હું સ્તવન કરું છું. આ સમગ્ર જગત કેવળ આપ જ છો. જગતનું આદિ, મધ્ય અને અંત આપ જ છો. માયાથી ગુણોના પરિણામરૂપ આ જગતને સરજીને આપ તેમાં પ્રવેશ કરો છો; અને તે તે ગુણોને લીધે આપ તેના સર્જક, રક્ષક કે નાશક એમ અનેક પ્રકારે જણાઓ છો. આપથી જગત ભિન્ન નથી, તોપણ આપ તો જગતથી ભિન્ન જ છો.

'હે નાથ! મારું મન જન્મોજન્મનાં પાપોથી દૂષિત છે; અને તે બહારના પદાર્થોમાં જ્યાં ત્યાં કામાતુર બની ભટક્યા કરે છે અને હર્ષ, શોક, ભય વગેરે પામ્યા કરે છે. એવા મારાથી આપના તત્ત્વનો કઈ રીતે વિચાર થઈ શકે? આમ મારી ઇંદ્રિયોથી વ્યાકુળ બનેલો હું સંસારરૂપી વૈતરણીમાં ગોથાં ખાતો ખાતો ભયભીત થયો છું. તેમાંથી આપ મારું રક્ષણ કરો. સંસારમાં ભટકતા મારા જેવા મૂઢ જનો માટે આપ વિના બીજું કંઈ પણ શરણ હું જોતો નથી.

'હે પ્રભુ! ગૃહસ્થાશ્રમીનું સુખ તુચ્છ છે, તથા એક પછી એક નવાં નવાં દુઃખ ઉત્પન્ન કરનારું છે. તેમ છતાં

તેનાથી તૃપ્તિ તો થતી જ નથી. આપની કૃપાથી કોઈ ધીર પુરુષ જ એ દુઃખપરંપરામાંથી છૂટી, ઇંદ્રિયો અને મન ઉપર કાબૂ મેળવવા શક્તિમાન થાય છે. શાસ્ત્રમાં કહેલાં મૌન, વ્રત, શાસ્ત્રશ્રવણ, તપ, સ્વાધ્યાય, સ્વધર્માચરણ, સદ્ગ્રંથોપદેશ, એકાંતવાસ, જપ અને સમાધિ એ દશ સાધનો અજિતેંદ્રિય મનુષ્યને આજીવિકાના ઉપાયરૂપ થઈ પડે છે; પરંતુ તેના દોષો દૂર કરનાર થતાં નથી. માટે હું તો બહુ ભણવું-ગણવું છોડી દઈ, ચિત્તની એકાગ્રતાપૂર્વક આપની ઉપાસના કરવાને, આપને જ સર્વ કર્મોનું સમર્પણ કરવાને, આપની જ સેવાને, આપના જ સ્મરણને અને આપના જ શ્રવણને હિતકર માનું છું.' [૯/૩૦-૫૦]

પછી ભગવાને પ્રસન્ન થઈ પ્રહ્લાદને પોતાની કામના મુજબ વર માગવા કહ્યું, ત્યારે પ્રહ્લાદે જવાબમાં કહ્યું કે, 'સ્વભાવથી જ વિષયોમાં આસક્ત એવા મને આપનું વરદાન લોભાવનારું થઈ પડે તેમ છે. પરંતુ હું તો આપની પાસે એ જ વર માગું છું કે, મારા હૃદયમાં કામનાઓનો અંકુર જ ન રહો. કારણ કે કામાંકુરનો હૃદયમાં જન્મ થવાથી જ મનુષ્યનાં ઇંદ્રિય, મન, પ્રાણ, દેહ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મરણશક્તિ, તથા સત્ય નાશ પામે છે. મનુષ્ય જ્યારે કામનાઓનો ત્યાગ કરે છે, ત્યારે જ તે આપના તરફ ભક્તિ પ્રાપ્ત કરી શકે છે. માટે હું તો તે જ વરદાન માગું છું.' [૧૦/૨-૧૦]

ભગવાને પ્રહ્લાદને 'તથાસ્તુ' એમ કહ્યું. પછી પ્રહ્લાદે ભગવાનને વિનંતિ કરતાં કહ્યું કે, 'મારા પિતા અજ્ઞાનને કારણે આપનાથી વિમુખ હતા, અને આપને પોતાના શત્રુરૂપે

જોતા હતા. તેમનું તે દુરંત અને દુસ્તર પાપ નાશ પામો.'

ભગવાને કહ્યું, 'જેના કુળમાં તારા જેવો પુત્ર જન્મ્યો છે, તેવો તારો પિતા એકવીસ પૂર્વજો સાથે પવિત્ર જ થયો છે. માટે તે ઉત્તમ લોકમાં જ જશે. હવે હે તાત! તું તારા પિતાના સ્થાન ઉપર બેસ અને મારામાં મન સ્થાપી, મારા પરાયણ થઈ, ધર્મપ્રાપ્ત સર્વ કર્તવ્યો કર.' [૧૮-૨૩]

પછી અસુરોને આવાં વરદાનો આપવાં નહિ એવી બ્રહ્માને તાકીદ આપી, ભગવાન ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.* [૧૦/૩૦]

* આ પ્રસંગે અહીં આગળ, "આ નૃસિંહરૂપધારી વિષ્ણુ ભગવાને જ પૂર્વે મયદાનવથી પરાભૂત થયેલા શંકરની કીર્તિ વધારી આપી હતી" એમ કહીને શંકરે કરેલા ત્રિપુરનાશની કથા વિષ્ણુના પરાક્રમની કથામાં જોડી દેવામાં આવી છે. મયદાનવે દાનવોને સોનું, રૂપું અને લોઢું એ ત્રણનાં (કે એ ત્રણના કિલ્લાવાળાં) ત્રણ નગરો બનાવી આપ્યાં હતાં, અને દાનવો તે નગરોના રક્ષણમાં રહી દેવોનો સંહાર કરતા હતા. પછી દેવોનું દુઃખ જોઈ, દેવોની વિનંતિથી શંકર તે ત્રણ પુરોનો નાશ કરવા ગયા તો ખરા, પણ મયદાનવ યુદ્ધમાં હણાતા સૌ દાનવોને તે નગરોમાં આવેલા અમૃતકૂપની મદદથી પાછા જીવતા કરતો હતો, એટલે શંકર થાક્યા. પછી વિષ્ણુ અને બ્રહ્મા ગાય અને વાછરડાનું રૂપ લઈ, તે શહેરોમાં પ્રવેશ કરીને તે અમૃતકૂપનું અમૃત પી ગયા, ત્યારે શંકર દાનવોનો અને તેમનાં પુરોનો નાશ કરી શક્યા.

મત્સ્યપુરાણમાં તો આ કથાને એવું રૂપ આપ્યું છે કે, એ ત્રિપુરોમાં ધર્મનું પ્રાબલ્ય હતું તેથી તે જિતાતાં નહોતાં. પણ વિષ્ણુએ બુદ્ધનું રૂપ ધારણ કરી, ખોટા ઉપદેશથી તે નગરોમાં ધર્મનો ધ્વંસ કર્યો, એટલે તે નગરો જીતી શકાયાં!

## ૧૯

# સર્વધર્મસારસંગ્રહ

શ્રી શુકદેવજી કહે છે: હે રાજા! સ્વાયંભુવ મન્વંતરની કથાની પૂર્ણાહુતિ વખતે હવે હું તને વિવિધ પ્રજાઓના ધર્મો કહી સંભળાવું છું. તે ધર્મો દક્ષની પુત્રી મૂર્તિ વિષે પોતાના અંશથી ધર્મ નામે પ્રજાપતિ દ્વારા અવતરેલા તથા બદરિકાશ્રમમાં રહીને તપશ્ચર્યા કરતા નારાયણ ભગવાને કહી બતાવ્યા છે. સર્વ દેવમય ભગવાન શ્રીહરિ જ સર્વ ધર્મોનું મૂળ છે; વેદને જાણનારાઓએ રચેલી સ્મૃતિઓ પણ ધર્મનું મૂળ છે; તથા જેનાથી પોતાનું અંતઃકરણ પ્રસન્ન થાય તે પણ ધર્મનું જ મૂળ છે. [૧૧/૬-૭]

### સર્વના સાધારણ ધર્મો

હે રાજન્! નીચેનાં ત્રીસ લક્ષણવાળો ઉત્તમ ધર્મ સર્વ મનુષ્યો માટે સાધારણ કહેવામાં આવ્યો છે: સત્ય, દયા, તપ, શૌચ, સહનશીલતા, યોગ્યાયોગ્ય વિચાર, માનસિક સંયમ, ઇંદ્રિયસંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય,

સરળતા, સંતોષ, મહાપુરુષોની સેવા, પ્રવૃત્તિમાર્ગનાં કર્મોથી ધીમે ધીમે નિવૃત્ત થવું, મનુષ્યોની નિષ્ફળ ક્રિયાઓનો વિચાર, વૃથા બોલવું નહિ, આત્મા દેહાદિથી ભિન્ન છે એવું નિત્ય-ચિંતન, પોતાના અન્નાદિ ભોગ્ય પદાર્થોમાંથી બીજાં પ્રાણીઓને યથાયોગ્ય ભાગ આપવો, સર્વ પ્રાણીઓમાં આત્મારૂપ દેવ વિરાજે છે એવી બુદ્ધિ રાખવી, ભગવાનની કથાઓનું શ્રવણ કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમન, દાસ્ય, સખ્ય અને પોતાના આત્માનું તેમને સમર્પણ. [૧૧/૮-૧૨]

## વર્ણધર્મો

જેને મંત્રયુક્ત ગર્ભાધાન આદિ સંસ્કારો અવિચ્છિન્ન કરવામાં આવે છે, તે દ્વિજ કહેવાય છે, બીજા શૂદ્ર કહેવાય છે. દ્વિજોમાં પણ મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, તપ, શૌચ, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા, ભગવાનમાં તલ્લીનતા અને સત્ય એ લક્ષણવાળા મનુષ્યો બ્રાહ્મણ છે; યુદ્ધમાં ઉત્સાહ, પ્રભાવ, ધૈર્ય, તેજ, દાન, માનસિક જય, ક્ષમા, બ્રાહ્મણ પ્રત્યેની ભક્તિ, પ્રસન્નતા, અને સર્વની રક્ષા એ લક્ષણવાળા લોકો ક્ષત્રિય છે; તથા દેવ, ગુરુ અને શ્રીભગવાનની ભક્તિ, ધર્મ, અર્થ તથા કામનું પોષણ, આસ્તિકતા, ઉદ્યમ અને નિત્ય કાર્યકુશળતા એ વૈશ્યનાં લક્ષણો છે. સજ્જન-સેવા, બાહ્યાભ્યંતર પવિત્રતા, નિષ્કપટ સેવા, વૈદિક મંત્રોચ્ચાર રહિત પાંચ મહાયજ્ઞો કરવા, ચોરી ન કરવી, સત્ય બોલવું, અને ગૌબ્રાહ્મણની રક્ષા એ શૂદ્રનાં લક્ષણો છે. અહીં જે જે વર્ણનાં લક્ષણ જણાવ્યાં છે, તે લક્ષણો બીજા વર્ણના પુરુષમાં જોવામાં આવે, તો તેને પણ તે વર્ણનાં લક્ષણો

ઉપરથી તે જ વર્ણનો ગણવો. તેના જન્મ ઉપરથી તેને તે વર્ણનો ગણવો નહિ. [૧૧/૩૫]

મનુષ્યે ઋત કે અમૃતથી આજીવિકા કરવી, અથવા મૃત કે પ્રમૃતથી આજીવિકા કરવી, અથવા સત્યાસત્યથી આજીવિકા કરવી; પણ શ્વવૃત્તિથી (કૂતરાની રીતે) આજીવિકા કદી ન કરવી. ખેતર કે દુકાનની આસપાસ પડી રહેલા (માલિકે જતા કરેલા) દાણા વીણી લાવી આજીવિકા કરવી તે ઋત કહેવાય છે. માગ્યા વિના મળી આવેલાથી આજીવિકા કરવી તે અમૃત કહેવાય છે. નિત્ય માગી લાવીને આજીવિકા કરવી તે મૃત કહેવાય છે. ખેતીવાડીથી આજીવિકા કરવી તે પ્રમૃત કહેવાય છે. જેમાં સાચું-જૂઠું કરવું પડે છે તે વેપાર 'સત્યાસત્ય' કહેવાય છે. અને નીચની સેવા તે શ્વવૃત્તિ કહેવાય છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયે આ શ્વવૃત્તિનો હંમેશાં ત્યાગ કરવો. [૧૧/૧૮-૨૦]

સ્ત્રીના ધર્મો નીચે પ્રમાણે છે: ઘરને વાળીઝૂડી સાફ રાખવું; તેને તથા પોતાની જાતને સુશોભિત રાખવાં; જે કાંઈ મળે તેથી સંતુષ્ટ રહેવું; મળી આવેલા ભોગોમાં પણ લોલુપતાનો ત્યાગ કરવો; આળસરહિત રહેવું; ધર્મ જાણવો; પ્રિય તથા સત્ય વાણી બોલવી; પ્રમાદનો ત્યાગ કરવો; પવિત્ર રહેવું; સ્નેહાળ થવું; અને પતિત ન હોય એવા પતિની સેવા કરવી. [૧૧/૨૬-૮]

પોતપોતાની આજીવિકા પ્રમાણે પોતાનું ગુજરાન કરી જે મનુષ્ય પોતાના વર્ણધર્મ અનુસાર કર્મો કર્યા કરે છે, તે મનુષ્ય ધીમે ધીમે સત્ત્વાદિ સ્વભાવથી થયેલાં કર્મોનો ત્યાગ કરી નિર્ગુણપણાને પામે છે. જેમ વારંવાર વવાતું ખેતર પોતાની મેળે રસકસહીન થઈ જઈ, ફરી ધાન્યની ઉત્પત્તિ માટે લાયક

રહેતું નથી, અને તેમાં વાવેલું બીજ પણ નાશ પામે છે, તેમ મન પણ પુનઃ પુનઃ કામોના અતિસેવનથી વૈરાગ્યને પામે છે. [૧૧/૩૨-૪]

બ્રાહ્મણનાં કર્મો છ છે: ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન દેવું તથા દાન લેવું. તેમાં ભણાવવું, યજ્ઞ કરાવવો તથા દાન લેવું એ ત્રણ કર્મો તેની આજીવિકા માટે છે. ક્ષત્રિયને દાન લેવા સિવાયનાં કર્મો કરવાનાં કહ્યાં છે. જે ક્ષત્રિય રાજા હોય, તેણે બ્રાહ્મણ વિના બીજાઓ પાસેથી કર, દંડ, અને જકાત લઈને આજીવિકા કરવી. વૈશ્યે ખેતી અને વેપાર વગેરેથી આજીવિકા કરવી, અને શૂદ્રે સેવા વડે આજીવિકા કરવી. નીચેના વર્ણવાળાએ આપત્તિકાળ વિના પોતાની ઉપરના વર્ણની આજીવિકાનો આશ્રય કરવો નહીં. આપત્તિકાળમાં ક્ષત્રિય વિના સર્વ વર્ણો સર્વ આજીવિકાઓનો આશ્રય કરી શકે છે. ક્ષત્રિય તો આપત્તિમાં પણ ભિક્ષા માગી શકતો નથી. [૧૧/૧૬-૭]

## આશ્રમધર્મો

હવે આશ્રમોનું વર્ણન કરવામાં આવે છે. બ્રહ્મચારીએ ગુરુકુળમાં વાસ કરવો, જિતેંદ્રિય થવું, ગુરુનું હિત કરવું, ગુરુની પાસે દાસની પેઠે નમ્ર રહેવું અને ગુરુ ઉપર દૃઢ પ્રેમ રાખવો. તેણે મિતાહાર કરવો, ચતુર થવું, શ્રદ્ધાળુ થવું, જિતેંદ્રિય થવું અને ગુરુ બોલાવે ત્યારે તેમની પાસે અત્યંત સંયમ જાળવી અધ્યયન કરવું. તેણે ઉપયોગ હોય તેટલો જ સ્ત્રીઓમાં તથા સ્ત્રીવશ પુરુષોમાં વ્યવહાર રાખવો. યુવાન સ્ત્રી એ અગ્નિરૂપ છે, અને યુવાન પુરુષ થીજેલા ઘીના ઘડા

જેવો છે. માટે એકાંતમાં પોતાની પુત્રીનો પણ ત્યાગ કરવો. દેહ-ઇંદ્રિયાદિ જે કાંઈ જણાય છે તે કેવળ આભાસમાત્ર જ છે એવો નિશ્ચય સ્વરૂપના સાક્ષાત્કાર દ્વારા કરીને જીવ જ્યાં સુધી ઈશ્વરરૂપ થતો નથી, ત્યાં સુધી 'આ સ્ત્રી છે' 'આ પુરુષ છે' એવો ભેદ દૂર થતો નથી; અને તે ભેદ જ્યાં સુધી દૂર ન થાય, ત્યાં સુધી 'અમુક વસ્તુ ભોગ્ય છે' એવી બુદ્ધિ રહે છે. માટે સ્ત્રી આદિથી દૂર રહેવું આવશ્યક છે. એ નિયમ ગૃહસ્થને માટે પણ છે અને સંન્યાસીને માટે પણ છે. ગૃહસ્થે સ્ત્રી પાસે ઋતુ સમયે જ જવું. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના મનુષ્યે એ પ્રમાણે ગુરુકુળમાં નિવાસ કરીને પોતાના અધિકાર મુજબ શક્તિ પ્રમાણે અંગો અને ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેમના અર્થનું જ્ઞાન સંપાદન કરવું. અને પછી ગુરુની આજ્ઞા લઈને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો અથવા સીધા સંન્યાસાશ્રમમાં ચાલ્યા જવું. [૧૨/૧-૧૪]

ગૃહસ્થે ઘરને યોગ્ય ક્રિયાઓ જરૂર કરવી, પરંતુ તે બધી સાક્ષાત્ શ્રી ભગવાનને અર્પણ કરવી. તેણે ભગવાનની કથારૂપ અમૃતનું નિત્ય પાન કરવું, અને શ્રદ્ધા રાખી યથાયોગ્ય સમયે શાંત મહાપુરુષોનો સમાગમ કરવો. સત્સંગના પ્રભાવથી મનુષ્ય સ્વયમેવ પોતાનાથી ભિન્ન એવા શરીર, સ્ત્રી, પુત્ર વગેરે પદાર્થોમાં ધીમે ધીમે આસક્તિનો ત્યાગ કરે છે. બુદ્ધિમાન ગૃહસ્થે જેટલું પ્રયોજન હોય તે પ્રમાણમાં શરીર તથા ઘરમાં ભોગ્ય વસ્તુઓનું સેવન કરવું, અને વિરક્ત રહીને રાગીની પેઠે મનુષ્યલોકમાં પુરુષાર્થ પ્રગટ કરવો. જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલા જ ધાન્યાદિમાં પ્રાણીઓની પોતાની માલિકી છે; એ સિવાય વધારાના ધાન્યાદિને જે મનુષ્ય

પોતાનું માને છે, તે ચોર છે. મૃગ વગેરે પશુઓને અને પંખીઓને પણ ગૃહસ્થે પોતાના પુત્ર સમાન ગણવાં જોઈએ. ગૃહસ્થે અત્યંત કષ્ટ થાય તે રીતે ધર્મ, અર્થ અને કામનું સેવન કરવું નહિ. સર્વ પ્રાણીઓને ગૃહસ્થે પોતાના ભોજનમાંથી વિભાગ આપવો જોઈએ, વિવેકી ગૃહસ્થે દૈવયોગે પ્રાપ્ત થયેલા અને પાંચ મહાયજ્ઞો કરતાં બાકી રહેલા અન્નાદિથી પોતાની આજીવિકા કરવી જોઈએ, અને તેમાં પણ જે કાંઈ બાકી રહે તેમાં મમતાને તજવી જોઈએ. ગૃહસ્થે વારંવાર, ઉત્તમ પુરુષો અને ભગવાનની પ્રતિમાઓયુક્ત દેશોનું સેવન કરતા રહેવું જોઈએ. સર્વ પ્રાણીશરીરોમાં જીવસ્વરૂપે ભગવાન વિરાજે છે. એમાંય અધિકઅધિક જ્ઞાનાંશયુક્ત મનુષ્યશરીર અધિકઅધિક ઉત્તમ પાત્રરૂપ છે. મનુષ્યોમાં પરસ્પર અપમાન કરવાની બુદ્ધિ થયેલી જોઈ, વિદ્વાનોએ ત્રેતાયુગથી આરંભી પૂજા વગેરે માટે (મનુષ્યને બદલે) મૂર્તિની કલ્પના કરી છે. પરંતુ મૂર્તિની પૂજા કરવા છતાં જેઓ મનુષ્યોનો દ્વેષ કરે છે, તેઓને ભગવાનની મૂર્તિની પૂજા ફળ આપનારી થતી નથી. [૧૪/૧-૪૦]

વાનપ્રસ્થે ખેડથી પાકેલું ધાન્ય ખાવું નહિ, અગ્નિથી પાકેલું ખાવું નહિ, તેમ કાચું પણ ખાવું નહિ; પણ સૂર્યથી પાકેલું જ ખાવું. માત્ર અગ્નિના રક્ષણ માટે જ તેણે ઝૂંપડીનો કે ગુફા આદિનો આશ્રય કરવો. કેશ વગેરેને એમ ને એમ ધારણ કરવા. એ પ્રમાણે તપના ક્લેશથી બુદ્ધિનો નાશ ન થઈ જાય તે મર્યાદામાં બાર, આઠ, ચાર, બે કે એક વર્ષ પર્યંત તેણે વનમાં વિચરવું. રોગના કારણથી કે વૃદ્ધાવસ્થાથી પોતાની ક્રિયાઓ પાળવામાં અસમર્થ થતાં

કે જ્ઞાનાભ્યાસ માટે અસમર્થ થતાં અનશનાદિથી તેણે દેહનો ત્યાગ કરવો. [૧૨/૨૩]

પરંતુ વાનપ્રસ્થાશ્રમ પાળ્યા પછી જ્ઞાનાભ્યાસ માટે સમર્થ હોય તેણે સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો. એકલો દેહ રાખી, બાકી સર્વ પરિગ્રહનો ત્યાગ તેણે કરવો. એક ગામમાં એક જ રાત્રી રહી, તેણે કેવળ નિઃસ્પૃહ વૃત્તિથી વિચરવું. સંન્યાસીએ વસ્ત્ર ધારણ કરવાં હોય તો લંગોટ જેટલું જ વસ્ત્ર ધારણ કરવું. પોતે એકલા જ ફરવું, ભિક્ષા ઉપર જીવવું, આત્મામાં જ રમ્યા કરવું, કોઈનો આશ્રય લેવો નહિ, સર્વના મિત્ર થવું, શાંત રહેવું અને નારાયણપરાયણ રહેવું. પોતાનો આત્મા, કે જે કાર્ય તથા કારણથી ભિન્ન છે, તેમાં આ સર્વ જગતને રહેલું જોવું, અને કાર્યકારણરૂપ સર્વ વસ્તુમાં પરબ્રહ્મ એવો પોતાનો આત્મા રહેલો જોવો. સંન્યાસીએ અવશ્ય થનારા મૃત્યુને પણ ન ઇચ્છવું કે જીવિતની પણ ઇચ્છા રાખવી નહિ. આત્માના સ્વરૂપ સંબંધી ન હોય તેવાં શાસ્ત્રોમાં તેણે લક્ષ આપવું નહિ. નક્ષત્રવિદ્યાદિ આજીવિકાનો આશ્રય કરવો નહિ, વાદ અથવા વિતંડા કરવા નહિ, બળજબરીથી કે લલચાવીને શિષ્યો કરવા નહિ, બહુ શાસ્ત્રાભ્યાસ ન કરવો, વ્યાખ્યાન ન કરવાં કે મઠ ઇત્યાદિ બંધાવવામાં પ્રવૃત્ત ન થવું. એમ કરતાં કરતાં જ્યારે તે શાંત અને સમાનભાવવાળા ચિત્તયુક્ત થાય, ત્યારે તેને ધર્મના પ્રયોજન માટે કોઈ પણ આશ્રમ રહેતો નથી. તે સમયે તે આશ્રમનાં ચિહ્નાદિ ધારણ કરે અથવા તજી પણ શકે. તેવો સંન્યાસી પરમહંસ કહેવાય છે. તે વિદ્વાન હોય, છતાં ઉન્મત્ત જેવો જણાય કે બાળક જેવો જણાય;

અને મહાન વક્તા હોય છતાં મૂંગો હોય તેવો દેખાય. તે પોતાનાં ચિહ્નો બહાર પ્રગટ ન કરે; તથા અજગરની પેઠે જે આવી મળે તેમાં જ સંતોષ માને. તેને સ્વાદવાળું મળે કે નિઃસ્વાદ મળે, ઘણું મળે કે થોડું મળે, અપમાનથી મળે કે માનથી મળે, એ કશામાં તે અપેક્ષાબુદ્ધિ ન રાખે. વસ્ત્ર, પલંગ ભૂમિશય્યા, નગ્નતા, સવારી ઇત્યાદિની બાબતમાં પણ તેમ જ સમજવું. આમ સર્વ વસ્તુઓનો આત્માનુભવમાં લય કરી, તેણે સર્વ વસ્તુઓથી વિરત થવું. [૧૩/૪૪]

## સર્વધર્મસારસંગ્રહ

ધર્મની ઇચ્છા રાખનારા મનુષ્યોને અહિંસા જેવો કોઈ પણ ઉત્તમ ધર્મ નથી. માટે ધર્મતત્ત્વને જાણનારા ગૃહસ્થે શ્રાદ્ધમાં પણ કોઈને માંસ જમાડવું નહીં કે જાતે પણ જમવું નહિ. કર્મમય દ્રવ્યયજ્ઞોથી યજન કરવાને મનુષ્ય તૈયાર થાય છે ત્યારે તેને જોઈને પ્રાણીઓ ભયભીત બની વિચાર કરે છે કે, 'આત્મતત્ત્વને ન જાણનારો આ નિર્દય મનુષ્ય અમને ન મારી નાખે તો સારું.' કારણ કે તે મનુષ્ય ખરેખર પોતાના પ્રાણોને જ તૃપ્ત કરનારો હોય છે. જેઓ સર્વ કર્મમય યજ્ઞને આત્મસંયમરૂપ અગ્નિમાં હોમી દઈ, માનસિક નિગ્રહ ધારણ કરે છે, તેઓ યજ્ઞવેત્તાઓમાં ઉત્તમ છે. [૧૫/૭-૧૦]

બીજો શ્રેષ્ઠ ધર્મ, કામનાઓના ત્યાગપૂર્વક સંતોષીપણું છે. નિર્ધન મનુષ્યે ધર્મને માટે પણ ધનની ઇચ્છા ન કરવી. જેના પગમાં પગરખાં છે, તેને સર્વ પૃથ્વી જેમ કાંટા-કાંકરા વિનાની જ છે, તેમ સંતોષી મનવાળાને સર્વ દિશાઓ

સુખમય છે. અસંતોષીનું તેજ, વિદ્યા, તપ અને યશ નાશ પામે છે. વિષયની કામનાઓના લોભથી સર્વત્ર પ્રવૃત્તિ કર્યા કરનારને, આત્મામાં રમણ કરનાર અને અજગરવૃત્તિથી આજીવિકા ચલાવનાર જેવું સુખ ક્યાંથી હોય? સમગ્ર દિશાઓને જીતીને કે આખી પૃથ્વીનો ઉપભોગ કરીને પણ મનુષ્ય લોભના અંતને પામતો નથી. મનુષ્યે જાતજાતના સંકલ્પો નહિ કરીને કામને જીતવો; કામનો ત્યાગ કરીને ક્રોધને જીતવો; ધનમાત્ર અનર્થરૂપ છે એવી દૃષ્ટિ કરીને લોભને જીતવો; આત્મતત્ત્વનો વિચાર કરીને ભય જીતવો; આત્માનાત્માનો વિવેક કરી શોક તથા મોહને જીતવા; મહાપુરુષોની સેવા કરીને દંભ જીતવો; મૌન વડે યોગમાં વિઘ્નરૂપ લોકવાર્તાદિને જીતવાં; શરીર ઉપરની નિઃસ્પૃહતાથી હિંસાને જીતવી; ભયકારક પ્રાણીઓનું જ હિત કરીને તેઓ તરફના દુઃખને જીતવું; શારીરિક દુઃખનો યોગબળથી જય કરવો; સાત્ત્વિક આહાર વગેરેથી નિદ્રાનો જય કરવો; સત્ત્વગુણથી રજોગુણ-તમોગુણનો જય કરવો; અને સર્વ પ્રકારની શાંતિથી સત્ત્વગુણનો જય કરવો. આ બધા ઉપાયો કહેવા ખાતર બતાવ્યા છે. પુરુષ કેવળ એક ગુરુભક્તિથી પૂર્વોક્ત સર્વ કામાદિને અનાયાસે જીતી શકે છે. [૧૫/૧૫-૨૭]

શાસ્ત્રમાં જે જે નિયમોની આજ્ઞાઓ કહેવામાં આવી છે, તે સર્વ છ ઇંદ્રિયોના વર્ગને જીતવા માટે જ છે. અને એ રીતે ઇંદ્રિયોના જય કરવામાં તે આજ્ઞાઓ સફળ થઈ હોય તોપણ તે જો ધારણા, ધ્યાન તથા સમાધિરૂપ યોગને સિદ્ધ કરનારી ન થાય, તો કેવળ વ્યર્થ પરિશ્રમ આપનારી જ થઈ પડે છે. ગૃહસ્થાવસ્થામાં ચિત્તનો વિજય કરવા

યત્ન કરી રહેલા મનુષ્યે પોતાનું ચિત્ત કુટુંબ આદિના સંગથી અસ્થિર થઈ જતું હોય તો સંન્યાસી થઈ જવું, અને કોઈ પણ જાતના પરિગ્રહ વિના એકાંત સ્થળમાં સ્થિતિ કરવી. ભિક્ષા માગી અમુક પ્રમાણમાં જ આહાર લેવો. પછી પવિત્ર તથા સમપ્રદેશમાં સ્થિર, સરખું અને સુખકારક આસન સ્થાપીને તે આસન ઉપર સીધા અંગે બેસવું અને ૐકારનો જપ કરવો. જ્યાં સુધી મન સર્વ કામનાઓનો ત્યાગ ન કરે, ત્યાં સુધી પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થાપીને પ્રાણાયામ કરવો; અને વિષયવાસનાથી વ્યાકુળ થયેલું મન જે જે વિષય તરફ ભટકતું ફરે, તે તે વિષય તરફથી તેને આકર્ષી લઈ, પોતાના હૃદયમાં જ ધારણ કરી રાખવું. એમ કરનારા સંન્યાસીનું મન અતિ અલ્પકાળમાં લાકડા વિનાના અગ્નિની પેઠે શાંત થઈ જાય છે. પછી તેનું મન કામાદિથી પણ ક્ષોભ પામતું નથી, અને બ્રહ્મસુખનો સંબંધ પ્રાપ્ત કરી, તેમાંથી કદી ઉત્થાન પામતું નથી. [૧૫/૨૮-૩૫]

હે રાજન્! પોતાને ઘેર રહી શાસ્ત્રવિહિત ઉપાયોથી સ્વકર્મો કરીને ભગવાનની ભક્તિ કરનારો ગૃહસ્થ પણ ભગવાનની એ ગતિને પામે છે એમ નિશ્ચય જાણવું. એવો ગૃહસ્થ અનાયાસે સંન્યાસીઓની પદવીને પામે છે. [૧૫/૭૪]

[સપ્તમ સ્કંધ સમાપ્ત]

# પ્રાસ્તાવિક

શ્રી શુકદેવજી કહે છે: હે રાજા! સ્વાયંભુવ મનુનો વંશ મેં તને કહી સંભળાવ્યો. તે પ્રથમ મન્વંતર કહેવાય છે. એક 'કલ્પ' જેટલા કાળમાં એક હજાર યુગ જેટલો કાળ હોય છે; અને તેટલામાં ૧૪ મન્વંતર થાય છે. [૧૩/૩૬] એ મનુ વગેરે સર્વે તે તે કાળમાં અવતાર ધારણ કરનારા પરમેશ્વરની જ આજ્ઞામાં રહે છે, અને તેમની પ્રેરણા પામીને જગતનો નિર્વાહ કરે છે. ચાર યુગોને અંતે જ્યારે વેદના સમૂહો કાળે કરીને વિનાશ પામે છે, ત્યારે દરેક મન્વંતરના સપ્તર્ષિઓ તે વેદસમૂહોનો તપોબળથી સાક્ષાત્કાર કરે છે. તે વેદોમાંથી સનાતન ધર્મ પુનઃ પ્રગટ થાય છે. પછી મનુઓ સાવધાન થઈને પોતપોતાના કાળમાં તે ધર્મને સાક્ષાત્ પ્રવર્તિત કરે છે. તેમની પછી તેમના પુત્ર–પૌત્રાદિ તે તે મનુનો સમય પૂરો થાય ત્યાં સુધી તે ધર્મનું પાલન કરે છે. [૧૪/૫-૭]

આ કલ્પમાં સ્વાયંભુવ વગેરે છ મનુઓ થઈ ગયા છે. બીજા મનુ સ્વારોચિષ હતા. તે મન્વંતરમાં વેદશિરસ્ નામના

ઋષિની તુષિતા નામની પત્નીને પેટે ‘વિભુ’ નામે શ્રીહરિ અવતર્યા હતા.[1] તે બાલ્યાવસ્થાથી જ બ્રહ્મચારી હતા. ત્રીજા મન્વંતરમાં ઉત્તમ નામના મનુ હતા. તે મન્વંતરમાં ધર્મની સૂનૃતા નામની સ્ત્રીને પેટે ‘સત્યસેન’ નામે શ્રીહરિ અવતર્યા હતા. તેમણે ઇંદ્રના મિત્ર બની અનેક દુષ્ટ દુરાચારી યક્ષો રાક્ષસો આદિનો વધ કર્યો હતો. ચોથા મન્વંતરમાં ‘તામસ’ નામના મનુ[2] હતા. તે મન્વંતરમાં હરિમેધસૂની હરિણી નામની સ્ત્રીને પેટે ‘હરિ’ નામે ભગવાન અવતર્યા હતા. તેમણે ગજેન્દ્રને મગરના મોંમાંથી છોડાવ્યો હતો. [૧/૨૦-૩૦]

---

૧. પ્રથમ મનુના સમયમાં ‘શ્રીયજ્ઞ’ એ અવતાર કહેવાય છે. તેમની કથા આગળ આવી ગઈ છે. જુઓ પા. ૭૬.

૨. મૂળમાં તેમને ત્રીજા મનુના ભાઈ કહ્યા છે.

૧

# ગજેન્દ્ર-મોક્ષ

પરીક્ષિત રાજા પૂછે છે: હે બ્રહ્મન્! ભગવાને મગરના મુખમાંથી ગજેન્દ્રને શા માટે છોડાવ્યો હતો, તથા તે ગજેન્દ્ર તેના પંજામાં શી રીતે સપડાયો હતો, તે સર્વ કથા કૃપા કરીને આપ મને કહી સંભળાવો.

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! ભગવાનના ચરિત્ર વિષે પવિત્ર કથાઓ સાંભળવાની તારી ઇચ્છા વખાણવા યોગ્ય છે. હે રાજન્! તારા કહ્યા મુજબ હું તે કથા તને કહી સંભળાવું છું; તે તું સાવધાન ચિત્તે સાંભળ.

ક્ષીરસમુદ્રથી વીંટાયેલા ત્રિકૂટ પર્વત ઉપર ઋતુમત્ નામે ઉદ્યાન હતું. તે ઉદ્યાનમાં એક સુંદર સરોવર આવેલું હતું. એક વખત, તે પર્વતના વનમાં રહેતો એક હાથી, હાથણીઓ વગેરે સાથે વિચરતો વિચરતો પાણી પીવા તથા ક્રીડા કરવા માટે તે સરોવરમાં ઊતર્યો. તે સમયે દૈવથી પ્રેરાયેલા કોઈ મગરે જોરથી તે હાથીનો પગ પકડ્યો અને

તેને અંદર ઊંડાણમાં ખેંચવા માંડયો. તે બળવાન હાથી પોતાના બળ પ્રમાણે તે મગરની પકડમાંથી છૂટવાનો ઘણો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ પેલો મગર અત્યંત બળવાન હોવાથી તેનું કાંઈ ચાલ્યું નહિ. તે બંનેનો આ ગજગ્રાહ બહુ લાંબોકાળ ચાલ્યો, અને તેથી તે બંને ઘણા દુઃખી થયા; પરંતુ બંનેનું બળ લગભગ સમાન હોવાથી તેઓ આ યુદ્ધનો કશો નિવેડો લાવી શક્યા નહિ. [૨/૧-૨૯]

હે રાજન્! લાંબા કાળે તે હાથીનું બળ ઓછું થવા લાગ્યું, અને તે પ્રાણસંકટમાં આવી પડ્યો. તે વખતે તેને વિચાર આવ્યો કે, 'મારા આ સંબંધી હાથીઓ મને દુઃખીને છોડાવવાને સમર્થ નથી, તો પછી આ હાથણીઓ તો મને શી રીતે છોડાવવાની છે? માટે હવે તો સર્વ પ્રાણીઓના અંતર્યામી તથા બ્રહ્માદિના પણ આશ્રયભૂત એવા શ્રી પરમપુરુષ પરમાત્માને શરણે જવું એ જ મારા જેવા માટે યોગ્ય . કારણ કે, આખા જગતમાં મનુષ્યનું સર્વ તરફથી રક્ષણ કરનાર તેમના વિના બીજું કોઈ નથી.' [૨/૩૦-૩૩]

એમ વિચારી તે ગજેન્દ્રે ભાવભીના હૃદયે પરમાત્માની સ્તુતિ કરવા માંડી :

'સર્વ શરીરોમાં કારણ તરીકે રહેલા, સર્વના મૂળ કારણ, પરમ ઈશ્વર, તથા જેમનાથી આ જગત ચૈતન્યમય છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું. અનંત શક્તિવાળા અને રૂપરહિત હોવા છતાં અનેક સ્વરૂપો ધારણ કરનારા તથા આશ્ચર્યકારક કર્મ કરનાર તે પ્રભુને મારા નમસ્કાર હો. મારા જેવા શરણે આવેલાના પાશને છોડી નાખનારા, સદાકાળ મુક્ત, અત્યંત કૃપાળુ અને કોઈના ઉપર દયા કરવામાં

આળસરહિત એવા આપ પ્રભુને મારા નમસ્કાર હો. શરીર, પુત્ર, સંબંધી વર્ગ, ઘર, ધન, તથા બીજાં મનુષ્યોમાં આસક્ત રહેનારાઓને આપ અત્યંત દુર્લભ છો, અને તેથી જ દેહાદિમાં આસક્તિ ત્યાગીને મહાત્મા પુરુષો આપનું ચિંતન કર્યા કરે છે. ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષની ઇચ્છાવાળા પુરુષો આપનું ભજન કરતાં ઇષ્ટ ગતિને પામે છે, એટલું જ નહિ પણ, જે કામનાઓ તેમણે ઇચ્છી નથી હોતી, તે કામનાઓ પણ તેમના પ્રત્યેની કૃપાથી આપ વણમાગી પૂરી કરો છો. તેવા હે અતિશય દયાળુ પરમાત્મા! આપ મારો પણ અનાથ જાણી છુટકારો કરો!' [૩/૨-૨૯]

આ પ્રમાણે જ્યારે ભક્તિગદ્‌ગદ થઈને ગજેન્દ્રે પરમાત્માને યાદ કર્યા, ત્યારે સર્વના અંતર્યામી પરમાત્મા તેનું દુઃખ જાણી તથા તેણે કરેલી સ્તુતિ સાંભળી, વેદમય ગરુડ ઉપર બેસી તથા હાથમાં ચક્ર ધારણ કરી ત્યાં સત્વર આવી પહોંચ્યા. તેમને જોઈ, મરણને કાંઠે આવેલો ગજેન્દ્ર મહાકષ્ટે સૂંઢ ઊંચી કરી નમસ્કાર કરવા લાગ્યો. પરમકૃપાળુ પરમાત્માએ ત્યાં આવી, તરત જ ગજેન્દ્રને મગર સાથે પાણીની બહાર ખેંચી કાઢ્યો. અને સુદર્શન ચક્રથી મગરનું મુખ ચીરી નાખી દેવોના દેખતાં મુક્ત કર્યો.* [૨/૩૦-૩]

---

* આ મગર તથા ગજેન્દ્રના પૂર્વજન્મોની કથા આ પ્રમાણે છે: એ મગર આગલા જન્મમાં હૂહૂ નામનો ગંધર્વ હતો. તે એક વખત સરોવરમાં સ્ત્રીઓ સાથે ક્રીડા કરતો હતો. તે વખતે દેવલ નામના ઋષિ તે જ સરોવરમાં નાહવા આવ્યા. પેલા ગંધર્વે ક્રીડા ખાતર ડૂબકી મારીને દેવલ ઋષિના પગ પાણીમાં જ પકડીને

હે રાજન્! તારી ઇચ્છાથી, પાપનો નાશ કરનારું શ્રી હરિનું ગજેન્દ્ર-મોક્ષરૂપી પવિત્ર ચરિત્ર મેં તને કહી સંભળાવ્યું. હવે પાંચમા રૈવત મનુની કથા તું મારી પાસેથી સાંભળ.[૧] તેના મન્વંતરમાં શુભ્રની વિકુંઠા નામની સ્ત્રીને પેટે ભગવાન વૈકુંઠ અંશથી અવતર્યા હતા. એ વૈકુંઠ ભગવાને જ લક્ષ્મીદેવીની પ્રાર્થનાથી લોકોમાં પૂજ્ય એવો વૈકુંઠલોક નિર્માણ કર્યો છે. [૫/૧-૪]

હે રાજન્! છઠ્ઠો મનુ ચાક્ષુપ નામનો હતો. તેના મન્વંતરમાં વૈરાજની સંભૂતિ નામની સ્ત્રીને પેટે ભગવાન અંશથી 'અજિત' નામ ધારણ કરીને અવતર્યા હતા. તે અજિત ભગવાને સમુદ્ર મથીને દેવોને અમૃત કાઢી આપ્યું હતું. [૫/૪-૧૦]

પરીક્ષિત રાજા પૂછે છે: હે ભગવન્! અજિત ભગવાને સમુદ્રને શા માટે મથ્યો હતો, એ કથા મને કહી સંભળાવો. આપને મોઢે પાવનકારી ભગવચ્ચરિત્ર સાંભળી સાંભળીને મને તૃપ્તિ જ થતી નથી. [૫/૧૧-૩]

---

ખેંચ્યા હતા, તેથી તે ઋષિએ તેને મગર થવાનો શાપ આપ્યો હતો.

ગજેન્દ્ર પણ પૂર્વજન્મમાં પાંડ્ય દેશનો ઇન્દ્રદ્યુમ્ન નામનો પરમ ભક્ત દ્રાવિડી રાજા હતો. તે એક વખત ધ્યાનાવસ્થામાં બેઠો હતો ત્યારે પાસે આવેલા અગસ્ત્ય મુનિને તેણે ઊભા થઈ આવકાર ન આપ્યો, તેથી તે ઋષિએ તેને જડ બુદ્ધિનો હાથી થવાનો શાપ આપ્યો હતો. પૂર્વજન્મમાં પરમાત્માનો પરમ ભક્ત હોવાથી જ તેને હાથીના જન્મમાં પણ દુઃખને વખતે પરમાત્માનું શરણું સૂઝ્યું હતું.

૧. તેને પણ મૂળમાં ચોથા મનુ તામસનો ભાઈ કહ્યો છે.

૨

# સમુદ્રમંથન

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! તને હું એ અદ્દભુત ચરિત્ર કહી સંભળાવું છું. તેને સાવધાન ચિત્તે શ્રવણ કર.

હે રાજન્! દેવદાનવોના યુદ્ધમાં એક વખત દેવો નિઃસત્ત્વ અને નિસ્તેજ થઈ ગયા. ત્રણે લોક પણ લક્ષ્મી-રહિત થઈ ગયા, યજ્ઞયાગાદિ સર્વ ક્રિયાઓ નાશ પામી ગઈ, અને અસુરો તેજ તથા બળયુક્ત થઈ ગયા. ત્યારે બ્રહ્માદિ સર્વ દેવો અસહાય થઈ, કાંઈ રસ્તો ન સૂઝવાથી વિષ્ણુ ભગવાનને શરણે ગયા. ભગવાને તેમને સલાહ આપી કે, હમણાં અસુરો ઉપર કાળની કૃપા છે. માટે જ્યાં સુધી તમારો અભ્યુદય શરૂ થાય નહિ, ત્યાં સુધી તમે તેઓની સાથે સંધિ કરો. જ્યારે કોઈ મોટું કાર્ય કરી લેવાનો પ્રસંગ હોય, ત્યારે શત્રુઓ સાથે પણ સંધિ કરવી જોઈએ. પછી તેમની સાથે મળી જઈને તમે અમૃત ઉત્પન્ન કરવાનો સત્વર પ્રયત્ન કરો, કે જે અમૃતનું પાન કરવાથી મૃત્યુગ્રસ્ત પ્રાણી અમર

થાય છે. હે દેવો! સર્વ પ્રકારનું ઘાસ, લતાઓ તથા ઔષધિઓને સમુદ્રમાં નાખી, મંદરાચલ પર્વતને રવૈયો કરી, વાસુકિ નાગને નેતરું કરી, આળસનો ત્યાગ કરી, મારી સહાયથી તમે સમુદ્રમંથન કરો. હે દેવો! અસુરો એ કાર્યમાં મદદ કરવા માટે જે કાંઈ શરતો કરે, તે તમે કબૂલ રાખજો. હરેકોઈ કાર્ય શાંતિ કે સલાહથી જેવું થાય છે, તેવું ઉતાવળથી કે વિરોધ કરવાથી થતું નથી. શરૂઆતમાં સમુદ્રમાંથી કાલકૂટ નામનું એક ઝેર ઉત્પન્ન થશે; પણ તેથી તમે ડરશો મા; તેમજ બીજી લોભાવનારી વસ્તુઓ નીકળે તો પણ તેમને સારુ લોભ, ક્રોધ કે લાલચ કરશો નહિ.[1] [૬/૧૮-૨૫]

પછી દેવો અસુરોના રાજા બલિરાજા પાસે ગયા. બુદ્ધિમાન ઇંદ્રે સુંદર વાણીથી બલિરાજાને શાંત પાડીને સમુદ્રમંથન કરવા માટેનો પ્રસ્તાવ રજૂ કર્યો. અસુરોને તેનું કહેવું પસંદ પડયું. એટલે તેઓ દેવોની મદદમાં તૈયાર થયા અને બળથી મંદરાચળ પર્વતને ઉપાડી ગર્જના કરતા તેને સમુદ્ર તરફ લઈ જવા લાગ્યા. પરંતુ દેવો-દાનવો બંને થોડી વારમાં થાકી ગયા. એટલે ભગવાને પોતે ગરુડ ઉપર તે પર્વતને ચડાવીને ક્ષીરસમુદ્ર પાસે લાવી આપ્યો. [૬/૨૯-૩૯]

૧ હરિવંશમાં આવતી સમુદ્રમંથનની કથામાં આ આખો ભાગ નથી. દૈત્યોને પુષ્પોની સુગંધથી મદ ચડતાં, તેમને તમામ વનસ્પતિનો અર્ક કાઢવાનું મન થયું; અને બ્રહ્માએ તેમને દેવો વગેરે સાથે મળી મંદર પર્વત વડે સમુદ્ર મથવાનું સૂચવ્યું, એવું ત્યાં કહ્યું છે. રામાયણ, મહાભારત, મત્સ્યપુરાણ, વિષ્ણુપુરાણ વગેરે સ્થળોએ આ કથા જુદા જુદા અંશોના ઉમેરાથી સમૃદ્ધ થતી ગઈ હોય એમ લાગે છે.

પછી દેવો અને દૈત્યોએ નાગરાજ વાસુકિને અમૃતનો ભાગ આપવાનું ઠરાવીને તેને નેતરા તરીકે મંદરાચળની આસપાસ વીંટયો. ત્યાર બાદ અમૃત માટે હર્ષમાં આવી જઈ તે બધા સાવધાનતાપૂર્વક સમુદ્રને મથવા માટે તત્પર થયા. તે સમયે શ્રીહરિએ સર્પના મુખ તરફનો ભાગ ગ્રહણ કર્યો. એટલે દાનવો કહેવા લાગ્યા કે, અમે વેદાધ્યયનયુક્ત તથા શાસ્ત્ર-સંપન્ન છીએ, માટે અમે અમંગળ એવા પૂંછડાને પકડીશું નહિ. પછી ભગવાને હસીને સાપનું મુખ છોડી દઈ પૂંછડું પકડયું. હવે તે પર્વત દેવો તથા દૈત્યોએ પકડી રાખ્યો હોવા છતાં જળમાં ડૂબી જવા લાગ્યો, એટલે ઈશ્વરે અદ્ભુત કાચબાનું રૂપ ધારણ કરી તેને પોતાની પીઠ ઉપર ધારણ કર્યો. પછી તેમણે વાસુકિ નાગમાં નિદ્રાનો સંચાર કરી દીધો, જેથી તેને પીડા થાય નહિ. ત્યાર બાદ જોરથી સમુદ્ર-મંથન શરૂ થયું. [૭/૧-૧૧]

તે વખતે વાસુકિનાં નેત્રોમાંથી, મુખમાંથી અને શ્વાસમાંથી નીકળતી વરાળોથી અસુરોની કાંતિ નાશ પામી ગઈ. ખૂબ મથવા છતાં જ્યારે અમૃત ન નીકળ્યું, ત્યારે અજિત ભગવાન * પોતે સમુદ્રને મથવા લાગ્યા. તેમના પ્રબળ પરાક્રમથી મંથન શરૂ થતાં જ સમુદ્રમાંથી પ્રથમ તો હલાહલ

* વૈરાજના સંભૂતિને પેટે થયેલા પુત્ર તે અજિત, એવું ઉપર જણાવ્યું છે. તેમને દેવો અને દાનવો સાથે શો સંબંધ હતો, એ અહીં સમજાતું નથી. સમુદ્રમંથન વખતે ખરી રીતે ચાર અવતાર થયા છે: એક તો મંદરાચળ ઉપાડી લાવનાર, બીજો મંદરાચળને પીઠ ઉપર ધારણ કરનાર (કૂર્મ), ત્રીજો સમુદ્ર વલોવનાર (અજિત), અને ચોથો મોહિની અવતાર.

નામનું મહા ઉગ્ર ઝેર ઉત્પન્ન થયું. તેનો વેગ એટલો તીવ્ર હતો કે પ્રજાઓ લોકપાલો સાથે ચોતરફ નાસવા લાગી. પછી પ્રજાઓને અભયપ્રદાન કરવા ખાતર સદાશિવ શંકરે પ્રજાપતિઓના કહેવાથી તે ઝેરનું પાન કરી લીધું. તે ઝેરથી શંકરને બીજી કશી ઈજા ન થઈ, માત્ર કંઠમાં તેમને કાળો ડાઘો થયો. દેવોના દેવ શંકર ભગવાનનું તે કર્મ જોઈ, બ્રહ્મા, વિષ્ણુ, આદિ તેમની સ્તુતિ કરવા લાગ્યા. સાધુ પુરુષો લોકોના દુઃખથી હંમેશ દુઃખી થાય છે; અને દીન પ્રત્યે દયા એ જ વસ્તુતઃ સર્વના આત્મા પરમેશ્વરનું ઉત્તમ આરાધન છે. [૭/૧૨-૪૬]

ત્યાર બાદ ફરી મંથન શરૂ થતાં તેમાંથી કામધેનુ ગાય નીકળી. તેને બ્રહ્મવાદી ઋષિઓએ બ્રહ્મલોક પ્રાપ્ત કરાવનાર યજ્ઞના હવિષ માટે લઈ લીધી. પછી ચંદ્ર જેવો ઉજ્જવળ ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નીકળ્યો. તેને બલિરાજાએ લીધો. પછી ઐરાવત હાથી નીકળ્યો. પછી કૌસ્તુભ મણિ નીકળ્યો. તેને હરિએ પોતાના વક્ષઃસ્થળ ઉપર ધારણ કરવા માટે લેવાનું મનમાં નક્કી કર્યું. પછી કલ્પવૃક્ષ નીકળ્યું. પછી અપ્સરાઓ નીકળી. પછી લક્ષ્મીજી નીકળ્યાં. તેમની કાંતિથી મોહિત થઈ દેવો, અસુરો તથા મનુષ્યો તેમની ઇચ્છા કરવા લાગ્યા [૮/૧-૯].

પણ લક્ષ્મીજી તો પોતાને માટે સ્થાયી ગુણોથી યુક્ત અને અવિચળ સ્થાન શોધતાં હતાં. જ્યાં તપ હતું ત્યાં (દુર્વાસા) તેમને ક્રોધનો જય ન દેખાયો; જ્યાં જ્ઞાન હતું ત્યાં તેમને (બૃહસ્પતિ, શુક્રાચાર્ય) નિઃસંગતા ન દેખાઈ; જ્યાં મહત્તા હતી (બ્રહ્મા) ત્યાં કામનો જય ન દેખાયો;

ઇંદ્રાદિ તો બીજાને આશરો શોધનારા દેખાયા; ધર્મ હતા (પરશુરામ) ત્યાં પ્રાણીઓ પ્રત્યે મિત્રભાવ ન દેખાયો; દાન હતું (શિબિરાજા) ત્યાં મોક્ષની કારણતા ન દેખાઈ; પરાક્રમ હતું (કાર્તવીર્ય) ત્યાં કાળના વેગથી સુરક્ષિતતા ન દેખાઈ; મુનિઓ (સનકાદિ) ગુણસંગથી છેક જ રહિત હતા; દીર્ઘાયુષ હતું (માર્કંડેય) ત્યાં મંગળ સ્વભાવ[1] નહોતો; કોઈનામાં (હિરણ્યકશિપુ જેવામાં) મંગળ સ્વભાવ હતો ત્યારે આયુષની સ્થિરતા નહોતી; કોઈનામાં (શંકર) મંગળ સ્વભાવ અને આયુષની સ્થિરતા હતાં, ત્યારે તે પોતે જ અમંગળ હતા; છેવટે વિષ્ણુ ભગવાન તેમને સર્વ પ્રકારે મંગળરૂપ દેખાયા. તે સર્વ બાબતોમાં પરિપૂર્ણ હતા, એટલે તેમને કશાની અપેક્ષા નહોતી; તેમ જ તે પોતાના જ એક આશ્રયથી સર્વોત્તમ હોઈ, આત્મારામી હતા, અને લક્ષ્મીની ઇચ્છા પણ કરતા નહોતા. તોપણ લક્ષ્મીજી પોતાની કૃતાર્થતા વિચારી તેમને જ વર્યાં. [૮/૧૦-૨૩]

ત્યાર બાદ સમુદ્રમંથન ચાલુ થતાં તેમાંથી કમળસમાન નેત્રવાળી વારુણી (મદિરા) ઉત્પન્ન થઈ. શ્રીહરિની સંમતિથી અસુરોએ તેને સ્વીકારી. ત્યાર પછી સમુદ્ર મથતાં તેમાંથી વિષ્ણુ ભગવાનના જ અંશના અંશથી ઉત્પન્ન થયેલો 'ધન્વંતરિ' નામના પુરુષ નીકળ્યો. તે આયુર્વેદનો દ્રષ્ટા હતો, તથા તેના હાથમાં તેણે અમૃતથી ભરેલો કળશ ધારણ કર્યો હતો. [૮/૨૪-૩૪]

---

૧. તેમનામાં ઇંદ્રિયદમન હોવાથી તેમનો સ્ત્રી માટે મંગળ સ્વભાવ ન કહેવાય.

દાનવો તો તે અમૃતનો કળશ ઝૂંટવી લઈ, પોતે એકલા જ તે અમૃત પી જઈ, કામધેનુ વગેરે સર્વે વસ્તુઓના માલિક બની બેસવાની ઇચ્છાથી ભાગવા લાગ્યા. દેવો એ જોઈ હતાશ થઈ ભગવાનને શરણે ગયા. ત્યારે ભગવાને દાનવોના હાથમાંથી અમૃત પાછું મેળવવા માટે એક અતિ રૂપવતી સુંદરીનું મોહિનીરૂપ ધારણ કર્યું. [૮/૩૫-૪૬]

પેલી તરફ દાનવોમાં જ તે અમૃત માટે બળિયા અને નબળા વચ્ચે વિખવાદ શરૂ થઈ ગયો હતો; અને તેઓ તેની ધમાલમાં જ હતા, તેવામાં તેમણે એક અપ્રતિમ સુંદરીને પોતા તરફ આવતી જોઈ. તેને જોઈ તેઓ તેના રૂપમાં અતિશય મોહિત થઈ, તેને જ વીંટળાઈ વળ્યા, તથા પ્રશંસાનાં અનેક પ્રિય વચનોથી તેનું રંજન કરવા લાગ્યા. એટલું જ નહીં, પણ પોતાની તકરાર મટે તે માટે બધાને સરખે ભાગે અમૃત વહેંચી આપવા સારુ પણ તેને જ વીનવવા લાગ્યા. [૯/૧-૮]

ત્યારે તે મોહિનીએ પોતાના મનોહર હાવભાવો તથા સુમધુર વચનોથી તેમને વધુ મોહિત કરતાં કરતાં કહ્યું : 'હે કશ્યપના પુત્રો ! મારા જેવી ચંચળ ચિત્તની વેશ્યાને આ રીતે શા સારુ ભજો છો !' તેનાં આવાં વચનો સાંભળી દાનવોનો વિશ્વાસ વળી વધારે દૃઢ થયો. પછી મોહિનીએ તેમને સર્વથા પોતાને વશ થઈ ગયેલા જોઈ, પોતે જે કાંઈ કરે તે દાનવોએ વિના વાંધે મંજૂર રાખવું એવી શરતે તેમને અમૃત વહેંચી આપવાનું અંગીકાર કર્યું. પછી દેવો અને દાનવોને જુદા જુદા બેસાડી તે મોહિની કળશ લઈને બધાને અમૃત વહેંચી આપવા આવી. પ્રિય વચનો તથા

મોહિત કરી નાખે તેવા હાવભાવોથી દાનવોને ગફલતમાં રાખી તેણે તમામ અમૃત દેવોને જ પાઈ દીધું. અસુરો આ બધું જોતા હતા, પરંતુ આ સ્ત્રી તો આપણામાં જ પ્રીતિવાળી છે, માટે તે થોડુંઘણું દેવોને આપીને બાકીનું આપણને જ આપશે એવા ખ્યાલમાં જ છેવટ સુધી ચૂપ બેસી રહ્યા. [૯/૧૪-૨૩]

માત્ર રાહુને જ કંઈક વહેમ ગયો હોવાથી, તે એકલો દેવનો વેષ લઈ સૂર્ય અને ચંદ્રની વચ્ચે ઘૂસી ગયો, અને દેવ ધારીને મળેલું અમૃત પીવા લાગ્યો. તે વખતે જ સૂર્ય અને ચંદ્રે તેને ઓળખી કાઢ્યો, એટલે તેઓએ તરત ભગવાનને ઇશારો કર્યો. ભગવાને સુદર્શન ચક્રથી તેનું મસ્તક કાપી નાખ્યું. પરંતુ અમૃત તેના ગળા સુધી પહોંચી ગયું હોવાથી તેનું ડોકું અમર થઈ ગયું. ત્યારથી તે રાહુ ગ્રહરૂપે ફરતો ફરતો પર્વને દિવસે સૂર્ય અને ચંદ્ર સામે વેરવૃત્તિથી દોડે છે. [૯/૨૪-૬]

એ પ્રમાણે દેવો બધું અમૃત પી રહ્યા ત્યારે ભગવાને પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. અસુરોને તો છેવટ સુધી કાંઈ ખબર જ પડી નહીં. આમ સમુદ્રમંથન રૂપી કાર્યમાં દેવો તથા અસુરોનું દેશ-કાળ-કારણો-પદાર્થો-બુદ્ધિ વગેરે બધું સરખું જ હતું, છતાં ફળ મેળવવામાં તેઓ પાછા પડી ગયા. કારણ કે, દેવગણોએ ભગવાનનો આશ્રય કરેલો હોવાથી તેઓએ અમૃતફળ અનાયાસે જ પ્રાપ્ત કર્યું. પરંતુ દૈત્યો 'હું, મારું' એવી ભેદબુદ્ધિમાં જ લવલીન હોવાથી સ્ત્રીઆદિના મોહમાં ફસાઈ ગયા અને અમૃતફળથી વંચિત રહ્યા. અભેદબુદ્ધિ

પૂર્વક — ભગવાનને અર્થે જ — જે કાંઈ કરવામાં આવે છે, તે કર્મ જ મહાન ફળદાયી થાય છે. જેમ વૃક્ષના મૂળને જળ સિંચવામાં આવે, તો તે આખા વૃક્ષને પહોંચે છે; પરંતુ વૃક્ષની શાખાઓને સીંચેલું જળ નકામું જાય છે, તેમ ભગવાનને જ ભજનારાઓના અર્થ-કામ-મોક્ષ એમ બધાં વાનાં સચવાય છે, જ્યારે માત્ર અર્થ અને કામને જ ભજનારાઓનાં સૌ વાનાં બગડે છે. [૯/૨૭-૯]

દેવોનું આ રીતે પ્રિય કર્યા બાદ ભગવાન પોતાના ધામમાં પધાર્યા. દાનવો હવે બધું સમજી જઈ, પોતાના શત્રુઓની પરમ સમૃદ્ધિ સહન ન કરતા હથિયાર ઉગામીને દેવો ઉપર તૂટી પડ્યા. બંને પક્ષો વચ્ચે દારુણ યુદ્ધ થયું. વિરોચનનો મહાપરાક્રમી પુત્ર બલિ અસુરોનો નાયક હતો; અને ઇંદ્ર દેવોના નાયક હતા. મહાભયંકર યુદ્ધને અંતે ઇંદ્રે બલિને વજ્રથી જમીન ઉપર તોડી પાડ્યો. ત્યાર બાદ જંભાસુર, બલ, પાક, નમુચિ[1] વગેરે બલિના બીજા આગેવાન દૈત્યોને પણ તેણે પૂરા કર્યા. દેવોએ આ જોઈ, હર્ષોન્મત્ત થઈ અસુરોનો દારુણ સંહાર આરંભ્યો. ત્યારે બ્રહ્માએ નારદજીને દેવો પાસે મોકલ્યા અને એ અસમાન લડાઈ બંધ કરાવી. [૧૧/૧૧-૪૪]

ત્યાર બાદ દેવો પોતપોતાને સ્થાને પાછા ફર્યા. આ તરફ અસુરોના ગુરુ શુક્રાચાર્યે જેઓનાં ડોકાં હયાત હતાં તે બધા અસુરોને પોતાની સંજીવિની વિદ્યાથી ફરી જીવતા કર્યા.

૧. તેને લીલા કે સૂકા પદાર્થોથી મારી શકાય તેમ ન હોવાથી આકાશવાણીના કહ્યા મુજબ ઇંદ્રે ફીણ વડે મારી નાખ્યો હતો.

બલિરાજા પણ શુક્રાચાર્યનો સ્પર્શ થતાં જ ફરી ભાનમાં આવ્યો.* [૧૧/૧૧-૪૮]

* આ પછી આખા બારમા અધ્યાયમાં શંકરે ભગવાનનું મોહિની સ્વરૂપ જોવાની ઇચ્છા કરી તથા તે રૂપ જોતાં જ તે કેવું ભાન ભૂલી ગયા, અને તેમનું વીર્ય સ્ખલિત થઈ ગયું ત્યાં સુધી કેવા તેની પાછળ પાર્વતી વગેરેની શરમ મૂકીને દોડ્યા, તેનું વર્ણન છે. તે વીર્ય જ્યાં જ્યાં પડ્યું ત્યાં ત્યાં સોનારૂપાની ખાણો થઈ એવું પણ મૂળમાં જણાવ્યું છે.

૩

# વામન અવતાર[1]

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! બલિરાજાને ભૃગુવંશી શુક્રાચાર્યે જીવતો કર્યો ત્યાર પછી તે ભૃગુવંશી બ્રાહ્મણોનો શિષ્ય બની, તેમને સર્વ પદાર્થો અર્પણ કરી દઈ, સર્વ પ્રકારે તેમની સેવા કરવા લાગ્યો. તે મહાપ્રતાપી બ્રાહ્મણોએ પણ તેના પર પ્રસન્ન થઈ સ્વર્ગને જીતવા ઇચ્છતા તે બલિરાજા પાસે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાંથી એક રથ, ઘોડા, ધ્વજ, ધનુષ, અખૂટ બાણવાળા બે ભાથા, અને દિવ્ય-કવચ — આટલી વસ્તુઓ નીકળી. આવી અલૌકિક સામગ્રી પ્રાપ્ત કર્યા બાદ અજેય બનેલો તે રાજા ઇંદ્રને જીતવાની ઇચ્છાથી તેની નગરી તરફ જવા નીકળ્યો અને થોડા જ વખતમાં તેને ચારે તરફથી ઘેરી લીધી. [૧૫/૧-૨૪]

---

૧. વામન અવતાર આ ચાલુ સાતમા વૈવસ્વત મન્વંતરનો અવતાર છે. દરેક મન્વંતરનો એક ખાસ અવતાર હોય છે એ વાત આગળ પા. ૨૨૭ ઉપર આવી ગઈ છે.

તેના આવો પ્રતાપયુક્ત ઉદ્યમ જોઈને ઇંદ્રે પોતાના ગુરુ બૃહસ્પતિને પૂછ્યું, "હે ભગવન્! બલિરાજા કયા તેજથી આવો બળવાન બન્યો છે?" ત્યારે બૃહસ્પતિએ કહ્યું: "હે ઇંદ્ર! બ્રહ્મવેત્તા ભૃગુવંશી બ્રાહ્મણોએ પોતાના એ શિષ્યના તેજમાં વૃદ્ધિ કરી છે, તેથી આ વખતે શ્રીહરિ વિના બીજો કોઈ તેની સામે ઊભો રહેવા સમર્થ નથી. માટે હમણાં તમે બધા સ્વર્ગ છાડીને બીજે ક્યાંક ચાલ્યા જાઓ. અને શત્રુની પડતી દશા બેસે તે કાળની રાહ જોયા કરો." [૧૫/૨૫-૩૦]

ગુરુની આવી સલાહ માથે ચડાવી, દેવો સ્વર્ગનો ત્યાગ કરી આમ તેમ ચાલ્યા ગયા. ત્યાર બાદ બલિરાજા દેવોની રાજધાનીમાં જ રહી ત્રણે જગત ઉપર શાસન કરવા લાગ્યો. તેના ઉપર પ્રેમ રાખનારા ભૃગુવંશી બ્રાહ્મણોએ તેની પાસે સો અશ્વમેધ યજ્ઞો પણ કરાવ્યા. [૧૫/૩૪]

આ તરફ પોતાના પુત્રોની આવી દુર્દશા જોઈને દેવમાતા અદિતિ ઘણાં શોકાતુર થઈ ગયાં. એક સમય કસ્યપ ઋષિ ઘણે લાંબે વખતે સમાધિમાંથી ઊઠીને અદિતિના આશ્રમ તરફ ગયા, ત્યારે તેની આનંદહીન દશા જોઈને તેનું કારણ પૂછવા લાગ્યા. એટલે અદિતિએ બધી વાત તેમને કહી સંભળાવી; અને જણાવ્યું કે, 'તમે તો સર્વ પ્રજાઓના સમાન પિતા છો; તોપણ મારા પુત્રોની આવી દુર્દશા જોઈને સંતપ્ત થયેલી મારા ઉપર અનુગ્રહ કરવા ખાતર, મારા પુત્રો ફરી પોતાની ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરે એવો ઉપાય મને બતાવો.' [૧૬/૧-૧૭] કસ્યપ ઋષિએ આ સાંભળી પોતાને પ્રિય એવાં અદિતિના કલ્યાણની કામનાથી તેમને કહ્યું: "હે પવિત્ર હાસ્યમયા

અદિતિ! તમે પ્રાણીમાત્રની હૃદયગુહામાં રહેનારા જગતના ગુરુ અને દુષ્ટજનોને શિક્ષા કરનારા અંતર્યામી વાસુદેવ ભગવાનની ઉપાસના કરો. તે તમારી સર્વ કામનાઓ પૂર્ણ કરશે. કારણ કે ભગવાનની ભક્તિ જેવી સફળ થાય છે, તેવી બીજા કોઈની સફળ થતી નથી. તે માટે તમે ફાગણ મહિનાના શુક્લપક્ષમાં પડવેથી આરંભીને બાર દિવસ સુધી કેવળ દૂધનો જ આહાર લઈ, પરમ ભક્તિથી 'ॐ नमो भगवते वासुदेवाय' એ દ્વાદશાક્ષરી મહામંત્રનો જપયજ્ઞ શરૂ કરો.[1] તે દરમ્યાન તમારે સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું, ભૂમિ ઉપર શયન કરવું, દિવસમાં ત્રણ વખત સ્નાન કરવું, અસત્યનો ત્યાગ કરવો, નાના મોટા ભોગોનો ત્યાગ કરવો, પ્રાણીહિંસા ન કરવી, અને કેવળ ભગવત્પરાયણ જ રહેવું. આ વ્રત સર્વયજ્ઞ નામે એક યજ્ઞરૂપ છે, તપના સારરૂપ છે, અને ઈશ્વરને પ્રસન્ન કરનાર દાન છે. માટે તમે બરાબર સંયમશીલ થઈ શ્રદ્ધાથી આ વ્રત કરશો, તો ભગવાન પ્રસન્ન થઈ તમારા મનોરથોને સત્વર પૂર્ણ કરશે." [૧૬/૧-૬૨]

અદિતિએ પણ પતિના કહ્યા પ્રમાણે બુદ્ધિને સારથિ બનાવી, મનથી ઇંદ્રિયરૂપી ઘોડાઓને વશ કર્યા અને એકાગ્ર-બુદ્ધિ વડે મહાપુરુષ ઈશ્વરનું જ ચિંતન કર્યું. પરિણામે આદિપુરુષ તેમની આગળ પ્રગટ થયા, અને તેમના પુત્ર તરીકે ઉત્પન્ન થઈ તેમનું અભીષ્ટ સંપાદન કરી આપવાનું વરદાન આપી ચાલ્યા ગયા. [૧૭/૧-૨૦]

---

૧. આ પયોવ્રતની વિગતો માટે મૂળમાં જ જોવું. સ્કંધ ૮, અ૦ ૧૬.

અદિતિ પણ હવે પ્રસન્ન મને કશ્યપ મુનિને સેવવા લાગ્યાં. ત્યાર બાદ યથાયોગ્ય સમયે કશ્યપ ઋષિએ અદિતિમાં ગર્ભાધાન કર્યું. પછી ભાદરવા સુદ બારશને મધ્યાહ્ન સમયે, ભગવાન તેમને પેટે વામનરૂપે અવતર્યા. તે શુભ તિથિને વિદ્વાનો 'વિજયાદ્વાદશી' કહે છે.

બટુક વામનના યોગ્ય કાળે સર્વ સંસ્કારો કરવામાં આવ્યા. તેમનું બ્રહ્મતેજ એવું ઉગ્ર હતું કે ભલાભલા બ્રહ્મર્ષિઓને પણ તે ઝાંખા પાડી દેતા હતા. [૧૭/૨૧-૮; ૧૮/૧-૧૮]

એક વખત તેમના સાંભળવામાં આવ્યું કે, બલિરાજા ભૃગુવંશી બ્રાહ્મણોએ કરાવેલા અશ્વમેધ યજ્ઞો કરે છે. એટલે તે વામનજી નર્મદા નદીને ઉત્તર કિનારે ભૃગુકચ્છ ક્ષેત્રમાં જઈ પહોંચ્યા. તે વખતે તેમના તેજથી સઘળા ઋષિઓ અને સભાસદો નિસ્તેજ થઈ ગયા, અને આ અદ્ભુત સ્વરૂપે કોણ આવ્યું છે તેનો આશ્ચર્યપૂર્વક વિચાર કરવા લાગ્યા. બલિરાજાએ પણ તેમનું તેજસ્વી રૂપ જોઈ તેમનું યથાયોગ્ય સન્માન કર્યું, અને તેમના આવવાથી પોતાના ઘરને, કુળને અને યજ્ઞને સાર્થક થયેલાં માન્યાં. [૧૮/૧૯-૩૧]

ત્યાર બાદ પરમ હર્ષ તથા ભક્તિથી ગદ્ગદિત થઈ બલિરાજા તે વામનજીને કહેવા લાગ્યો:

'હે બ્રહ્મન્! આજે આપના આવવાથી અમારાં પાપ નાશ પામ્યાં છે; અને અમારી સર્વ ભૂમિ પવિત્ર થઈ છે. તમારા દેખાવ ઉપરથી એમ લાગે છે કે તમે કાંઈક માગવાની ઇચ્છાથી અહીં આવ્યા છો. તો હે મહાપૂજ્ય બ્રાહ્મણ! આપને જે જોઈએ તે મારી પાસેથી માગી લો.' [૧૮/૩૧-૩૨]

ત્યારે વામનજીએ તેના વચનની પ્રશંસા કરતાં જણાવ્યું: 'હે રાજા! તમારું આ વચન, તમારા કુળને અને ધર્મને અનુરૂપ છે. તમારા કુળમાં કોઈએ દાનમાં અને યુદ્ધમાં કોઈની માગણી નકારી નથી; તેમ જ તમે પણ તમારા કીર્તિમાન પૂર્વજોએ આચરેલા ધર્મોને બરાબર પાળો છો. માટે હે દૈત્યેન્દ્ર ! હું તમારી પાસે મારા પગથી મપાયેલાં ત્રણ પગલાં જેટલી જમીન માગું છું, તે તમે મને ખુશીથી આપો. તમે તો જગતના ઈશ્વર છો અને મહાન દાતા છો, પણ તમારી પાસેથી હું બીજું કાંઈ માગતો નથી, કારણ કે પોતાને ઉપયોગ પૂરતી જ વસ્તુને ગ્રહણ કરનારો વિદ્વાન પાપમાં પડતો નથી.' [૧૯/૧-૧૭]

બલિરાજા આવા તેજસ્વી બાળકની પણ આવી અજ્ઞાનીને યુક્ત બાળબુદ્ધિ જોઈ, નવાઈ પામ્યો અને કાંઈક વધુ માગવાનો વામનજીને આગ્રહ કરવા લાગ્યો. પરંતુ ભગવાને કહ્યું: 'હે રાજા ! આમ તો ત્રૈલોક્યના સંપૂર્ણ વિષયો પણ અજિતેંદ્રિય મનુષ્યને તૃપ્ત કરી શકે તેમ નથી. જે મનુષ્ય ત્રણ પગલાં પૃથ્વીથી પણ અસંતુષ્ટ રહે છે, તેને નવ ખંડો સહિત આખો જંબુદ્વીપ આપી દો તોપણ તે તૃપ્ત થવાનો નથી. જે મનુષ્ય દૈવેચ્છાએ પ્રાપ્ત થયેલી વસ્તુથી સંતુષ્ટ રહે છે, તે જ સુખી છે. અર્થ અને કામનો અસંતોષ જ આ પુરુષને સંસારનું કારણ થઈ પડે છે. માટે હું તો મારા પ્રયોજન જેટલી ત્રણ પગલાં પૃથ્વી જ લઈશ. કારણ કે પ્રયોજન જેટલું ધન રાખવું જ સુખદાયી થાય છે.' [૧૯/૧૮-૨૭]

ભગવાને એમ કહ્યું, એટલે બલિરાજાએ 'બહુ સારું' એમ કહીને ભગવાને માગેલી પૃથ્વીનું દાન કરવાને જળપાત્ર

હાથમાં લીધું. ત્યારે ત્યાં બેઠેલા શુક્રાચાર્યે બધી વસ્તુઓ વિચારી જોયા બાદ બલિરાજાને કહ્યું:

"હે રાજન્! આ અદ્ભુત બાળકે માગેલી વસ્તુ આપવામાં મને તારા જાન તથા માલનું ભારે જોખમ દેખાય છે. જે દાનથી પોતાની આજીવિકાનો કે જીવિતનો વિનાશ થઈ જાય તે દાનને વિદ્વાનો વખાણતા નથી, કેમ કે આજીવિકાવાળો મનુષ્ય જ લોકમાં દાન, યજ્ઞ, તપ તથા કર્મને કરી શકે છે. જે મનુષ્ય ધર્મ, અર્થ, યશ, કામ તથા સ્વજન એ પાંચ માટે પોતાના ધનનો યોગ્ય વિભાગ કરે છે, તે મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે. આ શરીરરૂપ વૃક્ષનાં પુષ્પ અને ફળ સત્ય છે એમ વેદો કહે છે. પણ આ દેહરૂપી વૃક્ષ જ જીવતું ન રહે તેવો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે અસત્યનો આશ્રય કરીને પણ દેહની રક્ષા કરવી જોઈએ. કારણ કે વૃક્ષ જ જીવતું ન રહે તો તેનું ફળ ક્યાંથી નીપજે? કોઈ યાચક માગવા આવે ત્યારે તેને 'હા' અક્ષર કહેવો એ ધનને ઓછું કરનાર હોવાથી 'અપૂર્ણ' છે, પરંતુ 'ના' અક્ષર કહેવો એ મનુષ્યને ધનથી ભરપૂર રાખનાર હોવાથી 'પૂર્ણ' છે. અલબત્ત હરકોઈ બાબતમાં 'ના' એવું અસત્ય બોલનારની તો અપકીર્તિ જ થાય છે અને તેવો મનુષ્ય જીવતાં મૂઆ જેવો છે. તોપણ સ્ત્રીઓ સાથે નર્મ વાક્યમાં, મશ્કરીમાં, વિવાહપ્રસંગમાં, વરની સ્તુતિ માટે, આજીવિકા માટે, પ્રાણસંકટને પ્રસંગે, ગૌબ્રાહ્મણ માટે, તથા કોઈની હિંસા થતી અટકાવવાને માટે અસત્ય બોલવું નિંદ્ય ગણાતું નથી." [૧૯/૩૪-૪૩]

આ સાંભળી બલિરાજાએ કહ્યું:

"હે ભગવન્! આપનું કહેવું સત્ય છે. ગૃહસ્થોનો ધર્મ એવો હોવો જોઈએ કે તે અર્થ, કામ, યશ તથા આજીવિકાને કોઈ રીતે બાધકર્તા ન થાય. પણ હું પ્રહ્લાદનો પૌત્ર થઈને તથા 'આપીશ' એવી પ્રતિજ્ઞા કરીને કોઈ ધૂર્ત મનુષ્યની માફક ધનના લોભથી ના શી રીતે પાડું? પૃથ્વી પણ કહે છે કે, 'અસત્યથી બીજો અધર્મ નથી. અસત્ય બોલનારા મનુષ્ય સિવાય બીજું સર્વ કંઈ સહન કરવાને હું સમર્થ છું.' વળી આ જગતમાં જે કંઈ ધનાદિ છે, તે સર્વ મરણ પામેલા મનુષ્યનો અવશ્ય ત્યાગ કરશે જ. દધીચિ અને શિબિ વગેરે સત્પુરુષોએ દુસ્ત્યજ એવા પ્રાણો આપી દઈને પણ પોતાની પાસે માગવા આવનારનું ઇચ્છિત કર્યું છે, તો પછી પૃથ્વી વગેરે વસ્તુઓ આપવામાં વિચાર જ શો કરવાનો હોય? યુદ્ધમાં કદી પાછા ન હઠનારા મોટા મોટા દૈત્ય રાજાઓએ આ પૃથ્વીને ભોગવી છે; તેમના ભોગવૈભવનો કાળે ભલે નાશ કર્યો હોય; પણ તેઓના યશને કાળ નષ્ટ કરી શક્યો નથી. યુદ્ધમાં પાછી પાની ન કરી શરીરનો ત્યાગ કરનારા જગતમાં સુલભ છે, પણ પ્રસંગે પાત્રને પોતાનું ધન આપી દેનારા દુર્લભ છે. ઉદાર પુરુષોને તો યાચકની કામના પૂર્ણ કરતાં દરિદ્રતા પ્રાપ્ત થાય તે ઉત્તમ જ લાગે છે; તો પછી વેદવેત્તા પુરુષોને સર્વ કાંઈ આપી દેતાં દરિદ્રતા પ્રાપ્ત થાય તેની તો વાત જ શી?" [૨૦/૨-૧૦]

આ પ્રમાણે બલિરાજાને પોતાની સલાહથી વિરુદ્ધ વર્તન કરવા તત્પર થયેલો જોઈ, શુક્રાચાર્યે ગુસ્સે થઈને તેને શાપ આપ્યો કે, 'અમારા વડે વૈભવ પ્રાપ્ત કરીને તું અમારી જ આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેટલો અભિમાની બની ગયો

છે, તો અલ્પ સમયમાં જ તું રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઈશ.' [૨૦/૧૪-૫]

આ પ્રમાણે ગુરુએ ગુસ્સે થઈ શાપ આપવા છતાં તે મહાન રાજા સત્યથી ચલિત થયો નહિ. તેની પત્ની વિંધ્યાવલિ પણ બલિરાજાને પોતાના પ્રતિજ્ઞાપાલનમાં ઉત્તેજન આપતી વામનજીના પગ ધોવા માટે સોનાનો કળશ લઈને ઝટ આવી પહોંચી. બલિરાજાએ વામનજીના શોભાયમાન ચરણયુગલ ધોઈને, તેમણે માગેલી ત્રણ પગલાં પૃથ્વીનું તેમને દાન કર્યું. તેમ થતાંની સાથે જ તે વામનસ્વરૂપ અદ્ભુત રીતે વધવા લાગ્યું, અને જોતજોતામાં પૃથ્વી, સ્વર્ગ, દિશાઓ, આકાશ વગેરે સર્વ તે સ્વરૂપમાં જ સમાઈ ગયાં. પછી વામનજીએ એક પગલાથી બલિરાજાની સમસ્ત પૃથ્વી દાબી દીધી, અને બીજે પગલે સ્વર્ગ પણ દાબી લીધું. પછી ત્રીજું પગલું મૂકવા માટે બલિરાજા પાસે કાંઈ બાકી ન રહ્યું. બલિરાજાના અનુચરો વામનજીનું આવું માયાવીપણું જોઈ અતિ ગુસ્સે થઈ, વામનજીને મારવા દોડ્યા. ત્યારે બલિરાજાએ તેમને વાર્યા અને કહ્યું :

'તમે લડો મા, પાછા ફરો. આ સમય આપણને અનુકૂળ નથી. કાળને પુરુષાર્થથી ઓળંગવા પુરુષ સમર્થ નથી. જે કાળ પહેલાં આપણને સુખ આપતો હતો, અને આપણા શત્રુ દેવોને દુઃખ આપતો હતો, તે જ હવે ઊલટી રીતે વર્તવા લાગ્યો છે. માટે હવે અનુકૂળ કાળની રાહ જોતા, તમે ચૂપ રહો.' [૨૧/૯-૨૪]

પછી ત્રીજા પગલાની માગણી કરતા વામનજીને બલિરાજાએ કહ્યું, 'મારું વચન કદી મિથ્યા થવું ન જોઈએ.

આપ પોતાના ત્રીજા પગલાને મારા મસ્તક ઉપર મૂકો. હું મારી અપકીર્તિથી જેટલો ડરું છું, તેટલો સ્થાનભ્રષ્ટ થવાથી ડરતો નથી. મહાપુરુષોએ કરેલી શિક્ષા પુરુષોને કલ્યાણકારી જ થઈ પડે છે. એક રીતે શત્રુને બહાને તમે ગુરુનું જ કામ કર્યું છે; કારણ કે અનેક મદો વડે આંધળા બનેલા મને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરીને તમે ચેતવ્યો છે કે, આ શરીર અને ઐશ્વર્ય નિર્ભય અને અવિનાશી નથી; એટલે તેમને લીધે અભિમાની બુદ્ધિવાળા થઈને કાળને ભૂલી જવો એ નરી મૂઢતા છે.' [૨૨/૨-૧૧]

આ વખતે બ્રહ્મદેવ ભગવાનને આજીજી કરતા કહેવા લાગ્યા :

'હે પ્રાણીઓનું રક્ષણ કરનારા ઈશ્વર! આપે આ બલિરાજાનું સર્વસ્વ હરી લીધું છે, ઉપરાંત તેને બંધનમાં નાખ્યો છે. આવી શિક્ષાને એ યોગ્ય નથી. પોતે કર્મથી મેળવેલું સર્વ ઐશ્વર્ય તેણે આપને આપી દીધું છે એટલું જ નહિ, પણ પોતાનો આત્મા પણ અર્પણ કર્યો છે. સરળ બુદ્ધિવાળો મનુષ્ય આપનાં ચરણમાં કેવળ જળ તથા દૂર્વાના અંકુરો અર્પણ કરીને પણ સર્વશ્રેષ્ઠ ગતિ સંપાદન કરે છે; તો ઉદાર મનથી સત્યનું પરિપાલન કરવા ખાતર સર્વસ્વનું આપને સમર્પણ કરનાર બલિની આવી દશા થવી યોગ્ય નથી.' [૨૨/૨૦-૩]

શ્રી ભગવાન બોલ્યા :

'હે બ્રહ્મા! હું જેના ઉપર અનુગ્રહ કરું છું તેની પાસેથી ધન હરી લઉં છું. કેમ કે ધનને લીધે મદમાં આવી ગયેલો પુરુષ પોતાના કલ્યાણથી પરાઙ્મુખ થઈ જાય છે.

આ બલિરાજા દાનવો તથા દૈત્યોનો અગ્રણી છે. મારી અજિત માયાને પણ એણે જીતી લીધી છે, કારણ કે આવું દુર્ભાગ્ય પ્રાપ્ત થયા છતાં તે મૂંઝાતો નથી. તેના ધનનો નાશ થયો છે, તેના સ્થાનથી તે ભ્રષ્ટ થયો છે, શત્રુઓએ તેને છળથી અપમાનિત કરીને બંધનમાં નાખ્યો છે, જ્ઞાતિ-ઓએ અને ગુરુએ તેનો તિરસ્કાર કર્યો છે; છતાં તેણે સત્યનો અને ધર્મનો ત્યાગ કર્યો નથી. તેથી દેવોને પણ દુર્લભ એવા મારા સ્થાનને યોગ્ય તે ક્યારનો બની ચૂક્યો છે. પરંતુ હાલમાં તે સાવર્ણિમન્વંતર શરૂ થાય ત્યાં સુધી ભલે સુતલમાં નિવાસ કરે, જ્યાં મનની પીડાઓ, આળસ, થાક, પરાભવ, કે શારીરિક ઉપદ્રવો હોતા નથી. ત્યાં હું તેનું સર્વ તરફથી રક્ષણ કરીશ, અને તે મને નિત્ય પોતાની સમીપ રહેલો જોશે. ત્યાં દૈત્યોના સંગથી તેને જે કાંઈ આસુરી ભાવ પ્રાપ્ત થશે, તે પણ મારા પ્રભાવથી નાશ પામશે.' [૨૨/૨૪-૩૬]

ત્યાર બાદ શુક્રાચાર્યે ભગવાનની આજ્ઞાથી બલિરાજાનો બાકી રહેલો યજ્ઞ પૂર્ણ કર્યો. પછી બલિરાજા પોતાના પરિવાર તથા દાદા પ્રહ્લાદજી સાથે સુતલમાં નિવાસ કરવા ગયો. આમ ભગવાને અદિતિની કામના પૂર્ણ કરી અને ઇંદ્રને તેનું સ્વર્ગ પાછું મેળવી આપ્યું. [૨૩/૧-૩૧]

૪

# મત્સ્યાવતાર

શ્રી. શુકદેવજી કહે છે : હે રાજા ! હવે સાતમા વૈવસ્વત મનુની કથા શરૂ કરતા પહેલાં તે વૈવસ્વત મનુના પૂર્વજન્મની કથા હું કહું છું, તે તું સાંભળ. ગયા કલ્પને અંતે[1] બ્રહ્માનો નિદ્રાકાળ આવતાં નૈમિત્તિક પ્રલય થયો, અને પૃથ્વી વગેરે સર્વ લોક સમુદ્રમાં ડૂબી ગયા. તે વખતે શયન કરવાની ઇચ્છાવાળા બ્રહ્મદેવને નિદ્રા આવી ગઈ. તે દરમ્યાન હયગ્રીવ નામનો બળવાન અસુર બ્રહ્માના મુખમાંથી નીકળી પડેલા વેદોને હરી ગયો. [૨૪/૭]

ભગવાનના જાણવામાં તે વસ્તુ આવતાં, તેમણે ગાયો, બ્રાહ્મણો, દેવો, સત્પુરુષો, વેદો, ધર્મ તથા અર્થ — એ સર્વની રક્ષા કરવાની ઇચ્છા રાખીને માછલાનું સ્વરૂપ ધારણ કર્યું અને તે દૈત્યનો વધ કર્યો. [૨૪/૮]

---

૧. એટલે આ ચૌદ મન્વંતરોવાળો બ્રહ્માનો દિવસ શરૂ થયો તે પહેલાંના પ્રલયની વાત છે. ત્યાર બાદ છ મન્વંતર વીતી ગયા અને હવે સાતમો મન્વંતર ચાલે છે એમ સમજવું જોઈએ.

તે સમયે દ્રવિડ દેશનો સત્યવ્રત નામનો એક મહાન રાજર્ષિ નારાયણપરાયણ થઈને કેવળ જળનો જ આહાર કરી તપશ્ચર્યા કરતો હતો. એક વખત તે રાજા કૃતમાલા નદીના તટ ઉપર બેસી જલતર્પણ કરતો હતો, તેવામાં તેના ખોબામાં એક માછલી આવી ગઈ. તેને તેણે નદીના પાણીમાં પાછી નાખી દીધી. ત્યારે તે માછલી દયા ઊપજે તેવી રીતે તે રાજાને કહેવા લાગી કે, 'જળજીવોથી ભયભીત બનેલી મને તું આ નદીના જળમાં પાછી ન નાખી દે.' તેથી તે રાજા તેના પર દયા લાવીને તેને કમંડળના જળમાં મૂકીને પોતાના આશ્રમમાં લાવ્યો. પરંતુ પછી તો તે માછલી રાત દરમ્યાન જ તે કમંડળ જેટલી વધી ગઈ. એટલે તે રાજાએ એક મોટા વાસણના જળમાં તેને નાખી. ત્યાં પણ થોડા જ સમયમાં તે મોટી થઈ ગઈ. એ પ્રમાણે તે રાજાએ તે માછલીને સરોવરમાં, પછી ધરામાં, પછી તેથી મોટાં મોટાં જલાશયોમાં, એમ તેના વધતા જતા કદ અનુસાર મોટાં મોટાં જળસ્થાનોમાં નાખવા માંડી. પછી તો તેને સમુદ્રમાં જ નાખવી પડે તેવી સ્થિતિ થઈ ગઈ. ત્યારે તે માછલી તે રાજાને પાછી કરગરવા લાગી કે, 'તું મને સમુદ્રમાં ન નાખતો. કારણ કે ત્યાં તો મને જળચરો ખાઈ જશે.' [૨૪/૧૨-૨૪]

માછલીનું આ બધું અદ્‌ભુત ચરિત્ર જોઈ, તે રાજા મૂઢ બની જઈ, તે માછલીને તેનું સત્ય સ્વરૂપ પોતાની આગળ પ્રગટ કરવા વીનવવા લાગ્યો. ત્યારે તે માછલીએ અંતે કહ્યું :

'હે રાજા! આજથી સાતમે દિવસે ત્રણે લોક પ્રલયકાળના સમુદ્રમાં ડૂબી જવાના છે. તે વખતે એક મોટી નૌકા

તારી પાસે આવશે. તેમાં તું સર્વ ઔષધિઓ તથા નાનાં મોટાં સર્વ બીજો અને સપ્તર્ષિઓને સાથે લઈને બેસી જજે. પ્રકાશરહિત તે સમુદ્રમાં પેલા ઋષિઓના તેજથી તું ગભરાયા વિના વિચર્યા કરજે. પછી જ્યારે મહા બળવાન વાયુ શરૂ થતાં એ નાવ અતિશય કંપવા લાગે, ત્યારે વાસુકિ નાગ દ્વારા તારી નાવને તું મારા શીંગડા સાથે બાંધી દેજે. ત્યાર બાદ બ્રહ્માની રાત્રી વ્યતીત થતા સુધી હું તારી નાવને સમુદ્રમાં ખેંચ્યા કરીશ. તે દરમ્યાન મારી કૃપાથી અને તેં મને પૂછેલા પ્રશ્નોથી તું મારો મહિમા કે જે પરબ્રહ્મ કહેવાય છે, તે જાણી શકીશ.' [૨૪/૩૧-૩૬]

આટલું કહી, મત્સ્યરૂપધારી ભગવાન ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. ત્યાર બાદ તે રાજા પ્રલયકાળની પ્રતીક્ષા કરતો, સર્વ તૈયારી કરીને બેઠો. થોડા વખતમાં ભગવાનના કહ્યા મુજબ મહા ભયંકર પ્રલયકાળ શરૂ થયો. તે વખતે જળમાં તણાઈ આવેલી એક નૌકામાં તે રાજા બીજો, લતાઓ તથા સપ્તર્ષિઓની સાથે ચઢી બેઠો. પછી જ્યારે ભયંકર તોફાનમાં તે નૌકા ડગમગવા લાગી, ત્યારે મહાસમુદ્રમાં પ્રગટ થયેલા માછલાના શીંગડા સાથે તે નૌકાને તેણે વાસુકિ નાગરૂપી દોરીથી બાંધી દીધી. ત્યાર બાદ તે મત્સ્ય સ્વરૂપના મહિમાની સ્તુતિ કરતો તે રાજા સમુદ્રમાં વિચરવા લાગ્યો. સત્યવ્રતની વિનંતિથી તે મત્સ્યે સમુદ્રમાં વિહાર કરતાં કરતાં જ તત્ત્વ-વસ્તુનો ઉપદેશ કર્યો અને પોતાનું પરમાત્મસ્વરૂપ તેને સમજાવ્યું. તે રાજા જ આ કલ્પમાં વૈવસ્વત નામે મનુ થયો છે. [૨૪/૩૯-૬૧]

[આઠમો સ્કંધ સમાપ્ત]

# શ્રીમદ્ભાગવત

ખંડ ૩ જો

## સાતમો - વૈવસ્વત મન્વંતર

# પ્રાસ્તાવિક

શ્રી શુકદેવજી કહે છે: હે રાજા! હવે હું હાલમાં ચાલતા વૈવસ્વત મનુના વંશની મુખ્ય મુખ્ય કથાઓ કહું છું, તે તું સાંભળ. તે વંશનું વિસ્તારથી વર્ણન તો સેંકડો વર્ષે પણ પૂરું થાય તેમ નથી. [૧/૭]

હે રાજા! બ્રહ્માના માનસપુત્ર મરીચિ; મરીચિના પુત્ર કશ્યપ; તેમના પુત્ર વિવસ્વાન, અને તેમના પુત્ર તે શ્રાદ્ધદેવ અથવા વૈવસ્વત મનુ. તેમને કંઈ સંતાન ન હોવાથી વસિષ્ઠે તેમની પાસે યજ્ઞ કરાવ્યો. તે યજ્ઞમાં સંતાનની માગણી કરવાની ક્રિયા વખતે મનુની પત્ની શ્રદ્ધાએ પુત્રને બદલે પુત્રી માટે માગણી કરી દીધી. તેથી મનુને ત્યાં ઈલા નામની કન્યા ઉત્પન્ન થઈ. આ વસ્તુ મનુને ગમી નહીં. ત્યારે વસિષ્ઠે તે પુત્રીનો સુદ્યુમ્ન નામનો પુરુષ બનાવી દીધો. [૧/૮-૨૦]

તે સુદ્યુમ્ન એક વખતે શિકાર કરતાં કરતાં ભગવાન શંકરના ક્રીડાવનમાં જઈ પહોંચ્યો. ત્યાં પાર્વતી સાથેના પોતાના ક્રીડાપ્રસંગ કોઈ જોઈ ન જાય તે માટે શંકરે એવો વિધિ કરી રાખ્યો હતો કે, તેમાં પેસનાર પુરુષ સ્ત્રી જ થઈ

જાય. એ પ્રમાણે સુદ્યુમ્ન પણ તે વનમાં પેસતાં જ સ્ત્રી થઈ ગયો. પોતાનું સ્ત્રીરૂપ થઈ ગયેલું જોઈ ભયભીત બનીને તે સુદ્યુમ્ન વનમાં ભટકતો હતો. તેવામાં ચંદ્રરાજાના પુત્ર બુધે તેને જોયો. બુધ તેનું સુંદર રૂપ જોઈ તેના પર મોહિત થઈ ગયો. અને સુંદર ભ્રૂકુટિવાળી તે સ્ત્રી પણ બુધને પોતાના પતિ તરીકે ઇચ્છવા લાગી. પછી બુધથી સુદ્યુમ્નને પેટે પુરૂરવા નામે પુત્ર ઉત્પન્ન થયો. [૧/૧૦-૩૫]

યથાકાળે વસિષ્ઠના જાણવામાં આ બધું આવતાં, તેમણે શંકર ભગવાનને પ્રસન્ન કર્યા, અને એવું વરદાન મેળવ્યું કે, સુદ્યુમ્ન એક મહિનો પુરુષભાવ અને એક મહિનો સ્ત્રીભાવ પામ્યાં કરે. આ વ્યવસ્થા અનુસાર આંતરે આંતરે પુરુષપણું પામી, સુદ્યુમ્ન પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. પણ પ્રજાને આ બધું પસંદ પડ્યું નહીં. [૧/૩૭-૪૦]

સુદ્યુમ્નને પુરુષભાવમાં ઉત્કલ, ગય, અને વિમલ નામના ત્રણ પુત્રો થયા હતા. પરંતુ સુદ્યુમ્ન પછી ગાદી તો તેના (સ્ત્રીભાવે થયેલા) પ્રથમ પુત્ર પુરૂરવાને જ મળી. પેલા ત્રણ કુમારો તો દક્ષિણમાં ચાલ્યા ગયા અને ત્યાં રાજા બન્યા. [૧/૪૧-૨]

આ તરફ પોતાના પુત્ર સુદ્યુમ્નને વનમાં જ નાશ પામેલો માની મનુએ પુત્રની ઇચ્છાથી યમુનાતીરે ઉત્કટ તપ કરીને ઇક્ષ્વાકુ, પૃષધ્ર, કવિ, ધૃષ્ટ, નરિષ્યંત, દિષ્ટ, કરૂષ, નૃગ, શર્યાતિ અને નભગ નામના દશ પુત્રો પ્રાપ્ત કર્યા હતા. તેમની કથાઓ હવે તું સાંભળ. તેમાંથી પૃષધ્ર અને કવિ તો મુનિ થઈ ગયા. ધૃષ્ટના વંશજો બ્રાહ્મણ થઈ ગયા; નરિષ્યંતના વંશજો પણ અગ્નિવેશ્યાયન નામના બ્રાહ્મણ થયા. દિષ્ટના

વંશમાં થયેલા વિશાલ નામના રાજાએ વૈશાલી નગરી વસાવી.[૧] કરૂપથી કારૂષ નામના ક્ષત્રિયો થયા. તેઓ ઉત્તર દેશનું પાલન કરતા હતા, બ્રાહ્મણોના ભક્ત હતા અને ધર્મ ઉપર પ્રેમ રાખનારા હતા. મનુના નૃગ નામના પુત્રનો પાંચ પેઢી જેટલો જ વંશ જાણીતો છે: નૃગ–સુમતિ–ભૂતજ્યોતિ–વસુ–પ્રતીક–ઓઘવાન. [૨/૧-૩૬]

હે રાજન્! મનુના ઇક્ષ્વાકુ, શર્યાતિ અને નભગ એ ત્રણ પુત્રોના વંશ વિષે જ સવિસ્તર માહિતી ચાલી આવે છે. પ્રથમ તું શર્યાતિના વંશની કથા સાંભળ.

---

૧. દિષ્ટ–નાભાગ–ભલંદન–વત્સપ્રીતિ–પ્રાંશુ–પ્રમતિ–ખનિત્ર–ચાક્ષુપ–વિવિંશતિ–રંભ–ખનિનેત્ર–કરંધમ–આવીક્ષિત–મરુત્ત–દમ–રાજ્યવર્ધન–સુધૃતિ–નર–કેવલ–બંધુમાન–વેગવાન–બંધુ–તૃણબિંદુ–વિશાલ–હેમચંદ્ર–ધૂમ્રાક્ષ–સંયમ–કૃશાશ્વ–સોમદત્ત–સુમતિ–જનમેજય. મૂળમાં પણ આ વંશની આટલી વંશાવળી માત્ર જ આપેલી છે. તેમાં નાભાગ વિષે આટલું વિશેષ કહ્યું છે કે, તે પોતાનાં કર્મને લીધે વૈશ્ય બની ગયો હતો. મરુત્ત રાજાએ જે યજ્ઞ કર્યો હતો તેવો યજ્ઞ બીજા કોઈએ કર્યો નથી, એવું પણ મૂળમાં જણાવેલું છે. તૃણબિંદુ રાજાને અલંબુષા નામની અપ્સરાથી ઇડવિડા નામની કન્યા થઈ હતી. તેને પેટે પુલસ્ત્યના પુત્ર વિશ્રવાએ કુબેર નામનો પુત્ર ઉત્પન્ન કર્યો હતો; એટલી વિગત મૂળમાં આપેલી છે. બીજા રાજાઓ વિષે મૂળમાં પણ કશી વિશેષ માહિતી આપી નથી

# ૧

## સુકન્યાની કથા

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! મનુનો પુત્ર શર્યાતિ બ્રહ્મનિષ્ઠ હતો, અને તેણે યજ્ઞમાં બીજે દિવસે કરવામાં આવતું કર્મ બ્રાહ્મણોને શીખવ્યું હતું. તેને સુકન્યા નામે કન્યા હતી. એક વખત તેને સાથે લઈ તે રાજા વનમાં ચ્યવન-ઋષિને આશ્રમે ગયો. સુકન્યા સખીઓથી વીંટાઈને વનમાં જુદા જુદા છોડ શોધતી ફરવા લાગી. તેવામાં એક રાફડાના છિદ્રમાં બે ચળકતા પદાર્થો જોઈ, તેણે અજાણપણે કુતૂહલથી કાંટાવડે તેમને વીંધી નાખ્યા. ત્યારે તેમાંથી લોહી નીકળવા લાગ્યું. બીજી બાજુ તે જ સમયે રાજાના સમગ્ર સૈન્યનાં મળમૂત્ર બંધ થઈ ગયાં. [૩/૧-૬]

રાજાએ ગભરાઈને બધાંને પૂછવા માંડ્યું કે, કોઈએ ચ્યવન ઋષિનો કશો અપરાધ તો નથી કર્યો? ત્યારે સુકન્યાએ ભયભીત થઈને પોતે અજાણતાં કરેલું કૃત્ય કહી બતાવ્યું. રાજાએ રાફડો સંભાળથી ખોદાવીને તપાસ કરાવી તો અંદરથી

ચ્યવનમુનિ[1] નીકળ્યા. રાજાએ પોતાની કન્યાએ અજાણતાં કરેલા અપરાધ માટે ચ્યવન ઋષિની ઘણી ઘણી રીતે ક્ષમા માગી. પછી તે ઋષિનો અભિપ્રાય જાણી[2] તે રાજાએ તેમને સુકન્યા પરણાવી, ત્યારે સૈન્યનાં મળમૂત્ર છૂટાં થયાં. પછી મુનિની રજા લઈને રાજા પોતાની રાજધાનીમાં પાછો ચાલ્યો ગયો. [૩/૭-૯]

સુકન્યા ચ્યવનઋષિને પોતાના પતિ તરીકે પ્રાપ્ત કરી, સાવધાનતાથી તેમની સેવા કરવા લાગી. એમ કરતાં ઘણો સમય વીતી ગયો ત્યારે એક વખત અશ્વિનીકુમારો ચ્યવનઋષિના આશ્રમે આવ્યા. ઋષિએ તેમની પૂજા કરીને તેમને કહ્યું:

'હે સમર્થ વૈદ્યો, તમે મદમાતી સ્ત્રીઓને જે રૂપ તથા વય ઇષ્ટ હોય છે, તેવું રૂપ તથા વય મને અર્પો; તેના બદલામાં, તમારું સોમયાગમાં યજન થઈ શકતું ન હોવા છતાં હું તમારું સોમયાગથી યજન કરીશ.' [૩/૧૦-૨]

અશ્વિનીકુમારોએ તે ઋષિનું કહેવું અંગીકાર કરીને ઘડપણથી ઘેરાયેલા શરીરવાળા અને કેવળ નાડીઓથી વ્યાપ્ત થઈ ગયેલા – જોવા પણ ગમે નહિ તેવા તે ઋષિને એક ધરામાં પ્રવેશ કરાવ્યો, એટલે અલ્પસમયમાં જ તે ધરામાંથી સ્ત્રીઓને પ્રિય

---

૧. મૂળમાં આ કથા ટૂંકમાં છે; તથા તેના વિવિધ અંશો જાણે શ્રોતાને જાણીતા હોય તેમ ખાસ ઉલ્લેખેલા નથી. દીર્ઘ તપ કરતાં કરતાં ચ્યવન ઋષિના નિશ્ચેષ્ટ શરીર ઉપર રાફડો જામી ગયો હતો.

૨ મૂળમાં પણ કશા વિસ્તાર વિના આટલી જ હકીકત છે.

થઈ પડે તેવા ત્રણ સુંદર પુરુષો નીકળ્યા. તેઓનાં રૂપ એક સરખાં જ હતાં. સુકન્યા તે ત્રણમાંથી પોતાના પતિને ઓળખી શકી નહિ, એટલે તે અશ્વિનીકુમારોને શરણે ગઈ ત્યારે અશ્વિનીકુમારોએ તેના એ પાતિવ્રત્યથી* પ્રસન્ન થઈને તેના પતિનાં દર્શન તેને કરાવ્યાં. ત્યાર બાદ અશ્વિનીકુમારો ઋષિની આજ્ઞા લઈને સ્વર્ગમાં ચાલ્યા ગયા. [૩/૧૩-૧૭]

શર્યાતિ રાજા એક વખત યજ્ઞ કરવાના ઇરાદાથી તૈયાર થઈ, ચ્યવનઋષિને આશ્રમે ગયા. ત્યાં તેમણે પોતાની પુત્રી પાસે કોઈ તેજસ્વી તથા યુવાન પુરુષને બેઠેલો જોયો. સુકન્યાએ આવીને પિતાને નમસ્કાર કર્યા, તોપણ તેમણે આશીર્વાદ ન આપતાં ધિક્કારપૂર્વક કહ્યું, 'હે અભાગિની ! તેં કુળને દૂષણ લગાડનારું આ શું જારકર્મ આદર્યું છે ?' પછી સુકન્યાએ રાજાને બધી વાત કહી સંભળાવી. એટલે તે રાજા અત્યંત પ્રસન્ન થઈ, પોતાની પુત્રીને ભેટી પડ્યો. પછી ચ્યવન ઋષિએ શર્યાતિ રાજા પાસે સોમયાગ નામે યજ્ઞ કરાવ્યો. તેમાં અશ્વિનીકુમારોને સોમરસનો ભાગ અપાતો ન હોવા છતાં, ઋષિએ પોતાના પ્રભાવથી તેમને આપવા માટે સોમ-રસનો ભાગ લીધો. તે વખતે ઇંદ્રે ગુસ્સે થઈ તે ઋષિને મારવા માટે વજ્ર હાથમાં લીધું. પણ ઋષિએ તેનો હાથ

---

* આ અંશમાં પણ અહીંની કથા અપૂર્ણ છે. અશ્વિનીકુમારો-એ જ સુકન્યાને પ્રથમ ઘરડા પતિથી ઉપરત કરીને લોભાવવાનો પ્રયત્ન કર્યો હતો; પછી શરત તરીકે તેમણે ત્રણેએ યુવાન પુરુષોનાં એકસરખાં રૂપ ધારણ કર્યાં. ત્યારે સુકન્યાએ તેમાંથી પોતાના પતિને જ પસંદ કરી લીધા. એટલે અશ્વિનીકુમારોએ ચ્યવનઋષિનું એ યુવાન રૂપ કાયમ રાખ્યું, એવી કથા જ પ્રચલિત છે.

ત્યાં જ થંભાવી દીધો. પછી બધા દેવોએ અશ્વિનીકુમારોનો ભાગ કબૂલ રાખ્યો. [૩/૧૮-૨૬]

શર્યાતિ રાજાને ઉત્તાનબર્હિ, આનર્ત તથા ભૂરિષેણ નામના ત્રણ પુત્રો હતા. તેમાંના આનર્તથી તેને રેવત નામનો પુત્ર થયો હતો. એ રેવત દ્વારકા નગરી વસાવીને રહેતો હતો, અને આનર્ત વગેરે દેશો ઉપર રાજ્ય કરતો હતો.[1] [૩/૨૭-૮]

હવે મનુના છઠ્ઠા પુત્ર નભગનો વંશ કહું. નભગને નાભાગ નામે એક પુત્ર હતો. તે બીજા સૌ ભાઈઓ કરતાં નાનો હતો, તથા ઘણો વખત ગુરુને ત્યાં રહીને બ્રહ્મચારી રહ્યો હતો. તે હવે બ્રહ્મચારી જ રહેશે એમ માનીને તેના ભાઈઓએ મિલકતનો બધો ભાગ, તેને માટે કાંઈ બાકી રાખ્યા વિના જ, વહેંચી લીધો. પરંતુ તે તો ભણીગણીને પાછો આવ્યો. ત્યારે તેના ભાઈઓએ તેને તેના ભાગ તરીકે પોતાના પિતાને જ સોંપ્યા! નાભાગે પિતા પાસે જઈને કહ્યું :

'હે પિતાજી, મારા ભાઈઓએ મને મારા ભાગ તરીકે આપને જ સોંપી દીધા છે.'

તેના પિતા બધું સમજી ગયા. તેમણે તેને ધનપ્રાપ્તિનો ઉપાય બતાવતાં કહ્યું : 'હે પુત્ર હમણાં અંગિરાવંશના બ્રાહ્મણો યજ્ઞ કરે છે, પરંતુ છઠ્ઠે છઠ્ઠે દિવસે કર્મ કરવાની બાબતમાં તેઓ મૂંઝાઈ જાય છે. તેથી તું તેઓને વિશ્વેદેવાઓનાં બે

---

૧. એ રેવતના જ કોઈ એક વંશજની પુત્રી રેવતીને પછી બળરામ પરણ્યા હતા. પરંતુ મૂળમાં તો અહીં એમ જ જણાવ્યું છે કે, આ જ રેવતની પુત્રીને બળરામ પરણ્યા હતા. પરંતુ આ રેવત પછી કેટલીય પેઢીઓ — યુગો — વીતી ગયા પછી બળરામનો જન્મ થયો હતો.

સૂક્ત ભણાવી દે. પછી કર્મ સમાપ્ત થયે તેઓ સ્વર્ગમાં જશે, ત્યારે યજ્ઞમાં વધેલું ધન તને આપી દેશે.'

નાભાગે એ પ્રમાણે કર્યું; પરંતુ યજ્ઞમાં વધેલું ધન તે લેવા ગયો ત્યારે કાળા દેખાવનો કોઈ પુરુષ ઉત્તર દિશામાંથી આવીને તેને કહેવા લાગ્યો કે, 'યજ્ઞભૂમિ ઉપર વધેલું ધન મારું — રુદ્રનું છે.'

નાભાગે તેને જણાવ્યું કે, 'એ ધન તો ઋષિઓએ મને આપી દીધું છે.'

જવાબમાં રુદ્રે કહ્યું કે, 'તું તારા પિતાને પૂછી જો કે, યજ્ઞમાં વધેલું બધું ધન રુદ્રનું કહેવાય કે નહિ.'

નાભાગે પિતાને પૂછતાં તેમણે પણ તે પ્રમાણે જ કહ્યું; એટલે નાભાગે મસ્તક નમાવી તે બધું ધન રુદ્રને આપી દીધું. પછી રુદ્રદેવ તેના પિતાનું ધર્મવચન અને નાભાગની સત્યપરાયણતા દેખી, પ્રસન્ન થયા. અને એ બધું ધન તેમણે નાભાગને જ આપી દીધું, તથા તે ઉપરાંત તે મંત્રદ્રષ્ટાને સનાતન બ્રહ્મનું જ્ઞાન પણ આપ્યું. [૪/૧-૮]

૨

## અંબરીષની કથા

શુકદેવજી કહે છે: હે રાજન્! તે નાભાગને અંબરીષ નામનો પુત્ર હતો. તે અંબરીષ રાજા પૃથ્વી ઉપર અતુલ ગણાતા વૈભવો પામીને પણ તેમને સ્વપ્નવત્ તુચ્છ જાણતો હતો. તે રાજાને તો પરમાત્મા ભગવાન ઉપર તથા તેમના ભક્ત સાધુપુરુષો ઉપર જ પરમ ભક્તિ હતી; તથા પોતાની સર્વ ઇંદ્રિયોને તેણે ભગવાનના ભજનમાં જ જોડી દીધી હતી. તે રાજાના અનુચરો અને પ્રજાઓ પણ ભગવાનનું ચરિત્ર સાંભળવામાં જ આનંદ માનનારાં બની ગયાં હતાં, તથા વિષયભોગો તેમને આનંદ ઉપજાવી શકતા નહોતા. તે રાજાએ એ પ્રકારના ભક્તિયોગથી તથા સ્વધર્માચરણથી શ્રીહરિને પ્રસન્ન કરતાં કરતાં ધીમે ધીમે સર્વ સંગોનો ત્યાગ કરી દીધો; અને પોતાના સર્વ વૈભવ અને ઐશ્વર્યમાં મિથ્યાબુદ્ધિ પ્રાપ્ત કરી. [૪/૧૫-૨૮]

એક વખત તે વીર રાજાએ ભગવાનનું આરાધન કરવાની ઇચ્છાથી પોતાની સમાન સ્વભાવવાળી રાણી સાથે

એક વર્ષનું દ્વાદશી વ્રત આરંભ્યું હતું. એ વ્રતને અંતે કાર્તિક માસમાં ત્રણ દિવસના ઉપવાસ કરી, યમુના નદીમાં સ્નાન કરી, તે રાજાએ શ્રીહરિનું પૂજન કર્યું. પછી બ્રાહ્મણોને જમાડી, તેમની રજાથી તે રાજા પારણું કરવા તૈયાર થયો. તેવામાં દુર્વાસા ઋષિ તે રાજાના અતિથિ તરીકે ત્યાં આવ્યા. [૪/૨૯-૩૫]

રાજાએ પ્રેમપૂર્વક દુર્વાસામુનિનું પૂજન કર્યું અને તેમને ભોજન કરવા માટે વિનંતિ કરી. દુર્વાસામુનિ રાજાનું નિમંત્રણ કબૂલ રાખી, મધ્યાહ્નસંધ્યા પરવારવા યમુના નદીને કાંઠે ગયા, પરંતુ ત્યાં જ બ્રહ્મધ્યાનમાં લીન થઈ ગયા. આ તરફ પારણું કરવાને માટે બારશની તિથિ હવે એક જ ઘડી બાકી રહી. એટલે અંબરીષ રાજા વિચાર કરવા લાગ્યો કે, વ્રતનું પારણું પણ કરવું જોઈએ; તેમ જ અતિથિની પહેલાં ભોજન પણ ન કરવું જોઈએ. આ ધર્મસંકટમાં તેણે વિચાર કરી ભગવાનના ચિંતનપૂર્વક કેવળ જળનો આહાર કરી વ્રતનું પારણું કરી લીધું. કારણ કે જળાહાર ભોજન કર્યા સમાન તેમ જ ભોજન નહીં કર્યા સમાન પણ છે. [૪/૩૬-૪૧]

તેટલામાં દુર્વાસાઋષિ નદીકિનારેથી આવી પહોંચ્યા. તે અત્યંત ભૂખ્યા થયા હતા. રાજાએ પોતાના વ્રતનું પારણું કરી લીધું છે એમ જાણી તે બહુ ગુસ્સે થયા. તેમણે કહ્યું કે, 'અતિથિને ભોજન માટે નિમંત્રણ આપ્યા બાદ, તેની પહેલાં જ તેં ભોજન કરી લીધું છે, માટે લાવ તને તેનું ફળ ચખાડું,' એમ કહી તેમણે પોતાની જટા ઉખાડી કાઢીને પ્રલયકાળના અગ્નિ જેવી એક કૃત્યા ઉત્પન્ન કરી, અને રાજા પ્રત્યે મોકલી. [૪/૪૨-૬]

પણ રાજા તો શાંતિથી સ્થિર જ ઊભો રહ્યો. તે વખતે ભગવાનનું સુદર્શન ચક્ર, કે જે અંબરીષની રક્ષામાં રહેતું હતું. તેણે તે કૃત્યાને બાળી નાખી, અને પછી તે દુર્વાસાને બાળવા માટે ધસ્યું. ભગવાનના પ્રતાપી ચક્રને પોતા તરફ આવતું દેખી દુર્વાસા ભયભીત થઈ વેગથી નાસવા લાગ્યા; પરંતુ કોઈ પણ સ્થાન તેમણે ભગવાનના ચક્રથી સુરક્ષિત ન જોયું. તે પ્રથમ તો બ્રહ્માને શરણે ગયા; તેમણે પણ ભગવાનના ચક્રની ગતિને પાછી વાળવાની પોતાની અશક્તિ બતાવી. પછી તે શંકરને શરણે ગયા. તેમણે પણ તેવો જ જવાબ આપ્યો, તથા ભગવાનને જ શરણે જવાની સલાહ આપી. છેવટે થાકીને દુર્વાસા ભગવાનને જ શરણે ગયા. [૪/૪૭-૬૦]

ભગવાને તેમને કહ્યું: 'હે બ્રહ્મન્! હું તો ભક્તને અધીન છું, તેથી અસ્વતંત્ર જેવો છું; માટે તમે જેનાથી આ દુઃખ તમને થયું છે તેની પાસે જ જાઓ, અને તેની ક્ષમા માગો. સંત પુરુષો ઉપર વાપરેલું બળ, એ બળ વાપરનારનું જ અમંગળ કરે છે. તપ અને વિદ્યા બંને બ્રાહ્મણોનું કલ્યાણ કરનારાં છે; પણ ઉદ્ધત બ્રાહ્મણને તો તે બંને અનર્થકર્તા જ થઈ પડે છે.' [૪/૬૩-૭૦]

આ પ્રમાણે ભગવાને આજ્ઞા આપી એટલે ચક્રથી તપી ગયેલા દુર્વાસા અંબરીષ રાજાને જ શરણે ગયા અને તેમનાં ચરણોને વળગી પડ્યા. આથી રાજા અત્યંત શરમાઈ ગયો. તેણે ચક્રને સ્તુતિ કરીને શાંત કરી દીધું. તે જોઈ દુર્વાસા ઋષિ કહેવા લાગ્યા:

'અહો ! સંતપુરુષોની મોટાઈ આજે જ મેં જોઈ. તેઓ પોતાનો અપરાધ કરનારનું પણ મંગળ જ ઇચ્છે છે. જેમનું નામ માત્ર સાંભળતાં જ મનુષ્ય નિર્મળ થાય છે, તે ભગવાનના ભક્તોને કઈ વસ્તુ મેળવવી બાકી છે ?' [૫/૧-૧૭]

ત્યાર બાદ તે ઋષિ અંબરીષ રાજાએ આદર તથા પ્રેમપૂર્વક અર્પેલા ભોજનનો સ્વીકાર કરી, પોતાને માર્ગે ચાલ્યા ગયા. [૫/૨૨]

તે અંબરીષ રાજાના વિરૂપ નામના પુત્રને રથીતર નામનો પુત્ર હતો. તેને સંતાન ન હોવાથી અંગિરાઋષિએ તેની સ્ત્રીને પેટે પુત્રો ઉત્પન્ન કર્યા હતા. તેથી તેઓ આંગિરસ પણ કહેવાતા હતા. જોકે, ત્યાર બાદ રથીતરને બીજી સ્ત્રીથી અન્ય પુત્રો ઉત્પન્ન થયા હતા. [૬/૧-૩]

હે રાજન્! હવે મનુના સાતમા પુત્ર ઇક્ષ્વાકુનો વંશ કહું. તેના મોટાપુત્રનું નામ વિકુક્ષિ હતું. તેણે બળદરૂપે બનેલા ઇંદ્ર ઉપર બેસીને દૈત્યોને હરાવ્યા હોવાથી તેનું નામ ઇંદ્રવાહ પણ પડયું હતું. તે ઉપરાંત તેનાં શશાદ અને કકુત્સ્થ એવાં બે નામ પણ હતાં. તેનો પુત્ર અનેનસ્—તેનો પૃથુ—તેનો વિશ્વરંધ્રિ—તેનો ચંદ્ર—તેનો યુવનાશ્વ—તેનો શાબસ્ત–તેનો બૃહદશ્વ—તેનો કુવલયાશ્વ (ધુંધુમાર)[૧]—તેનો દઢાશ્વ—તેનો હર્યશ્વ—તેનો નિકુંભ—તેનો બર્હણાશ્વ—તેનો કૃશાશ્વ અને તેનો યુવનાશ્વ. [૬/૪-૨૩]

યુવનાશ્વને સંતાન ન થવાથી ઋષિઓએ તેની પાસે યજ્ઞ કરાવ્યો હતો. તે યજ્ઞ દરમ્યાન એક રાતે રાજાને તરસ લાગવાથી તે યજ્ઞશાળામાં ગયો. ત્યાં સર્વ બ્રાહ્મણોને નિદ્રાવશ

૧. ઉત્તંકઋષિને માટે ધુંધુ નામના અસુરને માર્યો હોવાથી.

જોઈ, તેમને પૂછ્યા વિના તેણે ત્યાં પડેલું મંત્રેલું જળ પી લીધું. તે જળ બ્રાહ્મણોએ તે રાજાની પત્ની માટે તૈયાર કરેલું હતું. પછી તો મંત્રને પ્રભાવે તે રાજાને જ ગર્ભ રહ્યો, અને યોગ્ય સમયે તેના જમણા પડખાને ચીરીને એક પુત્ર બહાર નીકળ્યો. તે જોઈ બ્રાહ્મણો બોલી ઊઠ્યા કે, હવે તે ધાવશે કોને? ત્યારે, 'આ કુમાર મને ધાવશે (માંધાતા),' એમ કહી ઇંદ્રે પોતાના અંગૂઠા પાસેની આંગળી તે બાળકના મોંમાં આપી. આથી તે બાળકનું નામ માંધાતા પડ્યું. [૬/૨૪-૩૨]

યુવનાશ્વના પુત્ર માંધાતાથી ભલભલા રાક્ષસો પણ કંપી જઈ ત્રાસ પામતા હતા, તેથી ઇંદ્રે તેનું નામ 'ત્રસદસ્યુ' પણ પાડ્યું હતું. તેને પુરુકુત્સ, અંબરીષ અને મુચુકુંદ નામના ત્રણ પુત્રો હતા તથા ૫૦ પુત્રીઓ હતી. [૬/૩૩-૮]

તે અરસામાં સૌભરિ નામના એક ઋષિ યમુનાજળમાં ડૂબ્યા રહીને તપશ્ચર્યા કર્યા કરતા હતા. એક વખત એક મોટા માછલાનું મૈથુનસુખ જોઈને તેમને મૈથુનસુખ માટે ઇચ્છા થઈ. તેમણે માંધાતા પાસે જઈ તેની એક કન્યાની માગણી કરી. ત્યારે રાજાએ કહ્યું કે, મારી જે કન્યા આપનો સ્વીકાર કરે, તેને આપ સુખેથી લઈ જાઓ. પછી ઋષિએ કામદેવ જેવું સુંદર સ્વરૂપ ધારણ કર્યું એટલે રાજાની પચાસે પુત્રીઓ તેમને જ વરી. [૬/૩૩-૪૩] ત્યાર બાદ તે મુનિ પોતાની તપસંપત્તિથી સંપાદન કરેલાં અનેક ઐશ્વર્યો વડે પોતાની તે સ્ત્રીઓ સાથે વિવિધ વિલાસો ભોગવવા લાગ્યા; પણ અગ્નિ જેમ ઘીનાં ટીપાંથી તૃપ્તિ પામે નહિ, તેમ તૃપ્તિ પામ્યા નહિ. એક વખત આ બધાં સુખોમાં આસક્તિને કારણે થયેલી પોતાના તપની હાનિ તેમના ખ્યાલમાં આવી.

ત્યારે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે, 'એક જલચરનું મૈથુન જોવા માત્રથી મેં મારા દીર્ઘ બ્રહ્મચર્યનો આ પ્રકારે નાશ કર્યો છે. ખરેખર! જેને મોક્ષની ઇચ્છા હોય, તેણે મૈથુન-ધર્મા સ્ત્રીપુરુષોના સંગનો સર્વથા ત્યાગ કરવો જોઈએ; અને ઇંદ્રિયોને બાહ્ય વિષયોમાં કદી જવા જ ન દેવી જોઈએ. છતાં કોઈનો પ્રસંગ કરવો જ પડે તો ઈશ્વરપરાયણ વ્રતો ધારણ કરનાર સજ્જનનો જ કરવો જોઈએ.' [૬/૪૪-૫૨]

આમ વિચાર કરી સૌભરિ ઋષિ વિરક્ત થયા, અને વાનપ્રસ્થ ધર્મનો આશ્રય કરીને વનમાં ચાલ્યા ગયા. તેમની પત્નીઓ પણ તેમની પાછળ વનમાં જ ગઈ. પછી તે ઋષિ પરમાત્મામાં લીન થઈ જતાં તે પત્નીઓ પણ તેમના પ્રભાવથી તેમની પાછળ ચાલી ગઈ. [૬/૫૩-૫]

માંધાતાના ત્રણ પુત્રોમાંથી મુચુકુંદ તો યોગી થઈ ગયો. માંધાતાના બીજા પુત્ર અંબરીષનો વંશ આ પ્રમાણે છે: અંબરીષ—યૌવનાશ્વ—હારીત. માંધાતાનો ત્રીજો પુત્ર પુરુકુત્સ નાગલોકોની બહેન નર્મદાને પરણ્યો હતો; અને તેના કહેવાથી તેણે રસાતલમાં જઈ ગાંધર્વોનો નાશ કર્યો હતો. એ પુરુકુત્સનો પુત્ર ત્રસદસ્યુ—તેનો અનરણ્ય—તેનો હર્યશ્વ—તેનો અરુણ—તેનો ત્રિબંધન અને તેનો સત્યવ્રત. એ સત્યવ્રત જ ત્રિશંકુ નામથી પ્રસિદ્ધ થયો હતો. વિશ્વામિત્રના પ્રભાવથી તે મનુષ્ય-શરીરે જ સ્વર્ગે ગયો હતો. પરંતુ દેવતાઓએ તેને ઊંધે મસ્તકે પાછો ધકેલી કાઢયો, ત્યારે વિશ્વામિત્રે પોતાના તપોબળથી તેને અંતરિક્ષમાં જ અટકાવી દીધો હતો.[1] [૭/૧-૬]

---

૧. ભાગવતમાં ત્રિશંકુની કથાનો આટલો જ ટૂંકો ઉલ્લેખ છે.

૩

# હરિશ્ચંદ્રની કથા

શુકદેવજી કહે છે: હે રાજન્! તે ત્રિશંકુને હરિશ્ચંદ્ર નામનો પુત્ર હતો. તેને સંતાન ન થવાથી તે બહુ ખિન્ન રહેતો હતો. પછી નારદજીની સલાહથી તેણે વરુણને પ્રસન્ન કરીને કહ્યું કે, મને જો પુત્ર થશે તો તે પુત્રને જ યજ્ઞમાં વધેરીને હું તમારું પૂજન કરીશ. પછી હરિશ્ચંદ્રને રોહિત નામનો પુત્ર થયો. એટલે વરુણદેવ શરત પ્રમાણે તે પુત્રની માગણી કરતા હાજર થયા. રાજાએ બહાનું કાઢીને તેમને સમજાવ્યા કે, બાળક જન્મ્યા પછી ૧૦ દિવસ અપવિત્ર રહે છે. માટે દશ દિવસ પૂરા થયા પછી તેને હું તમને અર્પણ કરીશ. [૭/૭-૧૦]

દશ દિવસ બાદ વરુણ આવીને ફરી હાજર થયા. ત્યારે રાજાએ જણાવ્યું કે, દાંત આવી જાય ત્યારે યજ્ઞપશુ પવિત્ર થયેલું કહેવાય છે. માટે તેને દાંત આવી જવા દો.

દાંત આવી ગયા ત્યારે રાજાએ એવું બહાનું કાઢ્યું કે, પ્રથમ આવેલા દાંત પડી જાય ત્યારે યજ્ઞપશુ પવિત્ર થયું કહેવાય છે, માટે તેમ થવા દો. થોડા વખત બાદ તે કુમારને નવા દાંત પણ આવી ગયા. તે વખતે રાજાએ એવું બહાનું કાઢ્યું કે, ક્ષત્રિયપશુ કવચ ધારણ કરવા યોગ્ય થાય ત્યારે પવિત્ર થયું કહેવાય. વરુણે તે વાત પણ કબૂલ રાખી. [૭/૧૧-૫]

પરંતુ તેટલામાં તો રોહિતકુમાર સમજણો થઈ ગયો. પોતાને યજ્ઞમાં વરુણને અર્થે વધેરવાનો છે એવું જાણવામાં આવતાં જ તે જંગલમાં નાસી ગયો. વરુણે એ જાણી હરિશ્ચંદ્ર રાજાને શિક્ષા તરીકે જલોદરનો રોગ ઉત્પન્ન કર્યો. જંગલમાં રોહિતકુમારના જાણ્યામાં આ વાત આવી. આથી તે પસ્તાઈને, પિતાને દુઃખમુક્ત કરવાને અર્થે નગર તરફ પાછો આવવા નીકળ્યો. પરંતુ રસ્તામાં જ ઇંદ્રે તેને સમજાવીને તીર્થયાત્રા કરવા મોકલી દીધો. આમ ઇંદ્રના ભરમાવ્યાથી તેણે છ વર્ષ રસ્તામાં જ કાઢી નાખ્યાં. પરંતુ પછી તો પિતાની પોતાને કારણે થયેલી માઠી દશા ખ્યાલમાં રાખી તે નગર તરફ આવવા નીકળ્યો જ. [૭/૧૭-૯]

રસ્તામાં તેને અજીગર્ત નામનો અતિ દરિદ્ર બ્રાહ્મણ મળ્યો. તેનો શુનઃશેપ નામનો વચલો પુત્ર રોહિતે પોતાને બદલે હોમવા માટે ખરીદી લીધો. પછી હરિશ્ચંદ્ર રાજાએ તે બ્રાહ્મણકુમાર વડે યજ્ઞ કર્યો અને વરુણદેવને સંતુષ્ટ કર્યા. વરુણદેવે પણ હરિશ્ચંદ્ર રાજાને રોગમુક્ત કર્યો. [૭/૨૦-૩]

એ જ રાજા હરિશ્ચંદ્રનું તેમ જ તેની રાણીનું સત્યભર્યું ધૈર્ય જોઈને[1] વિશ્વામિત્ર તેના ઉપર અત્યંત પ્રસન્ન થયા હતા, અને તેને આત્મજ્ઞાન અર્પણ કર્યું હતું. એ આત્મ-જ્ઞાનના પ્રભાવથી હરિશ્ચંદ્રે પોતાના અજ્ઞાન-સમૂહનો નાશ કરી મુક્તિ પ્રાપ્ત કરી હતી. [૭/૨૪-૭]

---

૧. આ ભાગ મૂળમાંથી શબ્દશઃ ઉતાર્યો છે. **હરિશ્ચંદ્રની** સત્યપરીક્ષાની સુપ્રસિદ્ધ કથાનો અહીં ઉલ્લેખ હોય તેમ લાગે છે. પણ ભાગવતકાર તે વસ્તુને આમ સ્પર્શ કરીને જ રહેવા દે છે. હરિશ્ચંદ્રની સત્યપરીક્ષાની પ્રચલિત કથા માર્કંડેય પુરાણમાં મળે છે.

૪

# ભગીરથની કથા

શુકદેવજી કહે છે: હે રાજન્! હરિશ્ચંદ્રના પુત્ર રોહિતને હરિત નામે પુત્ર હતો. તે હરિતના પુત્ર ચંપે સુપ્રસિદ્ધ ચંપાનગરી વસાવી હતી. ચંપનો પુત્ર સુદેવ, તેનો વિજય, તેનો ભરુક, તેનો વૃક, અને તેનો બાહુક. તે બાહુક રાજા પાસેથી શત્રુઓએ રાજ્ય હરી લીધું, એટલે તે સ્ત્રીઓ સાથે વનમાં ચાલ્યો ગયો અને ત્યાં જ મરણ પામ્યો. તે વખતે તેની એક રાણી સગર્ભા હતી. તેને ઔર્વઋષિએ સતી થતી અટકાવી. પરંતુ ઈર્ષ્યાગ્નિથી બળી જતી તેની શોક્યોએ તેને ઝેર દીધું. પરંતુ રાણીનો ગર્ભ તે ઝેર ( गर ) સાથે જ જન્મ્યો. તેથી તેનું નામ સ-ગર પડ્યું. [૮/૧-૪]

તે સગર રાજા ચક્રવર્તી તથા મહા પરાક્રમી થયો. તેણે પિતાના સર્વ શત્રુઓને હાંકી કાઢ્યા. તાલજંઘ, યવન, શક, હૈહય તથા બર્બર જાતિનાં બધાં ટોળાંને હરાવી તેણે તેમની બૂરી વલે કરી દીધી. પછી તેણે ઔર્વઋષિની દેખરેખ

નીચે અશ્વમેધ યજ્ઞો કરવા માંડયા. રાજા તથા તેના આચાર્યના પ્રભાવથી તે યજ્ઞો એક પછી એક નિર્વિઘ્ને સમાપ્ત થવા લાગ્યા. એ જોઈ ઇંદ્રને ભય પેઠો. તેથી તે આવીને રાજાના યજ્ઞના ઘોડાને હરી ગયો.[1] સગરની રાણી સુમતિના પુત્રો તે ઘોડાને શોધતા કપિલઋષિને આશ્રમે જઈ પહોંચ્યા. ત્યાં પેલા ઘોડાને બાંધેલો જોઈ, તેઓ કપિલને જ ઘોડાનો ચોર માની મારવા દોડયા. કપિલઋષિએ સમાધિમાંથી જાગી આંખ ઉઘાડતાં જ[2] તેઓ ત્યાં ને ત્યાં બળીને ભસ્મ થઈ ગયા. [૮/૫-૧૪]

સગર રાજાને કેશિની નામની સ્ત્રીને પેટે અસમંજસ નામે પુત્ર થયો હતો. તે જ્ઞાતિઓનું અપ્રિય કરનારો તથા અનેક નિંદ્ય કર્મ આચરનારો હતો. તે લોકોનાં છોકરાંને પકડી પકડીને સરયૂ નદીમાં નાખી દેતો હતો.[3] આથી સગર રાજાએ તેને દેશનિકાલ કર્યો હતો. તે અસમંજસનો

૧. આ બધા ભાગોની દૃષ્ટિએ ભાગવતની કથા બહુ જ સંક્ષિપ્ત છે.

૨. ભાગવતકાર જણાવે છે કે, તે પુત્રો કપિલના ક્રોધાગ્નિથી બળીને ભસ્મ થઈ ગયા એમ કહેવું ખોટું છે. કારણ કે, કપિલ જેવા સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક ઋષિ ક્રોધ કરી શકે જ નહીં. માટે તે પુત્રો તેમના પોતાના જ શરીરના અગ્નિથી બળીને ભસ્મ થઈ ગયા એમ કહેવું એ જ યોગ્ય છે!

૩. ભાગવતકાર અહીં આગળ પણ પ્રચલિત કથામાં એવો સુધારો કરે છે કે, એ અસમંજસ તો પૂર્વનો યોગભ્રષ્ટ યોગી હતો. પોતાને ગળે રાજ્યની ધૂંસરી ન વળગે તે સારુ તે જાણી જોઈને આવું આચરણ કરતો હતો. રાજાએ તેને દેશનિકાલ કર્યા પછી તેણે ડુબાડેલાં બધાં છોકરાં જીવતાં પાછાં આવ્યાં હતાં!

પુત્ર અંશુમાન હવે પોતાના કાકાઓની શોધ કરવા નીકળ્યો. છેવટે તેને કપિલમુનિના આશ્રમ આગળ ઘોડો તથા કાકાઓની રાખ મળ્યાં. પોતાના કાકાઓથી કપિલમુનિનો અપરાધ થયેલો જાણી અંશુમાને તેમની સ્તુતિ કરીને તેમને પ્રસન્ન કર્યા. ત્યારે તેમણે તેમના ઉદ્ધાર માટે સ્વર્ગમાંથી ગંગાજળ લાવવાની તેને સલાહ આપી. અંશુમાન તેમની રજાથી ઘોડો લઈને પાછો આવ્યો એટલે સગર રાજાએ યજ્ઞ પૂરો કરી, યોગ્ય કાળે સર્વોત્તમ ગતિ પ્રાપ્ત કરી. [૮/૧૫-૩૧]

અંશુમાને યોગ્ય કાળે પોતાના પુત્રને રાજ્ય સોંપી, કપિલ-મુનિના કહેવા મુજબ ગંગાજીને પૃથ્વી ઉપર લાવવા માટે ઘણા લાંબા સમય સુધી તપશ્ચર્યા કરી. પરંતુ તેમ થાય ત્યાર પહેલાં જ તે મરણ પામ્યો. તે પ્રમાણે તેનો પુત્ર દિલીપ પણ તપ કરતો કરતો મરણ પામ્યો. ત્યાર પછી દિલીપના પુત્ર ભગીરથે પણ તે તપશ્ચર્યા ચાલુ રાખી. અંતે ગંગાજી પ્રસન્ન થયાં, અને પૃથ્વી ઉપર આવવા તૈયાર થયાં. પણ તેમાં તેમણે બે મુશ્કેલીઓ બતાવી. એક તો તે પૃથ્વી ઉપર પડે ત્યારે તેમને ઝીલી લેનાર કોઈ જોઈએ. નહીં તો તે પૃથ્વી ભેદીને રસાતલમાં ઊતરી જાય. તથા બીજું, પૃથ્વીના લોકો આવીને પોતાનાં પાપ તેમનામાં ધોયા કરી તેમને અશુદ્ધ કરી મૂકે તેનું શું? ભગીરથે જણાવ્યું કે, હું શંકર ભગવાનને પ્રસન્ન કરીશ એટલે તે તમને અધ્ધર ઝીલી લેશે તથા પૃથ્વી ઉપર આવ્યા બાદ સત્પુરુષો તમારાં અંગનો નિરંતર સ્પર્શ કર્યા કરી તમારામાં ભેગાં થતાં પાપ દૂર કર્યા કરશે, એટલે તમે હંમેશાં પવિત્ર જ રહેશો. આ સાંભળી ગંગાજી 'તથાસ્તુ' કહીને ચાલ્યાં ગયાં. [૯/૧-૭]

ભગીરથના તપથી શંકર ભગવાન અલ્પ કાળમાં જ પ્રસન્ન થયા, અને તેમણે પૃથ્વી ઉપર વીજળીની પેઠે પડતાં ગંગાજીને મસ્તકે ધારણ કરી લીધાં. પછી રાજર્ષિ ભગીરથ તે ગંગાજીને પોતાના પિતૃઓનાં શરીરો ભસ્મ થઈને પડ્યાં હતાં ત્યાં લઈ ગયો. તેમના જળનો સ્પર્શ થતાં જ સગરના પુત્રોનો ઉદ્ધાર થયો અને તેઓ ઉત્તમ સ્વર્ગને પામ્યા. [૯/૮-૧૪]

એ ભગીરથનો પુત્ર શ્રુત, તેનો નાભ, તેનો સિંધુદ્વીપ, તેનો અયુતાયુ, અને તેનો ઋતુપર્ણ. તે ઋતુપર્ણ રાજા નલ રાજાનો મિત્ર હતો, અને નલ રાજાને જુગારની વિદ્યા શીખવી તેની પાસેથી અશ્વવિદ્યા પામ્યો હતો. ઋતુપર્ણનો પુત્ર સર્વકામ, તેનો સુદાસ, અને તેનો સૌદાસ. તે સૌદાસ રાજાએ મૃગયા દરમ્યાન એક રાક્ષસને મારી નાખ્યો હતો. તે રાક્ષસનો ભાઈ તેનું વેર લેવા રાજાનો રસોઇયો થઈને રહ્યો. પછી સૌદાસના ગુરુ વસિષ્ઠ જ્યારે રાજાને ત્યાં ભોજન કરવા આવ્યા, ત્યારે તેણે તેમને મનુષ્યનું માંસ રાંધીને ખવરાવ્યું. વસિષ્ઠને મનુષ્ય-માંસ ખાધાની જાણ થતાં તેમણે રાજાને શાપ આપ્યો કે, 'તું મનુષ્યભક્ષી રાક્ષસ થા.' પછી સાચું કારણ જાણવામાં આવતાં તે મુનિએ શાપની અવધિ ૧૨ વર્ષની કરી. રાજા પણ વસિષ્ઠને સામો શાપ દેવા તૈયાર થયો, પણ તેની સ્ત્રી મદયંતીએ તેને રોક્યો. તે વખતે રાજાએ હાથમાં લીધેલું જળ પોતાના પગ ઉપર જ નાખી દીધું, તેથી તેના પગ કાળા થઈ ગયા. તે ઉપરથી તેનું નામ 'કલ્માષાંઘ્રિ' પડ્યું. [૯/૧૬-૨૪]

હવે રાક્ષસરૂપે જંગલમાં ફરતાં ફરતાં તે રાજાએ એક વખત પરસ્પર મૈથુન કરતાં એક બ્રાહ્મણ તથા બ્રાહ્મણીને

જોયાં. રાજાને ખૂબ ભૂખ લાગી હોવાથી તે પેલા બ્રાહ્મણને ખાઈ જવા તત્પર થયો. પેલી બ્રાહ્મણીએ ગર્ભાધાન કરતા તે બ્રાહ્મણને બચાવવા સૌદાસને ખૂબ આજીજી કરી. પરંતુ તે તો તેને ખાઈ જ ગયો. એટલે તે બ્રાહ્મણીએ તેને શાપ આપ્યો કે, તું પણ તારી સ્ત્રી સાથે મૈથુન કરવા જઈશ ત્યારે મૃત્યુ પામીશ. ત્યાર બાદ તે બ્રાહ્મણી પતિનાં હાડકાં સાથે બળી મરી. [૯/૨૫-૩૬]

એ શાપને કારણે મનુષ્યપણું પ્રાપ્ત કરીને પણ તે રાજા પોતાની સ્ત્રીમાં સંતાનોત્પત્તિ કરી શક્યો નહીં. તેથી વસિષ્ઠે તેની રાણીમાં અશ્મક નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. પરશુરામે જ્યારે પૃથ્વી નક્ષત્રી કરી, ત્યારે તેને સ્ત્રીઓમાં છુપાવી રાખ્યો હોવાથી તેને 'નારીકવચ' પણ કહેતા; તથા તે એકલો જ ક્ષત્રિયોના મૂળ તરીકે બાકી રહ્યો હતો, માટે તેને મૂલક પણ કહેતા હતા. તે 'મૂલક'નો પુત્ર દશરથ, તેનો ઍડવિડ, તેનો વિશ્વસહ અને તેનો ખટ્વાંગ. તે ખટ્વાંગ રાજાની કથા શરૂઆતમાં આવી ગઈ છે.[1] ખટ્વાંગનો પુત્ર દીર્ઘબાહુ, તેનો રઘુ, તેનો અજ અને તેનો દશરથ. [૯/૩૭-૪૯]

---

૧. જુઓ પા. ૧૭ નોંધ.

૫

# રામાવતાર

શ્રીશુકદેવ કહે છે, હે રાજા ! દશરથ રાજાને ત્યાં સાક્ષાત્ ભગવાન રામચંદ્રરૂપે[1] અવતર્યા હતા. તેમનું ચરિત્ર તો સુપ્રસિદ્ધ છે, છતાં અહીં ટૂંકમાં[2] તને કહી સંભળાવું છું. રામચંદ્રજીએ વિશ્વામિત્રના યજ્ઞમાં મારીચ વગેરે રાક્ષસોનો નાશ કર્યો હતો; જગતના વીર પુરુષોની સમક્ષ ત્રણસો માણસોએ આણેલા શંકરના ઉગ્ર ધનુષને સીતાસ્વયંવરમાં શેરડીના સાંઠાની પેઠે રમતમાં ઉઠાવીને વચમાંથી ભાગી નાખ્યું હતું; તે રીતે યોગ્ય રૂપ, ગુણ, શીલ, અને વયવાળાં સીતાજીને જીતી, માર્ગે જતાં ભૃગુપતિ પરશુરામના રૂઢ ગર્વને

૧. ભાગવતને મતે કૃષ્ણાવતાર એ જ પૂર્ણ અવતાર હોવાથી, રામચંદ્રજીને અંશના પણ અંશથી અવતરેલા કહ્યા છે. [૧૦/૧]

૨. ભાગવતમાં આ કથા સ્તુતિના શ્લોકરૂપે તથા વાર્તાનો ક્રમ રાખ્યા વિના ટૂંકમાં કહી છે. જેમ કે શૂર્પણખાનાં કાનનાક પહેલાં કાપ્યાં છે, અને સીતાસ્વયંવર પછી કર્યો છે.

દૂર કર્યો હતો; સ્ત્રીલંપટ પિતા દશરથની આજ્ઞાને શિરસા સ્વીકારી હતી, અને રાજ્યનો ત્યાગ કરી, સ્ત્રી સાથે પોતે વનમાં ગયા હતા. [૧૦/૧-૮]

વનમાં તેમણે તેમના ઉપર કામાતુર થયેલી શૂર્પણખાનાં નાકકાન કાપી તેને બેડોળ કરી હતી; તથા તેના ભાઈ ખર તથા દૂષણ વગેરેનો સંહાર કર્યો હતો. શૂર્પણખા મારફતે સીતાની વાત સાંભળવાથી કામાતુર બનેલા રાવણે મોકલેલા તથા મૃગશરીર ધારણ કરીને આવેલા મારીચ રાક્ષસનો વધ કરવા રામ ગયા, ત્યારે રાવણ સીતાજીને હરી ગયો હતો. પછી સ્ત્રીમાં આસક્તિ કરનારની કેવી વલે થાય છે તે બતાવતા રામ વનવગડે ભટકચા હતા. [૧૦/૯-૧૧]

સીતાજીનું રક્ષણ કરવા જતાં મરણ પામેલા જટાયુનો તેમણે અગ્નિસંસ્કાર કર્યો; કબંધનો વધ કર્યો; વાલીનો નાશ કરી વાનરોની મિત્રતા કરી; અને વાનરો દ્વારા લંકામાં સીતાની ભાળ મળતાં સમુદ્રકિનારે ગયા. ત્યાં તેમનો ક્રોધકટાક્ષ જોઈ સમુદ્ર કાંપતો કાંપતો હાજર થયો, અને પોતાના ઉપર પુલ બાંધવાની તેમને સલાહ આપી. [૧૦/૧૨-૫]

પુલ બાંધીને સુગ્રીવ, નીલ, હનુમાન વગેરે સેનાઓની સાથે રામે વિભીષણની દોરવણી અનુસાર લંકામાં પ્રવેશ કર્યો. તે લંકાને હનુમાનજીએ પ્રથમથી જ બાળી મૂકી હતી. રાવણે[૧] ઇંદ્રજિત, કુંભકર્ણ[૧] વગેરે રાક્ષસોને યુદ્ધ માટે મોકલ્યા; પણ તે બધા યુદ્ધમાં મરાયા. અંતે રાવણ પોતે જ લડવા

૧. આ રાવણ તથા કુંભકર્ણ, હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુના જ અવતાર હતા. તેમનો ત્રીજો અને છેલ્લો અવતાર તે શિશુપાલ અને દંતવક્ત્રનો, જેમનો શ્રીકૃષ્ણાવતારે વધ કર્યો હતો.

સામે આવ્યો. પરંતુ રામે મારેલા બાણથી નાશ પામી પૃથ્વી ઉપર ગબડી પડ્યો. [૧૦/૧૬-૨૩]

પછી હજારો રાક્ષસીઓ મંદોદરી સાથે રડતી રડતી બહાર આવી અને પોતપોતાના સંબંધીઓને વળગી વિલાપ કરવા લાગી. વિભીષણે યુદ્ધમાં મરાયેલા સૌની રામચંદ્રજીની સૂચના મુજબ ઉત્તરક્રિયા કરી. રામચંદ્રજીએ વિભીષણને લંકાનું રાજ્ય સોંપી દીધું; અને પોતે સીતાજીને, લક્ષ્મણને, સુગ્રીવને તથા હનુમાનને વિમાનમાં બેસાડી અયોધ્યા આવવા નીકળ્યા. [૧૦/૨૪-૩૩]

દરમ્યાન તેમણે સાંભળ્યું કે, ભરત ગાયના મૂત્રમાં રાંધેલી જવની રાબડી ખાઈ, જટા ધારણ કરી, વલ્કલ પહેરી, જમીન ઉપર જ સૂઈ, પોતાના વિરહમાં કષ્ટ ભોગવ્યા કરે છે. ભરતને રામચંદ્રજી પધાર્યાની ખબર મળતાં તે રામચંદ્રજીની પાવડીઓ માથે મૂકી સામે આવ્યો. રામચંદ્ર ભરતજીને પ્રેમથી લાંબા વખત સુધી ભેટ્યા. પછી અયોધ્યા જઈ, રાજમહેલમાં માતાઓનો સત્કાર પામી પોતે પણ તેમનો સત્કાર કર્યો. [૧૦/૩૪-૪૭]

દરમ્યાન રામના વનવાસની અવધિ પૂરી થઈ હોવાથી વસિષ્ઠજીએ રામચંદ્રજીનો રાજ્યાભિષેક કર્યો. પછી તે સ્વધર્મ-પરાયણ રહી, વર્ણાશ્રમના ગુણોથી યુક્ત પ્રજાઓનું પિતાની પેઠે પાલન કરવા લાગ્યા. પ્રજાઓ પણ તેમને પિતા તરીકે માનતી હતી. કુદરત પણ બધી રીતે અનુકૂળ થઈ હતી, અને ત્રેતાયુગ હોવા છતાં સત્યયુગ જેવો કાળ સર્વત્ર દેખાતો હતો. આખા રાજ્યમાં ક્યાંય માનસિક કે શારીરિક પીડાઓ, વૃદ્ધાવસ્થા, ગ્લાનિ, દુઃખ, શોક કે ભય દેખાતાં નહોતાં. [૧૦/૪૮-૫૫]

એક સમયે રામચંદ્રજી લોકપ્રવૃત્તિ જાણવા ખાતર રાત્રે ગુપ્ત વેશે નગરમાં વિચરતા હતા. તેવામાં તેમણે કોઈ એક પુરુષને પોતાની સ્ત્રી પ્રત્યે આવું બોલતાં સાંભળ્યો: "પારકે ઘેર જઈ આવેલી દુષ્ટા વ્યભિચારિણી એવી તને હું કદી ઘરમાં રાખવાનો નથી; હું કાંઈ સ્ત્રીલોભી રામ નથી, કે તને ઘરમાં રાખું." આ સાંભળી, સમજાવવા અશક્ય એવા અજ્ઞાની લોકથી ભય પામી રામચંદ્રે સગર્ભા સીતાજીનો ત્યાગ કર્યો. [૧૧/૧-૧૦]

સીતાજી અસહાય દશામાં વાલ્મીકિ ઋષિના આશ્રમે પહોંચ્યાં. ત્યાં તેમણે લવ અને કુશ નામના જોડિયા પુત્રોને જન્મ આપ્યો. પછી પોતાના પતિએ પોતાનો ત્યાગ કર્યો હોવાથી, વાલ્મીકિને પોતાના પુત્રો સોંપી સીતાજી પૃથ્વીમાં સમાઈ ગયાં. તે સાંભળી રામચંદ્રજી પોતાના શોકને રોકવા સમર્થ થઈ શક્યા નહોતા.[1] [૧૧/૧૧-૧૬]

હે રાજા! હવે રામચંદ્રજીના વંશની કથા આગળ સાંભળ. કુશનો પુત્ર અતિથિ, તેનો નિષધ, તેનો નભ, તેનો પુંડરીક, તેનો ક્ષેમધન્વા, તેનો દેવાનીક, તેનો અનીહ, તેનો પારિયાત્ર, તેનો બલસ્થલ, તેનો વજ્રનાભ, તેનો ખગણ, તેનો વિધૃતિ અને તેનો હિરણ્યનાભ. તે હિરણ્યનાભ જૈમિનિનો[2]

૧. આ પ્રમાણે ભાગવતમાં રામાવતારની તૂટક તથા અસંબદ્ધ કથા છે.

૨. અહીં પણ નામનો ગોટાળો છે. જૈમિનિ અને યાજ્ઞવલ્ક્ય એ તો વેદવ્યાસના શિષ્યપ્રશિષ્ય છે. જ્યારે આ હિરણ્યનાભથી ૧૨મી પેઢીએ થયેલા બૃહદ્‌બલ વખતે મહાભારતનું યુદ્ધ થયું હતું, એમ પછીની લીટીમાં આવે છે.

શિષ્ય હોઈ, યોગાચાર્ય થયો હતો. તેની પાસેથી યાજ્ઞવલ્ક્યે અધ્યાત્મયોગ પ્રાપ્ત કર્યો હતો. હિરણ્યનાભનો પુત્ર ધ્રુવસંધિ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ, તેનો મરુ, તેનો પ્રસુશ્રુત, તેનો સંધિ, તેનો અમર્ષણ, તેનો મહસ્વાન્, તેનો વિશ્વસાહ્વ, તેનો પ્રસેનજિત્, તેનો તક્ષક, અને તેનો બૃહદ્બલ. તે બૃહદ્બલને મહાભારતના યુદ્ધ વખતે અભિમન્યુએ મારી નાખ્યો હતો. [૧૨/૧-૮]

હે રાજા! ઇક્ષ્વાકુ વંશમાં આટલા રાજાઓ તો ભૂતકાળમાં થઈ ગયા. હવે ભવિષ્યમાં થનારાઓનાં નામ સાંભળ. બૃહદ્બલનો પુત્ર બૃહદ્રણ, તેનો ઉરુક્રિય, તેનો વત્સવૃદ્ધ, તેનો પ્રતિવ્યોમ, તેનો ભાનુ, તેનો સેનાપતિ દિવાક, તેનો સહદેવ, તેનો બૃહદશ્વ, તેનો ભાનુમાન, તેનો પ્રતીકાશ્વ, તેનો સુપ્રતીક, તેનો મરુદેવ, તેનો સુનક્ષત્ર, તેનો પુષ્કર, તેનો અંતરિક્ષ, તેનો સુતપા, તેનો અમિત્રજિત્, તેનો બૃહદ્રાજ, તેનો બર્હિ, તેનો કૃતંજય, તેનો રણંજય, તેનો સંજય, તેનો શાક્ય, તેનો શુદ્ધોદ, તેનો લાંગલ તેનો પ્રસેનજિત્, તેનો ક્ષુદ્રક, તેનો રણક, તેનો સુરથ અને તેનો સુમિત્ર. તે સુમિત્ર ઇક્ષ્વાકુ વંશનો છેલ્લો રાજા હશે. [૧૨/૯-૧૬]

હે રાજા! હવે ઇક્ષ્વાકુના પુત્ર નિમિના વંશની કથા સાંભળ. નિમિ રાજાએ યજ્ઞમાં વસિષ્ઠને ઋત્વિજ તરીકે સ્વીકાર્યા હતા; પણ તેનાથીય પહેલાં તેમને ઇંદ્રે પોતાના યજ્ઞમાં સ્વીકાર્યા હોવાથી, તે ત્યાં ચાલ્યા ગયા. આ તરફ નિમિએ જીવિતને ચંચળ જાણી, બીજા ઋત્વિજો દ્વારા યજ્ઞ ચાલુ કર્યો. વસિષ્ઠ જ્યારે ઇંદ્ર પાસેથી પરવારીને પાછા આવ્યા, ત્યારે પોતાના વિના યજ્ઞ શરૂ થયેલો જોઈ તેમણે નિમિને શાપ

આપ્યો કે, 'તારું શરીર પડી જાઓ.' ત્યારે નિમિએ પણ તે લોભી ઋષિને શાપ આપ્યો કે, 'તમારું શરીર પણ પડી જાઓ.' [૧૩/૧-૫]

પછી ઋત્વિજોએ નિમિના યજ્ઞમાં પ્રસન્ન થયેલા દેવો પાસે નિમિને પુનરુજ્જીવિત કરવાનું વરદાન માગ્યું. ત્યારે નિમિ બોલી ઊઠ્યો કે, 'દુઃખ, શોક તથા ભય આપનાર શરીર મારે નથી જોઈતું.' પણ દેવોનું વરદાન અફળ ન થાય તેમ હોવાથી નિમિ શરીરહીન જીવન (વિદેહપણું) પામ્યો. પછી ઋષિઓએ નિમિના મૃત શરીરનું મંથન કરી એક કુમાર ઉત્પન્ન કર્યો, તે 'જનક' કહેવાયો. તેને લોકો 'વૈદેહ' નામથી પણ ઓળખતા. વળી તે નિમિના શરીરને મથવાથી ઉત્પન્ન થયેલો હોવાથી 'મિથિલ' પણ કહેવાતો હતો. તેના નામ ઉપરથી જ 'મિથિલા' નગરીનું નામ પડ્યું છે. [૧૩/૬-૧૩]

જનકનો પુત્ર ઉદાવસુ, તેનો નંદિવર્ધન, તેનો સુકેતુ, તેનો દેવરાત, તેનો બૃહદ્રથ, તેનો મહાવીર્ય, તેનો સુધૃતિ, તેનો ધૃષ્ટકેતુ, તેનો હર્યશ્વ, તેનો મરુ, તેનો પ્રતીપક, તેનો કૃતિરથ, તેનો દેવમીઢ, તેનો વિસૃત, તેનો મહાધૃતિ, તેનો કૃતિરાત, તેનો મહારોમ, તેનો સ્વર્ણરોમા, તેનો હ્રસ્વરોમા, તેનો સીરધ્વજ (જે ખેડતો હતો ત્યારે તેના હળના અગ્રભાગમાંથી સીતા ઉત્પન્ન થયાં હતાં), તેનો કુશધ્વજ, તેનો ધર્મધ્વજ, તેનો કૃતધ્વજ, તેનો કેશિધ્વજ, તેનો ભાનુમાન, તેનો શતદ્યુમ્ન, તેનો શુચિ, તેનો સનદ્વાજ, તેનો ઊર્ધ્વકેતુ, તેનો અજ, તેનો પુરુજિત્, તેનો અરિષ્ટનેમિ, તેનો શ્રુતાયુ, તેનો સુપાર્શ્વ, તેનો ચિત્રરથ, તેનો ક્ષેમધિ, તેનો

સમરથ, તેનો સત્યરથ, તેનો ઉપગુરુ, તેનો ઉપગુપ્ત, તેનો વસ્વનંત, તેનો યુયુધ, તેનો સુભાષણ, તેનો જય, તેનો વિજય, તેનો ઋત, તેનો શુનક, તેનો વીતહવ્ય, તેનો ધૃતિ, તેનો બહુલાશ્વ, અને તેનો કૃતિ.[૧] [૧૩/૧૪-૨૭]

---

૧. આ કૃતિ જનક હિરણ્યનાભના શિષ્ય યાજ્ઞવલ્કયનો શિષ્ય હતો. બૃહદારણ્યકાદિ ઉપનિષદોમાં આ જનકનું જ કથન છે એમ મનાય છે.

# ૬

# પરશુરામની કથા

શ્રીશુકદેવજી કહે છે :

હે રાજન્! હવે તું ચંદ્રવંશી રાજાઓની કથા સાંભળ. બ્રહ્મદેવથી અત્રિ નામના ઋષિ ઉત્પન્ન થયા હતા. તેમને ચંદ્ર નામે પુત્ર હતો. તેણે બૃહસ્પતિની સ્ત્રી તારાનું બળાત્કારે હરણ કર્યું હતું, અને બૃહસ્પતિએ વારંવાર પોતાની સ્ત્રીની માગણી કરવા છતાં પાછી આપી ન હતી. પછી બૃહસ્પતિએ બ્રહ્મદેવને ફરિયાદ કરી, એટલે તેમણે તારાને પાછી સોંપાવી. [૧૪/૧-૮]

પણ તે દરમ્યાન તારા ગર્ભવતી થઈ ગઈ હતી. એટલે બૃહસ્પતિએ તેને કહ્યું કે, 'હે દુષ્ટ સ્ત્રી! તું તે પરપુરુષના ગર્ભનો સત્વર ત્યાગ કર, કારણ મારે સંતાનોત્પત્તિ કરવી છે.' એટલે તારાએ શરમાઈ જઈને પોતાના ગર્ભનો ત્યાગ કર્યો. પરંતુ તેના ગર્ભમાંથી નીકળેલા તેજસ્વી કુમારને જોઈ બૃહસ્પતિ તથા ચંદ્ર બંને પોતાનો પુત્ર કહી તેને લેવા માટે

વિવાદ કરવા લાગ્યા. અંતે બ્રહ્માએ તારાને એકાંતમાં બોલાવીને પૂછયું કે, તે પુત્ર કોનો છે; ત્યારે તારાએ સાચી વાત કહી દીધી કે, તે પુત્ર ચંદ્રનો છે. એટલે ચંદ્ર તે બાળકને લઈ ગયો. તે કુમારનું નામ બુધ પાડવામાં આવ્યું. [૧૪/૯-૧૪]

એ બુધે ઇલા નામની સ્ત્રીમાં[1] પુરૂરવા નામે પુત્ર ઉત્પન્ન કર્યો. તે પુરૂરવાનાં રૂપ, ગુણ અને પરાક્રમની કથા નારદને મુખે સાંભળી, સ્વર્ગની અપ્સરા ઉર્વશી તેના ઉપર મોહિત થઈ ગઈ હતી. પછી મિત્રાવરુણનો શાપ મળતાં જ્યારે તેને પૃથ્વી ઉપર જવાનું થયું, ત્યારે તે પોતાના ઇષ્ટ પુરૂરવા પાસે જ ગઈ હતી. પુરૂરવાએ પણ તેના રૂપથી મોહિત થઈ, તેનો પોતાની પ્રિયતમા તરીકે સ્વીકાર કર્યો હતો. તે વખતે ઉર્વશીએ રાજા સાથે એવા કરાર કર્યા હતા કે, પુરૂરવાએ ઉર્વશીના સંતાનરૂપ બે ઘેટાઓનું રક્ષણ કરવું તથા તેમને શય્યાની પાસે જ રાખવા; મૈથુનના સમય સિવાય પુરૂરવાએ કદી નગ્ન દશામાં ઉર્વશીને દેખા ન દેવી; અને ઉર્વશીને ઘૃતનો આહાર (અને તે પણ એક ટંક જ) કરવા દેવો. આ કરારોમાંથી કોઈનો પણ ભંગ થાય એટલે ઉર્વશી પાછી ચાલી જાય એવી શરત હતી. [૧૪/૧૫-૨૨]

ત્યાર બાદ અન્યોન્યમાં આસક્ત તે બંને અપૂર્વ વિલાસો કરતાં તથા અનુપમ સુખ ભોગવતાં વિહરવા લાગ્યાં. પેલી તરફ ઇંદ્રે સ્વર્ગમાં ઉર્વશી ન જોઈ, એટલે તેણે ગંધર્વો પાસેથી બધી હકીકત જાણીને, પુરૂરવા પાસેથી ઉર્વશીને પાછી લઈ આવવાનું તેમને કહ્યું. ગંધર્વોએ મધ્યરાત્રે ઉર્વશીના ઘેટાઓનું

૧. તેની કથા માટે જુઓ આગળ પા. ૨૫૭.

રાજાની શય્યા પાસેથી હરણ કર્યું. ઉર્વશીનું કલ્પાંત તથા મહેણાં સાંભળીને પુરૂરવા સફાળો નગ્ન અવસ્થામાં જ પથારી-માંથી ઊઠીને ગંધર્વો પાછળ દોડ્યો. તે વખતે જ પેલા ગંધર્વોએ અગાઉથી વિચારી રાખ્યા મુજબ તે સ્થળે પ્રકાશ કરી દીધો. એટલે રાજા નગ્ન અવસ્થામાં ઉર્વશીની નજરે પડ્યો. પછી કરાર મુજબ ઉર્વશી તરત જ રાજા પાસેથી ચાલી ગઈ. [૧૪/૨૩-૩૧]

પુરૂરવા ઉર્વશીના વિરહમાં વનવગડે ગાંડાની માફક તેને શોધતો ભમવા લાગ્યો. તે દરમ્યાન સખીઓ સાથે સરસ્વતી નદીમાં નાહવા આવેલી ઉર્વશીને તેણે જોઈ. ઉર્વશીએ પણ રાજાની પોતા ઉપરના પ્રેમને લીધે થયેલી કરુણ દશા દેખી તેને કહ્યું કે, (હાલમાં તો સગર્ભા હોવાથી હું તમારા સહવાસને યોગ્ય નથી. પરંતુ)[1] આ વર્ષને અંતે એક રાત હું તમારી સાથે રહીશ; તે વખતે તમને મારાથી બીજાં સંતાનો પ્રાપ્ત થશે. [૧૪/૩૨-૯]

ત્યાર બાદ પુરૂરવા નગરમાં પાછો આવ્યો. વર્ષને અંતે (આયુ નામના)[1] વીરપુત્રની માતા બનેલી ઉર્વશી સાથે પુરૂરવા એક રાત આનંદપૂર્વક રહ્યો. તેથી ઉર્વશીને પાંચ પુત્રોવાળો ગર્ભ રહ્યો. સવારમાં છૂટા પડતી વખતે અત્યંત ખિન્ન થયેલા રાજાને ઉર્વશીએ સલાહ આપી કે, તમે ગંધર્વોને પ્રસન્ન કરી તેમની પાસેથી મારી માગણી કરો, તો હું ફરી તમને પ્રાપ્ત થઈ શકું. તે સિવાય મારું અને તમારું નિરંતર એકત્ર રહેવું શક્ય નથી. [૧૪/૪૦-૧]

---

૧. વિષ્ણુપુરાણમાં જણાવ્યા મુજબ.

રાજાએ ઉર્વશીના કહ્યા મુજબ ગંધર્વોની ઉપાસના કરી, એટલે તેઓએ પ્રસન્ન થઈ તેને વિવિધ લોકની પ્રાપ્તિ કરાવનાર વૈદિક યજ્ઞમાર્ગ શીખવ્યો. (તેઓએ તેને અગ્નિની એક થાળી આપી, જેમાંથી ખીજડીના ઝાડમાં પીપળો ઊગ્યો, અને તેમાંથી અરણીઓ બની. તે અરણીઓ મથતાં આહવનીય, ગાર્હપત્ય ને દક્ષિણ એમ ત્રણ પ્રકારના અગ્નિ અસ્તિત્વમાં આવ્યા.) આમ ત્રેતાયુગના આરંભમાં પુરૂરવાથી માંડીને ત્રણ વેદોનો સકામ કર્મમાર્ગ શરૂ થયો. એ યજ્ઞકર્મથી યજન કરીને પુરૂરવા ગંધર્વોના લોકને પામ્યો. [૧૪/૧-૪૯]

હે રાજા ! પુરૂરવાને ઉર્વશીથી આયુ, વિજય વગેરે કુલ છ પુત્રો થયા હતા. તેમાં વિજયને ભીમ નામનો પુત્ર હતો. તે ભીમનો પુત્ર કાંચન, તેનો હોત્રક, તેનો જહ્નુ,[૧] તેનો પૂરુ, તેનો બલાક, તેનો અજક, તેનો કુશ, તેનો કુશાંબુ, અને તેનો ગાધિ. [૧૫/૧-૪]

ગાધિ રાજાને સત્યવતી નામે કન્યા હતી. તેને ઋચીક નામના ઋષિએ પરણવા માટે માગી. રાજા તે ઋષિને ના પાડી શક્યો નહિ; પરંતુ અશક્ય શરત તરીકે તેણે ઋષિ પાસે પોતાની કન્યાના બદલામાં એક બાજુ શ્યામ કાનવાળા અને ચંદ્રના જેવા ઉજ્જ્વળ એવા એક હજાર ઘોડાઓ માગ્યા. પરંતુ, ઋચીકે તો વરુણદેવની કૃપાથી તેવા ઘોડાઓ રાજાને લાવી આપ્યા. એટલે રાજાને ન છૂટકે પોતાની કન્યા તે ઋષિને પરણાવવી પડી. [૧૫/૫]

---

૧. ગંગાને પીનાર.

લગ્ન થયા બાદ, ઋચીકે એક વખત સંતાનની ઇચ્છાવાળી પોતાની પત્ની માટે તેમ જ પોતાની સાસુ માટે બે ચરુ તૈયાર કર્યા. પોતાની સ્ત્રીને માટે બ્રાહ્મણના ગુણવાળો પુત્ર ઉત્પન્ન થાય એવો ચરુ તૈયાર કર્યો હતો, અને પોતાની સાસુ માટે ક્ષત્રિયના ગુણવાળો પુત્ર ઉત્પન્ન થાય તેવો ચરુ કર્યો હતો. ચરુ તૈયાર કરી ઋચીક ઋષિ સ્નાન કરવા ગયા. તેવામાં સત્યવતીની માતાએ સત્યવતીના ચરુને શ્રેષ્ઠ માની, સત્યવતીની સંમતિથી ખાઈ લીધો, અને સત્યવતીએ પોતાની માતા માટેનો ચરુ ખાધો. પાછા આવતાં ઋચીકને ખબર પડી ત્યારે તેમણે પોતાની પત્નીને કહ્યું કે, તને હવે સર્વને શિક્ષા કરનાર ઉગ્રકર્મી પુત્ર થશે; પરંતુ તારી માતાને બ્રહ્મવેત્તા પુત્ર થશે. પછી, સત્યવતીએ બહુ કાલાવાલા કર્યા ત્યારે ઋચીકે કહ્યું કે, તારો પુત્ર નહિ, પણ તારો પૌત્ર ઉગ્રકર્મી થશે. [૧૫/૧૧]

યોગ્યકાળે સત્યવતીએ જમદગ્નિ નામના પુત્રને જન્મ આપ્યો. તે જમદગ્નિને રેણુકા નામની સ્ત્રીથી પરશુરામ વગેરે પુત્રો થયા. તે પરશુરામને વિદ્વાનો ભગવાનના અંશાવતાર કહે છે. [૧૫/૧૧-૪]

તે સમયે હૈહયકુળનો અર્જુન નામે રાજા તે ભાગમાં રાજ્ય કરતો હતો. તેણે દત્તાત્રેયની કૃપાથી શત્રુઓમાં અજિતપણું તથા હજાર બાહુઓનું બળ પ્રાપ્ત કર્યું હતું. તે એક સમયે ઉત્તમ સ્ત્રીઓ સાથે નર્મદા નદીમાં જળક્રીડા કરતો હતો. તે વખતે તેના (હજાર) બાહુઓના વિસ્તાર વડે નદીનો આખો પ્રવાહ રોકાઈ ગયો હતો. તેથી દિગ્વિજય કરવા નીકળેલા અને તે નદીને કાંઠે છાવણી નાંખીને પડેલા

રાવણની આખી છાવણી પાણીથી તરબોળ થઈ ગઈ. નદીમાં આ પ્રમાણે અચાનક પાણી ચઢી આવવાનું કારણ જાણી, રાવણ ગુસ્સે થઈ અર્જુનને શિક્ષા કરવા માટે ઊપડયો. પરંતુ અર્જુને તો સ્ત્રીઓની સમક્ષ રમત રમતમાં તેને કેદ કરી લીધો, અને અંતે દયા લાવી કોઈ વાનરને છોડી મૂકે તે પ્રમાણે છોડી મૂકયો. [૧૫/૧૭-૨૨]

તે સહસ્રાર્જુન એક વખત મૃગયા માટે ફરતો ફરતો જમદગ્નિના આશ્રમે જઈ ચઢયો. તે મુનિએ કામધેનુના પ્રભાવથી તે રાજાની તથા તેના અનુચરોની પ્રસન્ન ચિત્તે ઉત્તમ અતિથિસેવા કરી. તે ગાયનો એવો અનુપમ પ્રભાવ જોઈને રાજા જતી વખતે બળાત્કારથી જમદગ્નિ પાસેથી તે ગાયને ખૂંચવી ગયો. [૧૫/૨૩-૬]

થોડા સમય બાદ જમદગ્નિના પ્રતાપી પુત્ર પરશુરામ આશ્રમે પાછા આવ્યા. બધી વાત સાંભળી તે તરત સહસ્રાર્જુનની પાછળ દોડયા. અને પોતાના પરશુ વડે તે રાજાના હાથ તથા માથું ઉડાવી દઈ, ગાયને પાછી લઈ આવ્યા. જમદગ્નિએ જ્યારે આ વાત જાણી, ત્યારે તેમને ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું :

'હે તાત! આપણે બ્રાહ્મણો ક્ષમાને લીધે જ 'લોકગુરુ' બન્યા છીએ. ઉપરાંત રાજાનો વધ તો બ્રાહ્મણના વધ કરતાં પણ વધુ હાનિકારક છે. માટે તું સત્વર તીર્થસેવન કરી, ભગવાનની આરાધના વડે તારા ભીષણ પાપકૃત્યનું પ્રાયશ્ચિત્ત કર.' [૧૫/૨૭-૪૧]

પિતાની આજ્ઞા મુજબ પરશુરામ એક વર્ષ તીર્થાટન કરી આવ્યા. એક વખત તેમનાં માતા રેણુકા ગંગાકિનારે

(જળ ભરવા) ગયાં હતાં. ત્યાં તેમણે ગંધર્વરાજ ચિત્રરથને અપ્સરાઓ સાથે ક્રીડા કરતો જોયો. તેને દેખી તેમના મનમાં વિકાર ઉત્પન્ન થયો. આ જાણી, જમદગ્નિએ પોતાના પુત્રોને હુકમ કર્યો કે, 'આ પાપી સ્ત્રીને મારી નાંખો.' પરંતુ તેઓ તેમ કરવા કબૂલ થયા નહીં. ત્યારે મુનિએ પરશુરામને કહ્યું કે, 'તું તારા આ ભાઈઓને તથા તારી માતાને મારી નાખ.' પરશુરામે પિતાની આજ્ઞા માથે ચડાવીને તરત તે બધાનાં ડોકાં ઉડાવી દીધાં. પરંતુ પછી પ્રસન્ન થયેલા પિતા પાસેથી તે બધાંને જીવતાં કરવાનું જ વરદાન માગીને સૌને સજીવન કરાવ્યાં. [૧૬/૧-૮]

આ તરફ સહસ્રાર્જુનના પુત્રો પિતાનું વેર લેવા તલપી રહ્યા હતા; પરંતુ પરશુરામના પરાક્રમ આગળ તેમનું કાંઈ ચાલતું નહોતું. એક વખત પરશુરામ પોતાના ભાઈઓ સાથે વનમાં ગયા હતા, ત્યારે તેઓ લાગ જોઈને આવ્યા અને જમદગ્નિનું માથું કાપી લઈને ચાલતા થયા. પરશુરામ વનમાંથી પાછા આવ્યા ત્યારે તેમણે બધું જાણ્યું. તરત જ તે પેલા દુષ્ટ ક્ષત્રિયોની પાછળ દોડ્યા અને તેમનાં મસ્તકો કાપી કાપીને માહિષ્મતી નગરીમાં મોટો ઢગલો કર્યો. [૧૬/૯-૧૭]

પરંતુ હવે તો ક્ષત્રિયોનો ઉપદ્રવ વધી પડ્યો, અને પરશુરામ એટલેથી જ અટકી શક્યા નહિ. ક્ષત્રિયો સામેના તેમના દારુણ સંગ્રામમાં તેમણે એક પછી એક એમ એકવીસ વાર પૃથ્વીને ક્ષત્રિયરહિત કરી નાખી, અને સ્યમંતક ક્ષેત્રમાં તેમના લોહીના નવ ધરા ભર્યા. આટલું કર્યા બાદ તેમણે પોતાના પિતાનું મસ્તક તેમના ધડ સાથે જોડી દઈ

યજ્ઞો દ્વારા સર્વ દેવમય આત્મદેવનું યજન કર્યું. તે વખતે દક્ષિણામાં તેમણે સર્વ પૃથ્વી બ્રાહ્મણોને વહેંચી દીધી. ત્યાર બાદ તેમની ચિત્તવૃત્તિ શાંત થતાં, તે મહેન્દ્ર પર્વત ઉપર ચાલ્યા ગયા. આ પ્રમાણે જગતના આત્મા શ્રીહરિએ ભૃગુઓના વંશમાં અવતાર લઈને પૃથ્વીના ભારરૂપ અનેક રાજાઓનો નાશ કર્યો હતો. [૧૬/૧૮-૨૭]

ગાધિરાજાને વિશ્વામિત્ર નામે પુત્ર હતા. તેમણે તપશ્ચર્યા વડે પોતાના ક્ષત્રિયપણાનો ત્યાગ કરી, બ્રહ્મતેજ પ્રાપ્ત કર્યું હતું. વિશ્વામિત્રને ૧૦૧ પુત્રો હતા; તેમાં મધુચ્છંદસ્ વચલો હતો. અજીગર્તનો પુત્ર શુનઃશેપ યજ્ઞમાં પશુ તરીકે વેચાયો હતો, અને પછી તેને જીવતો છોડી મૂકવામાં આવ્યો હતો, ત્યારે વિશ્વામિત્રે તેને પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો હતો. પરંતુ મધુચ્છંદસ્થી મોટા ૫૦ ભાઈઓએ તેને પોતાના વડીલ ભાઈ તરીકે ન સ્વીકાર્યો. તેથી વિશ્વામિત્રે તેમને મ્લેચ્છ જાહેર કર્યા. બાકીનાઓએ તેને પિતાના કહેવા મુજબ ભાઈ તરીકે સ્વીકાર્યો. એટલે વિશ્વામિત્રે તેમને આશીર્વાદ આપ્યો કે, 'તમે પુત્રવાળા થશો. કારણ કે, મારું માન જાળવીને તમે મને પુત્રવાળો કર્યો છે.' [૧૬/૨૮-૩૭]

૭

# યયાતિની કથા

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! પુરૂરવાનો આયુ નામનો જે પુત્ર હતો, તેને નહુષ, ક્ષત્રવૃદ્ધ, રજી, રંભ અને અનેનસ્ નામના પાંચ પુત્રો હતા. તેમાંથી, પ્રથમ ક્ષત્રવૃદ્ધનો વંશ સાંભળ. ક્ષત્રવૃદ્ધને સુહોત્ર નામનો પુત્ર હતો. તેને કાસ્ય, કુશ, અને ગૃત્સમદ નામના ત્રણ પુત્ર હતા. ગૃત્સમદને શુનક નામે પુત્ર હતો, અને તેને શૌનક. કાસ્યનો પુત્ર કાશિ હતો. તેનો પુત્ર રાષ્ટ્ર, રાષ્ટ્રનો દીર્ઘતમસ્, દીર્ઘતમસ્નો ધન્વંતરિ, તેનો કેતુમાન, તેનો ભીમરથ, તેનો દિવોદાસ, તેનો દ્યુમાન (પ્રતર્દન, શત્રુજિત્, વત્સ, ઋતુધ્વજ, કુવલયાશ્વ), તેનો અલર્ક, તેનો સંતતિ, તેનો સુનીથ, તેનો સુકેતન, તેનો ધર્મકેતુ, તેનો સત્યકેતુ, તેનો ધૃષ્ટકેતુ, તેનો સુકુમાર, તેનો વીતિહોત્ર, તેનો ભર્ગ અને ભર્ગનો પુત્ર ભાર્ગભૂમિ. આ પ્રમાણે કાશિવંશ ક્ષત્રવૃદ્ધમાંથી ઊતરી આવેલો છે. [૧૭/૧-૯]

આયુના પુત્ર રંભનો વંશ પછીથી બ્રાહ્મણકુળમાં બદલાઈ ગયો. અનેનસ્નો વંશ પણ છેવટનો વંશજ આત્મ-

જ્ઞાની થવાથી અટકી ગયો. રજીના બધા પુત્રોનો નાશ થવાથી તેનો વંશ પણ અટકી ગયો. [૧૭/૧૦-૧૮]

આયુના પુત્ર નહુષને યતિ, યયાતિ, સંયાતિ, આયતિ, વિયતિ અને કૃતિ નામના છ પુત્ર હતા. નહુષરાજા અમુક સમય સુધી સ્વર્ગનો ઇંદ્ર થયો હતો ત્યારે નહુષની જગાએ યયાતિ રાજા થયો હતો. [૧૮/૧-૫]

એક વખત દાનવોના રાજા વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠા તથા દાનવોના ગુરુ શુક્રાચાર્યની કન્યા દેવયાની તથા બીજી કેટલીય સખીઓ બગીચામાં આવેલા સરોવરમાં, કપડાં કિનારે મૂકી, જળક્રીડા કરતી હતી. તેવામાં શંકર–પાર્વતી[1] ત્યાં થઈને જવા લાગ્યાં. તેથી શરમાઈ જઈ તે કન્યાઓ ઉતાવળી ઉતાવળી બહાર નીકળીને પોતાનાં વસ્ત્રો પહેરવા લાગી. ઉતાવળમાં ભૂલથી શર્મિષ્ઠાએ દેવયાનીનું કપડું પહેરી લીધું. એ જોઈ ક્રોધથી સળગી જઈને દેવયાની બોલી :

"અહો આ દાસીનું અયોગ્ય કર્મ તો જુઓ! કૂતરો જેમ યજ્ઞનું બલિદાન ખાઈ જાય, તથા શૂદ્ર જેમ વેદને ધારણ કરે. તેમ આ અધમ અસુરપુત્રીએ મારાં વસ્ત્રો પહેરી લીધાં છે." [૧૮/૬-૧૧]

આ સાંભળી ગુસ્સે થઈ શર્મિષ્ઠાએ જવાબ આપ્યો :

"અમારા ઘરની આશાએ જીવતી ભિખારણ હોવા છતાં તું આટલું અભિમાન શા ઉપર કરે છે?" [૧૮/૧૫-૬]

આમ તે બંને વચ્ચે વધુ બોલાચાલી થતાં શર્મિષ્ઠાએ દેવયાનીને ધક્કો મારી એક કૂવામાં ગબડાવી પાડી. પછી

---

૧. મત્સ્યપુરાણમાં ઇંદ્ર જતો હતો એવી કથા છે.

બાકીની બધી કન્યાઓ ચૂપચાપ પોતપોતાને ઘેર ચાલી ગઈ. [૧૮/૧૭]

તેવામાં મૃગયાએ નીકળેલો યયાતિ રાજા પાણી શોધતો તે કૂવા પાસે આવ્યો. રાજાએ કૂવામાં દેવયાનીને નગ્ન અવસ્થામાં જોઈને તેને પોતાનું ઉત્તરીય આપ્યું, તથા તેનો હાથ પકડી તેને બહાર કાઢી. દેવયાનીએ તે રાજાને કહ્યું :

"હે શત્રુ-નગરોને જીતનારા રાજા! તમે મારા હાથને ગ્રહણ કર્યો છે, એટલે હવે કોઈ બીજા પુરુષને મારો હાથ હું ગ્રહણ કરવા દઈશ નહિ. હે વીર! આપણો આ સંબંધ દૈવે જ નિર્માણ કર્યો છે,* કોઈની યોજનાથી આ પ્રમાણે

---

* ભાગવતમાં એટલા શબ્દો વધારે છે કે, "કચના શાપથી મને કોઈ બ્રાહ્મણ પરણે તેમ પણ નથી." પરંતુ પછી કચની કથા તેમાં નથી આપી. મત્સ્યાદિ પુરાણમાં તે કથા આ પ્રમાણે છે: શુક્ર સંજીવિની વિદ્યા જાણતા હોવાથી દેવાસુર સંગ્રામમાં મરેલા અસુરોને તરત જીવતા કરતા હતા. તેથી દેવો અસુરોને જીતી શકતા નહોતા. એટલે તેઓએ બૃહસ્પતિના પુત્ર કચને તે વિદ્યા શીખવા શુક્રાચાર્ય પાસે મોકલ્યો. ત્યાં શુક્રાચાર્યની પુત્રી દેવયાનીને તેના ઉપર પ્રેમ થયો, અને તેથી અસુરોએ કચને વારંવાર મારી નાખવા છતાં દેવયાનીએ પિતા પાસે આગ્રહથી તેને જીવતો કરાવ્યો હતો. પણ પછી જ્યારે તે વિદ્યા શીખી પાછો દેવલોકમાં જવા તૈયાર થયો, ત્યારે દેવયાનીએ તેને પરણવાનું કહ્યું. પણ તેણે જવાબ આપ્યો કે, તું ગુરુપુત્રી છે એટલે બહેન થઈ, માટે તને હું પરણી ન શકું. તેનો આવો નિષ્ઠુર જવાબ સાંભળી દેવયાનીએ તેને શાપ આપ્યો કે, તું તારી વિદ્યા કામમાં નહિ લઈ શકે. ત્યારે કચે તેને શાપ આપ્યો કે, તને કોઈ ઋષિ નહિ પરણે ઇ૦.

બન્યું નથી. માટે, દૈવે જ આ ઇચ્છ્યું છે એમ માની મારો સ્વીકાર કરો."[1] [૧૮/૧૮-૨૨]

રાજાએ પણ તે વસ્તુ અનિચ્છિત રીતે જ પ્રાપ્ત થયેલી જાણી કબૂલ રાખી. પછી રાજા ચાલ્યો જતાં દેવયાનીએ ઘેર જઈ પોતાના પિતાને શર્મિષ્ઠાની બધી વાત કહી સંભળાવી. આ સાંભળી શુક્રાચાર્ય ગુસ્સે થઈ પોતાની પુત્રીને લઈ વૃષપર્વાના નગરનો ત્યાગ કરી ચાલવા માંડ્યા. વૃષપર્વા એ જાણી તેમના માર્ગમાં જઈ તેમને પગે પડ્યો અને તેમને પ્રસન્ન કરવા લાગ્યો. ત્યારે શુક્રાચાર્યે એક જ શરતે પાછા આવવાનું કબૂલ કર્યું કે, દેવયાની જ્યાં પરણે ત્યાં શર્મિષ્ઠા પોતાની સખીઓ સાથે દેવયાનીની દાસી તરીકે જાય. [૧૮/૨૩-૮]

આ સાંભળી, પોતાના સંબંધીઓ ઉપરનું સંકટ વિચારીને શર્મિષ્ઠા પોતે જ દેવયાનીનું દાસીપણું સ્વીકારવા કબૂલ થઈ. પછી શુક્રાચાર્યે જ્યારે દેવયાનીને યયાતિ રાજા વેરે પરણાવી, ત્યારે શર્મિષ્ઠા દાસી તરીકે દેવયાનીની સાથે ગઈ. શુક્રાચાર્યે તે વખતે યયાતિ રાજા સાથે કરાર કરી લીધો કે, તેણે કદી શર્મિષ્ઠા સાથે વિષયસુખ ભોગવવું નહિ.[1] [૧૮/૨૯-૩૦]

એક વખત દેવયાનીને સંતાનવાળી જોઈ, શર્મિષ્ઠાએ ઋતુકાળે એકાંતમાં યયાતિ રાજા પાસે સંતાન માટે પ્રાર્થના કરી. ત્યારે યયાતિ રાજા શુક્રાચાર્યના વચનનું સ્મરણ હોવા છતાં શર્મિષ્ઠાની પ્રાર્થના નકારી શક્યો નહીં, અને શર્મિષ્ઠાને

---

૧. વિષ્ણુપુરાણમાં આ આખો પ્રસંગ નથી. યયાતિ રાજા જાણે કે સ્વાભાવિક ક્રમે જ શર્મિષ્ઠા તથા દેવયાની બંનેને પરણ્યો હતો એમ ત્યાં તો છે.

પણ ગર્ભ રહ્યો. યયાતિ રાજાને દેવયાનીથી યદુ અને તુર્વસુ એ બે તથા શર્મિષ્ઠાથી દ્રુહ્યુ, અનુ તથા પૂરુ નામના ત્રણ પુત્રો થયા. યથાકાળે યયાતિનો શર્મિષ્ઠા સાથેનો સંબંધ દેવયાનીના જાણવામાં આવતાં તે ગુસ્સે થઈ, પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ. શુક્રાચાર્યે પણ તેની વાત સાંભળી યયાતિને શાપ આપ્યો કે,[1] પુરુષને બેડોળ કરી નાખનારી વૃદ્ધાવસ્થા તને પ્રાપ્ત થાઓ. ત્યારે યયાતિ તેમને વિનંતિ કરવા લાગ્યો કે, આપની પુત્રીને વિષે હજુ હું કામભોગોથી તૃપ્ત થયો નથી. ત્યારે શુક્રાચાર્યે તેના ઉપર કૃપા કરીને કહ્યું કે, તું તારી વૃદ્ધાવસ્થા બદલીને કોઈની પાસેથી તેની યુવાવસ્થા મેળવે, તો તારું ઇચ્છિત તને પ્રાપ્ત થાય. [૧૮/૩૧-૭]

યયાતિ રાજા પોતાના પાંચે પુત્રો પાસે પોતાની વૃદ્ધાવસ્થાના બદલામાં તેમની યુવાવસ્થા માગવા લાગ્યો. પરંતુ તેમ કરવા કોઈ કબૂલ ન થયું. માત્ર શર્મિષ્ઠાનો નાનો પુત્ર પૂરુ પિતૃભક્તિને કારણે તેમ કરવા કબૂલ થયો. પછી યયાતિ રાજા તેની યુવાવસ્થા વડે દેવયાની[2] સાથે પ્રસન્નતાપૂર્વક વિષયભોગો ભોગવવા લાગ્યો. [૧૮/૩૮-૫૧]

આ પ્રમાણે લાંબો વખત વિષયભોગો ભોગવવા છતાં યયાતિ રાજાને તૃપ્તિ થવાને બદલે તેની તૃષ્ણા વધવા જ

---

૧. વિષ્ણુપુરાણમાં શાપ આપવાનું ઉપર જણાવેલું કે બીજું કોઈ કારણ દર્શાવેલું નથી.

૨. વિષ્ણુપુરાણમાં યુવાવસ્થા ફરી પ્રાપ્ત થયા પછી વિશ્વાચી નામની અપ્સરા સાથે યયાતિએ કામભોગો ભોગવ્યાનો ઉલ્લેખ છે. ત્યાં દેવયાનીનો ઉલ્લેખ નથી. [૪/૧૦]

લાગી. ત્યારે તે વિચાર કરવા લાગ્યો, અને અંતે એવા નિર્ણય ઉપર આવ્યો કે, 'વિષયભોગ વડે કામતૃષ્ણા શાંત થવી અશક્ય છે. વિષયભોગથી તો ઊલટું, ઘી નાખવાથી અગ્નિ વધે તેમ તે અધિકાધિક વધતી જ ચાલે છે. આ પૃથ્વી ઉપર જેટલું ધન–ધાન્ય છે, પશુઓ છે, અને સ્ત્રીઓ છે, તે સર્વ કોઈ પુરુષને એક સાથે મળે, તોપણ તૃષ્ણાથી ઘેરાયેલા પુરુષના મનને કદી સંતોષ ઉપજાવી શકે નહીં. માણસ જ્યારે સર્વ પ્રાણીઓ તરફ આસક્તિ કે દ્વેષરહિત થાય, ત્યારે જ તેની સર્વ દિશાઓ સુખમય થાય છે. મનુષ્ય ઘરડો થાય, પણ તૃષ્ણા ઘરડી થતી નથી. એવી દુઃખો લાવનારી તૃષ્ણાનો સુખની ઇચ્છાવાળા મનુષ્યે ત્યાગ જ કરવો જોઈએ. હું દીર્ઘ સમયથી વારંવાર વિષયોને સેવી રહ્યો છું, છતાં એ વિષયોની તૃષ્ણા તો પ્રતિસમય વધતી જ જાય છે. માટે હવે તો આ તૃષ્ણાનો જ ત્યાગ કરી દઈ, મારા મનને બ્રહ્મ વિષે જ સ્થાપી દઉં, અને સર્વ વિષયો તરફથી આસક્તિ અને દ્વેષરહિત થઈ, વનમાં વિચરું. આ વિષયભોગોના સંગ તથા ચિંતનથી તો સંસાર તથા આત્મનાશ જ પ્રાપ્ત થાય તેમ છે.' આમ વિચારીને યયાતિ રાજાએ સર્વ તૃષ્ણાઓનો ત્યાગ કર્યો. પછી પૂરુને તેની યુવાવસ્થા પાછી આપી, તે વનમાં ચાલ્યો ગયો. [૧૯/૧-૨૪]

હે રાજા! એ પુરુના વંશ હવે તું સાંભળ. પૂરુનો પુત્ર જનમેજય, તેનો પ્રચિન્વાન, તેનો પ્રવીર, તેનો નમસ્યુ, તેનો ચારુપદ, તેનો સુદ્યુ, તેનો બહુગવ, તેનો સંયાતિ, તેનો અહંયાતિ, તેનો રૌદ્રાશ્વ, તેનો ઋતેયુ અને ઋતેયુનો પુત્ર રંતિભાર. તે રંતિભારના અપ્રતિરથ નામના પુત્રને કણ્વ

નામનો પુત્ર થયો, અને તેણે કણ્વ નામનો બ્રાહ્મણવંશ ચલાવ્યો. રંતિભારના બીજા પુત્ર સુમતિને રૈભ્ય નામનો પુત્ર હતો. અને તે રૈભ્યને દુષ્યંત નામે પુત્ર હતો. [૨૦/૧-૭]

હે રાજા ! તે દુષ્યંત એક વખતે વનમાં મૃગયા માટે ગયો હતો ત્યાં કણ્વઋષિના આશ્રમમાં એક અપ્રતિમ રૂપવતી કન્યાને તેણે જોઈ. કણ્વઋષિ તે વખતે બહાર ગયેલા હતા. તે કન્યાને જોઈ પોતાના મનમાં તેના પ્રત્યે આસક્તિ ઉત્પન્ન થતાં, તે કોઈ ક્ષત્રિયકન્યા જ છે એમ માની[1], દુષ્યંતે તેનાં માતપિતા વિષે તેને પૂછ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'હું વિશ્વામિત્રની મેનકાથી થયેલી પુત્રી છું. મારી માતા સ્વર્ગમાં જતી વખતે મને વનમાં તજીને ચાલી ગઈ, ત્યારથી કણ્વઋષિએ મને ઉછેરી છે.' શકુંતલાએ તે રાજાનો ઉચિત અતિથિસત્કાર કર્યો. ત્યાર બાદ અન્યોન્યમાં આસક્ત થયેલાં તે બંનેએ એકબીજાની સંમતિથી ગાંધર્વવિધિ વડે લગ્ન કર્યું. [૨૦/૮-૧૬]

પછી રાજા પોતાના નગરમાં ચાલ્યો ગયો. યોગ્ય સમયે શકુંતલાએ પુત્રને જન્મ આપ્યો. કણ્વઋષિએ તે કુમારને યોગ્ય એવા સર્વ સંસ્કાર કર્યા. તે કુમાર બાળક હતો ત્યારથી જ મોટા સિંહોથી ડર્યા વિના તેમની સાથે રમતો હતો. પછી જ્યારે શકુંતલા તે દુર્લંઘ્ય પરાક્રમવાળા પુત્રને સાથે લઈ પોતાના પતિ દુષ્યંત પાસે ગઈ, ત્યારે દુષ્યંતે તે નિર્દોષ સ્ત્રીને તથા પુત્રને સ્વીકાર્યાં નહીં. એટલે સર્વ

---

૧. પુરુવંશના રાજાને અયોગ્ય કર્મમાં આસક્તિ થાય જ નહિ, એ શ્રદ્ધાથી.

પ્રાણીઓના દેખતાં આકાશમાં અદૃશ્ય વાણી થઈ કે, 'તું તારા આ પુત્રનું પોષણ કર, અને શકુંતલાનું અપમાન ન કર. આ ગર્ભને તેં સ્થાપિત કર્યો છે એમ શકુંતલા સત્ય કહે છે.' [૨૦/૧૭-૨૨]

હે રાજા ! એ પ્રમાણે આકાશવાણી સાંભળીને દુષ્યંતે શકુંતલા તથા તેના પુત્ર ભરતનો સ્વીકાર કર્યો. પછી જ્યારે દુષ્યંત મરણ પામ્યો, ત્યારે મહાયશસ્વી ભરત તેની ગાદીએ આવ્યો. તે મહાપરાક્રમી ચક્રવર્તી રાજા થયો.[૧] તે ભરત રાજાને વિદર્ભવંશની ત્રણ રાણીઓ હતી; પણ તેમને જે પુત્રો થતા તેમને જોઈને ભરત કહેતો કે, 'આ પુત્રો મારા જેવા નથી.' તેથી (વ્યભિચારની શંકાવાળો) ભરત રાજા અમારો ત્યાગ કરશે એવા ભયથી તે રાણીઓ પુત્રોને મારી નાખતી હતી.[૨] આમ ભરત રાજાનો વંશ વ્યર્થ થવા બેઠો, ત્યારે તે રાજાએ મરુત્સોમ નામના યજ્ઞથી મરુત્ દેવોનું યજન કર્યું. તેમણે બૃહસ્પતિનો જારપુત્ર ભરદ્વાજ તેને પુત્ર તરીકે આપ્યો. [૨૦/૨૩-૩૫]

તે ભરદ્વાજની કથા આ પ્રમાણે છે: બૃહસ્પતિ પોતાના ભાઈ ઉતથ્યની સગર્ભા સ્ત્રી મમતા સાથે બળાત્કારે સંભોગ

---

૧. અહીં સુધી મૂળવાર્તાના ક્રમમાં કે હકીકતમાં જરા પણ ફેરફાર કે કાપકૂપ કર્યાં નથી. વાચક જોઈ શકશે કે, આ વાર્તા અને શાકુંતલ નાટકની વાર્તામાં કેટલો બધો ફેર છે; તથા આ વાર્તા કેટલી બધી ટૂંકી તથા જુદા જુદા પ્રસંગો વચ્ચે પૂરતો મેળ ન બતાવનારી છે.

૨. ભરત પણ પોતાના પિતા જેવો સ્ત્રીની બાબતમાં શંકાશીલ હતો એમ લાગે છે.

કરવા તૈયાર થયા. ત્યારે અંદરના ગર્ભે તેમ ન કરવાની તેમને વિનંતિ કરી; પરંતુ બૃહસ્પતિએ તો તેને આંધળો થવાનો શાપ આપી, બળાત્કારે મમતા સાથે સંભોગ કર્યો. પણ તેમનું વીર્ય અંદર રહી શક્યું નહીં,[1] અને બહાર નીકળી પડ્યું. પછી બહાર પડેલા તે વીર્યમાંથી જે કુમાર ઉત્પન્ન થયો, તેને પતિથી ડરતી મમતાએ સ્વીકારવાની ના પાડી. બૃહસ્પતિ પણ તેને સ્વીકારવા તૈયાર ન થયા. આમ તે બંને તેનો ત્યાગ કરીને જ ચાલ્યાં ગયાં. પછી મરુત્ દેવોએ તે કુમારનું પોષણ કર્યું. ભરતે પુત્ર માગ્યો ત્યારે મરુત્ દેવોએ પુત્ર તરીકે તેને તે કુમાર આપ્યો. તે વિતથ નામથી ઓળખાયો, કારણ કે તે ભરતનો સાચો પુત્ર નહોતો, પણ વિતથ – મિથ્યા–પુત્ર હતો. [૨૦/૩૬-૯]

---

૧. મૂળમાં એવું છે કે, અંદરના ગર્ભે જ લાત મારી તેને બહાર ધકેલી કાઢ્યું.

## ૮

# રંતિદેવની કથા

શ્રીશુકદેવજી કહે છે: હે રાજા! તે વિતથને મન્યુ નામે પુત્ર હતો. તે મન્યુને નર, ગર્ગ વગેરે પાંચ પુત્ર હતા. તેમાંથી નરને સંકૃતિ નામે પુત્ર હતો, અને સંકૃતિને રંતિદેવ નામે પુત્ર હતો. તે રંતિદેવનો યશ આ લોકમાં તથા પરલોકમાં ગવાય છે. [૨૧/૧-૨]

રંતિદેવ રાજા ઉદ્યમ વિના દૈવયોગે જ જે કંઈ મળી આવતું તેનો ઉપભોગ કરતા; તથા પોતે ભૂખે મરતો તોપણ કોઈ યાચક માગે તો તેને બધું આપી દેતો. એક વખત તેને આહાર કર્યા વિના ૪૮ દિવસ થઈ ગયા હતા. ૪૯મે દિવસે તેને ઘી, દૂધપાક, લાપશી અને પાણી એ ચાર વાનાં અનાયાસે મળી આવ્યાં. તેથી દુ:ખ પામેલા કુટુંબવાળો તથા ક્ષુધાતૃષાથી કંપી રહેલો રંતિદેવ તેનું ભોજન કરવા તત્પર થયો. [૨૧/૩-૫]

તેવામાં એક બ્રાહ્મણ અતિથિ ત્યાં આવી ચઢ્યો. સર્વત્ર ભગવંતનું દર્શન કરતા રંતિદેવે શ્રદ્ધાયુક્ત થઈ તે

બ્રાહ્મણનો સત્કાર કર્યો અને તેને પોતાના ભાગનું ભોજન આપી દીધું. બ્રાહ્મણ ગયા બાદ રંતિદેવ પોતાના કુટુંબને આપેલા ભાગમાંથી થોડું લઈને ખાવા તૈયાર થયો, તેવામાં એક શૂદ્ર ત્યાં આવી પહોંચ્યો. એટલે શ્રીહરિનું સ્મરણ કરતા રંતિદેવે તે શૂદ્રને પોતાનો ભાગ આપી દીધો. તે શૂદ્ર ગયો એટલે ફરી કુટુંબના ભાગમાંથી થોડો ભાગ લઈ રાજા જમવા તૈયાર થયો, તેવામાં એક કૂતરાઓવાળો મનુષ્ય ત્યાં આવ્યો, અને પોતાને તથા પોતાના કૂતરાઓ માટે અન્ન માગવા લાગ્યો. એટલે રંતિદેવે બધું જ અન્ન તેને આપી દીધું. પછી થોડુંક પાણી જ બાકી રહ્યું. તે પાણી પીવા પણ તે રાજા તૈયાર થયો એટલામાં એક ચંડાળ ત્યાં આવ્યો અને પરિશ્રમવાળી કરુણ વાણીથી પાણી માગવા લાગ્યો. રાજાએ પોતાનું તે પાણી પણ તેને આપી દીધું અને કહ્યું : “હું ઉત્તમ ગતિ કે મોક્ષ નથી ઇચ્છતો, પણ હરકોઈ પ્રાણીની અંદર રહીને પીડા ભોગવવા ઇચ્છું છું, જેથી દુઃખી પ્રાણીઓ દુઃખથી રહિત થાય.” [૨૧/૬-૧૪]

આમ તે ધીર રાજા પોતે ભૂખતરસથી મરવા પડ્યો હતો છતાં તેણે યાચકોને પોતાની પાસેનું બધું આપી દીધું, અને મૃત્યુ કબૂલ રાખ્યું. પણ તે જ સમયે પેલા બ્રાહ્મણ, શૂદ્ર વગેરેનું રૂપ ધારણ કરીને આવેલા બ્રહ્માદિ દેવો ત્યાં પ્રગટ થયા અને તે રાજાને અભિનંદન આપવા લાગ્યા. ઈશ્વરપરાયણ તે રાજાએ તેમને નમસ્કાર કર્યા, પરંતુ તેઓની પાસે કાંઈ માગ્યું નહિ. [૨૧/૧૪-૫]

મન્યુના બીજા પુત્ર ગર્ગમાંથી ગાર્ગ્ય નામનું બ્રાહ્મણ-કુળ ચાલ્યું. તેના ત્રીજા પુત્ર મહાવીર્યના વંશજો પણ

બ્રાહ્મણ થઈ ગયા. મન્યુના મોટા પુત્ર બૃહત્ક્ષત્રને હસ્તી નામે પુત્ર હતો; તેણે જ હસ્તિનાપુર વસાવ્યું હતું. [૨૧/૧૯-૨૦]

હસ્તી રાજાને અજમીઢ, દ્વિમીઢ અને પુરુમીઢ નામે ત્રણ પુત્રો હતા. તેમાંથી પુરુમીઢ સંતાનરહિત હતો. દ્વિમીઢનો વંશ નીચે પ્રમાણે છે: દ્વિમીઢ–યવીનર–કૃતિમાન–સત્યધૃતિ–દૃઢનેમિ–સુપાર્શ્વ–સુમતિ–સન્નતિમાન–કૃતિ[1]–નીપ–ઉગ્રાયુધ–ક્ષેમ્ય–સુવીર–રિપુંજય–બહુરથ. [૨૧/૨૭-૩૦]

અજમીઢના વંશજોમાં પ્રિયમેધાદિ બ્રાહ્મણ થઈ ગયા. તે ઉપરાંત તેને બૃહદિષુ નામે પુત્ર હતો. તેના વંશજો નીચે પ્રમાણે છે: બૃહદિષુ – બૃહદ્ધનુ – બૃહત્કાય – જયદ્રથ – વિશદ–સેનજિત્–રુચિરાશ્વ–પાર–નીપ[2]–બ્રહ્મદત્ત–વિષ્વક્સેન–ઉદકસ્વન–ભલ્લાદ. [૨૧/૨૨-૬]

હવે અજમીઢના નીલ નામના પુત્રનો વંશ સાંભળ: અજમીઢ – નીલ – શાંતિ – સુશાંતિ – પુરુજ – અર્ક–ભર્મ્યાશ્વ. તે ભર્મ્યાશ્વને મુદ્ગલ, યવીનર, બૃહદિષુ, કાંપિલ્ય તથા સંજય એ નામના પાંચ પુત્રો હતા. ભર્મ્યાશ્વે તે પાંચે પુત્રોને ઉદ્દેશીને કહ્યું હતું કે, "તમો વિષયનું (દેશનું) રક્ષણ કરવાને પૂરતા

---

૧. આ કૃતિએ હિરણ્યનાભ પાસેથી યોગવિદ્યા સંપાદન કરી, પ્રાચીન સામવેદની છ સંહિતાઓ પ્રાપ્ત કરી હતી એમ મૂળમાં જણાવ્યું છે

૨. મૂળમાં કહ્યું છે કે, નીપે શુકદેવની કન્યા કૃત્વીને વિષે બ્રહ્મદત્ત નામે પુત્ર ઉત્પન્ન કર્યો હતો. જ્યારે હરિવંશ વગેરેમાં એમ કહેલું છે કે, તે શુકદેવની પુત્રી કીર્તિમતીને અણુહ રાજાથી બ્રહ્મદત્ત નામે પુત્ર થયો હતો.

સમર્થ (अलं) છે." તેથી તેઓ પંચાલ નામે પ્રસિદ્ધ થયા. [૨૧/૩૦-૩]

ભર્મ્યાશ્વના પહેલા પુત્ર મુદ્‌ગલથી મૌદ્‌ગલ્ય નામે બ્રાહ્મણ કુળ ઉત્પન્ન થયું હતું. વળી તેને દિવોદાસ અને અહલ્યા નામનાં પુત્રપુત્રીનું જોડલું હતું. તેમાં અહલ્યાને ગૌતમઋષિથી શતાનંદ નામે પુત્ર થયો. તેનો પુત્ર સત્યધૃતિ અને તેનો શરદ્વાન. વળી ઉર્વશીને જોવાથી સત્યધૃતિના ઝરી પડેલા વીર્યમાંથી એક પુત્રપુત્રીનું જોડલું ઉત્પન્ન થયું હતું. તેને શંતનુ રાજાએ દયાથી ઉપાડી લીધું હતું. તેમાં પુરુષનું નામ કૃપાચાર્ય હતું; અને પુત્રીનું નામ કૃપી હતું. તેને દ્રોણાચાર્ય વેરે પરણાવવામાં આવી હતી. [૨૧/૩૩-૩૬]

હવે દિવોદાસના વંશજો સાંભળ. દિવોદાસને મિત્રયુ નામે પુત્ર હતો. તેને ચ્યવન, સુદાસ, સહદેવ તથા સોમક નામે ચાર પુત્રો હતા. સોમકના વંશજ પૃષતને દ્રુપદ નામે પુત્ર હતો. તેને દ્રૌપદી નામની કન્યા હતી, તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરે પુત્રો હતા. ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ધૃષ્ટકેતુ હતો. [૨૨/૧-૩]

હવે અજમીઢના ઋક્ષ નામના પુત્રનો વંશ સાંભળ. અજમીઢ–ઋક્ષ–સંવરણ–કુરુ. તે કુરુને પરીક્ષિત, સુધનુષ, જહ્નુ અને નિષધાશ્વ નામે ચાર પુત્રો હતા. તેમાં સુધનુષનો પુત્ર સુહોત્ર, તેનો ચ્યવન, તેનો કૃતિ, અને તેનો ઉપરિચર વસુ.[1] તે ઉપરિચર વસુના બૃહદ્રથ, કુશાંબ, મત્સ્ય, પ્રત્યગ્ર તથા ચેદિપ વગેરે પુત્રો હતા. તેઓ ચેદિ દેશના રાજાઓ હતા. બૃહદ્-

૧. તેણે ચૈદ્ય દેશ જીત્યો હોવાથી તેને ચૈદ્યોપરિચર કહેવામાં આવતો.

રથના વંશજો નીચે પ્રમાણે છે: બૃહદ્રથ–જરાસંઘ[1]–સહદેવ–સોમાપિ–શ્રુતશ્રવા. [૨૨/૩-૯]

કુરુના પુત્ર પરીક્ષિતને કંઈ સંતાન નહોતું. કુરુના ત્રીજા પુત્ર જહ્નુનો વંશ નીચે પ્રમાણે છે: જહ્નુ–સુરથ–વિદૂરથ–સાર્વભૌમ–જયસેન–રાધિક–અયુત–ક્રોધન–દેવાતિથિ–ઋષ્ય–દિલીપ–પ્રતીપ. તે પ્રતીપને દેવાપિ, શંતનુ તથા બાહ્લીક નામે ત્રણ પુત્ર હતા. તેમાં દેવાપિ વનમાં ચાલ્યો ગયો હતો. તેથી 'મહાભિષ' નામથી ઓળખાતો શંતનુ રાજા થયો હતો. [૨૨/૯-૧૨]

તે શંતનુ રાજા વૃદ્ધ મનુષ્યને સ્પર્શ કરતા તો તે જુવાન થઈ જતા. તેના રાજ્યકાળમાં એક વખતે ૧૨ વર્ષ વરસાદ ન વરસ્યો, ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે તારો મોટો ભાઈ દેવાપિ હયાત હોવા છતાં તું રાજા ('પરિવેત્તા') બન્યો છે, માટે આમ બન્યું છે. આથી શંતનુએ વનમાં જઈ દેવાપિને રાજ્ય લેવા ખૂબ સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. પછી વરસાદ વરસે એ રીતની વ્યવસ્થા થઈ શકી[2], એટલે વરસાદ તો વરસ્યો. [૨૨/૧૩-૭]

---

૧. તે જન્મ્યો ત્યારે બે ટુકડા રૂપ જન્મ્યો હતો, તેથી તેની માતાએ તેને ફેંકી દીધો હતો. ત્યારે જરા નામની રાક્ષસીએ તેને સાંધી દીધો હતો તેથી તે જરાસંધ કહેવાયો હતો.

૨. તે વેદની નિંદા કરી વેદમાર્ગથી ભ્રષ્ટ બન્યો, એટલે રાજ્ય માટે લાયક રહ્યો નહિ, એટલે શંતનુનો દોષ દૂર થયો એવું ભાગવતમાં કથન છે. પણ અન્યત્ર એમ છે કે, દેવાપિને રાજ્ય જોઈતું નહોતું, એટલે તેણે શંતનુ પાસે અમુક યજ્ઞ કરાવ્યો એટલે વરસાદ વરસ્યો.

શંતનુના ભાઈ બાહ્‌લીકનો પુત્ર સોમદત્ત હતો અને તેને ભૂરિ, ભૂરિશ્રવા તથા શલ નામના ત્રણ પુત્ર હતા. શંતનુને ગંગા નામની સ્ત્રીમાં જિતેંદ્રિય ભીષ્મ નામે પુત્ર થયો. તે ભીષ્મ સર્વ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, ભગવદ્‌ભક્ત, વિદ્વાન તથા વીરશિરોમણિ હતા. શંતનુ રાજાને એક માછીકન્યા સત્યવતીમાં ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે પુત્રો થયા હતા. વળી એ સત્યવતીને લગ્ન પહેલાં પરાશર ઋષિથી વેદવ્યાસ નામે પુત્ર થયો હતો. તે વેદવ્યાસ શ્રીહરિના અંશાવતારરૂપ હતા. [૨૨/૧૭-૨૩]

ચિત્રાંગદ ગંધર્વો સાથેના યુદ્ધમાં માર્યો ગયો હતો. વિચિત્રવીર્યને ભીષ્મે સ્વયંવરમાંથી બળાત્કારે આણેલી કાશી-રાજાની બે પુત્રી અંબિકા અને અંબાલિકા વેરે પરણાવ્યો હતો. તે બંને પર અત્યંત આસક્ત થઈ જવાને લીધે તેને ક્ષયરોગ લાગુ પડ્યો અને તે સંતાનરહિત અવસ્થામાં જ મરણ પામ્યો. પછી સત્યવતીના કહેવાથી વેદવ્યાસે પોતાના ભાઈ વિચિત્રવીર્યની સ્ત્રીઓમાં ધૃતરાષ્ટ્ર, પાંડુ, ને વિદુર[1] નામે પુત્રો ઉત્પન્ન કર્યા હતા. [૨૨/૨૩-૫]

ધૃતરાષ્ટ્રને ગાંધારીથી સો પુત્રો થયા હતા, તેમાં દુર્યોધન મોટો હતો. પાંડુરાજાને મૃગયા વખતે શાપ પ્રાપ્ત થવાથી તે મૈથુન કરી શકતો નહોતો, એટલે તેની બે સ્ત્રીઓમાં ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમારોએ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ એવા પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. અર્જુનના પુત્ર અભિમન્યુના તમે પુત્ર છો. [૨૨/૨૬-૩૩]

---

૧. વ્યાસ સાથે સમાગમ ન ઇચ્છતી રાણીએ પોતાને બદલે મોકલેલી દાસીથી વિદુર થયા હતા.

હવે હે રાજા! તમારા પુત્ર જનમેજયનો ભવિષ્યનો વંશ હું તમને કહું છું તે તમે સાંભળો. જનમેજય–શતાનીક –સહસ્ત્રાનીક – અશ્વમેધજ – અસીમકૃષ્ણ – નેમિચક્ર[1] – ચિત્રરથ – કવિરથ – વૃષ્ટિમાન – સુષેણ – સુનીથ – નૃચક્ષુ – સુખીનલ – પરિપ્લવ – મેધાવી – સુનય – નૃપંજય – દૂર્વ – તિમિ – બૃહદ્રથ – સુદાસ – શતાનીક – દુર્દમન – બહીનર – દંડપાણી – નિમિ –ક્ષેમક. તે ક્ષેમકના વખતમાં આ વંશ નાશ પામશે. [૨૨/૩૫-૪૫]

ક્ષેમક પછી મગધવંશી રાજાઓ થશે. તે વંશની શરૂઆત નીચે પ્રમાણે છે. બૃહદ્રથ–જરાસંધ – સહદેવ – માર્જારિ – શ્રુતશ્રવા – અયુતાયુ – નિરમિત્ર – સુનક્ષત્ર – બૃહત્સેન – કર્મજિત્ – સૃતંજય – વિપ્ર – શુચિ – ક્ષેમ – સુવ્રત – ધર્મસૂત્ર – શમ – દ્યુમત્સેન – સુમતિ – સુબલ – સુનીથ – સત્યજિત્ – વિશ્વજિત્ –રિપુંજય.[2] [૨૨/૪૬-૪૯]

હવે યયાતિ રાજાના ચોથા પુત્ર અનુનો વંશ સાંભળો. અનુ – સભાનર – કાલનર – સૃંજય – જનમેજય – મહાશાલ – મહામના. મહામનાને ઉશીનર ને તિતિક્ષુ નામના બે પુત્ર હતા. ઉશીનરનો પુત્ર શિબિ હતો; અને તેને વૃષદર્ભ, સુવીર, મદ્ર તથા કેકય નામના ચાર પુત્ર હતા. તિતિક્ષુનો પુત્ર રુશદ્રથ, તેનો હેમ, તેનો સુતપા, અને તેનો બલિ. બલિની સ્ત્રીમાં દીર્ઘતમસ નામના ઋષિએ અંગ, વંગ, કલિંગ, સુહ્મ, પુંડ્ર તથા અંધ્ર નામના છ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. તેમાં અંગનો

---

૧. હસ્તિનાપુર ગંગાનદીમાં તણાઈ જતાં તે પોતાની રાજધાની કૌશાંબીમાં લઈ જશે, એવું મૂળમાં કથન છે.

૨. આ વંશનું અનુસંધાન આગળ કલ્કિ અવતારમાં છે.

વંશ સાંભળો. અંગ – ખનપાન – દિવિરથ – ધર્મરથ – ચિત્રરથ. ચિત્રરથનું બીજું નામ રોમપાદ હતું. તેને દશરથ રાજાએ પોતાની શાંતા નામની કન્યા દત્તક આપી હતી. રોમપાદના રાજ્યમાં વરસાદ ન વરસતો હોવાથી ઋષ્યશૃંગને વેશ્યાઓ લોભાવીને રોમપાદના નગરમાં લાવી હતી. તે ઋષિ પછી શાંતાને પરણ્યા હતા. રોમપાદનો પુત્ર ચતુરંગ અને તેનો પૃથુલાક્ષ. પૃથુલાક્ષને બૃહદ્‌રથ, બૃહત્કર્મા અને બૃહદ્‌ભાનુ નામના ત્રણ પુત્રો હતા. તેમાંથી બૃહદ્‌રથને બૃહન્મના, તેને જયદ્રથ, તેને વિજય, તેને ધૃતિ, તેને ધૃતવ્રત, તેને સત્કર્મા અને તેને અધિરથ નામનો પુત્ર હતો. કુંતિએ કન્યાવસ્થામાં સૂર્યથી ઉત્પન્ન કરેલા પુત્ર કર્ણને નદીમાં વહેતો મૂક્યો, ત્યારે અધિરથે તેને પોતાના પુત્ર તરીકે સ્વીકારી લીધો હતો. [૨૩/૧-૧૩]

હવે યયાતિના ત્રીજા પુત્ર દ્રુહ્યુના વંશ સાંભળો. દ્રુહ્યુ–બભ્રુ–સેતુ – આરબ્ધ–ગાંધાર –ધર્મ – ધૃત–દુર્મના – પ્રચેતા. આ બધા ઉત્તર દેશના મ્લેચ્છોના રાજાઓ થયા હતા. હવે યયાતિના બીજા પુત્ર તુર્વસુનો વંશ સાંભળો. તુર્વસુનો વહનિ, તેનો ભર્ગ, તેનો ભાનુમાન, તેનો ત્રિભાનુ, તેનો કરંધમ અને તેનો મરુત. તેને સંતાન ન હોવાથી તેણે પૂરુવંશી દુષ્યંતને જ પુત્ર તરીકે સ્વીકાર્યો હતો. [૨૩/૧૪-૯]

## ૯

# યાદવવંશ

હવે યયાતિના સૌથી મોટા પુત્ર યદુનો વંશ સાંભળો. એ યદુવંશમાં જ પરમાત્મા ભગવાન કૃષ્ણરૂપે અવતર્યા હતા. યદુને સહસ્રજિત, ક્રોષ્ટા, નલ તથા રિપુ નામના ચાર પુત્રો હતા. તેમાં સહસ્રજિતનો પુત્ર શતજિત, તેનો હૈહય, તેનો ધર્મ, તેનો નેત્ર, તેનો કુંતિ, તેનો સોહંજિ, તેનો મહિષ્માન, તેનો ભદ્રસેન, તેનો ધનક, તેનો કૃતવીર્ય અને તેને સહસ્રાર્જુન.[1] તેને જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ તથા ઊર્જિત નામના પાંચ પુત્ર હતા. તેમાં જયધ્વજને તાલજંઘ નામનો પુત્ર હતો. તેને વીતિહોત્ર વગેરે સો પુત્રો[2] હતા. સહસ્રાર્જુનના પુત્ર મધુને વૃષ્ણિ વગેરે પુત્રો હતા. તેમાં વૃષ્ણિના પુત્રો 'વૃષ્ણિ' કહેવાયા, મધુના બાકીના પુત્રો 'માધવ' કહેવાયા, અને યદુના બાકીના પુત્રો 'યાદવ' કહેવાયા. [૨૩/૨૦-૩૦]

યદુના ક્રોષ્ટા નામના પુત્રને વૃજિવાન નામે પુત્ર હતો. તેનો પુત્ર શ્વાહિ, તેનો રુશેકુ, તેનો ચિત્રરથ, તેનો શશબિંદુ,

---

૧ જેને પરશુરામ સાથે વેર થયું હતું તે.

૨. તે તાલજંઘોનો સગર રાજાએ સંહાર કર્યો હતો.

તેનો પૃથુશ્રવા, તેનો ધર્મ, તેનો ઉશના, અને તેનો રુચક. તેને જ્યામઘ વગેરે પાંચ પુત્રો હતા. જ્યામઘને પોતાની શૈબ્યા નામની પત્નીમાં સંતતિ થતી નહોતી. તેને બીજી સ્ત્રી કરવાનું મન હતું, પણ શૈબ્યાની મરજી વિરુદ્ધ તેમ કરી શકતો નહોતો. એક વખત તે યુદ્ધમાં શત્રુને ત્યાંથી ભોજ્યા નામની કન્યાને ઉપાડી પણ લાવ્યો, પરંતુ શૈબ્યાએ તેને વિષે પૂછતાં તે એવું બોલી બેઠો કે, એ તો તારા પુત્રને પરણાવવા આણી છે. શૈબ્યા હસતાં હસતાં કહેવા લાગી કે, પરંતુ મારે પુત્ર જ નથી તેનું શું? પછી વિશ્વદેવો અને પિતૃદેવોની કૃપાથી શૈબ્યાને ગર્ભ રહ્યો. તેનું નામ વિદર્ભ હતું. તેને પેલી ભોજ્યા સાથે પરણાવવામાં આવ્યો. [૨૩/૩૦-૯]

વિદર્ભને ત્રણ પુત્ર થયા. તેમાં રોમપાદને બભ્રુ નામનો પુત્ર હતો; તેનો કૃતિ, તેનો ઉશિક, અને તેનો ચેદિ. ચેદિના વંશમાં પછી દમઘોષ, શિશુપાલ વગેરે ચૈદ્ય રાજાઓ થયા હતા. [૨૪/૧-૨]

વિદર્ભના બીજા પુત્ર ક્રથનો વંશ નીચે પ્રમાણે છે: ક્રથ–કુંતિ–ધૃષ્ટિ–નિવૃત્તિ–દશાર્હ–વ્યોમ–જીમૂત–વિકૃતિ–ભીમરથ–નવરથ–દશરથ–શકુનિ–કરંભિ–દેવરાત–દેવક્ષત્ર–મધુ–કુરુવશ–અનુ–પુરુહોત્ર–આયુ–સાત્વત. સાત્વતને ભજમાન, ભજિ, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અંધક તથા મહાભોજ નામે સાત પુત્ર હતા. તેમાંથી મહાભોજના વંશજો भोज કહેવાય છે. સાત્વતના પુત્ર વૃષ્ણિનો પુત્ર યુધાજિત્ હતો, તેનો અનમિત્ર અને તેના વૃષ્ણિ અને શિનિ. તેમાં શિનિનો પુત્ર સત્યક હતો અને તેને सात्यकि તથા યુયુધાન એમ બે પુત્ર હતા. સાત્યકિનો જય, તેનો કુણિ અને તેનો યુગંધર. અનમિત્રના બીજા પુત્ર વૃષ્ણિના

શ્વફલ્ક અને ચિત્રરથ. તેમાં શ્વફલ્કના અક્રૂર વગેરે ૧૩. અક્રૂરના દેવવાન તથા ઉપદેવ. સાત્વતના છઠ્ઠા પુત્ર અંધકને કુકુર વગેરે ચાર પુત્ર હતા. તેમાંથી કુકુરનો વહ્નિ, તેનો વિલોમા, તેનો કપોતરોમા, તેનો અનુ,[1] તેનો અંધક, તેનો દુંદુભિ, તેનો દરિદ્યોત, તેનો પુનર્વસુ, તેના આહુક અને તેના દેવક તથા ઉગ્રસેન. દેવકને ચાર પુત્રો તથા દેવકી વગેરે સાત પુત્રીઓ હતી. તે સાતેને વસુદેવ પરણ્યા હતા. આહુકના બીજા પુત્ર ઉગ્રસેનને કંસ વગેરે નવ પુત્રો હતા, અને કંસા વગેરે પાંચ પુત્રીઓ હતી. તેમને વસુદેવના નાના ભાઈ પરણ્યા હતા. [૨૪/૧-૨૫]

શ્વફલ્કના ભાઈ ચિત્રરથને વિદૂરથ નામે પુત્ર હતો. તેનો પુત્ર શૂર, તેનો ભજમાન, તેનો શિનિ, તેનો સ્વયંભોજ, તેનો હૃદીક. તેને દેવમીઢ વગેરે ચાર પુત્ર હતા. દેવમીઢને શૂર નામે પુત્ર હતો. તેને વસુદેવ વગેરે દશ પુત્રો હતા અને પૃથા વગેરે પાંચ પુત્રીઓ હતી. શૂર રાજાએ પોતાના મિત્ર કુંતિભોજને પોતાની કન્યા પૃથા દત્તક પુત્રીરૂપે આપી દીધી. તે કુંતિ નામે ઓળખાઈ, તથા યુધિષ્ઠિર વગેરેની માતા થઈ. કુંતિની નાની બહેન શ્રુતદેવાને કરૂપ દેશનો વૃદ્ધશર્મા પરણ્યો હતો. તેને પેટે સનત્કુમારોએ શાપેલો ભગવાનનો દ્વારપાળ વિજય દંતવક્ત્ર રૂપે જન્મ્યો હતો. શ્રુતદેવાથી નાની શ્રુતકીર્તિને કેકય દેશનો ધૃષ્ટકેતુ પરણ્યો હતો અને તેને સંતર્દન વગેરે પાંચ કેકયવંશી પુત્રો થયા હતા. કુંતિની બીજી બહેન રાજાધિદેવીને અવંતિનો રાજા જયસેન પરણ્યો હતો. તેને વિંદ તથા અનુવિંદ નામે બે પુત્ર થયા હતા. કુંતિની બીજી

૧. તુંબુરુ ગંધર્વ તેનો મિત્ર હતો.

બ્હેન શ્રુતશ્રવાને ચેદિદેશનો દમઘોષ રાજા પરણ્યો હતો. તેને શિશુપાલ નામે પુત્ર થયો હતો.[1] વસુદેવના એક ભાઈ આનકને સત્યજિત્ તથા પુરુજિત્ નામના પુત્રો થયા હતા. [૨૪/૨૬-૪૪]

વસુદેવને રોહિણી નામની સ્ત્રીથી બલરામ વગેરે પુત્રો થયા હતા. અને દેવકી નામની સ્ત્રીથી કૃષ્ણ વગેરે આઠ પુત્રો તથા સુભદ્રા નામની પુત્રી પ્રાપ્ત થયાં હતાં. તેમને બીજી પણ અનેક સ્ત્રીઓ હતી અને તે સ્ત્રીઓમાં તેમને અનેક[2] પુત્રો થયા હતા. હે રાજા! હવે હું વસુદેવના આઠમા તથા સૌથી નાના પુત્ર કૃષ્ણનું આખ્યાન તને કહી સંભળાવું. તે પરમાત્માના પૂર્ણાવતારરૂપ હતા. જ્યારે જ્યારે પૃથ્વી પર ધર્મનો નાશ થાય છે, અને પાપની વૃદ્ધિ થાય છે, ત્યારે સર્વેશ્વર ભગવાન અવતાર લે છે. ભગવાન તો માયાના નિયંતા છે તથા સર્વ સંગથી રહિત હોઈ, સર્વના સાક્ષી અને સર્વવ્યાપક છે; તેથી તેમને માયાના વિનોદ સિવાય જન્મ કે કર્મનું કાંઈ પ્રયોજન નથી. ભગવાનનું તે માયાચેષ્ટિત પણ પ્રાણીમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને માટે થાય છે. તે શ્રીકૃષ્ણભગવાનના યશનું શ્રવણ સજ્જનોના કાનને અમૃતરૂપ છે, તથા સર્વ તીર્થમાં ઉત્તમ તીર્થરૂપ છે. એ તીર્થમાંથી કાનરૂપી અંજલિથી આચમન કરનાર મનુષ્યનાં કર્મોની વાસનાઓ નષ્ટ થઈ જાય છે. [૨૪/૪૫-૬૨]

[નવમ સ્કંધ સમાપ્ત]

---

૧. તે પણ દંતવક્ત્રની પેઠે વિષ્ણુનો બીજો પાર્ષદ હતો.

૨. મૂળમાં કેટલીક સ્ત્રીઓના કેટલાક પુત્રનાં જ નામ આપ્યાં છે, તે ૭૫થી પણ વધુ છે.

# પ્રાસ્તાવિક

શ્રીશુકદેવજી કહે છે, હે રાજા! જે સમયે પૃથ્વી રાજાપણાંના માત્ર ડોળ રાખનારા, પણ વસ્તુતાએ તો ગર્વિષ્ઠ દૈત્યોનાં સેંકડો અને હજારો સૈન્યોના ભારથી દબાઈ ગઈ, ત્યારે તે બ્રહ્માને શરણે ગઈ. બ્રહ્માએ સમાધિ વડે તેના દુઃખનું નિવારણ જાણીને તેને કહ્યું કે, 'અંતર્યામી ભગવાને તેમની મેળે જ તારા પરનો ભાર ઉતારવાનું ધ્યાનમાં લીધું છે. તે પોતે જ હવે ભૂતળ ઉપર પધારવાના છે.' પછી તેમણે દેવોને કહ્યું કે, 'જ્યાં સુધી પરમાત્મા પૃથ્વી ઉપર તેનો ભાર દૂર કરતા વિચરે, ત્યાં સુધી તમે બધા પોતપોતાના અંશોથી યાદવકુળમાં ઉત્પન્ન થાઓ.' [૧/૧-૨૫]

પૂર્વે શૂરસેન નામના એક યદુવંશી રાજા મથુરા નગરીમાં રહીને મથુરા તથા શૂરસેન નામના દેશો ઉપર રાજ્ય કરતો હતો. ત્યારથી માંડીને મથુરા નગરી યાદવ રાજાઓની રાજધાની બની ગઈ હતી. એક વખત શૂરના પુત્ર વસુદેવ, દેવકની પુત્રી દેવકી સાથે લગ્ન કરીને તેને સાથે લઈ, પોતાને

ઘેર જવા રથ ઉપર ચઢ્યા. ત્યારે ઉગ્રસેનનો પુત્ર કંસ[1] પોતાની બહેનને સારું લગાડવા માટે રથ હાંકવા બેઠો. પરંતુ તે વખતે આકાશવાણીએ કહ્યું :

'હે મૂર્ખ, જે દેવકીને તું રથમાં લઈ જાય છે, તેનો આઠમો ગર્ભ તારો વધ કરશે.' [૧/૨૬-૩૪]

આવી આકાશવાણી સાંભળીને કંસ તરત જ રથમાંથી હેઠો ઊતરી, હાથમાં તરવાર લઈ, દેવકીને મારી નાખવા તત્પર થયો. ત્યારે વસુદેવે તેને શાંત પાડવા સમજાવીને કહ્યું :

'હે વીર! તમારા જેવા શૂર માણસે મૃત્યુની બીકથી, વિવાહને દિવસે જ સ્ત્રીજાતિને અને તેમાં પણ પોતાની બહેનને મારવી એ યોગ્ય નથી. મૃત્યુ તો વહેલુંમોડું દરેકનું થવાનું જ છે. તો પછી મૃત્યુની બીકથી પોતાની નાની બહેનનો વધ કરવો એ ઉચિત નથી.' [૧/૩૫-૪૫]

આ પ્રમાણે વસુદેવે સમજાવ્યા છતાં તે ક્રૂર કંસ પોતાના નિશ્ચયમાંથી ચળ્યો નહીં, ત્યારે વસુદેવે કહ્યું :

'હે સૌમ્ય! તમારો વધ દેવકીથી તો થવાનો નથી; માત્ર તેના ગર્ભથી થવાનો છે, તો પછી તમે નાહક શા માટે દેવકીને મારવા તત્પર થયા છો? હું તમને દેવકીના પુત્રો

---

૧. હરિવંશમાં જણાવ્યું છે કે, કંસનો પિતા ઉગ્રસેન અલ્પવીર્ય હતો, તથા તેનાથી પુત્ર પેદા થઈ શકે તેમ ન હતું. એક વખત ઉગ્રસેનની રાણી (કંસની માતા) સખીઓ સાથે પર્વત ઉપર ફરવા ગઈ હતી; તે વખતે સૌભનગરનો રાજા દ્રુમિલ ત્યાં આવ્યો, અને તેના સૌંદર્યથી મોહિત થઈને તેણે તેની સાથે સંભોગ કર્યો. તે રીતે કંસનો જન્મ થયો હતો.

જન્મતાંવેંત આપી દઈશ, તો પછી તમારે શો વાંધો છે?' [૧/૫૪]

કંસને ગળે આ વાત ઊતરી. અને તેણે બેન-બનેવીને જીવતાં જવા દીધાં. પ્રથમ પુત્ર થતાં વસુદેવ તેને લઈ કંસ પાસે આવ્યા. કંસે કહ્યું કે, મારે તો તમારા આઠમા પુત્ર સાથે લેવાદેવા છે. માટે આને તમે લઈ જાઓ. પરંતુ તેટલામાં નારદજીએ આવીને તેને સમજાવ્યો કે, 'અન્યોન્યની અપેક્ષાએ કોઈ પણ પુત્ર આઠમો કહી શકાય. માટે તું આવી મૂર્ખાઈ ન કર.' આ સાંભળી કંસે દેવકી તથા વસુદેવને બેડીઓથી બાંધી કેદ કર્યાં, અને પછી તે તેમના સર્વ પુત્રોને મારી નાખવા લાગ્યો. આ પ્રમાણે જે રાજાઓ લોભી હોય છે, તે કેવળ પોતાના જ પ્રાણનો વિચાર કરી, પોતાની માતાને, પિતાને, ભાઈઓને કે સર્વ સંબંધીઓને મારી નાખે છે. તે દુરાત્મા કંસે પોતાના સસરા મગધરાજ જરાસંધનો આશ્રય કરી, સર્વ યદુવંશીઓના અધિપતિ પોતાના પિતા ઉગ્રસેનને જ કેદમાં નાખી, રાજ્યગાદી મેળવી હતી. [૧/૫૫-૬૯] તથા તેના અને જરાસંધના ત્રાસથી ઘણા યાદવો કુરુ, પાંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ તથા કોસલ વગેરે દેશોમાં રહેવા ચાલ્યા ગયા હતા. [૨/૩]

ક્રમેક્રમે[૧] કંસે દેવકીના છ પુત્રોને મારી નાખ્યા. પછી દેવકીને હર્ષ તથા શોકમાં વૃદ્ધિ કરનારો સાતમો ગર્ભ રહ્યો. તે ગર્ભમાં શેષનાગ અંશરૂપે આવ્યા હતા. ભગવાને યોગમાયા

૧. મૂળમાં જણાવ્યા પ્રમાણે, દર વર્ષે એક.

દ્વારા તે ગર્ભને ઉપાડાવી વસુદેવની બીજી સ્ત્રી રોહિણી નંદના ગોકુળમાં રહેતી હતી તેના ઉદરમાં મુકાવી દીધો.[1] તેથી અહીં એમ જાહેર થયું કે, દેવકીનો સાતમો ગર્ભ પડી ગયો. ત્યાર બાદ આઠમા ગર્ભરૂપે ભગવાન પોતે દેવકીના ઉદરમાં દાખલ થયા.[2] તે વખતે દેવકીના શરીરની તેજસ્વિતા જોઈને કંસને પણ ખાતરી થઈ ગઈ કે, આ વખતે ગર્ભમાં કાંઈક વિલક્ષણતા છે. [૨/૪-૨૦]

૧. તેમાંથી બલરામ જન્મ્યા. આ જગાએ વાર્તાના ક્રમમાં ગરબડ થયેલી લાગે છે. સાત વર્ષથી વસુદેવ તો કંસને ત્યાં કેદખાનામાં હતા; તેવે વખતે નંદને ત્યાં રહેતી રોહિણીને અચાનક પુત્રોત્પત્તિ થાય એ વસ્તુ ભલે અલૌકિક હોય, તોપણ લૌકિક રીતે તો બધાને મૂંઝવનારી થઈ પડે. એટલે રોહિણીને બળરામ તો છ વર્ષ પહેલાં જ વસુદેવ સાથે રહેતી વખતે જ પ્રાપ્ત થયેલા હોવા જોઈએ. ભલે પછી તેમનો જન્મ નંદને ત્યાં ગયા બાદ થયો હોય. અથવા તો અન્ય ગ્રંથોમાં કહ્યું છે તેમ, વસુદેવ અને દેવકી કેદમાં નહીં પણ છૂટાં માનવાં જોઈએ. શ્રી. વૈદ્ય પોતાના કૃષ્ણચરિત્ર (પા. ૧૩) માં આ બાબતનો નિવેડો આમ લાવે છે, "રોહિણી વસુદેવની સાથે વાડીમાં રહેતી હતી. તેને આ જ અરસામાં ગર્ભ રહ્યાં. કદાચ તેના બાળકને પણ કંસ મારી નાખશે એમ માની, તેને વસુદેવે પોતાના મિત્ર નંદને ત્યાં પહોંચાડી દીધી."

૨. મૂળ ભાગવતમાં એમ છે કે, એ ગર્ભ વસુદેવે વીર્ય દ્વારા નહીં, પણ મન દ્વારા જ દેવકીમાં પ્રસ્થાપિત કર્યો હતો.

# ૧

# શ્રીકૃષ્ણજન્મ

તે પછી જ્યારે સર્વ ગુણયુક્ત પરમ શોભાયમાન સમય હતો, બ્રહ્માનું રોહિણી નક્ષત્ર હતું, દિશાઓ પ્રસન્ન હતી, બધે શાંતિ ફેલાઈ ગઈ હતી, તે વખતે મધ્યરાત્રિને સમયે શ્રીકૃષ્ણનો જન્મ થયો. તેમનું અદ્ભુત રૂપ જોઈને વસુદેવ પણ ચકિત થઈ ગયા; અને દેવકી પણ એ પુત્રનાં ઉત્તમ લક્ષણો દેખી પોતાનો દુ:ખમાંથી ઉદ્ધાર સમીપ માનવા લાગ્યાં. પરંતુ પછી તો તે પુત્રને કંસના હાથમાંથી બચાવવાની જ ચિંતા શરૂ થઈ. તે વખતે ભગવાનની પ્રેરણાથી જ વસુદેવ પુત્રને લઈ પ્રસૂતિગૃહમાંથી બહાર નીકળ્યા. તે જ ક્ષણે ગોકુલમાં નંદની સ્ત્રી યશોદાની પુત્રીરૂપે યોગમાયાએ જન્મ લીધો. તે યોગમાયાએ દ્વારપાળોની સર્વ ઇંદ્રિયવૃત્તિઓ હરી લીધી, અને આખું નગર નિદ્રાધીન થઈ ગયું. વસુદેવ ભગવાનને લઈને ચાલ્યા કે તરત બધાં કમાડ આપોઆપ ઊઘડી જવા લાગ્યાં, અને મંદમંદ ગાજતો મેઘ વરસવા

લાગ્યો. શેષનાગ તે વેળા ઉપરથી વરસતા પાણીને પોતાની ફણાઓથી રોકતા વસુદેવની પાછળ ચાલવા લાગ્યા. તે વખતે યમુના નદીમાં ઘેરું પૂર આવ્યું હતું; પરંતુ તે નદીએ પણ વસુદેવજીને માર્ગ આપ્યો, અને તે નિર્વિઘ્ને સામી પાર નંદના વ્રજમાં જઈ પહોંચ્યા. ત્યાં પણ બધા ગોવાળિયા નિદ્રાધીન થઈ ગયેલા હતા. પછી યશોદાની પથારીમાં શ્રીકૃષ્ણને મૂકીને, તેની પુત્રીને લઈ, વસુદેવ પાછા કારાગૃહમાં આવી પહોંચ્યા. પેલી તરફ નંદની સ્ત્રી યશોદા પોતાને કંઈક બાળક જન્મ્યું છે એટલું જ જાણતી હતી, પણ પુત્ર જન્મ્યો છે કે પુત્રી એ કંઈ જાણતી નહોતી. [૩/૧-૫૩]

વસુદેવના પાછા ફર્યા બાદ, બાળકના રડવાનો શબ્દ સાંભળી બધા રક્ષકો જાગી ઊઠ્યા, અને તરત જ તેમણે કંસને ખબર આપી કે, બાળકનો જન્મ થયો છે. તે એકદમ શય્યામાંથી ઊઠ્યો, અને બાઘો બાઘો જ પ્રસૂતિગૃહમાં વેગથી ઠોકરો ખાતો આવી પહોંચ્યો. તે વખતે દેવકી તેને કરગરતી કહેવા લાગી:

'હે ભાઈ! તેં અત્યાર આગમચ અગ્નિ જેવા તેજસ્વી એવા મારા ઘણા પુત્રો મારી નાખ્યા છે. વળી આ તો પુત્ર નથી પણ પુત્રી છે; તારે તો મારા પુત્રથી ભય છે; પુત્રીથી નહિ. ઉપરાંત તને જ્યારે પુત્ર થશે ત્યારે આને તેની સાથે જ પરણાવીશ. માટે તારી ભવિષ્યની પુત્રવધૂ તરીકે પણ તું આને જીવતી રહેવા દે. તેં મારા ઘણા પુત્રો મારી નાખ્યા છે. હવે આટલી એક પુત્રી તું મારે માટે જીવતી રહેવા દે.' [૪/૧-૬]

પરંતુ કંસે તો રુદન કરતી દેવકીના હાથમાંથી તે કન્યાને ઝૂંટવી લીધી અને તેને ઊંચે ઉપાડી બંને પગ પકડી નીચે પથ્થર ઉપર પટકી. પરંતુ તે તો તરત તેના હાથમાંથી છટકી ઊંચે આકાશમાં ઊડી ગઈ, અને દિવ્યરૂપ ધારણ કરી કહેવા લાગી :

'હે મૂર્ખ ! મને મારવાથી તારું શું વળવાનું છે ? તને મારનાર તો અન્ય સ્થળે ક્યારનો જન્મી ચૂક્યો છે. માટે હવે તું નિર્દોષ બાળકોનો વધ કરવાનું છોડી દે.' [૪/૭-૧૩]

આ સાંભળી કંસ ઘણો નવાઈ પામ્યો તથા દુઃખી પણ થયો. તેને લાગ્યું કે, 'આ રીતે બહેનનાં છોકરાં માર્યાં કરવાથી પણ શું વળ્યું ? જે દેવતાઈ વાણી ઉપર આધાર રાખી મેં અત્યાર સુધી બહેનની સંતતિનો વધ કર્યા કર્યો, તે જ દેવતાઈ વાણી હવે કહે છે કે, મારો શત્રુ તો અન્ય સ્થળે જન્મી ચૂક્યો છે. તો પછી કાયરની પેઠે મોતની બીકે બહેનનાં તરત જન્મેલાં બાળકો માર્યા કરવાને બદલે, તે શત્રુ જ્યારે આવે ત્યારે, મરણના ભય ત્યાગી, તેનો જ સામનો કરવો એ શ્રેષ્ઠ છે.' એમ માની કંસ રડતાં રડતાં પોતાનાં બહેન–બનેવીને પગે પડ્યો, અને તેમને બંધનથી મુક્ત કર્યાં. દેવકીએ પણ રોષને શાંત કરી, પશ્ચાત્તાપ કરતા પોતાના ભાઈને ઘેર જવાની રજા આપી. વસુદેવે પણ કંસને અનુમોદન આપતાં કહ્યું કે, 'અવશ્ય આવનાર મૃત્યુની બીકે બાળહત્યા જેવાં કુકર્મ આચરવાં ઠીક નથી.' [૪/૧૪-૨૭]

બીજે દિવસે કંસે પોતાના મંત્રીઓને બોલાવીને બધું કહી સંભળાવ્યું. એટલે તેઓએ તો પોતાની દુષ્ટ બુદ્ધિ પ્રમાણે તેને સલાહ આપી કે, 'આપણા રાજ્યમાં જેટલાં તરતનાં

જન્મેલાં બાળકો હોય તેટલાનો વધ કરી નાખવો જોઈએ, જેથી પેલો શત્રુ પણ તેમાં આવી જાય.' કંસને પણ એ વિચાર ગમ્યો, એટલે તેણે પોતાના અનુચરોને તે પ્રમાણે કરવાની આજ્ઞા આપીને દશે દિશામાં વિદાય કર્યા.[1] [૪/૩૧-૪૪]

આ તરફ ગોકુલમાં નંદે પોતાને ત્યાં પુત્રનો જન્મ થયેલો જાણી, સ્નાનાદિથી પરવારી, ધનધાન્યનું સારી પેઠે દાન કર્યું. કારણ કે, કહ્યું છે કે, કાળથી પૃથ્વી શુદ્ધ થાય છે, સ્નાનથી શરીર શુદ્ધ થાય છે, ધોવાથી મેલ શુદ્ધ થાય છે, તપશ્ચર્યાથી ઇંદ્રિયો શુદ્ધ થાય છે, સંસ્કારોથી ગર્ભ શુદ્ધ થાય છે, યજ્ઞોથી બ્રાહ્મણો શુદ્ધ થાય છે, દાનથી ધન શુદ્ધ થાય છે, અને બ્રહ્મવિદ્યાથી જીવાત્મા શુદ્ધ થાય છે. ત્યાર બાદ નંદરાજાને ત્યાં પુત્રજન્મની વાત સાંભળી આખાય વ્રજમાં પણ ગોવાળિયાઓએ શણગાર કર્યા તથા ગાયો-બળદો અને વાછરડાંને શણગાર્યાં. પછી જાતજાતની ભેટો લઈ ગોવાળ સ્ત્રીપુરુષો ઉતાવળાં ઉતાવળાં નંદને ઘેર આવ્યાં. આ પ્રમાણે નંદના વ્રજમાં મોટો ઉત્સવ થઈ રહ્યો. [૫/૧-૧૮]

પછી નંદરાજા ગોવાળિયાઓને સંભાળ રાખવાનું કહી, કંસને કર ભરવાનો વખત થયો હોવાથી મથુરા ગયા. ત્યાં વસુદેવજી નંદને ઉતારે આવ્યા. પ્રેમથી વિહ્વળ થઈ તે બંને એકબીજાને ભેટ્યા. વસુદેવે નંદને કહ્યું :

---

૧. વિષ્ણુપુરાણમાં તાજાં જન્મેલાં બધાં બાળકો મારવાની વાત નથી; પણ જે કોઈ બાળક વિશેષ તેજસ્વી કે વિલક્ષણ દેખાય તેને જ મારી નાખવાની વાત છે. [૫/૪]

'હે ભાઈ! તમારે ત્યાં કાંઈ સંતાન નહોતું, અને તમારી વૃદ્ધાવસ્થામાં તમને સંતાનની આશા પણ હતી નહિ. છતાં તમારે ત્યાં પુત્રનો જન્મ થયો, એ ઘણા આનંદની વાત છે. હે ભાઈ! મારો પુત્ર બળદેવ તમારા વ્રજમાં પોતાની માતા (રોહિણી) સાથે તમને જ પિતા માની રહ્યો છે, તે કુશળ તો છે ને?' [૫/૧૯-૨૮]

નંદે પણ વસુદેવના દેવકીથી થયેલા પુત્રોના કંસે કરેલા વધ બદલ ખેદ દર્શાવ્યો, તથા કુશળસમાચાર કહ્યા સાંભળ્યા. પછી વસુદેવે નંદજીને જલદી ગોકુળ પાછા ચાલ્યા જવાનું સૂચવ્યું, તથા તેનું કારણ એ કહ્યું કે, "હવે ગોકુળમાં ઉત્પાતો ચાલ્યા જ કરશે." [૫/૨૯-૩૧]

# ૨

# બાલ્યાવસ્થા

શ્રી શુકદેવજી કહે છેઃ

હે રાજા! નંદજી વસુદેવના છેવટના વાક્યથી શંકિત થઈને જલદી ગોકુળ પાછા ફર્યા. તે જ અરસામાં કંસે નવાં જન્મેલાં બાળકોનો નાશ કરવા પૂતના નામની સ્ત્રીને[1] મોકલી હતી. તે ફરતી ફરતી ગોકુળમાં આવી પહોંચી. તે અતિ સુંદર તથા સૌમ્ય દેખાવની હતી; તેનાં વસ્ત્રાભૂષણ પણ ઉત્તમ કોટીનાં હતાં. જાણે પોતાના પતિનાં દર્શન કરવા નીકળેલાં સાક્ષાત્ લક્ષ્મી જ ન હોય તેવો તેનો દેખાવ હતો. તેથી બધા નિઃશંકપણે તેને ગોકુળમાં વિચરવા દેતા હતા. એક વખત તે બાળકોની શોધ કરતી કરતી નંદને ઘેર આવી. ત્યાં શય્યામાં સૂતેલા શ્રીકૃષ્ણને જોઈ તે મમતાપૂર્વક તેમને ખોળામાં લઈને રમાડવા લાગી. યશોદા

---

૧. હરિવંશમાં જણાવ્યા પ્રમાણે તે કંસની ધાવ હતી, અને પંખિણીરૂપે આવી હતી.

રોહિણી વગેરે પણ પૂતનાનો બાહ્ય દેખાવ જોઈ, તેનાથી અંજાઈ જઈ પાસે ઊભાં રહ્યાં.[૧] પેલી પૂતના સુંદર ચેષ્ટાઓ કરતી કરતી તે બાળકને રમાડતી રમાડતી પોતાના વિષ ચોપડેલા સ્તન વડે ધવરાવવા પણ લાગી. પરંતુ શ્રીકૃષ્ણે બે હાથ વડે તે સ્તનને પૂતનાના પ્રાણો સાથે ધાવી નાખ્યો. તેથી મર્મસ્થાનમાં અત્યંત પીડા પામેલી તે દુષ્ટ સ્ત્રી 'મૂકી દે, મૂકી દે' એમ બૂમ પાડતી પાડતી હાથપગ પછાડવા લાગી. થોડી વારમાં તો તેના શરીરમાંથી પરસેવો છૂટી ગયો અને તેની આંખો ફાટી ગઈ. પછી તો તે સ્ત્રી પ્રાણ-રહિત થઈને વ્રજની વચ્ચે ઢળી પડી. તેની ચીસો સાંભળી સર્વ ગોપીઓ વગેરે આજુબાજુથી ત્યાં દોડી આવ્યાં. પરંતુ શ્રીકૃષ્ણ તો છટાપાટ પડેલી તે સ્ત્રીની છાતી ઉપર નિર્ભયપણે રમી રહ્યા હતા. ગભરાટમાં પડેલી તે સ્ત્રીઓએ તરત કૃષ્ણને ઉપાડી લઈ, તેમની ઉપર ગાયનું પૂંછડું ફેરવ્યું, ગાયની રજમાં તેમને સ્નાન કરાવ્યું, તથા તેવી બીજી

---

૧. હરિવંશમાં જણાવ્યા પ્રમાણે તો પૂતના મધ્યરાત્રે ચોરીછૂપીથી આવી હતી, અને બધાં ઊંઘી ગયાં હતાં ત્યારે ગાડા નીચેની ઝોળીમાં સુવાડેલા કૃષ્ણને ધવરાવવા લાગી હતી. હરિવંશનું વર્ણન જ ઠીક લાગે છે. નંદનું ગામ એ શહેર નહોતું, પણ ગોવાળિયાઓનાં ગાડાંનો નેસડો જ હતો એ વાત ભાગવતકાર ઠેકાણે ઠેકાણે ભૂલી જાય છે. પરંતુ જુઓ આગળ વૃંદાવન વસાવ્યાનો પ્રસંગ; ત્યાં ભાગવતકારે કબૂલ કર્યું છે કે, તેમનું ગામ અર્ધચંદ્રાકાર ગોઠવેલાં ગાડાંનું જ બનેલું હતું. શિશુપાલ-વધપર્વ (મહાભારત)માં શિશુપાલે પૂતનાનો એક 'પક્ષિણી' એવો અર્થ લીધો છે.

અંગરક્ષાની અનેક ક્રિયાઓ કરી. બાવરાં બનેલાં યશોદાએ તેમને તરત ધવરાવીને સુવાડી દીધા. [૬/૧-૩૦]

નંદ વગેરે મથુરાથી પાછા આવ્યા ત્યારે તેમણે પૂતનાનું શરીર જોઈ તથા તેનું સર્વ ચેષ્ટિત સાંભળી, વસુદેવે આપેલી ચેતવણી સાચી માની, તથા વસુદેવ કોઈ ત્રિકાળજ્ઞાની ઋષિ છે એમ જ માન્યું. પછી બધાઓએ મળીને પૂતનાના શરીરને અગ્નિસંસ્કાર કરી દીધો. જે જે વ્રજવાસીઓ ગાયો ચારવા બહાર ચાલ્યા ગયા હતા, તેઓ પણ પાછા આવીને બધું સાંભળી ઘણું આશ્ચર્ય પામ્યા. નંદરાજ તો કૃષ્ણ જાણે મરણ પામી ફરી પાછા આવ્યા હોય તેમ તેમને તેડી લઈ તેમનું મસ્તક વારંવાર સૂંઘવા લાગ્યા. [૬/૩૧-૪૪]

ધીમે ધીમે શ્રીકૃષ્ણ ગોઠણિયે ચાલવા લાગ્યા. તે પ્રસંગે તેમને મંગળસ્નાન વગેરે કરાવવાનો ઉત્સવ કરવાનો હતો. તે જ દિવસે શ્રીકૃષ્ણનું જન્મનક્ષત્ર પણ હતું. તેથી નંદને ત્યાં એક પ્રકારની ધામધૂમ મચી રહી હતી. શ્રીકૃષ્ણને નિદ્રાવશ થતા જોઈ, યશોદાજીએ તેમને ગાડા નીચે ઝોળીમાં સુવાડી દીધા, અને પોતે અતિથિસત્કારમાં રોકાયાં.[1] તેટલામાં કૃષ્ણ જાગી ઊઠ્યા, અને ધાવવા માટે રડતા રડતા પગ ઉછાળવા લાગ્યા. પરંતુ ધમાલમાં કોઈનું ધ્યાન તે તરફ ગયું નહીં. શ્રીકૃષ્ણે પછી તો એવા જોરથી ઉછાળો માર્યો કે, જાતજાતના રસોથી ભરેલાં વાસણોવાળું તે આખું ગાડું ઊથલી પડ્યું, અને વાસણો અફળાતાં મોટો અવાજ થયો.

૧. હરિવંશમાં આવા ઉત્સવનો કાંઈ જ ઉલ્લેખ નથી. યશોદા તેમને ગાડા નીચે સુવાડી યમુના નદીએ નાહવાધોવા ગયાં હતાં તેટલો જ ઉલ્લેખ છે.

યશોદા વગેરે બધાં ઝટપટ ત્યાં દોડી આવ્યાં તથા ગાડું ઊંધું વળવાનું કારણ પૂછવા લાગ્યાં. પાસે રમતા ગોવાળ બાળકોએ કહ્યું કે, આ બાળકે રડતાં રડતાં ઉછાળા મારવાથી આ ગાડું ઉથલી પડ્યું છે. પરંતુ એ વાત કોઈના માન્યામાં ન આવી.[1] યશોદાએ શ્રીકૃષ્ણને તેડી લઈ, કોઈ દુષ્ટ ગ્રહની શંકાથી સ્વસ્તિવાચન વગેરે ક્રિયાઓ કરાવી તથા હોમ વગેરેથી ગ્રહોની શાંતિ અર્થે પૂજા કરી. [૭/૨-૧૭]

પૂતના જેવી પ્રૌઢ સ્ત્રીને જીવતી ચૂસી લેનાર તથા પગના ઉછાળાથી ગાડું ઉથલાવનાર મહા પરાક્રમી બાળકની શક્તિમાં હજુ બધાને વિશ્વાસ બેસતો નહોતો. એક વખત યશોદા પુત્રને ખોળામાં બેસાડી રમાડતાં હતાં, તેવામાં તો પુત્રનું વજન પર્વતના શિખર જેવું થવા લાગ્યું; એટલે યશોદા નવાઈ પામી બાળકને જમીન ઉપર મૂકી દઈ, ભગવાનનું ધ્યાન ધરતાં તથા અનિષ્ટની આશંકા કરતાં ચૂપચાપ ઘરકામમાં લાગી ગયાં. તેવામાં વંટોળ જેવો વેગવાન તથા તોફાની તૃણાવર્ત નામનો કંસનો અનુચર ત્યાં આવ્યો અને વંટોળિયા સાથે શ્રીકૃષ્ણને ઉપાડી ચાલતો થયો. આખા વ્રજમાં વંટોળિયાને લીધે ધૂળ ધૂળ થઈ ગઈ હતી, અને લોકોની આંખો પણ પુરાઈ ગઈ હતી. પછી જરા દેખાય તેવું થતાં યશોદા જમીન ઉપર મૂકેલા પુત્રની તપાસ કરવા લાગ્યાં. તો તે ત્યાં હતા

---

૧. ભાગવતમાં આ ગાડાના પ્રસંગ વિષે બીજી કશી માહિતી આપી નથી. પરંતુ બ્રહ્માંડપુરાણમાં તો આ ઘટનાને શકટાસુર-ભંજનરૂપે વર્ણવી છે. શકટાસુર એટલે ગાડામાં પેઠેલો અસુર અથવા તો ગાડાનું રૂપ ધરીને આવેલો અસુર.

નહીં. આ જોઈ યશોદા કલ્પાંત કરવા લાગ્યાં તથા વાછરડા વિનાની થયેલી ગાયની પેઠે તડફડાટ કરવા લાગ્યાં. [૭/૧૯-૨૪]

લાંબે વખતે જ્યારે પવન શાંત થયો, ત્યારે બધાં યશોદા પાસે આવ્યાં અને બધી હકીકત સાંભળી અત્યંત શોકયુક્ત થઈ, સંતાપ પામતાં પામતાં રુદન કરવા લાગ્યાં, તથા આમતેમ તપાસ કરવા લાગ્યાં. આ તરફ પેલો તૃણાવર્ત શ્રીકૃષ્ણને ઉપાડીને દોડ્યો તો ખરો; પણ શ્રીકૃષ્ણે તેને ગળામાં એવી તો ચૂડ મારી, કે તે શ્રીકૃષ્ણને નાખી દેવા ઇચ્છવા લાગ્યો પણ નાખી શક્યો નહિ; થોડી વારમાં તો તે ગૂંગળાઈને બેભાન થઈ ગયો, તેની આંખો બહાર નીકળી પડી, અને પછી તો તે પ્રાણરહિત થઈ શ્રીકૃષ્ણ સાથે જ જમીન ઉપર ગબડી પડ્યો. એટલામાં ગોપીઓ વગેરે શોધતાં શોધતાં ત્યાં આવી પહોંચ્યાં. અને તૃણાવર્તની છાતી ઉપર લટકી રહેલા કૃષ્ણને જોઈ, આશ્ચર્યચકિત થઈ ગયાં. તેઓ તરત તેમને ત્યાંથી છોડાવીને યશોદા પાસે લાવ્યાં. નંદરાજા ફરી પણ પોતાના પુત્રને મૃત્યુના મુખમાંથી જીવતો મેળવીને અતિશય રાજી થયા; પરંતુ તેમને દિવસે દિવસે વસુદેવના કથનનું રહસ્ય વધારે ને વધારે સમજાવા લાગ્યું.* [૭/૨૫-૩૩]

યોગ્યકાળે પુત્રનું નામ પાડવાનો પ્રસંગ આવ્યો. ત્યારે વસુદેવજીએ જ યાદવોના પુરોહિત જ્યોતિષી ગર્ગાચાર્યને વ્રજમાં નંદ પાસે મોકલ્યા. નંદ તેમને આવેલા જોઈ અતિ ખુશ થયા, તથા પુત્રોનાં નામાભિધાન કરવા વીનવવા લાગ્યા.

---

* આ કથા ભાગવતમાં **પહેલવહેલી** મળે છે.

પછી, 'યાદવોના પુરોહિત જેનું નામ પાડવા વ્રજમાં ગયો, તે જ દેવકીનો આઠમો ગર્ભ હોવો જોઈએ' એવો કંસને વહેમ ન જાય, તે માટે તેમણે ગાયોના વાડામાં એકાંતે બેસી બાળકોનાં નામકરણ કર્યાં. પ્રથમ રોહિણીના પુત્રનું નામ પાડતાં તેમણે જણાવ્યું કે, "આ પુત્ર પોતાના ગુણો વડે સંબંધીઓને આનંદ પમાડશે, માટે તે 'રામ' કહેવાશે; તથા બળની અધિકતાથી લોકો એને 'બલ' પણ કહેશે; વળી તે વિવાદ કરી વિખૂટા પડેલા સંબંધીઓને એકત્ર કરનાર થશે માટે 'સંકર્ષણ' પણ કહેવાશે." પછી યશોદાના પુત્રનું નામ પાડતાં તેમણે જણાવ્યું કે, "આ પુત્ર રંગે શ્યામ હોવાથી 'કૃષ્ણ' કહેવાશે. આ પુત્રનાં ગુણકર્મ અદ્દ્ભુત છે. તે તમારું કલ્યાણ કરશે, ગોકુળને આનંદ ઉપજાવશે, તમારાં સર્વ સંકટો તમે તેના વડે અનાયાસે ઓળંગી જશો; તથા જે જે લોકો તમારા આ પુત્રનો પક્ષ કરશે, તેઓ પોતાના શત્રુનો પરાજય કરી શકશે. હે નંદ! તમારો આ પુત્ર ગુણ, ઐશ્વર્ય, કીર્તિ તથા પ્રભાવમાં સાક્ષાત્ નારાયણ સમાન છે એમ હું માનું છું. માટે તમે સાવધાનતાથી તેની રક્ષા કરો." [૮/૧-૧૯]

આમ કહી આચાર્ય પોતાને ઘેર ગયા. નંદ પણ અત્યંત હર્ષમાં આવી જઈ, પોતાને સર્વ કામનાઓથી પૂર્ણ માનવા લાગ્યા. થોડા દિવસોમાં તો રામ તથા કૃષ્ણ ઢીંચણથી ચાલતા થઈ ગયા, તથા પછી તો પગે પણ ચાલવા લાગ્યા. તે કાળની તેમની બાળક્રીડાઓ જોઈ વ્રજની સ્ત્રીઓ અત્યંત હર્ષમાં આવી જતી, તથા તેમને રમતા જોવામાં અને રમાડવામાં જ આનંદ માનતી હતી. તેઓ નાનાં નાનાં

વાછરડાંઓનાં પૂંછડાં પકડીને ખેંચતા હતા, તથા તે વાછડાં તેમને ખેંચી જાય તોપણ તણાતા તણાતા પાછળ જતા હતા. યશોદા અને રોહિણી પણ તેમની ક્રીડાશીલતા અને અતિ ચપલપણું જોઈ, તેમને શીંગડાંવાળાં પ્રાણીઓ, અગ્નિ, તરવાર, પાણી, પક્ષીઓ તથા કાંટાથી સાચવવામાં ઘરકામ કરવાનું પણ સંભાળી શકતાં નહોતાં. વ્રજનાં અન્ય ઘરોમાં પણ તે બંને ભાઈઓના ઉપદ્રવોનો પાર નહોતો. ગોપીઓ વારંવાર આવીને યશોદા આગળ ફરિયાદ કરતી કે:

'હે યશોદા! તમારો કૃષ્ણ દોહવાના સમય પહેલાં જ વાછરડાં છોડી ગાયોને ધવરાવી દે છે, ઘરમાં પેસી જઈ દૂધ દહીં ખાઈ જાય છે અથવા વાનરોને વહેંચી આપે છે, અને વાનરો પણ ધરાઈ ગયેલા હોય તો દૂધ દહીંનાં વાસણ ફોડી નાખે છે. અમારાં વાસણ શીંકે લટકાવીએ, અને તેને કશું ન મળે, તો તે સૂતેલાં નાનાં બાળકોને રડાવીને ચાલ્યો જાય છે, અથવા તો ખાંડણિયા ઉપર ઊભો થઈ તે શીંકામાંથી વસ્તુઓ લેવાનો પ્રયત્ન કરે છે, અને ન ફાવે તો નીચેથી જ તે વાસણોને કાણાં કરે છે.' [૮/૨૦-૩૦]

યશોદા આવી આવી શ્રીકૃષ્ણના તોફાનની વાતો સાંભળી માત્ર હસતાં;* પણ તેમને ઠપકો આપવાની ઇચ્છા કરતાં

* આ જગ્યાએ પરીક્ષિતે શુકદેવને પ્રશ્ન પૂછ્યો છે કે, પૂર્વ-જન્મમાં નંદ–યશોદાએ કયું પુણ્યકર્મ કર્યું હતું, કે જેને કારણે તે ભગવાનનું આવું બાલચરિત્ર અનુભવવાને ભાગ્યશાળી થયાં. જવાબમાં શુકદેવ માત્ર એટલું જણાવે છે કે, આઠ વસુઓમાંથી દ્રોણ વસુ પોતાની સ્ત્રી ધરા સાથે બ્રહ્માની આજ્ઞાથી વ્રજમાં

નહીં. પરંતુ એક વખત તો તે પોતે જ દહીં વલોવતાં હતાં, તેવામાં ધાવવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા, અને રવૈયો પકડી રાખી માતાને વલોવતાં અટકાવવા લાગ્યા. એટલે યશોદાજી તેમને ધવરાવવા લાગ્યાં. પણ એટલામાં ચૂલા ઉપર ઊકળવા મૂકેલું દૂધ ઊભરાતું જોતાં તે શ્રીકૃષ્ણને નીચે મૂકી દૂધ તરફ દોડી ગયાં. શ્રીકૃષ્ણને ગુસ્સો આવતાં તેમણે દહીંની ગોળીને પથ્થર મારી ફોડી નાખી. યશોદાએ પાછાં આવી જોયું તો ગોળી ફૂટેલી અને શ્રીકૃષ્ણ ત્યાં ન મળે. હાથમાં લાકડી લઈ તે ધીમે ધીમે તેમને શોધતાં બીજે ઠેકાણે ગયાં, તો શ્રીકૃષ્ણ ખાંડણિયા ઉપર ઊભા ઊભા માખણના વાસણમાંથી માખણ લઈ લઈને વાનરોને ખવરાવી દેતા હતા. યશોદા ચૂપકાથી તેમને પકડવા માટે ગયાં, પરંતુ શ્રીકૃષ્ણ તેમને જોઈ ગયા અને ત્વરાથી ઘર બહાર નાઠા. યશોદા તેમની પાછળ પડયાં અને છેવટે તેમને પકડી લાવીને તેમણે દોરડા વડે ખાંડણિયા સાથે બાંધી દીધા. ત્યાર બાદ યશોદા ઘરકામમાં ગૂંથાઈ ગયાં. [૯/૧૨૧]

માતાને નજર આગળથી દૂર થયેલાં જોઈ, શ્રીકૃષ્ણ તે ખાંડણિયાને ખેંચતા ખેંચતા બહાર નીકળ્યા અને પાસે ઊગેલાં બે જોડિયા ઝાડની વચ્ચે થઈને આગળ વધવા લાગ્યા. પરંતુ પેલો ખાંડણિયો આડો પડી ગયો હોવાથી તે બે ઝાડની વચ્ચેથી નીકળી શકયો નહીં. ત્યારે શ્રીકૃષ્ણે તે ખાંડણિયાને

---

નંદયશોદારૂપે જન્મી ગાયોનું પાલન આદિ કાર્યો કરવા તૈયાર થયો હતો, તેથી બ્રહ્માએ આ વર તેને આપ્યો હતો.

હરિવંશમાં તો કાશ્યપ મુનિ એક અંશથી નંદ થયા અને અદિતિ એક અંશથી યશોદા થયાં એવું વર્ણન છે. [હરિ० ૫૫]

આડો ને આડો જોરથી ખેંચ્યો. એટલે તરત પેલાં બે ઝાડ મૂળમાંથી ઊખડીને કડડડ અવાજ સાથે પૃથ્વી ઉપર તૂટી પડ્યાં.[1] [૧૦/૨૩-૬]

વૃક્ષો પડવાનો અવાજ સાંભળી નંદ વગેરે ગોવાળો ત્યાં દોડી આવ્યા, અને જોયું તો શ્રીકૃષ્ણ તે ઝાડો વચ્ચે પડેલા ખાંડણિયાને ખેંચતા હતા. શ્રીકૃષ્ણ આ ઝાડો નીચે કચરાઈ ગયા નહિ એ જોઈ સૌને શાંતિ થઈ. પરંતુ એ ઝાડો ગબડી પડવાનું કારણ કોઈ સમજી શક્યું નહિ. એટલામાં ત્યાં રમતા છોકરાઓએ કહ્યું કે, આ વૃક્ષોની વચ્ચે પેસીને ખાંડણિયો ખેંચતા શ્રીકૃષ્ણે જ આ વૃક્ષો પાડી નાખ્યાં છે. પરંતુ નાનું બાળક આવાં બે મોટાં ઝાડ ગબડાવી પાડે એ અશક્ય છે એમ વિચારી, કોઈએ તે વાત માની નહિ. પછી નંદરાયે શ્રીકૃષ્ણને ખાંડણિયાથી છૂટા કર્યા. પરંતુ

---

૧. આ બે વૃક્ષો વિષે મૂળમાં નીચેની કથા છે: કુબેરના પુત્ર નલકૂબર તથા મણિગ્રીવ ઉન્મત્ત બની, ગંગાકિનારે કૈલાસના ઉપવનમાં મદિરા પી, ગીતો ગાતી સ્ત્રીઓ સાથે નગ્ન અવસ્થામાં જ જળક્રીડા કરતા હતા. તેવામાં નારદજી ત્યાં આવી ચડ્યા. તેમને જોઈ પેલી સ્ત્રીઓએ તો ઝટઝટ વસ્ત્રો પહેરી લીધાં; પરંતુ પેલા બે મદોન્મત્ત બન્યા હોવાથી હાલ્યા નહિ. ત્યારે નારદજીએ વિચાર્યું કે, આ લોકો લક્ષ્મીના મદથી અક્કડ બની ગયા છે, તથા ભાન ભૂલી બેઠા છે, માટે તે સ્થાવરપણાને—વૃક્ષપણાને જ યોગ્ય છે. આથી તેમણે તેમને વૃક્ષ થવાનો શાપ આપ્યો અને સાથે સાથે શ્રીકૃષ્ણ તેમનો ઉદ્ધાર કરશે એવી અવધિ પણ કરી આપી.

વિષ્ણુપુરાણમાં આ વૃક્ષો વિષે આવી કશી કથા આપી નથી. હરિવંશમાં પણ આવી કથા નથી. તેમાં જણાવ્યા પ્રમાણે આ બે વૃક્ષો બહુ જૂનાં હતાં તથા લોકો તેમની પૂજા કરતા હતા.

બધાના મનમાં શ્રીકૃષ્ણ ઉપર થતા આવા બધા ઉત્પાતોનો વસવસો તો રહી જ ગયો. [૧૧/૧-૬]

તે વખતે દેશ-કાળ જાણતા ઉપનંદ નામના ગોવાળિયાએ બધાને સલાહ આપી કે, આપણે અહીંથી કોઈ બીજે સ્થળે ચાલ્યા જવું હિતકર છે. કારણ કે અહીં બાળકોનો નાશ કરવામાં કારણભૂત મોટા મોટા ઉત્પાતો થાય છે. અહીંથી થોડે દૂર વૃંદાવન નામનું એક વન છે; તે પર્વત, ઘાસ અને વેલાઓથી ભરપૂર હોઈ, ગાય વગેરે પશુઓને માફક આવે તેવું છે, તથા આપણા લોકોને વસવા યોગ્ય છે. માટે તમે જો મારું કહ્યું માનો, તો આજે જ ગાડાં ભરી ચાલી નીકળો. આ વાતને બધા ગોવાળિયાઓએ કબૂલ રાખી, તથા બધા પોતપોતાનો સરસામાન ગાડાંમાં ભરી, ગાયો વગેરે સાથે વૃંદાવન તરફ ચાલી નીકળ્યા.[૧] ત્યાં પહોંચી તેઓએ ગાડાંને અર્ધચંદ્રાકારે ગોઠવી દઈ, નવો આવાસ કર્યો. [૧૧/૨૧-૩૫]

---

૧. હરિવંશમાં તો આ વૃંદાવનગમનનું કારણ બીજું જ જણાવ્યું છે. શ્રીકૃષ્ણ તથા બળરામ હવે વ્રજથી કંટાળ્યા હતા. આજુબાજુનાં જંગલ લોકોએ કાપી નાખ્યાં હતાં, તથા હવે વ્રજ એક શહેર જેવું થઈ ગયું હતું. ગાયોને પણ ચરવા માટે ઘાસ રહ્યું નહોતું. એટલે તેમણે નંદ વગેરેને આ જગાએથી ખસેડીને પાસેના વૃંદાવનમાં લઈ જવા સારુ યુક્તિ કરી. અને તે એ કે, તેમણે પોતાના શરીરમાંથી સેંકડો વરુ કાઢ્યાં અને વ્રજ ઉપર છોડી મૂક્યાં. એ વરુઓ આજુબાજુનાં જંગલોમાં ફેલાઈ ગયાં, અને વ્રજમાં પણ પેસીને ગાય-વાછડાંને મારી ખાવા લાગ્યાં. ગોવાળિયાઓ હવે ઘરની બહાર પણ નીકળી શકતા નહોતા. આમ આ વરુઓના ત્રાસથી કંટાળી બધાએ જગા બદલવાનો નિશ્ચય કર્યો.

વૃંદાવન, ગોવર્ધન પર્વત, તથા યમુનાના કિનારાઓ જોઈને રામ તથા કૃષ્ણને તો ખૂબ જ આનંદ થયો. તેઓ પણ હવે બીજાં ગોપબાળકો સાથે વાછરડાં ચરાવવા જતા તથા ત્યાં વિવિધ રમતો રમતા. વળી તેઓ ત્યાં ગોફણો વડે બીલાં–આમળાં વગેરે સામસામા ફેંકી બે પક્ષો પાડી યુદ્ધ ખેલતા, કે બળદો જેવું આચરણ કરી ગર્જનાઓ સહિત પરસ્પર લડતા, કે જુદાં જુદાં પશુપંખીની નકલ કરતા અને બંસી બજાવતા. એ પ્રમાણે એક દિવસ તેઓ પોતાના નિવાસ-સ્થાનથી થોડે દૂર વાછરડાં ચરાવતા રમતા ફરતા હતા તેવામાં એક જંગલી ઉન્મત્ત વાછરડો તેમના તરફ ધસી આવ્યો. શ્રીકૃષ્ણે તેના પાછલા પગ પૂંછડા સાથે પકડી તેને આકાશમાં ભમાવ્યો તથા કોઠાના ઝાડ ઉપર ઉછાળ્યો. પછી તે મહા-પ્રચંડ વાછરડો ધબ દઈને પૃથ્વી પર પડ્યો તથા પ્રાણરહિત થઈ ગયો. બધાં બાળકો પોતાના સખા શ્રીકૃષ્ણનું આ પરાક્રમ જોઈ ખુશ થઈ ગયાં. [૧૧/૩૬-૪૪]

તેવી જ રીતે એક વખત બધા ગોવાળ બાળકો વાછરડાંનાં ટોળાંને એક જલાશય પાસે પાણી પીવા લઈ ગયા હતા. ત્યાં તેઓએ પર્વતના મોટા શિખર જેવું એક મહાન પ્રાણી ઊભેલું જોયું. તે એક મોટા બગલાના આકારનું રાક્ષસી પ્રાણી હતું. તેણે આવીને શ્રીકૃષ્ણને એકદમ ચાંચમાં લઈ લીધા. તે જોઈ બીજાં બાળકો તો ભયનાં માર્યાં નિશ્ચેષ્ટ થઈ ગયાં. પરંતુ શ્રીકૃષ્ણે ચાંચની અંદર જ રહ્યા રહ્યા તેના તાળવાને એવી ઈજા કરી કે પેલા પ્રાણીએ તેમને પાછા ઓકી કાઢ્યા. પછી તેણે ક્રોધથી પોતાની ચાંચ શ્રીકૃષ્ણને મારવા માટે ઉગામી. પરંતુ શ્રીકૃષ્ણે તો ચાલાકીથી તેની

બંને ચાંચોને પકડીને તણખલાની પેઠે ચીરી નાખી. આ જોઈ બધાં ગોપબાળકો અત્યંત ખુશ થઈ શ્રીકૃષ્ણને વળગી પડ્યાં તથા આનંદાશ્રુથી તેમને નવરાવવા લાગ્યાં. પછી બધાંએ ઘેર જઈ આ વાત પોતાનાં માતપિતાને કહી. તેઓ તો આ અદ્દ્ભુત બાળકને આવા આવા મૃત્યુના વિકટ પ્રસંગો વારંવાર શાથી આવે છે, તથા તે બધામાંથી તે સ્વપરાક્રમ વડે કેવી રીતે બચી જાય છે, તે વિચારી વિચારીને દિગ્મૂઢ બની ગયાં, તથા તેને કોઈ અલૌકિક બાળક માનવા લાગ્યાં.[1] [૧૧/૪૬-૫૯]

શ્રીકૃષ્ણ એક દિવસ સવારમાં જ વનભોજનની તૈયારી કરી બધાં બાળકો સાથે વાછરડાં લઈ વનમાં નીકળી આવ્યા હતા; અને ત્યાં વિવિધ રમતો રમતા આનંદ કરતા હતા. તેવામાં એક મોટો અજગર તે ભાગમાં પોતાના બંને હોઠ ફેલાવીને પડ્યો હતો, અને આ બાળકો તથા વાછરડાં વગેરે રમતાં રમતાં તે તરફ આવે ત્યારે તેમને ગળી જવાની રાહ જોતો હતો. પેલાં બાળકો કશી શંકા વિના ફરતાં ફરતાં ત્યાં આવ્યાં અને આ ભયંકર પ્રાણીનું કૌતુક કરવા લાગ્યાં. પરંતુ તેણે તો તરત શ્રીકૃષ્ણને હોઠમાં પકડી ગળવા માંડ્યા. આ જોઈ બધા ગોપબાળકો એકદમ ગભરાઈ ગયા તથા હવે શું થશે એ શંકાથી ભારે કોલાહલ કરવા લાગ્યા. પણ શ્રીકૃષ્ણે તો

૧. વાછરડાને અને બગલાને કથામાં તો દૈત્ય ઠરાવ્યા છે. પરંતુ તેમને કંસે મોકલ્યા હતા એવો તો ભાગવતમાં પણ ઉલ્લેખ નથી. એટલે તે બંને તે વખતના વૃંદાવનનાં જંગલી પ્રાણીઓ હશે એમ જ માનવું ઠીક છે. આ વત્સાસુર, બકાસુર અને અઘાસુરની કથા વિષ્ણુપુરાણ, મહાભારત કે હરિવંશમાં નથી.

અજગરના મુખમાં જતાં જ તેની શ્વાસનળી એવી તો રૂંધી દીધી કે, તેની આંખો બહાર નીકળી પડી, તથા વેદનાનો માર્યો તે આમતેમ તરફડિયાં મારવા લાગ્યો. પછી શ્વાસ રૂંધાઈ જતાં તેની સર્વ ઇંદ્રિયો ખેંચાઈ ગઈ, અને અંતે તેના પ્રાણ નીકળી ગયા. તે પછી શ્રીકૃષ્ણ તે અજગરના મુખમાંથી જીવતા જ બહાર નીકળ્યા. [ગોપબાળકોને આવાં બધાં અદ્ભુત કૃત્યો એવાં સામાન્ય થઈ ગયાં હતાં કે, તેમણે તે વસ્તુ પોતપોતાને ઘેર કરવા જેટલી તેને અદ્ભુત માની પણ નહોતી.] એક વર્ષ બાદ (વાતવાતમાં) ગોપબાળકોએ તે વાત જ્યારે પ્રગટ કરી, ત્યારે જ લોકોએ તે જાણી[1]; પરંતુ તે વખતે તો એ મહા અજગરનું ચામડું સુકાઈને વ્રજવાસીઓને રમવાની એક ગુફારૂપ બની ગયું હતું. [૧૨/૧-૩૭]

હે રાજા! વ્રજવાસીઓને પોતાનાં છોકરાં પણ તેટલાં વહાલાં નહોતાં, જેટલા શ્રીકૃષ્ણ વહાલા હતા. ગાયો પણ વાછરડાં કરતાંય શ્રીકૃષ્ણ ઉપર વધુ પ્રેમ રાખતી હતી. આ સાંભળી, પરીક્ષિત રાજાએ શુકદેવજીને તેનું કારણ પૂછ્યું. તેમણે જણાવ્યું કે:

"સર્વ પ્રાણીઓને પોતાનો આત્મા જ વહાલો હોય છે. ધન, સંતાન વગેરે અન્ય પદાર્થો વહાલા લાગે

૧. મૂળમાં એમ છે કે, બ્રહ્મા એ બીના પછી તરત જ એ બધાં બાળકો તથા વાછરડાંને ભગવાનનું માહાત્મ્ય જોવા હરી ગયા હતા. ત્યારે એક આખું વર્ષ કૃષ્ણ જ તે બાળકોરૂપ તથા વાછરડાંરૂપ બન્યા હતા; અને તેથી બ્રહ્માએ જ્યારે પેલાં બાળકો ઇ૦ ને મુક્ત કર્યાં ત્યારે તેમણે ગામમાં જઈને એમ કહ્યું કે, કૃષ્ણે 'આજે' અજગરને માર્યો છે.

છે, તે પણ પોતાના આત્મા ઉપરના વહાલને લીધે જ વહાલા લાગે છે. પ્રાણીઓને પોતાના આત્મા ઉપર જેવો સ્નેહ હોય છે, તેવો પુત્ર, ધન વગેરે અન્ય પદાર્થો ઉપર નથી હોતો. એ આત્માના સુખ માટે જ આ બધું સ્થાવર જંગમ જગત પણ પ્રિય લાગે છે. હવે, શ્રીકૃષ્ણ વાસ્તવિક રીતે સર્વના આત્મારૂપ અંતર્યામી જ હતા. તેથી સૌને તેમના પ્રત્યે આત્મા જેટલો જ પ્રેમ ઉપજતો હતો." [૧૪/૫૦-૫]

## ૩

# કુમારાવસ્થા[1]

શ્રી શુકદેવજી કહે છે:

હે રાજા! ધીમે ધીમે શ્રીકૃષ્ણ વગેરે બાલ્યાવસ્થા તજી કુમારાવસ્થામાં આવ્યા, એટલે તેમને ગાયો વગેરે મોટાં પશુઓ ચરાવવાની લાયકાત મળી. એક વખત વનવિહાર કરવાની ઇચ્છાથી, તે ગોવાળ મિત્રોને સાથે લઈ, વાંસળી વગાડતા વૃંદાવનમાં દાખલ થયા; અને આજુબાજુની વનશ્રી તથા પશુપંખી વગેરેને નિહાળતા આમતેમ ફરવા લાગ્યા. તે વખતે તેમને એમ લાગ્યું કે,[2] જાણે વૃક્ષાદિ પોતાના સર્વોત્તમ ઐશ્વર્ય વડે આદિપુરુષ પરમાત્માનું પૂજન કરે છે; ભમરાઓ

---

૧. પાંચ વર્ષ સુધીની બાલ્યાવસ્થા ગણવી; દશ વર્ષ સુધીની કુમારાવસ્થા ગણવી; ૧૫ વર્ષ સુધીની કિશોરાવસ્થા અને પછી યુવાવસ્થા જાણવી.

૨. મૂળમાં શ્રીકૃષ્ણે બળદેવજીને જ પરમાત્મા તરીકે સંબોધી, તેમને ઉદ્દેશીને જ આ બધાં પશુપંખીનું પૂજન વર્ણવ્યું છે.

જાણે પરમાત્માનું જ ગાન ગાય છે; મયૂરો નૃત્યથી તેમનું જ સન્માન કરે છે; તથા મૃગો અને પક્ષીઓ પણ જાણે પરમાત્માની પ્રીતિ અર્થે જ પોતપોતાની મનોહરતા દાખવી રહ્યાં છે.[1] [૧૫/૧-૧૯]

તે વખતે રામ–કૃષ્ણના મિત્ર શ્રીદામ નામના ગોવાળે તથા અન્યોએ પણ તેમને ઉદ્દેશીને કહ્યું :

'હે રામ! તથા હે કૃષ્ણ! અહીંથી થોડે દૂર એક મોટું તાડવન છે. ત્યાં અતિ ઉત્તમ ફળ થાય છે. પણ ત્યાં દુષ્ટાત્મા ધેનુક નામનો એક ગધેડો રહે છે. તે પોતાના જેવા જ બળવાન બીજા ગધેડાઓના ટોળાને સાથે લઈ વિચર્યા કરે છે; અને વનમાં પેસનારાં મનુષ્યાદિને મારી નાખી ભક્ષણ કરી જાય છે. તેના ભયથી કોઈ મનુષ્યો કે પશુપંખીઓ પણ ત્યાં જતાં નથી.' [૧૫/૨૦-૨૬]

આટલું સાંભળતાં જ તે બંને ભાઈઓ ગોવાળિયાઓની સાથે તે વનમાં દાખલ થયા, અને ધડાધડ ફળ પાડવા લાગ્યા. તેમનો અવાજ સાંભળી, પેલો ગધેડો જોરથી તે તરફ દોડી આવ્યો, તથા બળરામને મારવા પોતાની લાતો ઉછાળવા લાગ્યો. પરંતુ બળરામે તો રમતમાત્રમાં તેના પાછલા બે પગ પકડી, તેને હવામાં ઉછાળી, એક તાડના ઝાડ સાથે જોરથી અફાળ્યો. એમના એ પ્રચંડ વેગથી તે ઝાડ તેમ જ તે ગધેડો બંને વિનાશ પામી જમીન ઉપર ઊથલી પડ્યાં. ત્યાર બાદ બીજા ગધેડાઓ પણ આવતાં રામ તથા કૃષ્ણે તેમને પગ

---

૧. અહીં એક પ્રકારનો ઉન્મનીભાવ તેમણે બાળપણમાં જ અનુભવ્યો લાગે છે.

પકડી પકડી ઝાડો સાથે અફાળી–અફાળીને પૂરા કર્યા. આ પ્રમાણે એ દુષ્ટ ગધેડાઓનો સંહાર થયા બાદ મનુષ્યો તથા પશુઓ તે વનમાં નિર્ભયતાથી વિચરવા લાગ્યાં. સાંજ પડ્યે બધા ગામમાં પાછા આવ્યા, ત્યારે બંને ભાઈઓનું તે અદ્‌ભુત ચરિત સાંભળી વ્રજનાં સ્ત્રીપુરુષો કૃતજ્ઞતા તથા પ્રેમની લાગણીથી તેમને નવરાવવા લાગ્યાં. બંને ભાઈઓની માતાઓએ પણ હર્ષિત ચિત્તે ગરમ પાણીથી તેમને સ્નાન કરાવ્યું, તથા ઉત્તમ ભોજન કરાવ્યું.[1] [૧૫/૨૭-૪૬]

યમુના નદી તથા તેના લીલોતરીથી છવાયેલા કાંઠા એ તો ગોવાળો અને ગાયોનો મુખ્ય આધાર કહેવાય. પરંતુ તે નદીમાં વ્રજની પાસે જ એક ઊંડો ધરો હતો; તથા તેમાં એક ભયંકર ઝેરી નાગ રહેતો હતો. તેના વિષથી તે ધરા ઉપરનાં સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓ હંમેશાં પ્રાણસંકટમાં રહેતાં હતાં. કોઈ પશુ, પંખી કે મનુષ્ય ત્યાં આગળ પાણી પીવા જતું તો તે નાગનો કે તે નાગના વિષનો ભોગ થતું. આ રીતે એ દુષ્ટ 'કાલીય' નાગને કારણે તે ભાગમાં યમુના નદી મનુષ્યો તથા પશુઓને નિરુપયોગી થઈ ગઈ હતી. શ્રીકૃષ્ણના સાથીઓ પણ એક વખત તે પાણીથી બેભાન થઈ ગયા હતા. એટલે શ્રીકૃષ્ણે તે નાગને ત્યાંથી દૂર કરવાનો

---

૧. વિષ્ણુપુરાણમાં આ કથા કાલીયમર્દનના પ્રસંગ પછી છે. તેમાં આ પ્રસંગોનો ક્રમ નીચે મુજબ છે. ૧. યમલાર્જુન વૃક્ષ ઉથલાવ્યાં. ૨. વૃંદાવનમાં વાસ. ૩. કાલીયમર્દન. ૪. ધેનુક ગધેડાનો નાશ. ૫. પ્રલંબાસુરનો વધ. ૬. ગોવર્ધન મહોત્સવ. ૭. રાસક્રીડા. ૮. અરિષ્ટાસુરવધ. ૯. અક્રૂર પ્રેષણ. ૧૦. કેશીવધ. ૧૧. મથુરાંમાં આગમન ઇ૦.

નિશ્ચય કર્યો.[1] તે એક અત્યંત ઊંચા કદંબના ઝાડ ઉપર ચઢ્યા અને ત્યાંથી તેમણે પેલા ધરામાં સીધો ભૂસકો માર્યો. પોતાના નિવાસસ્થાનમાં જ હિંમતપૂર્વક કોઈને આવી પડેલું જોઈ, પેલો નાગ પણ વેગથી દોડી આવ્યો અને તેણે શ્રીકૃષ્ણને તરત ચૂડ ભેરવી દીધી. આ તરફ કિનારે ઊભેલા ગોવાળિયા વગેરે તો શ્રીકૃષ્ણની આ હિંમત અને આ દશા જોઈને દુઃખ, શોક તથા ભયથી વ્યાકુળ થઈ ગયા. ગાયો વાછરડાં વગેરે પણ દુઃખથી બરાડા પાડવા લાગ્યાં. ગામમાં રહેલાં સૌ પણ ડાબી આંખ ફરકવી વગેરે ઉત્પાતો થતા જોઈ, કોઈ અનિષ્ટની આશંકાથી બાળકોને શોધતાં ગોકુલમાંથી નીકળી નદીકિનારે આવ્યાં. ત્યાં તેમણે જે દૃશ્ય જોયું તેથી સૌની બુદ્ધિ મૂઢ બની ગઈ. શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ અને મમતા રાખનારી સ્ત્રીઓ આખા જગતને શૂન્ય સરખું જોવા લાગી, અને યશોદા તો પોતાના પ્રિય પુત્ર પાછળ તે ધરામાં જ પડવા તૈયાર થઈ ગયાં. પરંતુ એટલામાં તો શ્રીકૃષ્ણ કુશળતાપૂર્વક તે ભયંકર નાગની ચૂડમાંથી છૂટા થયા તથા એવી કુશળતાથી આમતેમ ઘૂમવા લાગ્યા કે તે દુષ્ટ નાગ ક્રોધથી તેમને પકડવા તેમની પાછળ ઘૂમતાં ઘૂમતાં અતિશય શ્રમિત થઈ ગયો. તેને પૂરે-પૂરો નિર્બળ થઈ ગયેલો જોઈ શ્રીકૃષ્ણ તેની ઊંચી ફણા ઉપર જ ચઢી ગયા અને તેના ઉપર જોરથી કૂદવા લાગ્યા. તેમના આ વેગવાન નૃત્યથી કાલીય નાગ મોંમાંથી તથા

---

૧ દડો રમતા હતા, કે હોડમાં નાગનું માથું હાર્યા હતા, વગેરે કારણો ભાગવત કે હરિવંશમાં છે જ નહીં. તેમણે પ્રાણીઓનું દુઃખ વિચારીને જ આ કામ કર્યું હતું.

નાકમાંથી લોહી ઓકવા લાગ્યો અને થોડી વારમાં જ મૂર્છિત થઈ ગયો. થોડા સમય બાદ હોશમાં આવતાં તે ફરી ફણા ઊંચી કરવા ગયો એટલામાં શ્રીકૃષ્ણે તેને ફરી વેગથી દબાવી દીધો. આમ એ પરાક્રમી બાળકની કુશળતા આગળ તે મહાભયંકર નાગ લોહી ઓકી ઓકી નિર્બળ બની ગયો તથા તેના સર્વ અવયવો ભાંગી ગયા. પોતાના પતિની આવી દુર્દશા દેખી તેની પત્નીઓ અત્યંત તરફડાટ કરતી આવી પહોંચી. પછી શ્રીકૃષ્ણે મૂર્છિત થયેલા તે નાગ ઉપર દયા લાવી, દૂર સમુદ્ર તરફ ચાલ્યા જવાની શરતે તેને જીવતો છોડી દીધો. આ રીતે એ નાગ ચાલ્યો જતાં નદી ઝેર વિનાની તથા અમૃત સરખા મધુર જળવાળી બની ગઈ.* [૧૬/૧-૬૭]

શ્રીકૃષ્ણની ગાયો ઉપર પ્રીતિ અજબ તરેહની હતી. એક વખત બધા ગોપબાળો રમતા હતા તેવામાં ગાયો ચરતી ચરતી દૂર મુંજઘાસના બીડમાં ચરવાના લોભે પેસી ગઈ; પરંતુ થોડી વારમાં ચારે તરફ ફેલાઈ ગયેલા દાવાનળથી ગભરાઈને તરસની મારી બરાડા પાડવા લાગી. રમતમાંથી થોડી વારે ખ્યાલ આવતાં બધા ગાયોની તપાસ કરવા લાગ્યા; પણ તે ક્યાંય જોવામાં આવી નહિ. પછી ખરીઓ તથા દાંતથી કપાયેલા ઘાસની નિશાનીએ નિશાનીએ તેઓ પેલા બીડ પાસે આવી પહોંચ્યા. પણ ત્યાં ઊંચા ઘાસની અંદર પેઠેલી તે ગાયો દેખાવી મુશ્કેલ હતી. શ્રીકૃષ્ણે પોતાની ગંભીર

---

* આની પછી મૂળમાં, પ્રલંબ નામનો એક મનુષ્યભક્ષી, ગોવાળને વેષે રમત રમવા આવ્યો, અને બલરામને ઉપાડીને નાસવા જતાં તેમની મૂઠીઓના પ્રહારથી મરણ પામ્યો, તેની કથા છે.

વાણીથી ગાયોને બોલાવવા માંડી એટલે તરત તેમણે ગર્જનાથી સામો જવાબ આપ્યો. તે તરફ જઈને બધાઓએ જોયું, તો ચોતરફ દાવાનળ ફેલાઈ રહ્યો છે, અને તેની વચ્ચે ગાયો ક્યાં સપડાઈ છે તે નક્કી કરવું પણ મુશ્કેલ છે. ગોવાળિયાઓ તો આ સ્થિતિ જોઈ, મૂંઝાઈને ભયભીતપણે ઊભા રહ્યા. પરંતુ શ્રીકૃષ્ણનો ગાયો ઉપરનો પ્રેમ તેમને નિશ્ચેષ્ટ ઊભા રહેવા દઈ શકે તેમ નહોતો. તેમણે તો તરત બીડમાં પ્રવેશ કર્યો અને હિંમતપૂર્વક અંદર ઝંપલાવનારને બધા રસ્તા જડે છે એ ન્યાયે,* તરત ગાયોના ધણને લઈને કુશળતાપૂર્વક સહીસલામત બહાર આવ્યા. ગોવાળિયા તેમનું આ અદ્ભુત કર્મ જોઈ તેમને કોઈ દેવ જ માનવા લાગ્યા. ત્યાર બાદ સૌ વાંસળી વગાડતા હસતે મોઢે ઘેર પાછા આવ્યા. [૧૯/૧-૧૬]

* મૂળમાં તો દાવાનળ પી ગયા એવી કથા છે.

૪

# કિશોર અવસ્થા[1]

વર્ષા અને શરદ ઋતુ હંમેશાં ઉન્માદક ગણાય છે. તેમાંય વૃંદાવન જેવે સ્થળે તેની અસર સવિશેષ હોય એમાં નવાઈ નથી. સૂકી અને ભૂખી ગ્રીષ્મઋતુ ગયા પછી જળસંપન્ન વર્ષાઋતુ આવતાં જ ચારે તરફ પ્રકૃતિ નવપલ્લવિત થઈ ગઈ, તથા તેનું સૌંદર્ય પોતામાં સમાતું ન હોય તેમ ચારે તરફ ફૂટી નીકળ્યું. ઇંદ્રિયાધીન પુરુષની દેહ-સંપત્તિ તથા ધનસંપત્તિ અવળે માર્ગે જાય છે, તેમ વર્ષાઋતુની નાની નાની નદીઓ જળસંપન્ન થતાં જ આડે—અવળે માર્ગે વહેવા લાગી. અપક્વ યોગીનું મન કામવાસનાથી યુક્ત હોવાથી વિષયસંગ થતાં જ વિકારી થઈ જાય છે, તેમ અનેક મદમાતી નદીઓથી યુક્ત થયેલો સમુદ્ર પવન વડે ઊછળતા તરંગોવાળો થઈને ખળભળી ઊઠ્યો. ક્રમાનુસાર શરદઋતુ

---

૧. મૂળમાં કિશોર અવસ્થા ક્યા પ્રસંગથી ગણવી તેનો કશો ઉલ્લેખ નથી.

આવતાં વેલાઓ અને છોડવાઓ ધીમે ધીમે કાચાપણાનો ત્યાગ કરવા લાગ્યા અને પશુપંખી વગેરે સર્વ જાતિની સ્ત્રીઓ ગર્ભાધાન-મહોત્સવમાં ઉન્મત થઈ ગઈ. [૨૦/૧-૪૯]

પાણી સ્વચ્છ થયાં હતાં; કમળોની સુગંધથી સુગંધી બનેલો વાયુ જ્યાં ત્યાં વાઈ રહ્યો હતો. સરોવરો, નદીઓ અને વૃક્ષો, ખીલેલાં ફૂલોવાળી વનરાજીની અંદર મદોન્મત્ત થઈ ગુંજારવ કરતા ભમરાઓથી ગાજી રહ્યાં હતાં. આ સમયે શ્રીકૃષ્ણ પણ મસ્તક ઉપર મોરપીંછનો મુકુટ ધારણ કરી, કાનમાં કાંચનારનાં પુષ્પો ધારણ કરી, પીળા રંગનાં વસ્ત્રો પહેરી, વાંસળી વગાડતા ફરવા લાગ્યા. તેમનું આ અદ્ભુત નટસ્વરૂપ સર્વનાં મનને મોહિત કરી નાખનારું નીવડ્યું. તે અપ્રતિમ પરાક્રમી અને સુંદર યુવાનને મુખે વાગતી વાંસળી સર્વના મનમાં કોઈ અલૌકિક ભાવો જગાડવા લાગી; તથા તે સાંભળનાર પશુ-પંખી પણ પોતાના અંતરમાં શ્રીકૃષ્ણ સાથે એક થઈ જવાની કોઈ ઉત્કટ લાગણી અનુભવવા લાગ્યાં. [૨૧/૧-૬]

પશુપંખીની જ્યાં આવી દશા છે, ત્યાં મનુષ્ય સ્ત્રીઓની તો વાત જ શી કરવી! વૃંદાવનની સર્વ ગોપિકાઓ આ અદ્ભુત સ્વરૂપનું વારંવાર દર્શન કરી કરીને પણ તૃપ્તિ અનુભવી શકી નહીં. શ્રીકૃષ્ણનો બંસીનાદ તેમનામાં કોઈ વિચિત્ર ગૂઢ ભાવો જગાડતો. તે અદ્ભુત વેણુનાદ સાંભળી, તથા તે વેણુનાદ વગાડનાર અદ્ભુત સ્વરૂપનું ચિંતન કરી, તેઓ પોતાનું આત્મભાન પણ વીસરવા લાગી. તેમના ઘરનાં કામકાજ પડ્યાં રહેવા લાગ્યાં, અને કોઈ અપ્રતિમ ભાવાવેશમાં તેઓ ધ્યાનમગ્ન થવા લાગી. નંદકુમારનાં દર્શન અને

સાન્નિધ્યથી તો તેઓની દશા તેથી પણ વધુ વિચિત્ર થઈ જતી. તેમને જોતાં જ તેઓ પોતાની સર્વ ઇંદ્રિયોનું ભાન ભૂલી તેમનામાં જ લવલીન થઈ જતી. [૨૧/૨૦]

શ્રીકૃષ્ણ આ કુમારિકાઓના તથા યુવતીઓના સર્વ ભાવો જાણતા હતા. [૨૨/૨૪-૫] ધીમે ધીમે વૃંદાવનનાં આ કિશોર-કિશોરીઓની ક્રીડાઓ આજુબાજુની નિર્દોષ તથા હરીભરી પ્રકૃતિની ગોદમાં ફૂલીફાલી ઊઠી, અને ચિરકાળ માટે ભારતવર્ષનાં સ્ત્રીપુરુષોનાં ભાવગીતોનું વસ્તુ બની ગઈ.[1]

પરંતુ આ સ્થિતિ માત્ર ગોપસ્ત્રીઓની જ નહોતી. પાસેના આશ્રમોમાં રહેતી બ્રાહ્મણસ્ત્રીઓની પણ એ જ દશા હતી. પરંતુ ગોપસ્ત્રીઓની પેઠે તેઓ નિઃસંકોચપણે શ્રીકૃષ્ણ સાથેની ક્રીડાઓમાં ભાગ લઈ શકે તેમ તો હતું નહીં. છતાં એક પ્રસંગ એવો બન્યો કે, જ્યારે તેમણે પ્રગટ રીતે સર્વ પ્રકારની બાહ્ય લોકલાજનો ત્યાગ કરી, પોતાના પ્રિય શ્રીકૃષ્ણ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો. એક વખત શ્રીકૃષ્ણ પોતાના ગોવાળ મિત્રો સાથે તે બ્રાહ્મણોના આશ્રમ તરફ ગાયો ચારતા ફરતા હતા. તે વખતે તે બ્રાહ્મણોએ યજ્ઞ શરૂ કર્યો હતો, અને તેને અંગે ઘણાં ભોજનો પણ તૈયાર

---

૧. આ સ્થળે મૂળમાં વસ્ત્રહરણલીલા આવે છે. કેટલીક ગોપકુમારિકાઓએ શ્રીકૃષ્ણને પતિ તરીકે મેળવવા માગશર મહિનામાં કાત્યાયની દેવીનું વ્રત લીધું હતું. તેઓ નદીમાં નગ્ન થઈને સ્નાન કરતી હતી ત્યારે તેમને, જળાશયોમાં નગ્નાવસ્થામાં સ્નાન કરવું એ ઠીક નથી એવી શિક્ષા આપવા [૨૨/૧૮-૯], શ્રીકૃષ્ણ તેમનાં વસ્ત્ર લઈ ઝાડ ઉપર ચઢી ગયા હતા. આ આખો પ્રસંગ મહાભારત, વિષ્ણુપુરાણ કે હરિવંશમાં નથી.

કર્યાં હતાં. ગાયો ચારતાં ચારતાં ઘણો વખત થઈ જતાં બધાને ભૂખ લાગી. એટલે શ્રીકૃષ્ણે તે ગોવાળ મિત્રોને પેલા બ્રાહ્મણો પાસેથી યજ્ઞ માટે તૈયાર કરેલી ભોજનસામગ્રીમાંથી થોડુંક માગી લાવવા કહ્યું. પેલા ગોવાળો તે પ્રમાણે માગવા ગયા. પરંતુ પેલા બ્રાહ્મણો તો સ્વર્ગાદિ પદાર્થોને અર્થે પુષ્કળ ક્લેશયુક્ત સકામ કાર્યોમાં આસક્ત હોઈ, કઠોર વિધિ-વિધાનોને જ અનુસરનારા હતા. તેથી તેઓએ યજ્ઞવિધિ પૂરો થયા વિના તે ભોજનમાંથી તેમને કાંઈ આપવાની ના પાડી. એટલે પેલા ગોવાળો પાછા આવ્યા. પછી શ્રીકૃષ્ણે તેમને તે બ્રાહ્મણોની પત્નીઓ પાસે મોકલ્યા, અને કહ્યું કે, તેઓ તો તમને અવશ્ય ઇચ્છાનુસાર અન્ન આપશે, કારણ કે તેઓ મારા પર સ્નેહ રાખે છે. પેલી બ્રાહ્મણપત્નીઓ તો કૃષ્ણ નજીક આવ્યાની વાત સાંભળતાં જ એકદમ ઉતાવળી સર્વ પ્રકારનું ભોજન વાસણોમાં ભરી લઈ, નદીઓ સમુદ્ર તરફ ચાલી જાય તેમ, ચાલી નીકળી. પેલા બ્રાહ્મણો આ જોઈ ખૂબ ગુસ્સે થયા અને તેમને અટકાવવા પણ લાગ્યા. પરંતુ તે સ્ત્રીઓ અટકી જ નહીં. એક સ્ત્રીને તેના પતિએ બળાત્કારે રોકી રાખી, તો તરત ત્યાં ને ત્યાં તેના પ્રાણ જ નીકળી ગયા. બાકીની સ્ત્રીઓ પ્રસન્ન ચિત્તે બધી વસ્તુઓ લઈ, જ્યાં શ્રીકૃષ્ણ વગેરે હતા ત્યાં દોડી આવી, તથા પોતાનાં નેત્રો ભરી ભરીને તેમનાં દર્શન કરતાં કરતાં તેમણે તેમને તથા સૌને પ્રેમપૂર્વક બધી વસ્તુઓ જમાડી. [૨૩/૧-૨૪]

ભોજનકાર્ય પત્યા પછી શ્રીકૃષ્ણે તે સ્ત્રીઓને પોતાને સ્થાને જલદી પાછા જવા માટે કહ્યું, કારણ કે યજ્ઞકાર્યમાં પતિને પત્નીની જરૂર હોય છે. પરંતુ શ્રીકૃષ્ણમાં જ લીન

થયેલા ચિત્તવાળી તે સ્ત્રીઓ પાછી જવા કબૂલ ન થઈ, તથા પેલા ગુસ્સે થયેલા બ્રાહ્મણો તેમને હવે પાછી સંઘરશે પણ નહિ એમ કહી શ્રીકૃષ્ણનું જ સાન્નિધ્ય ઇચ્છવા લાગી. ત્યારે શ્રીકૃષ્ણે તેમને કહ્યું કે, 'તમારા પતિઓ વગેરે મારે કારણે તમારા તરફ દોષદૃષ્ટિ રાખશે નહિ. વળી તમે મારું અંગસાન્નિધ્ય ઇચ્છો છો, પરંતુ આ જગતમાં મનુષ્યોને પરસ્પર અંગના સંગ સુખ માટે કે સ્નેહની વૃદ્ધિ માટે થતો જ નથી. માટે તમે તમારું મન માત્ર મારામાં જોડી રાખજો; તેથી વધુ ઇચ્છા કરવી તમારે માટે યોગ્ય નથી.' [૨૩/૨૫-૩૨]

અને થયું પણ તેમ જ. પેલા કર્મઠોને પોતાની પત્નીઓનો આ ભાવોદ્રેક જોઈ, પોતાની ભક્તિહીનતા ધ્યાનમાં આવી. તેઓ પોતાના ક્રિયાકાંડની નિપુણતાને ધિક્કારતા કહેવા લાગ્યા કે, 'ભક્તિભાવ વિનાની આપણી કર્મઠતાને ધિક્કાર છે. આ સ્ત્રીઓ જેને પોતાના ઇષ્ટ માને છે, તેમના પ્રત્યે કેવા અનંત ભાવવાળી છે! તેમનામાં સંસ્કાર, શાસ્ત્રાભ્યાસ, તપ, આત્મવિચાર, શૌચ, સંધ્યોપાસન વગેરે કશું નથી, છતાં તેઓને કેવી સુદૃઢ ભક્તિ પ્રાપ્ત થઈ છે, જેથી તેઓ પોતાના ઘરબારના સર્વ સંગોમાંથી તથા અન્ય સર્વ કામનાઓમાંથી ઝટ છૂટી થઈ શકી છે; જ્યારે, આપણે આપણા સ્વાર્થમાં જ રત થઈ, મૂઢપણે વ્યર્થ ક્રિયાકાંડ આચર્યા કરીએ છીએ, તથા અનેક પ્રકારના ભયોથી તથા કામનાઓથી નિરુદ્ધ થઈ, પરમાત્માની સરળપણે ભક્તિ કરતાં અચકાઈએ છીએ.' [૨૩/૩૭-૫૨]

શ્રીકૃષ્ણને નિષ્પ્રાણ બનેલા ક્રિયાકાંડમાં કશું તથ્ય દેખાતું નહોતું. તેથી, જ્યારે જ્યારે પ્રસંગ મળતો, ત્યારે એવા

વ્યર્થ કર્મઠપણાને ધક્કો લગાવવાનું તે ચૂકતા નહિ. તેવો એક પ્રસંગ થોડા જ વખતમાં આવ્યો. ગોવાળો દર વર્ષે ઇંદ્રનો યજ્ઞ કરતા. તે યજ્ઞની ચારે તરફ તૈયારીઓ ચાલતી જોઈ, શ્રીકૃષ્ણે એક વાર નંદરાજા પાસે જઈને પૂછ્યું: "હે પિતાજી, આ બધી શી ધમાલ ચાલી છે? કયા દેવને ઉદ્દેશી આ યજ્ઞ કરવામાં આવે છે; તથા તેનો હેતુ શો છે?"

પુત્રનો આ સંશયયુક્ત પ્રશ્ન સાંભળી, નંદ કશો ઉત્તર આપ્યા વિના ચૂપ રહ્યા. પરંતુ શ્રીકૃષ્ણે તો જણાવ્યું કે, "પોતે જે કાંઈ કાર્ય કરતા હોઈએ, તેનું પ્રયોજન વગેરે સમજીને તે કામ કરવું જોઈએ. વળી તે કામની સલાહ લેવામાં પોતાના મિત્રને તજવો જોઈએ નહિ. કેટલાક મનુષ્યો પોતાના મિત્રોની સાથે કાર્યની બાબતમાં સારી પેઠે વિચાર કરીને કાર્ય કરે છે, જ્યારે કેટલાક કશો વિચાર કર્યા વિના ગાડરિયાપણે કાર્યો કર્યા કરે છે. પરંતુ કાર્યવસ્તુ સમજીને કાર્ય કરનારા વિદ્વાન મનુષ્યને કાર્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે; જ્યારે સમજ્યા વિના કાર્ય કરનારને કાર્યસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. માટે તમે જે કાર્ય કરવા તત્પર થયા છો, તે શી સમજથી કરવા તૈયાર થયા છો તે મને કહો. તેની પાછળ કોઈ શાસ્ત્રદૃષ્ટિ છે કે માત્ર લૌકિક રૂઢિને જ અનુસરવાપણું છે?"[1] [૨૪/૧-૭]

નંદજીને આ વિચક્ષણ યુવાન આગળ કબૂલ કર્યા વિના ન ચાલ્યું કે, 'અમારો આ યજ્ઞ તો લૌકિક આચારને

---

૧. આ બધા મૂળના જ શબ્દો છે. શ્રીકૃષ્ણની વિચારસરણી અને પ્રાચીન યજ્ઞમાર્ગનો તેમનો વિરોધ ગીતા કરતાંય બહુ સ્પષ્ટ શબ્દોમાં અહીં આપણને મળે છે.

અનુસરીને છે. ભગવાન ઇંદ્ર મેઘસ્વરૂપ છે, અને મેઘ વડે પ્રાણીઓને જિવાડનારું જળ ચોતરફ વરસે છે. માટે મેઘોના સ્વામી ઇંદ્રને, તેણે વરસાવેલા જળથી ઉત્પન્ન થયેલા પદાર્થો વડે કરવામાં આવેલા યજ્ઞો વડે પૂજવામાં આવે છે. મનુષ્યો ખેતી વગેરે જે પુરુષાર્થો કરે છે, તેઓનો ફળસાધક મેઘ જ છે; ખેતી વગેરે સર્વ ક્રિયાઓ મેઘ સિવાય નિષ્ફળ થાય છે. માટે જે મનુષ્ય પરંપરાથી ચાલ્યા આવતા આ ઇંદ્ર-યાગાદિરૂપ ધર્મનો કામ, લોભ, ભય કે દ્વેષથી ત્યાગ કરે છે, તે સુખી થતો નથી.' [૨૪/૮-૧૧]

આ સાંભળી શ્રીકૃષ્ણ નંદરાયને તથા અન્ય વ્રજ-વાસીઓને સમજાવતા કહેવા લાગ્યા :

"હે પિતાજી! હરકોઈ પ્રાણી પોતાનાં કર્મ વડે ઉત્પન્ન થાય છે, કર્મ વડે જ નાશ પામે છે, અને કર્મ વડે જ સુખ, દુઃખ, ભય તથા કલ્યાણને પામે છે. ઈશ્વર પણ કર્મ કરનારને ફળ આપે છે, કર્મ ન કરનારને નહિ. આ સ્પષ્ટ વાતમાં ઇંદ્રની શી જરૂર છે? મનુષ્યોના કર્મને કોઈ ઇંદ્ર ઉલટાવી નાખવા સમર્થ નથી. માટે મનુષ્યે તો દેવ કરતાં કર્મની પૂજા કરવી ઇષ્ટ છે. કોઈ વ્યભિચારિણી સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી, જાર પુરુષની સેવાથી સુખ પામી શકતી નથી; તેમ મનુષ્ય પણ જેના વડે આજીવિકા નિષ્પન્ન થાય છે, તેની સેવા છોડી અન્યની સેવાથી સુખી થઈ શકતો નથી. આ વાદળાં ચોતરફ વૃષ્ટિ કરે છે, અને તે વડે આ પ્રજાઓ જીવી રહી છે, તેમાં ઇંદ્ર ક્યાંથી આવ્યો? વળી આપણે નગરવાસી કે ખેતી ઉપર જીવનાર લોક નથી. આપણે તો યજ્ઞ કરવો હોય તો ગાયો અને ગોવર્ધન પર્વતનો યજ્ઞ

કરવો જોઈએ. કારણ કે ગાયો ગોવર્ધન પર્વતને આશરે જીવે છે, અને આપણે ગાયોને આશરે જીવીએ છીએ. માટે સારાં ભોજન તૈયાર કરો, ગાયોને ઘાસચારો આપીને શણગારો, તથા ગોવર્ધન પર્વતને અર્થે હોમ કરી, તે પર્વતની જ પ્રદક્ષિણા કરો." [૨૪/૧૩-૩૦]

શ્રીકૃષ્ણનું આ યુક્તિયુક્ત વચન સૌને પ્રિય થઈ પડ્યું. તેમની સલાહ અનુસાર સૌએ ગાયોના ધણ સાથે ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા કરી, તથા સારાં ભોજન આદિથી મહોત્સવ કર્યો. શ્રીકૃષ્ણે પ્રદક્ષિણા વખતે બધાને કહ્યું કે, 'આ પર્વતની આપણા ઉપર કેટલી બધી કૃપા છે! તેનું અપમાન કરી, તેની ઉપેક્ષા કરનારાં વનવાસી મનુષ્યોનો તે પર્વત સર્પ, વીંછી આદિ સ્વરૂપે નાશ કરી નાખે છે. માટે આપણે આપણા તથા ગાયોના કલ્યાણ અર્થે તે પર્વતને નમસ્કાર કરીએ.' [૨૪/૩૧-૮]

શ્રીકૃષ્ણના કથનની વાસ્તવિકતા પણ થોડા જ વખતમાં બધાંને સમજાઈ. તે વર્ષે અતિવૃષ્ટિ થઈ, અને ચારે તરફ બધી જમીન પાણીના પ્રવાહોથી અસ્તવ્યસ્ત થઈ ગઈ. તે વખતે મેદાનમાં વસનાર સૌ પોતાની તથા પોતાનાં ઢોર વગેરેની સુરક્ષિતતા માટે આકુળવ્યાકુળ થઈ ગયાં. પરંતુ તે વખતે (ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા વખતે જોવામાં આવેલાં) અનુકૂળ સ્થળો બતાવીને શ્રીકૃષ્ણ સૌને તે પર્વતની ગુફાઓમાં તેમનાં ધણ સાથે લઈ ગયા. ત્યાં વાયુ તેમ જ વરસાદનો ભય કાંઈ દુઃખ નિપજાવી શકે તેમ હતું નહિ. એટલે વ્રજવાસીઓ પોતાનાં ગાડાં, ગાયોનાં ધણ તથા નોકરચાકર અને પુરોહિતો વગેરે સાથે ત્યાં નિરાંતથી રહી

શક્યા. આમ બરાબર સાત દિવસ સુધી તે બધાને ત્યાં રહેવું પડ્યું. પછી વરસાદ અટક્યો, આકાશ વાદળરહિત થયું, સૂર્ય દેખાવા લાગ્યો, વાયુઓ બંધ થઈ ગયા, અને નદીઓનાં પૂર ઓસરી ગયાં, ત્યારે શ્રીકૃષ્ણે બધાંને ધીમેધીમે બહાર નીકળવાની સલાહ આપી. ત્યાર બાદ સૌ શ્રીકૃષ્ણનો આભાર માનતા તથા તેમનાં ગુણગાન કરતા બહાર[1] નીકળ્યા. અને પોતાને મૂળ સ્થાને જઈ, પોતાનાં ગાડાં ગોઠવી, સૌએ પોતાનો નિવાસ ફરી સ્થાપી દીધો. [૨૫/૧-૩૩]

હવે તો સરળ હૃદયના ગોવાળો શ્રીકૃષ્ણને કોઈ અલૌકિક વ્યક્તિ માને એમાં નવાઈ નહોતી. તેઓ નંદ આગળ આવી પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરવા લાગ્યા કે તમારા પુત્રનાં[2] કર્મો અત્યંત આશ્ચર્યકારક છે; છતાં તે અદ્ભુત બાળક આપણા જેવા હલકી જાતિના ગમાર ગોવાળિયાઓમાં શા માટે જન્મ્યો હશે? ત્યારે નંદે તેમને જ્યોતિષીએ ભાખેલી ભવિષ્યવાણી કહી સંભળાવી કે, "આ બાળક તમારું કલ્યાણ કરશે, ગોકુળને આનંદ આપનાર થશે, અને તેના

૧. મૂળમાં તો શ્રીકૃષ્ણે ઊંચકેલા પર્વતની નીચેના ખાડામાં બધાને પેઠેલા જણાવ્યા છે. ભાગવતકારે આ પ્રસંગને, ઈંદ્રે પોતાનો યજ્ઞ બંધ થવાથી લીધેલા વેર રૂપ વર્ણવ્યો છે પણ શ્રીકૃષ્ણે પોતે જ જે ઇંદ્રની કલ્પનાને નિરર્થક ઠરાવવા આટલો પ્રયત્ન કર્યો, તેને જ પછી કથાકારે આટલો સાચો અને જીવતો બનાવી દીધો! ઉપરાંત, નીચે જ્યાં પૂર આવ્યાં છે, અતિવૃષ્ટિથી જળ-પ્રલય થઈ ગયો છે, ત્યાં ગોવર્ધન પર્વતની ઉપર ચડી જવાનું હોય કે, ગોવર્ધન પર્વતને ઊંચકી તેની નીચે ખાડામાં પેસી જવાનું હોય?

૨. મૂળમાં સાત વર્ષની ઉંમરનો ઉલ્લેખ છે.

વડે તમે અનાયાસે સર્વ સંકટો તરી જશો. . . બીજા પણ જેઓ આના ઉપર પ્રીતિ કરશે, તેઓ પોતાના શત્રુઓનો પરાજય કરવાને સમર્થ થશે. આ કુમાર ગુણો, લક્ષ્મી, કીર્તિ તથા પ્રભાવથી સાક્ષાત્ નારાયણ સમાન થવાના છે." નંદજીનું આ કહેવું સાંભળી, સૌ ગોવાળોને પોતાની માન્યતામાં વળી વધુ પ્રતીતિ થઈ. [૨૬/૧-૨૫]

પછી બધાએ મળી શ્રીકૃષ્ણને ગાયોના ઇંદ્રની પદવી આપી, તથા તેમનું 'ગોવિંદ' એવું નામ પાડ્યું[૧] [૨૭/૨૦-૩]

નંદજીને તો પોતાના પુત્રના પરાક્રમીપણાથી જીવતદાન મેળવવાનો જ પ્રસંગ થોડા વખતમાં આવ્યો. તે એક વખત એકાદશીવ્રત કરી, બારશે સવારમાં જરા અંધારું હતું તેવામાં જ યમુના નદીમાં નાહવા ગયા. પણ તેવામાં અંધારાને લીધે[૨] સ્થળનો ખ્યાલ ન રહેતાં, અંદર લપસી પડી તણાવા લાગ્યા.[૩] નંદજીને ન જોતાં ગોવાળિયાઓએ બૂમાબૂમ કરી મૂકી. શ્રીકૃષ્ણને ખબર પડી કે, નંદજી યમુનાનાં પાણીમાં ગુમ થઈ ગયા છે, એટલે તે તરત નદીમાં કૂદી પડ્યા; અને મહાપ્રયત્ને ગમે તેમ કરીને તેમને ખોળી લાવ્યા. નંદજીએ પાણીમાં[૪] પોતાની થયેલી દશા બધાને કહી સંભળાવી તથા શ્રીકૃષ્ણે કેવા પરાક્રમથી પોતાને પાછા આણ્યા હતા તે કહી બતાવ્યું. [૨૮/૧-૧૧]

---

૧. મૂળમાં કામધેનુ ગાય અને ઇંદ્રે આવી એમ કર્યાનો ઉલ્લેખ છે.

૨. મૂળમાં 'આસુરી વેળા' છે.

૩. મૂળમાં, વરુણનો એક સેવક અસુર તેમને ખેંચી ગયો એમ છે. ૪. મૂળમાં 'વરુણલોક'માં છે.

## ૫

# યુવાવસ્થા[1]

ધીમે ધીમે યુવાન સ્ત્રીપુરુષોને પ્રિય એવી શરદઋતુની રાત્રીઓ નજીક આવી પહોંચી, અને નિર્મળ આકાશમાં આનંદદાયી ચંદ્ર ઉદય પામવા લાગ્યો. તે અરસામાં શ્રીકૃષ્ણ એક વખત ગામ બહાર ખુલ્લામાં ફરતા ફરતા મનોહર સંગીત રેલાવી રહ્યા હતા. તે સંગીતથી આકર્ષાયેલી તથા શરદઋતુની

---

૧. મૂળમાં યુવાવસ્થા કયા પ્રસંગથી શરૂ થયેલી ગણવી તેનો કશો ઉલ્લેખ નથી. પરંતુ રાસક્રીડા દરમ્યાન શ્રીકૃષ્ણની બાબતમાં જે કામશૃંગાર વર્ણવવામાં આવ્યો છે, તે ઉપરથી તેમની યુવાવસ્થા શરૂ થયેલી ગણવી જોઈએ. જોકે, વિષ્ણુપુરાણમાં તો સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે, "શ્રીકૃષ્ણ પણ પોતાના કિશોરવયને અનુસરી, રાત્રીને વિષે તેમની સાથે રમણ કરવા લાગ્યા." હરિવંશ તો કૃષ્ણે ગોકુળ છોડયું ત્યારે તેમની ઉંમર સાત વરસની જણાવે છે. ભાગવતમાં ગોવર્ધનધારણ વખતે શ્રીકૃષ્ણની ઉંમર સાત વર્ષની જણાવી છે. કંસવધ વખતે ભાગવત પ્રમાણે શ્રીકૃષ્ણની ઉંમર આશરે ૧૫ વર્ષની લાગે છે.

રમ્ય રાત્રીઓ દરમ્યાન શ્રીકૃષ્ણનો સહવાસ ઇચ્છતી ગોપયુવતીઓ ઝટઝટ પોતાનાં આરંભેલાં કે ચિંતવેલાં કાર્યો પડતાં મૂકીને તે તરફ ચાલી. તે બધી સ્ત્રીઓનાં કુટુંબીઓને તેમનો આ સ્વચ્છંદ પસંદ આવ્યો નહિ. પરંતુ આ યુવતીઓ તો કશાની પરવા કર્યા વિના વેગપૂર્વક નિર્જન પ્રદેશમાં શ્રીકૃષ્ણ પાસે આવી પહોંચી. કેટલીક સ્ત્રીઓ, અલબત્ત, સગાંસંબંધીઓના દબાણને ઉલ્લંઘી શકી નહીં, પરંતુ તેમની સ્થિતિ ઘેર રહ્યાં રહ્યાં ઊલટી વધુ શોચનીય થઈ ગઈ. [૨૯/૧-૧૧]

તે સ્ત્રીઓને આ પ્રમાણે રાત્રીને સમયે એકાંતમાં પોતાની પાસે ગામ બહાર આવેલી જોઈ, શ્રીકૃષ્ણે તેમને પૂછ્યું કે, "તમે આમ શા માટે કર્યું ? તમારે અત્યારે ઘરકામ પણ ઘણું કરવાનું હશે, તથા તમારા પતિઓ તેમ જ ભાઈઓ થોડો વખત થયાં જ ગાયોને લઈને પાછા આવ્યા હશે. તેમની સેવા છોડીને આમ અહીં ભાગી આવવું તમારે માટે ઠીક નથી. કુળવાન સ્ત્રીને જાર પુરુષના સંબંધથી પ્રાપ્ત થનારું વિષયસુખ સ્વર્ગ તથા યશનો નાશ કરનાર થઈ પડે છે. ઉપરાંત મારા પ્રત્યે તમને કાંઈ પ્રીતિ હોય, તોપણ તે શ્રવણ, દર્શન, ધ્યાન તથા કીર્તનથી જેવી દૃઢ થાય છે, તેવી મારી સમીપમાં રહેવાથી કે મારા અંગનો સંગ કરવાથી દૃઢ થતી નથી. માટે તમે ઘેર જાઓ." [૨૯/૧૮-૨૭]

શ્રીકૃષ્ણનાં આવાં વચન સાંભળી ગોપીઓ અત્યંત ખેદ પામી, તથા અપાર ચિંતામાં પડી ગઈ. પછી નેત્રોમાંથી આંસુ વરસાવીને તેઓ ગળગળી વાણી વડે કહેવા લાગી : 'આવું ક્રૂર વચન તમારે અમને ન કહેવું જોઈએ. અમે

સર્વસ્વનો ત્યાગ કરીને તમારાં ચરણોનું સેવન કરવા આવ્યાં છીએ, તો તમે અમારો ત્યાગ મા કરો. તમે કહ્યું કે, પતિ વગેરે સંબંધીઓની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે. પરંતુ અમે તમને જ અમારા એકમાત્ર પ્રિય સંબંધી માનીએ છીએ. વળી ધર્મવેત્તાઓએ જે કાંઈ કહ્યું હોય તેની સાથે અમારે નિસબત નથી; કારણ કે તમે તો અમારા આત્મારૂપ પ્રિયતમ છો. અમારું ચિત્ત પ્રથમ ઘરમાં જ લાગેલું હતું. પણ હવે તે તમારા તરફ જ આકર્ષાયું છે. તમારામાં જ્યારથી અમારું મન લાગ્યું છે, ત્યારથી અમે બીજા કોઈને અમારા સંબંધી માની શકતાં નથી.' [૨૯/૨૮-૪૦]

શ્રીકૃષ્ણ તેમનું આ ભાવભીનું કથન સાંભળી ખડખડાટ હસી પડ્યા. પછી પોતાનાં દર્શનથી પ્રફુલ્લ થયેલી તે સર્વ સ્ત્રીઓથી વીંટળાઈને તે વૃંદાવનને શોભાવતા યમુનાતીરે ગયા. તે સ્થળ તે વખતે નદીના તરંગોથી આનંદદાયક અને ચંદ્રવિકાસી કમળોના સુગંધવાળા વાયુને લીધે શીતળ તથા રમણીય બની ગયેલું હતું. ત્યાં આગળ તેમણે તે સ્ત્રીઓ સાથે વિવિધ રાસક્રીડાઓ આરંભી. તે દરમ્યાન જ્યારે તેમણે જાણ્યું કે, આ સ્ત્રીઓમાં હજુ પોતાના સૌંદર્યનો મદ છે, તથા અભિમાન છે, ત્યારે તે તરત ત્યાંથી છટકીને વનમાં છુપાઈ ગયા. શ્રીકૃષ્ણ આમ અચાનક છુપાઈ જવાથી તે સ્ત્રીઓ અતિશય ગભરાઈને ગાંડા જેવી બની ગઈ, તથા આમતેમ તેમને શોધતી ભમવા લાગી. પછી જ્યારે તે બધી સારી પેઠે ભમાભમીને હતાશ બની ગઈ, ત્યારે શ્રીકૃષ્ણ ફરી છતા થયા. તે વખતે તેમણે ગોપિકાઓના જવાબમાં પ્રેમનો મર્મ નીચે પ્રમાણે સમજાવ્યો:

'હે પ્રિય સખીઓ! જેઓ (ઉપકાર અને પ્રત્યુપકારરૂપે) એકબીજાને ભજે છે, તેઓનો એ ઉદ્યમ કેવળ સ્વાર્થરૂપ જ છે. તેઓમાં નિર્હેતુક પ્રેમ નથી, અને તેથી ધર્મ પણ નથી. તેઓનું એકબીજાનું સેવન સ્વાર્થ માટે જ છે. હવે જેઓ પોતાને નહીં ભજનારાઓને પણ ભજે છે, તેઓ બે પ્રકારના હોય છે: કાં તો દયાળુ, કે કાં તો વાત્સલ્યયુક્ત સ્નેહવાળા. પહેલાઓમાં નિર્દોષ ધર્મ છે, અને બીજાઓમાં નિર્દોષ પ્રેમ છે. હવે કેટલાક એવા હોય છે કે, તેઓ પોતાને ભજનારને પણ ભજતા નથી. તેવામાં પ્રથમ તો આત્મારામ હોય છે; બીજા પૂર્ણકામ હોય છે; ત્રીજા અકૃતજ્ઞ[૧] હોય છે; અને ચોથા મહાદ્રોહી હોય છે. હું તેઓમાંનો નથી. મારી ઉપરના તમારા સ્વાભાવિક તથા નિઃસ્વાર્થ પ્રેમનો બદલો આપવાને હું દેવોના આયુષથી પણ સમર્થ થઈ શકું તેમ નથી. તમે દુર્ભેદ્ય એવી ઘરરૂપી સાંકળો સંપૂર્ણ તોડી નાખીને મારા ઉપર પ્રેમ દાખવ્યો છે. તમારા આ ઉત્તમ કૃત્ય વડે જ તમારા ઉત્તમ કૃત્યનો બદલો વળી રહો. સામો ઉપકાર કરીને તેનો બદલો હું આપું એ શક્ય નથી.' [૩૨/૧૭-૨૨]

ત્યાર બાદ પોતાને અનુસરનારી, પ્રસન્ન થયેલી અને એકબીજીના હાથ જેઓએ પકડ્યા છે એવી એ ગોપીઓની સાથે શ્રીકૃષ્ણે રાસક્રીડાનો આરંભ કર્યો. તે દિવ્ય દૃશ્ય દેવતાઓને પણ જોવા લાયક હતું. એક તરફ યોગેશ્વર શ્રીકૃષ્ણ, અને બીજી તરફ તેમના જ પ્રેમમાં લીન એવી તેમની સખીઓ. એ પ્રમાણે પોતા ઉપર પ્રેમ ધરાવતી સ્ત્રીઓની વચ્ચે રહીને શ્રીકૃષ્ણે ચંદ્રકિરણોથી શોભતી તથા કાવ્યગ્રંથોમાં

૧. જાણી જોઈને નહીં, પણ સમજ ન હોવાને કારણે.

વર્ણવેલા રસોના આશ્રયરૂપ એવી શરદૃઋતુની અનેક રાત્રીઓનું સેવન કર્યું હતું.* [૩૩/૧-૨૬]

એમ એક રાત્રે બધાં ક્રીડા કરતાં હતાં, તેવામાં શંખચૂડ નામનો એક યક્ષ ત તરફ છાનોમાનો આવ્યો અને તે સ્ત્રીઓમાંથી કેટલીકને પકડી ચાલતો થયો. તે ગોપીઓએ કરેલી બૂમાબૂમ સાંભળી શ્રીકૃષ્ણ અને બળરામ તે દુરાત્માની પાછળ દોડયા; એટલે પેલો યક્ષ ત સ્ત્રીઓને પડતી મૂકીને નાસવા લાગ્યો. પરંતુ શ્રીકૃષ્ણે એકલા તેની પાછળ દોડી, તેનું મસ્તક ઉડાવી દઈ, તેના મસ્તક ઉપરનો મણિ લઈ લીધો. [૩૪/૧૮-૩૨]

આ પ્રમાણે સ્વાભાવિક પ્રેમ ઉપરાંત સંકટમાંથી રક્ષણ વગેરે અનેક કારણોને લીધે તે ગોપીઓનો શ્રીકૃષ્ણ પ્રત્યેનો પ્રેમ ગાઢતર થતો જતો હતો. એક વખત એક જંગલી સાંઢ ખરીઓ વડે પૃથ્વીને ખોદતો તથા ગોથાં મારતો ગોકુળમાં આવ્યો અને ચારે તરફ કેર વરતાવવા લાગ્યો. નાસભાગમાં કેટલીય ગાયોના તથા કેટલીય સ્ત્રીઓના ગર્ભ સ્રવી ગયા; અને ચારે તરફ હાહાકાર મચી રહ્યો. આ બધું જોઈ શ્રીકૃષ્ણ તરત બહાર નીકળ્યા અને તે સાંઢના માર્ગમાં શાંતિથી જઈને ઊભા રહ્યા. જેવો પેલો સાંઢ અત્યંત વેગથી દોડતો તેમની પાસે આવ્યો કે તરત શ્રીકૃષ્ણે તેનાં શીંગડાં પકડી, તેને અઢાર પગલાં સુધી બળપૂર્વક પાછો ધકેલી દીધો અને અંતે જમીન ઉપર ગબડાવી પાડયો. તેમણે તેનાં શીંગડાં બળપૂર્વક એવાં તો આમળ્યાં કે તેના માથામાંથી જ ઊખડી

* મૂળમાં અહીં આગળ નંદરાજાને અજગરના મુખમાંથી શ્રીકૃષ્ણે છોડાવ્યાનો પ્રસંગ છે. [૩૪/૧-૧૭]

ગયાં! પછી તે શીંગડાં વડે જ શ્રીકૃષ્ણે તેને ત્યાં ને ત્યાં પૂરો કર્યો. શ્રીકૃષ્ણનું આ અદ્ભુત પરાક્રમ જોઈ, સૌ વ્રજવાસી છક થઈ ગયાં અને પ્રેમભક્તિથી દ્રવિત થતાં થતાં તેમની આસપાસ વીંટળાઈ વળ્યાં. [૩૬/૧-૧૫]

* * *

પરંતુ હવે આ મહાબળશાળી યુવાનનાં પરાક્રમો કંસના જાણવામાં આવ્યાં હતાં તથા તેને વહેમ પણ ગયો હતો કે,[૧] વસુદેવે દેવકીના આઠમા બાળકને રાતોરાત જ છૂપી રીતે બહાર રવાના કરી દીધો હતો. આથી રોષે ભરાઈ તેણે વસુદેવ તથા દેવકીને કેદ કર્યાં[૨] અને કેશી નામના પોતાના બળ તથા વેગયુક્ત[૩] યોદ્ધાને ગુપચુપ શ્રીકૃષ્ણ તથા બળરામને મારી નાખવા માટે વ્રજ તરફ વિદાય કર્યો. પરંતુ તેને હવે તેવા ઉપાયોને ભરોસે રહેવું પાલવે તેમ નહોતું. તેથી બીજી બાજુ તેણે શ્રીકૃષ્ણ વગેરેને મથુરામાં બોલાવી લાવવા એક યુક્તિ કરી. તેણે ધનુર્યાગ આરંભ્યો. તથા રાજાના યજ્ઞમાં ભેટસોગાદ લઈને નિયમ મુજબ હાજર થવા નંદ વગેરેને ખાસ અક્રૂર[૪] દ્વારા કહેણ મોકલ્યું. એક વાર

૧. નારદે જ એ વાત કંસને કહી દીધી હતી એવો મૂળમાં ઉલ્લેખ છે.

૨. વિષ્ણુપુરાણ તથા હરિવંશમાં વસુદેવ-દેવકીને આ વખતે ફરી કેદ કર્યાની વાત નથી. માત્ર તેમને બોલાવીને બધાં વચ્ચે ખૂબ ધમકાવ્યાની વાત છે.

૩. મૂળમાં, તે ઘોડાનું રૂપ લઈને ગયો હતો, એવો ઉલ્લેખ છે.

૪. મૂળમાં અક્રૂર માટે, 'માત્ર અર્થશાસ્ત્રના ભાનવાળા' એવો ઉલ્લેખ છે. અને પછીના સમયમાં સ્યમંતક મણિ માટે તેમણે શ્રીકૃષ્ણનો જે ખુલ્લંખુલ્લા વિરોધ કર્યો, તે જોતાં તે બરાબર પણ

શ્રીકૃષ્ણ તે બધા સાથે મથુરાં આવે, એટલે તેમના ઉપર ગાંડો હાથી છૂટો મુકાવીને, કે પોતાના મહાબળવાન મલ્લો— ચાણુર અને મુષ્ટિક — સાથે કોઈ પણ પ્રકારે તેમને મલ્લયુદ્ધમાં ઉતરાવીને તેમને મરાવી નાખવાના તેણે ઘાટ ઘડયા [૩૬/૧૬-૪૦]

આ તરફ પેલો બળશાળી તથા ઘોડા જેવો વેગવાન કેશી ગોકુળમાં ગયો અને ત્યાં ચારે તરફ કેર વરતાવવા લાગ્યો. પરંતુ શ્રીકૃષ્ણે તેના ઉઘાડા મોંમાં હાથ નાખી, તેનો શ્વાસ રૂંધી દઈને તેને મારી નાખ્યો. આમ વિના પ્રયત્ને શત્રુનો નાશ થવા છતાં શ્રીકૃષ્ણ તો ગર્વરહિત જ રહ્યા હતા, તથા પ્રસન્ન થયેલા ગોવાળોની સાથે વ્રજને સુખ આપતા અને પશુઓનું પાલન કરતા વિચરતા હતા. [૩૭/૧-૮]

એક વખત શ્રીકૃષ્ણ ગોવાળો સાથે ગાયો ચારતા ગોવર્ધન પર્વત ઉપર વિચરતા હતા, તેવામાં ત્યાંની એક ગુફામાં રહેતો વ્યોમ નામનો મનુષ્યભક્ષી માણસ ગોવાળવેશે છાનોમાનો આવી, એક પછી એક ગોવાળોને પકડી પકડીને પોતાની ગુફામાં પૂરવા લાગ્યો. આમ જ્યારે ગોવાળોની સંખ્યા ઘણી ઓછી થઈ ગઈ, ત્યારે શ્રીકૃષ્ણને કંઈક વહેમ ગયો. પછી તો તે દુષ્ટ ગોવાળને તેમણે, સિંહ જેમ વરુને પકડે તેમ પકડયો, અને યજ્ઞમાં પશુને મારી નાખે તેમ (ગૂંગળાવીને) મારી નાખ્યો. પછી તેની ગુફાના ઢાંકણને ખસેડી નાખી, બધા ગોવાળોને તેમણે મુક્ત કર્યા. [૩૭/૯-૩૩]

છે. બૌદ્ધગ્રંથ પેતવત્થુટીકામાં પણ અક્રૂરના બીજા ભાઈઓને રાજ્યકર્તા જણાવ્યા છે, જ્યારે અક્રૂરને કુશળ, સમૃદ્ધ અને દાનશીલ વેપારી કહ્યા છે.

## ૬

# મથુરાંમાં આગમન

પરંતુ હવે ગોપમિત્રોના પ્રિય સખા તથા ગોપિકાઓના પ્રિયતમ શ્રીકૃષ્ણને વનજંગલ તથા વ્રજ જેવું નાનું ગામ છોડી, મોટા રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવવાનો વખત આવી પહોંચ્યો હતો. તે વખતે મગધનો રાજા જરાસંધ પ્રબળ થઈ બેઠો હતો, તથા તેણે ધીમે ધીમે અનેક રાજાઓને હરાવી, એક વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરવાનો આરંભ કરી દીધો હતો. કંસ જેવા કુલદ્રોહીઓ તેના પક્ષમાં ભળી જઈ, પોતાનાં જ સગાંસંબંધીઓને કચરી નાખી, જરાસંધનો પ્રતાપ વધારી રહ્યા હતા. નાના મોટા સૌ આ વધતા જતા સામ્રાજ્યની ચૂડમાં ભીંસાતા જતા હતા. એમ તો કોઈ પણ રાજા ચક્રવર્તી થાય તેમાં લોકોને ત્રાસ પામવા જેવું ખાસ ન હોય. પરંતુ આ સામ્રાજ્ય તેવું નહોતું. આ સામ્રાજ્ય પાછળ તો આસુરી કલ્પના જ કામ કરી રહી હતી, અને તેને અમલમાં મૂકનારા લોકો પ્રજામાં તેમનાં દુષ્ટ કૃત્યોને લીધે અસુરો તરીકે

જ પંકાયા હતા. એટલે આ દુષ્ટ સામ્રાજ્યનો વિનાશ કરી, ફરીથી જુદી જુદી પ્રજાઓને સ્વતંત્ર કરે અને આ અત્યાચારોમાંથી બચાવે એવા કોઈ પ્રખર બુદ્ધિશાળી નાયકની તે વખતે જરૂર હતી. બધા લોકો આ અત્યાચારોથી સમસમી તો રહ્યા જ હતા. પરંતુ તેમને માર્ગ દેખાડે અને એકત્ર કરીને દોરે એવો પ્રતાપી પુરુષ ક્યાંય દેખાતો નહોતો.

રાજસત્તાની ઓથે રહી માતેલા અનેક પ્રબળ દુરાત્માઓનો એક પછી એક વધ કરનાર એક ગોપયુવાનની વાત કોઈ કોઈ વાર બધાના સાંભળવામાં આવતી હતી. પરંતુ ક્યાં એકલોઅટૂલો એક ગોપબાળક, અને ક્યાં મગધનું મહાપ્રતાપી સામ્રાજ્ય! એટલે તેની આગેવાની હેઠળ એકત્ર થઈ પોતાની મુક્તિ પુનઃ સંપાદન કરવાનો ખ્યાલ સુધ્ધાં કોને આવે? પરંતુ એ જ યુવાન હવે ગાયોનાં ધણ પડતાં મૂકીને રાજકીય ક્ષેત્રમાં ટૂંક સમયમાં જ ઝંપલાવવાનો હતો. દુરાત્મા કંસે તે ગોપયુવાનનાં માતપિતાને કેદમાં નાખ્યાં હતાં, તથા પોતાના સસરા જરાસંધની ઓથે રહીને તે પોતાનાં સગાંસંબંધીઓ ઉપર ગમે તેવા અત્યાચારો કર્યા કરતો હતો. પોતાના પિતા ઉગ્રસેનને કેદમાં પૂરી તે રાજ્યગાદીએ આવ્યો હતો; તથા પોતાની બહેનનો પુત્ર પોતાને મારવાનો છે, એવા ખ્યાલ માત્રથી તેણે બનેવીને લગ્નને દિવસે જ બહેન સાથે કારાવાસમાં પૂર્યાં હતાં, અને તેમનાં સર્વ સંતાનોનો જન્મતાં વેંત વધ કર્યો હતો. કેટલાય યાદવવંશીઓ તેનો ત્રાસ સહન ન થવાથી, આજુબાજુના પ્રદેશોમાં હિજરત કરી ગયા હતા. વ્રજવાસી ગોવાળો પણ કંસના જ પ્રજાજનો હતા; અને તેઓ પણ, તે દુરાત્માના મળતિયા તથા તેની સત્તાની હૂંફે માતેલા

અસુરોના ત્રાસથી મુક્ત નહોતા. શ્રીકૃષ્ણે તેવા કેટલાનોય વધ કરીને પોતાના ગોપબંધુઓનો ત્રાસ કાંઈક ઓછો કર્યો હતો. પણ હવે તે બધા ઉપદ્રવોના મૂળને જ પકડવાનો સમય આવ્યો હતો. તે માટે તેમણે હવે ગોકુલમાંથી બહાર નીકળવું જોઈએ અને સીધા આ ક્રાંતિના સ્થાનની વચ્ચે જ જઈને ઊભા રહેવું જોઈએ. અને બન્યું એવું કે, કંસ જ એક રીતે તેમને ગોકુળની બહાર લાવવામાં કારણભૂત થયો.*

તેણે મોકલેલા અક્રૂર લગભગ સાયંકાળે ગોકુળમાં આવી પહોંચ્યા. તેમના જાણવામાં એક વાત તો આવી જ ગઈ હતી કે, ગોવાળોમાં ઊછરતા શ્રીકૃષ્ણ અને બળરામ વસુદેવના જ પુત્રો છે. કંસે શા માટે તેમને યજ્ઞને બહાને મથુરાં બોલાવ્યા છે, તે પણ તેમના જાણવામાં આવી ગયું હતું. શ્રીકૃષ્ણ તથા બળરામનાં અનેકવિધ પરાક્રમોની વાત હવે છાની નહોતી. અક્રૂરના મનમાં આ પ્રતાપી યુવાનોને જોવાની ક્યારનીય ઇચ્છા હતી. એ યુવાનો મગધના સામ્રાજ્ય-માંથી બધાને બચાવવા કાંઈ આગેવાની લઈ શકે તેમ છે કે નહિ તેની પણ તેમને કદાચ ખાતરી કરવી હતી. સરળ બુદ્ધિના ગોવાળો કૃષ્ણને અલૌકિક પુરુષ માનતા હતા, ઈશ્વરરૂપ માનતા હતા, એ તેમના સાંભળવામાં આવ્યું હતું. તો એવો પ્રબળ યુવાન કદાચ આ રાજકીય ક્ષેત્રમાં પણ બધાને માર્ગ દર્શાવનાર થઈ પડે, એવી ઊંડી ઊંડી તેમને આશા હતી. ગોકુળમાં આવતાં જ તેમને પ્રથમ એ બે ભાઈઓ જ સામે

---

* અહીં સુધીનો ભાગ મૂળનો નથી; પણ મૂળ ઉપરથી જણાતી વિગતોના સારરૂપ છે.

મળ્યા. તેમને જોતાં તથા ઓળખતાં વેંત જ અક્રૂર રથમાંથી કૂદી પડ્યા, અને પોતે તેમના કાકા તથા વડીલ હોવા છતાં પ્રેમથી અશ્રુગદ્‌ગદ ચિત્તે ભેટી પડ્યા. બંને ભાઈઓ તેમને પોતાને ઘેર લઈ ગયા; તથા ત્યાં તેમના યથોચિત સત્કાર કર્યો. [૩૮/૨૪-૪૦]

ભોજનવિધિ પરવાર્યા બાદ મથુરાંથી આવનાર પાસે પ્રથમ કંસના નવા અત્યાચારોની વાત જ પૂછવાની હોય. નંદે તો એટલે સુધી સંભળાવ્યું કે, "જ્યાં સુધી ક્રૂર કંસ જીવે છે, ત્યાં સુધી કસાઈના હાથ તળે રહેલાં ઘેટાંની પેઠે તમે કયા પ્રકારે જીવી શકો છો એ જ નવાઈની વાત છે. જે કંસ પોતાની બહેનનાં છોકરાં જન્મતાં વેંત મારી નાખ્યાં છે, તે કંસની તમે પ્રજા હોઈ, તમારા કયા કલ્યાણના અમે વિચાર પણ કરી શકીએ?"

પછી અક્રૂરે નંદ વગેરેને પોતાના આવવાનું કારણ કહી સંભળાવ્યું: કંસ રાજાએ ધનુર્યાગ આરંભ્યો છે; માટે તમારે બધાએ રૂઢિ અનુસાર તે યજ્ઞ માટે દૂધ, દહીં, ઘી વગેરે ભેટો લઈને આવવાનું છે. આ સાંભળી નંદરાયે બધા ગોવાળોને કંસની આજ્ઞા કહી સંભળાવી, તથા ગોરસ વગેરે તૈયાર કરી બધાએ બીજે દિવસે મથુરાં તરફ ચાલી નીકળવાનું છે, એમ જણાવ્યું.

ત્યાર બાદ અક્રૂરે એકાંતમાં[૧] શ્રીકૃષ્ણને તેમના જન્મ વગેરેની બધી વાત કહી સંભળાવી, તથા વસુદેવ અને દેવકી

૧. નંદને આ વાતની ખબર નથી આપી, એ મૂળમાં પછીથી આવતા ઉલ્લેખોથી ચોક્કસ જણાય છે; શ્રીકૃષ્ણે પણ એ વાત મનમાં જ ગુપ્ત રાખી છે.

જ તેમનાં સાચાં માતપિતા છે, અને શ્રીકૃષ્ણના ડરથી જ વસુદેવ-દેવકીને કંસે કેદ કર્યાં છે વગેરે બધું, નારદજી[1] પાસેથી સાંભળ્યા મુજબ, કહી સંભળાવ્યું. આ સાંભળી શ્રીકૃષ્ણને ભારે દુઃખ થયું. પોતાને કારણે પોતાનાં માતપિતાને આટલું આટલું દુઃખ સહન કરવું પડ્યું છે, તથા પોતાનાં નાનાં ભાઈબહેનને કમોત મરવું પડ્યું છે, એ જાણી તેમને ઘણો ખેદ થયો. એટલે તેમણે પણ હવે કોઈ પણ રીતે મથુરાં જઈ, કંસનો વધ કરી, પોતાનાં માતપિતાને બંધનમુક્ત કરવાનો નિશ્ચય કર્યો. [39/1-13]

પરંતુ આ તરફ, શ્રીકૃષ્ણ મથુરાં જાય છે એ જાણી, તેમની પ્રિય સખી ગોપીઓની દશા શોચ કરવા લાયક થઈ ગઈ. એક તો શ્રીકૃષ્ણનો વિરહ; તથા બીજી તરફ તેવો પ્રભાવશાળી યુવાન મથુરાં જોયા પછી, આવા ગામડાગામમાં ફરી પાછો શાને આવે, એવો ભય — એ બે ખ્યાલોથી તે બાવરી બની ગઈ. કેટલીકોએ તો બીજે દિવસે જ્યારે કૃષ્ણ મથુરાં જવા નીકળે ત્યારે લોકલાજ છોડી તેમને વીંટળાઈ વળવું અને તેમને મથુરાં ન જવા દેવા, એવો પણ નિશ્ચય કર્યો. અને બીજે દિવસે તેમણે કર્યું પણ તેમ જ. પરંતુ અક્રૂર જેવો રાજદ્વારી પુરુષ આવી પ્રેમચેષ્ટાઓને માટે કોમળ લાગણી ધરાવે તેમ નહોતા. તે તો હવે એક મોટી રાજદ્વારી ક્રાંતિ નજીકના ભવિષ્યમાં પોતાની સામે દેખી રહ્યો હતો; અને તે

1. એ કહેવા માટે નારદજીને વચ્ચે લાવવાની જરૂર નથી. કંસના કેદખાનામાંથી રાતોરાત શ્રીકૃષ્ણને જન્મતાંવેંત વસુદેવે ખસેડ્યા હશે, તે અનેક યાદવોના સાથ વિના નહીં જ બન્યું હોય.

ક્રાંતિના નાયક તેની પાસે જ બેઠેલા હતા. એટલે તેણે તો 'તે રડતી સ્ત્રીઓને ન ગણકારીને રથ હાંકવા માંડ્યો.' પરંતુ કૃષ્ણ પોતાની સખીઓની એ પ્રમાણે અવગણના કરી શકે તેમ નહોતું. તેમણે દૂત દ્વારા સંદેશો કહાવ્યો કે, "હું જલદી પાછો આવતો રહીશ." જોકે આવા સાંત્વનથી ગોપીઓનો સંતાપ તો દૂર ન થયો, પરંતુ શ્રીકૃષ્ણે ખ્યાલ રાખી આટલો સંદેશ મોકલાવ્યો તેટલા માત્રથી તેમને થોડું-ઘણું આશ્વાસન મળ્યું. [૪૦/૧૯-૩૬]

પછી રથ દેખાતો બંધ થયો ત્યાં સુધી રસ્તામાં જ ઊભા રહેલી તે ગોપીઓ ભગ્નચિત્તે ગામમાં પાછી ફરી. આ તરફ વેગથી દોડતા રથમાં બેઠેલા અક્રૂર વગેરે યમુના નદી પર આવી પહોંચ્યા. ત્યાં બળરામ અને કૃષ્ણને કિનારે વૃક્ષોની ઘટા નીચે બેસાડી, અક્રૂર સ્નાનસંધ્યા કરવા નદીમાં ઊતર્યા. ત્યાં ડૂબકી મારતાં તેમણે અચાનક એક એવું અદ્ભુત દૃશ્ય જોયું, જેથી તેમને નિશ્ચય થઈ ગયો કે, શ્રીકૃષ્ણ એ સામાન્ય માનવી નથી; તથા તેમને હાથે બધાનો સત્વર ઉદ્ધાર થવાનો છે. એ પ્રતીતિ લઈને જ્યારે તે બહાર પાછા આવ્યા, ત્યારે તેમના બાહ્ય દેખાવમાં જ એવું વિચિત્ર પરિવર્તન થઈ ગયું હતું કે, શ્રીકૃષ્ણે જ તેમને પૂછ્યું કે, તમને કાંઈ થયું છે કે તમે કાંઈ અચાનક કોઈ અદ્ભુત આશ્ચર્ય જોયું છે કે જેથી તમે આટલા બધા બદલાઈ ગયેલા દેખાઓ છો? પરંતુ અક્રૂરે તો સૌ આશ્ચર્યોના ધામ તે યુવાનને મનમાં જ પ્રણામ નિવેદિત કરી, ચૂપચાપ રથ હાંકવા માંડ્યો. સાયંકાળે જ્યારે તે રથ મથુરાં પહોંચ્યો, ત્યારે ત્યાં યજ્ઞને નિમિત્તે એકઠા થયેલા સૌ લોકો આ બે ગોપભાઈઓને દેખી અતિ આશ્ચર્ય

પામવા લાગ્યા; તથા આંખો ભરીભરીને વારંવાર તેમને નીરખવા લાગ્યા. નંદરાય વગેરે મથુરાં બહારના બગીચા આગળ બંને ભાઈઓની રાહ જોતા હતા. ત્યાં પહોંચ્યા પછી શ્રીકૃષ્ણે અક્રૂરને પોતાને ઘેર જવાનું કહ્યું, તથા પોતે તો બહાર જ બધાની સાથે રહેશે એમ જણાવ્યું. અક્રૂરે શ્રીકૃષ્ણને પોતાને ત્યાં આવવાનો આગ્રહ કર્યો, પણ શ્રીકૃષ્ણે તેમને સમજાવ્યા કે, કંસનો વધ કર્યા પહેલાં તમારે ત્યાં ઉઘાડે છોક આવવું એ આપણે બંને માટે હિતકર નથી.[1] [૪૧/૧-૧૭]

પછી, નજીકમાં આવતી કારમી ઘટનાઓનો વિચાર કરતા કરતા અક્રૂર ઉદાસ ચિત્તે મથુરાંમાં દાખલ થયા અને કંસને શ્રીકૃષ્ણ આવ્યાની ખબર આપી. શ્રીકૃષ્ણ પણ થોડી ઘણી વિશ્રાંતિ લીધા બાદ પોતાના ગોવાળ મિત્રો સાથે મથુરાં શહેર જોવા માટે નીકળ્યા; તથા ત્યાંનો વૈભવ, મહેલો, બાગબગીચા, કારીગરો, પંખીઓ, દીવાઓ વગેરે જોતા જોતા વિચરવા લાગ્યા. [૪૧/૧૯-૩૦]

એમ ફરતાં ફરતાં શ્રીકૃષ્ણે એક ધોબીને રંગબેરંગી વસ્ત્રો લઈને આવતો જોયો. તે રંગવાનું કામ પણ કરતો હતો. શ્રીકૃષ્ણે તેની પાસે ધોયેલાં ઉત્તમ વસ્ત્રો માગ્યાં. પરંતુ પેલો તો કંસ રાજાનો સેવક હોઈ, અતિ ઉચ્છ્રંખલ બની ગયો હતો. એટલે તેણે તિરસ્કારપૂર્વક જણાવ્યું,

---

૧. વિષ્ણુપુરાણમાં તો અક્રૂરે જ શ્રીકૃષ્ણને બહાર રહેવાની સલાહ આપી છે. હરિવંશમાં જણાવ્યા પ્રમાણે તો અક્રૂર પ્રથમ શ્રીકૃષ્ણને પોતાને ત્યાં જ લઈ જાય છે, અને પછી ત્યાં ન રહેવાની તથા વસુદેવને મળવા જવાનો ખ્યાલ ‘ હાલ તુરત જતો કરવાની ’ સલાહ આપે છે.

'વનજંગલમાં પશુઓ ચારી ખાનાર ગોવાળોને આવાં ઉત્તમ વસ્ત્રો કેવાં?' એટલે કોપાયમાન થયેલા શ્રીકૃષ્ણે તેની પાસેથી બધાં વસ્ત્ર બળપૂર્વક છીનવી લીધાં,[1] અને પોતાના મિત્રોને વહેંચી આપ્યાં. પછી તે બધા એક દરજીને ત્યાં ગયા. તેણે શ્રીકૃષ્ણ અને બળદેવ માટે ઉત્તમ વાઘા સીવી આપ્યા. પછી તે બધા એક માળીને ત્યાં ગયા. તેણે પણ પ્રેમપૂર્વક આ તેજસ્વી બાળકોને જોઈતી માળાઓ અર્પણ કરી. પછી તેઓ આગળ ચાલ્યા. એટલામાં શ્રીકૃષ્ણે એક તરુણ સ્ત્રીને ચંદન વગેરે અંગવિલેપન લઈને જતી જોઈ. એ સ્ત્રી ત્રણ જગાએથી કૂબડી વળી ગયેલી હતી; છતાં તેનું મુખ સુંદર હતું. શ્રીકૃષ્ણે હસતાં હસતાં તેને પૂછ્યું, 'હે સુંદરાંગી! તું આ વિલેપન કોને માટે લઈ જાય છે? અમને પણ તું તેમાંથી થોડુંક આપ.' [૪૧/૩૨-૫૨; ૪૨/૧-૨]

શ્રીકૃષ્ણની સુકુમારતા, રસિકતા તથા હાસ્ય જોતાં જ એ અદ્ભુત યુવાન તરફ પેલી કુબ્જાનું ચિત્ત આકર્ષાયું. તેણે કહ્યું, 'હે પ્રિય! હું કંસની માનીતી દાસી છું; તથા મારું નામ ત્રિવક્રા છે. આ વિલેપન ભોજપતિ કંસ માટે તૈયાર કરેલું છે. પરંતુ તમે જરૂર આમાંથી જોઈએ તેટલું લઈ લો.' પછી બંને ભાઈઓએ તેના પાત્રમાંથી વિલેપન લઈ લઈને પોતાને શરીરે લગાવ્યું. પછી શ્રીકૃષ્ણે તે સુંદર મુખવાળી સ્ત્રીની પાસે જઈ, તેના પગ દબાવી રાખી, તેના મુખને હસતાં હસતાં પોતાની આંગળીઓથી ઊંચું ખેંચ્યું. પરંતુ નવાઈની વાત એ થઈ કે, એ બળશાળી યુવાનનો આંચકો લાગતાં જ

૧. મૂળમાં તો હાથના અગ્રભાગ વડે ધોબીના શરીર પરથી મસ્તક ઉડાવી દીધું એમ છે.

તે સ્ત્રીના ગંડાઈ ગયેલા ભાગો છૂટા થઈ ગયા અને તે એકદમ સીધી થઈ ગઈ! પછી રૂપ, ગુણ અને ઉદારતાયુક્ત તે સ્ત્રી શ્રીકૃષ્ણનો છેડો પકડી તેમને પોતાને ત્યાં લઈ જવાનો આગ્રહ કરવા લાગી. બધાની વચ્ચે તેને આ રીતે પ્રીતિપૂર્વક પ્રેમ-યાચના કરતી જોઈ, શ્રીકૃષ્ણ હસતા હસતા તેને કહેવા લાગ્યા કે, 'હે સુમુખી! મારું કાર્ય સિદ્ધ થયા બાદ તારે ઘેર એક વાર હું જરૂર આવીશ.' [૪૨/૩-૧૨]

ત્યાંથી આગળ ચાલતા ચાલતા તે યુવાનો ધનુર્યાગને સ્થાને જ જઈ પહોંચ્યા. ત્યાં તેમણે ધનુષની પૂજા થતી જોઈ. એક નિર્જીવ વસ્તુની આમ આડંબરપૂર્વક થતી પૂજા શ્રીકૃષ્ણ સાંખી શક્યા નહિ. બધા વારતા રહ્યા અને તેમણે તો તરત તે ધનુષને ઉપાડ્યું અને શેરડીના સાંઠાની પેઠે ભાગી નાખ્યું! તરત જ તે ધનુષના રક્ષકો તેમના ઉપર તૂટી પડ્યા, પરંતુ આ બળશાળી યુવાનોએ તે ધનુષના ટુકડાઓ વડે જ તેમને ટીપવા માંડ્યા; અને થોડીવારમાં તેમને ભગાડી મૂક્યા. પછી તેઓ પોતાને ઉતારે સહીસલામત પાછા આવ્યા; અને કંસ હવે શું કરે છે તેનો વિચાર કરતા રાત્રે સૂઈ ગયા. [૪૨/૧૩-૨૫]

આ તરફ કંસ તો આ ગોપયુવાનોનાં પરાક્રમોની વાત સાંભળતાં જ સમસમી ગયો. પરંતુ તેમના પ્રત્યે સ્વાભાવિક રીતે આકર્ષાયેલી નગરની તેમ જ આજુબાજુની ગોવાળ પ્રજાની મનોવૃત્તિ સમજી, તે યુવાનો ઉપર સીધું આક્રમણ કરવાની તે હિંમત કરી ન શક્યો. તેણે, પ્રથમથી ગોઠવી રાખ્યા પ્રમાણે, કુવલયાપીડ હાથી તેમ જ ચાણૂર વગેરે મલ્લોનો જ ઉપયોગ કરવાનું યોગ્ય માન્યું. બીજે દિવસે સૌ નગરજનો મલ્લયુદ્ધની

રમતો જોવા અખાડા પાસે ટોળાબંધ આવી પહોંચ્યા. શ્રીકૃષ્ણ વગેરે ગોવાળિયાઓ આ સ્થળે જરૂર આવશે જ એમ માની, કંસે કુવલયાપીડ હાથીને અખાડાના દરવાજા આગળ જ તૈયાર રખાવ્યો હતો. બીજે દિવસે સૌની સાથે શ્રીકૃષ્ણને આવતા જોતાં જ એ મદમત્ત હાથીને કંસે મહાવત દ્વારા શ્રીકૃષ્ણ ઉપર છોડાવી મુકાવ્યો. રાજાનો મોટો હાથી ગાંડો બની છૂટો થયો છે, અને કોઈ યુવાન ઉપર ધસી ગયો છે એ જોઈ, ચારે તરફ હાહાકાર થઈ ગયો. પરંતુ શ્રીકૃષ્ણ અજબ ખેલાડી હતા. તેમણે કુશળતાપૂર્વક હાથીની આસપાસ તેમ જ તેના પગની વચ્ચે ઘૂમી ઘૂમીને તેને સારી પેઠે ચીડવી ચીડવીને થકવી નાખ્યો. પરંતુ એમ કરતાં કરતાં એક વખત તે જમીન ઉપર ગબડી પડ્યા. તે વખતે પેલો હાથી જોરથી દંતૂશળ ઉગામી તેમને જમીન સાથે પરોવી દેવા વેગથી ધસ્યો. તે વખતે ચાલાક કૃષ્ણ ત્યાંથી ખસી ગયા, એટલે પેલા હાથીના દંતૂશળ જમીનમાં ઘૂસી ગયા, અને તેમને ખેંચવા જતાં મૂળમાંથી ઊખડી ગયા. તેની સાથે જ તે હાથી નિશ્ચેષ્ટ બની ગબડી પડ્યો. [૪૬/૧-૧૩]

મહાપરાક્રમી શ્રીકૃષ્ણે તે દંતૂશળમાંનો એક દંતૂશળ ઉપાડીને તેના વડે તે હાથીને તથા તેના મહાવતને ટીપી ટીપીને પૂરા કર્યા. ત્યાર બાદ લોહી ટપકતા દંતૂશળ સાથે જ શ્રીકૃષ્ણ અખાડામાં દાખલ થયા. તે વખતે તેમનો દેખાવ વિકરાળ બની ગયો હતો. કંસ તો આ જોઈ હતાશ જ બની ગયો. પરંતુ હજુ તેને પોતાના મલ્લોમાં શ્રદ્ધા હતી, અને તે મલ્લો આ ગોપયુવાનોને પડકાર કરશે ત્યારે તેઓ ના નહિ પાડી શકે, એવી તેની ખાતરી હતી. અને બન્યું

પણ તેમ જ. ચાણૂર અને મુષ્ટિકે આ બે 'હાથીમાર' ભાઈઓને આહ્વાન કરતાં જ, બંને ભાઈઓ તરત અખાડામાં કૂદી પડ્યા. [૪૩/૧૪-૪૦]

પરંતુ પ્રેક્ષકવર્ગમાં આ બે યુવાનોની સુકુમારતા તથા પેલા મલ્લોની પ્રચંડતા દેખી હાહાકાર મચી ગયો; અને બધા આ યુદ્ધને અસમાન વચ્ચેનું — નિયમ વિરુદ્ધ — યુદ્ધ ગણવા લાગ્યા. સૌ એ અખાડાના યુદ્ધપરીક્ષકોનો અને સભાસદોનો વાંક કાઢવા લાગ્યા તથા કહેવા લાગ્યા કે, આવું યુદ્ધ થવા દેવું એ અધર્મ છે. સ્ત્રીઓ તો આ સુકુમાર યુવાનોને પેલા ભીષણ મલ્લો સામે યુદ્ધ કરવા તૈયાર થયેલા જોઈ અંતરના આવેગ ન રોકી શકાતાં રુદન કરવા લાગી. પરંતુ દુરાત્મા કંસ આ યુદ્ધને રોકે તેમ નહોતું, અને શ્રીકૃષ્ણ તથા બળરામ તેમાંથી પાછા ખસી જાય તેમ નહોતું. એટલે શ્રીકૃષ્ણ ચાણૂર સાથે અને બળરામ મુષ્ટિક સાથે યુદ્ધ કરવા લાગ્યા. [૪૪/૬-૧૬]

શ્રીકૃષ્ણમાં ચાણૂર જેટલું બળ તો નહોતું, પણ તેમની ચપળતા અને કુશળતા બહુ ભારે હતી. ઉપરાંત તે જાણતા હતા કે, દુરાત્મા કંસનો વધ કરવો હોય, તો પોતાનું પરાક્રમ નગરજનો આગળ આ રીતે સિદ્ધ કરી બતાવવું જોઈએ, જેથી કંસનો વધ થતાં તેઓ પોતાની આગેવાની સ્વીકારે. અને આ પ્રસંગ એ હેતુને માટે પૂરેપૂરો અનુરૂપ જ હતો. સૌ પ્રેક્ષકોમાં સ્વાભાવિક રીતે જ આ યુવાનો પ્રત્યે સહાનુભૂતિ જાગી હતી; અને મલ્લયુદ્ધ વખતની તેમની કુશળતા, ચપળતા, નિર્ભયતા અને પ્રબળતા દેખીને તો તેઓ તેમના ઉપર ઓવારી જ ગયા. શ્રીકૃષ્ણ ઉપર પડતા એકેએક

પ્રહારને સૌ પોતાની ઉપર પડતા માનવા લાગ્યા. અંતે જ્યારે શ્રીકૃષ્ણે ચાણુરને પગથી પકડી, સારી પેઠે આકાશમાં વીંઝીને પૃથ્વી ઉપર પછાડ્યો, અને બળરામે મુષ્ટિકને જોરથી મુખમાં મારેલી થપ્પડથી જ પૂરો કર્યો, ત્યારે આખો પ્રેક્ષકવર્ગ હર્ષથી ચિત્કાર કરી ઊઠ્યો, અને ગાંડા જેવો બની ગયો. [૪૪/૧૭-૩૦]

કંસે આ જોઈ તરત વસુદેવના વધ કરવાનો અને નંદ વગેરેને કેદ પકડી શિક્ષા કરવાનો હુકમ કર્યો. પણ શ્રીકૃષ્ણ તરત ઠેકડો મારી કંસ જ્યાં બેઠો હતો તે માંચડા ઉપર ચડી ગયા, અને તેને કેશ પકડી ખેંચીને ઊંચેથી અખાડામાં નાંખ્યો. શ્રીકૃષ્ણ પણ પાછળ પાછળ તરત જ તેની ઉપર કૂદી પડ્યા, અને તેમના તે પડવાની સાથે જ કંસના પ્રાણ નીકળી ગયા. આ જોઈ ચારે બાજુ હાહાકાર મચી ગયો, અને કંસના નાના ભાઈઓ ક્રોધાયમાન થઈ ત્યાં દોડી આવ્યા. પરંતુ રોહિણીપુત્ર બળદેવે એકલાએ જ ભૂંગળ વડે તેમને ત્યાં ને ત્યાં ટીપી નાખ્યા. ત્યાર બાદ શ્રીકૃષ્ણે બંદીખાનાનાં બારણાં ઉઘાડાવી નાખ્યાં અને કંસના પિતા ઉગ્રસેનને મુક્ત કરી રાજા તરીકે જાહેર કર્યા.[1] પ્રજાજનો તો પલકવારમાં આ બધું શું બની ગયું તેના આશ્ચર્યમાં જ હતા. તેવામાં તો કંસવિરોધી સર્વ યાદવો ઉગ્રસેનની આસપાસ વીંટળાઈ વળ્યા અને 'ઉગ્રસેન મહારાજની જય' પોકારવા લાગ્યા. પ્રજાજનોને કંસના અત્યાચારો

---

૧. હરિવંશમાં ઉગ્રસેનને કેદ પૂર્યાનો ઉલ્લેખ નથી. ઊલટું, કંસની માતા મરેલા કંસને ખોળામાં લઈ રડતી રડતી કહે છે કે, 'હવે કૃષ્ણના તાબામાં પડી સુકાઈ જતા તારા પિતાને હું કેવી રીતે જોઈ શકીશ?' ઇ૦.

પસંદ નહોતા; પોતાના વૃદ્ધ પિતા ઉગ્રસેનને પદભ્રષ્ટ કરી, કેદમાં પૂરી તે ગાદી પચાવી બેઠો હતો, તથા પોતાની સુરક્ષિતતા ખાતર વર્ષોથી પોતાની બહેનનાં કુમળાં બાળકોનો વધ કરતો હતો, તેથી તેના પ્રત્યે કોઈની સહાનુભૂતિ તો હતી જ નહીં. એટલે શ્રીકૃષ્ણે જ્યારે ઉગ્રસેનને બંધનમુક્ત કરી રાજા બનાવ્યા, અને વસુદેવ-દેવકીને મુક્ત કરી પોતાનાં માતપિતા તરીકે પ્રથમ વાર જાહેર કર્યાં, ત્યારે પ્રજાજનો હર્ષથી ગાંડાતૂર બની ગયા. [૪૪/૩૧-૫૧]

બંદીખાનામાંથી[1] મુક્ત થયેલાં વસુદેવ–દેવકી પોતાના પુત્રને કેટલાંય વર્ષો બાદ પ્રેમગદ્‌ગદ થઈને ભેટયાં. શ્રીકૃષ્ણે તેમને પ્રણામ કર્યા; તથા પોતાને કારણે જ તેમને બંદીવાસ સેવવો પડ્યો તથા પોતાનાં ભાઈભાંડુને જન્મતાં વેંત અકાળે મરવું પડ્યું, તેનો તેમણે અતિશય ખેદ પ્રદર્શિત કર્યો. પણ "સૌ સારું જેનું છેવટ સારું" એ ન્યાયે તત્કાળ તો બધા આ મહાન રાજ્યકારી ક્રાંતિના આનંદમાં જ ગરકાવ થઈ ગયા.

આ બાજુ નંદ વગેરેને શ્રીકૃષ્ણ કોના પુત્ર છે તેની ખબર પડી; તેથી તેમને આનંદ પણ થયો તેમ જ સાથે સાથે દુઃખ પણ થયું. પરંતુ શ્રીકૃષ્ણે તેમને આશ્વાસન આપતાં જણાવ્યું કે, "અનાથ અવસ્થામાં રક્ષણ કરનાર તમે જ મારાં ખરાં માતાપિતા છો. તમારો ઉપકાર હું કદી ભૂલી શકું તેમ નથી. હાલમાં તો તમે સૌ વ્રજમાં પાછાં જાઓ. અહીંનું બધું કામ પરવાર્યા બાદ હું જરૂર ત્યાં પાછો આવીશ."

૧. આગળ જણાવ્યા પ્રમાણે વિષ્ણુપુરાણમાં વસુદેવ–દેવકીને કંસે ફરી કેદ કર્યાની વાત નથી, એટલું જ નહિ, પણ દેવકી મલ્લયુદ્ધ વખતે પ્રેક્ષક તરીકે હાજર હતાં એવું તેમાં કહેલું છે.

ત્યાર બાદ સૌ ગોવાળોનું કીમતી ભેટો વગેરેથી સન્માન કરી, શ્રીકૃષ્ણે તેમને અશ્રુભીની આંખે વિદાય આપી * [૪૫/૧-૨૫]

શ્રીકૃષ્ણ અત્યાર સુધી ગોવાળો વચ્ચે દૂર જંગલમાં ઊછર્યા હતા. તેથી ક્ષત્રિય તરીકેના દ્વિજસંસ્કાર તેમને કરવામાં આવ્યા નહોતા. તેથી હવે વસુદેવે તેમને તે સંસ્કાર

---

* શ્રીકૃષ્ણની અહીં સુધીની કથા બૌદ્ધ ગ્રંથોમાં વિચિત્ર રીતે સંઘરાઈ છે. 'ઘટજાતક'માં લખ્યું છે કે, ઉત્તર મથુરાના રાજા મહાસાગરને બે પુત્ર હતા : સાગર અને ઉપસાગર. તેમાંથી ઉપસાગર સાગર જોડે લડીને ઉત્તરાપથના કંસ દેશમાં મહાકંસ રાજાને ત્યાં આવ્યો. તે રાજાને કંસ, ઉપકંસ અને દેવગર્ભા એવાં ત્રણ સંતાન હતાં. એવી વાયકા હતી કે, દેવગર્ભાનો પુત્ર તેના મામાઓને મારી નાખશે. આથી કંસે અને ઉપકંસે પિતાના મૃત્યુ બાદ દેવગર્ભાને પરણાવ્યા વિના કેદમાં પૂરી. નંદગોપા નામની દાસીની ખટપટથી ઉપસાગર અને દેવગર્ભાનો છૂપો સમાગમ થયો, અને દેવગર્ભાને પુત્રી જન્મી. ભાઈઓએ આ વાત જાણી દેવગર્ભાને ઉપસાગર સાથે જ પરણાવી અને ગોવર્ધમાન નામનું ગામ પણ ભેટ આપ્યું. પછી દેવગર્ભાને એક પછી એક દશ પુત્રો થયા. નંદગોપા દાસીને પણ તે જ ક્રમમાં દશ કન્યાઓ જન્મી; આથી દેવગર્ભાએ પોતાના પુત્રોને તેની પુત્રીઓ સાથે અદલબદલ કરી લીધા. નંદગોપાના પતિનું નામ અંધકવૃષ્ણિ હતું. પછી પેલા છોકરાઓ મોટા થયા એટલે આજુબાજુનો મુલક રંજાડવા લાગ્યા. કંસે અંધકવૃષ્ણિને ધમકાવ્યો, ત્યારે તેણે ખરી વાત કહી દીધી. એટલે કંસે એક મલ્લયુદ્ધની હરીફાઈ જાહેર કરી, અને તેમાં પેલા આવે એટલે તેમને પકડી લેવાનું નક્કી કર્યું. પેલા દશમાંના મોટા વાસુદેવે તે વખતે ચક્ર મારીને કંસ તથા ઉપકંસને પૂરા કર્યા અને રાજગાદી પડાવી લીધી.

કરાવ્યા તથા તે નિમિત્તે ઉત્સવ કરી પુષ્કળ દાન આપ્યું. ત્યાર બાદ બંને ભાઈઓને શાસ્ત્રાધ્યયનને અર્થે ઉજ્જયિનીમાં રહેતા પણ કાશીમાં જન્મેલા (કે કાશગોત્રી?) સાંદીપનિ નામના ગુરુને ત્યાં મૂકવામાં આવ્યા. ત્યાં તે બંને ભાઈઓ જિતેંદ્રિય થઈને ભક્તિથી દેવની પેઠે ગુરુની સેવા કરતા અધ્યયન કરવા લાગ્યા. એ પ્રખર બુદ્ધિશાળી યુવાનોએ એ કાર્ય સત્વર પૂરું કર્યું.[૧] [૪૫/૨૬-૩૬]

સાંદીપનિના પુત્રને સમુદ્રકિનારે રહેતો પંચજન નામનો શંખાસુર બાળપણમાં જ હરી ગયો હતો. આ બંને ભાઈઓએ વિદ્યાભ્યાસ પૂર્ણ કરી ઘેર પાછા ફરતા પહેલાં ગુરુનું આ દુઃખ ટાળવાનો નિશ્ચય કર્યો. અને તેઓ સમુદ્રકિનારે શંખાસુરને સ્થાનકે જઈ પહોંચ્યા. ત્યાં અતિ પરાક્રમથી તે અસુરનો વધ કરી,[૨] શ્રીકૃષ્ણ ગુરુપુત્રને (જાણે) યમસદનમાંથી પાછો (લાવ્યા હોય તેમ) છોડાવી લાવ્યા અને તેને ગુરુને અર્પણ કર્યો. ગુરુએ પણ પ્રસન્ન થઈ તેમની વિદ્યા યશસ્વી નીવડે અને અવિસ્મૃત રહે, એવો આશીર્વાદ આપ્યો. પછી શ્રીકૃષ્ણ બળરામ સાથે મથુરાં પાછા આવ્યા.[૩] [૪૫/૩૭-૫૦]

---

૧. મૂળમાં ૬૪ દિવસમાં જ છે.

૨. વિષ્ણુપુરાણમાં જણાવ્યા પ્રમાણે એ પંચજન અસુરનો જે શંખ તે જ પછીથી શ્રીકૃષ્ણનો સુપ્રસિદ્ધ પાંચજન્ય શંખ થયો.

૩. આ બે ભાઈઓના મથુરાં પાછા આવ્યા બાદ જરાસંધે કંસનું વેર લેવા મથુરાં ઉપર ચડાઈ કરી તેવો ઉલ્લેખ છે. પણ જરાસંધ ત્યાં સુધી બેસી રહે તેમ લાગતું નથી. ઉપરાંત એવી ડામાડોળ સ્થિતિમાં શ્રીકૃષ્ણ છેક અવંતી જેટલે દૂર

શ્રીકૃષ્ણ ગોપીઓને પણ વીસર્યા નહીં. તેમને પણ પોતાની તરફથી સીધો સંદેશ પહોંચાડવો જોઈએ. એટલે તેમણે પોતાના પ્રિય મિત્ર તથા બુદ્ધિમાન ઉદ્ધવને વ્રજમાં જઈ પોતાના તરફથી ગોપીઓને સાંત્વન આપવા માટે મોકલ્યા. ગોપીઓ તો હવે મથુરાંથી રથમાં બેસીને આવનાર પ્રત્યે શંકિત થઈ ગઈ હતી. પરંતુ પછીથી ઉદ્ધવને શ્રીકૃષ્ણ તરફથી પોતાને માટે સંદેશ લઈને આવેલા જાણી, તે બધી એકાંતમાં તેમની આસપાસ બેસીને તે સંદેશ સાંભળવા લાગી. ત્યાર પહેલાં તેમણે ટકોર તો કરી જ લીધી કે, “શ્રીકૃષ્ણને હવે અમારો શો ખપ છે? પુરુષોની સ્ત્રી સાથેની મિત્રતા કાર્ય પૂરતી જ હોય છે. પોતાની તૃપ્તિ થયા બાદ તેઓ, ફળ ખાઈ લીધા બાદ પક્ષી જેમ ફળરહિત વૃક્ષનો ત્યાગ કરે, દક્ષિણા લઈ લીધા બાદ ઋત્વિજો જેમ યજમાનનો ત્યાગ કરે, તથા મૃગલાંઓ બળી ગયેલા વનનો ત્યાગ કરે, તેમ સ્ત્રીઓનો ત્યાગ કરે છે. તેમને હવે મનગમતી અન્ય શહેરી સ્ત્રીઓ મળી હશે, એટલે હવે અમારા જેવી ભરવાડણોનો શો ખપ છે? તેમ જ પોતે વચન આપ્યું હતું તેમ જાતે

વિદ્યાભ્યાસ કરવા જાય એમ બનવું પણ સંભવિત નથી. એટલે જરાસંઘથી ભાગી દ્વારકાં ગયા બાદ તેમણે અવંતીમાં રહી વિદ્યાભ્યાસ કર્યો હોવો જોઈએ. શ્રી. વૈદ્ય પોતાના ‘કૃષ્ણચરિત’માં આ બાબત વિષે આમ લખે છે: “કંસની પત્નીઓ જેમ તેમ કરી એક વર્ષ તો મથુરાંમાં રહી, અને પછી પોતાના પિતા જરાસંઘ પાસે ગઈ. જરાસંઘને કંસના વધથી ક્રોધ તો ચડ્યો જ હતો, પણ ઉગ્રસેનને જ રાજગાદીએ બેસાડવામાં આવ્યા હોવાથી તેણે કાંઈ હિલચાલ નહોતી કરી.”

અહીં પાછા આવવાને બદલે આ રીતે સંદેશા મોકલી અમને મનાવવાનો જૂઠો પ્રયત્ન પણ તેમણે શા માટે કરવો જોઈએ?" પછી બૃહસ્પતિના શિષ્ય તથા શ્રીકૃષ્ણના પરમ મિત્ર એવા મહાબુદ્ધિમાન તે ઉદ્ધવે તે રિસાયેલી ગોપીઓને આ પ્રમાણે સમજાવી:

"હે સખીઓ! તમે શ્રીકૃષ્ણમાં તમારા ચિત્તને આટલું બધું આસક્ત કર્યું છે, તે ઉચિત જ કર્યું છે. તમને તમારું સર્વસ્વ અર્પણ કરી, તેમની આવી પરમ પ્રીતિની પાત્ર બનેલી તમે સૌ ધન્ય છો તથા કૃતાર્થ છો. શ્રીકૃષ્ણે તમને જે પ્રેમસંદેશ કહાવ્યો છે, તેને માટે તમે અધિકારી છો. તેમણે કહાવ્યું છે કે, 'પ્રિયજનનું ધ્યાન તેના વિરહમાં જેવું થાય છે, તેવું તેના સામીપ્યમાં નથી થઈ શકતું. દૂર રહેલા પ્રિયતમમાં સ્ત્રીનું મન જેવું પરોવાયેલું રહે છે, તેવું દૃષ્ટિ સમક્ષ ફર્યાં કરતા પ્રિયતમમાં નથી જ રહેતું. હે કલ્યાણી સખીઓ! હું થોડા જ સમયમાં તમને મળીશ. માટે તમે વૃથા શોક ન કર્યાં કરશો, તથા મારા જ ચિંતન વડે તમારા જીવિતને આધાર આપશો.'" [૪૭/૧-૩૭]

ગોપીઓએ કહ્યું, "યાદવોના શત્રુ તથા પોતાનાં માત-પિતાને દુઃખ આપનાર કંસનો શ્રીકૃષ્ણે વધ કર્યો, તે ઘણું સારું થયું. તે હમણાં આ બધાં સંકટોમાંથી પાર ઊતરી સુખરૂપ છે, તે જાણી અમે ખુશી થયાં છીએ. પરંતુ હવે આટલું મોટું સ્થાન પામીને તેઓ અમને યાદ કરે અથવા અમારામાં પ્રીતિ કાયમ રાખે, એ અશક્ય છે એમ અમે માનીએ છીએ. અમે જાણીએ છીએ કે, કોઈનામાં પણ પ્રેમ કરવો એ જાણીજોઈને દુઃખ ઊભું કરવા રૂપ છે. પરંતુ શ્રીકૃષ્ણ

વિષેની આશા અમારાથી છૂટતી નથી. તેમનાં તે વિવિધ પરાક્રમો તથા અમારી સાથેના તેમના મનોહર વિલાસો યાદ કરી કરીને અમે કેમેય અમારા મનને શાંત કરી શકતાં નથી." [૪૭/૩૯-૫૨]

પછી વ્રજવાસીઓને શ્રીકૃષ્ણની કથાઓથી આનંદ ઉપજાવતા ઉદ્ધવજી તેમની સાથે કેટલાક મહિનાઓ રહ્યા. ત્યાર બાદ સૌની રજા લઈ, તે મથુરાં પાછા આવ્યા. દરમ્યાન, શ્રીકૃષ્ણને કુબ્જાને આપેલું વચન પૂરું કરવાનું હતું. તેથી તે તેને ઘેર એક વાર જઈ ચડ્યા. પોતાના પ્રેમસખાને પોતાને યાદ રાખીને અચાનક આવેલા જોઈ, તે એકદમ ઊભી થઈ ગઈ, તથા તેમનો અનેક રીતે પ્રેમપૂર્વક સત્કાર કર્યો. શ્રીકૃષ્ણે પણ તેની સાથે તેની ઇચ્છાનુરૂપ વિલાસ કર્યો; તથા તેની અતિ ઇચ્છાથી તેને ત્યાં જ કેટલાક દિવસ રહ્યા. પછી ઉદ્ધવજી પાછા ફરતાં તેમની સાથે તે પોતાને ઘેર પાછા ગયા. [૪૮/૧-૧૦]

પરંતુ હવે જ શ્રીકૃષ્ણને મોટી મુસ્કેલીઓના સામનો કરવાનો હતો. તેમણે મહાપ્રતાપી જરાસંધનો અપરાધ કરી, તેનો તથા તેના સર્વ પક્ષકારોનો રોપ વહોરી લીધો હતો. જરાસંધ કંસનું વેર લીધા વિના નહિ જ રહે એની તેમને ખાતરી હતી. બીજી બાજુ, પોતાની ફોઈ કુંતીના પુત્ર પાંડવો, પાંડુરાજા મરણ પામ્યા હોવાથી અત્યંત દુઃખી થયા છે, એવા સમાચાર આવ્યા. તેઓ હાલમાં ધૃતરાષ્ટ્રના નગરમાં તે રાજાની પાસે રહેતા હતા. પણ ત્યાં તેમની શી દશા છે, તથા ધૃતરાષ્ટ્ર તેમના પ્રત્યે કેવો વર્તાવ રાખે છે, તે બધું જાણવા સારુ શ્રીકૃષ્ણે અક્રૂરને હસ્તિનાપુર રવાના કર્યા.

અક્રૂરે પાછા આવીને જે ખબર આપી, તે શાંતિકારક તો નહોતી જ. પાંડવોના પરાક્રમને તથા પ્રજાના તેમની પરના પ્રેમને સહન નહિ કરતા ધૃતરાષ્ટ્રના પુત્રોએ પાંડવોને મારી નાખવા અન્નમાં ઝેર આપવાનો પ્રયત્ન કર્યો હતો. કુંતી તો પોતાના ભાઈ અક્રૂરને દેખી, બધું યાદ કરી કરીને રડવા જ લાગ્યાં હતાં. શ્રીકૃષ્ણે કંસનો વધ કરી મથુરાંમાં જે સત્તા પ્રાપ્ત કરી હતી, તે જાણી કુંતીએ પોતાના પુત્રોની દુર્દશામાં તેમની મદદ માગી હતી. ધૃતરાષ્ટ્ર બધું સમજતો હતો, પણ પોતાના પુત્રોના આગ્રહની વિરુદ્ધ જવાની તેનામાં શક્તિ નહોતી. [૪૯/૧-૩૧]

૭

# દ્વારિકામાં વાસ

આ તરફ, ધાર્યું હતું તેમ, પોતાના જમાઈનો વધ પોતાની બે પુત્રીઓને જ[1] મોઢે સાંભળી, જરાસંધ શોક તથા ક્રોધનો માર્યો ગાંડા જેવો થઈ ગયો. તેણે આખી પૃથ્વીને યાદવો વિનાની કરવા ખાતર પોતાના વિશાળ સૈન્ય સાથે હુમલો કર્યો અને મથુરાંને ચારે તરફથી ઘેરી લીધી. આ જોઈ સૌ નગરવાસી તથા શ્રીકૃષ્ણનાં સગાંસંબંધીઓ વ્યાકુળ થઈ ગયાં. શ્રીકૃષ્ણ પણ હવે શું કરવું તે બાબત વિચારમાં પડી ગયા. પછી પોતાના ભાઈ સાથે મસલત કરી, તેમણે મગધપતિનો સામનો કરવાનો નિશ્ચય કર્યો, અને થોડું સૈન્ય હોવા છતાં કુશળતાથી જરાસંધને એવો તો તંગ કરી દીધો કે, થોડા વખતમાં જરાસંધ બધું પડતું મૂકીને નાઠો. યુદ્ધ દરમ્યાન એક વખત તો તે બળરામને હાથે પૂરો થતો જ બચી ગયો. શ્રીકૃષ્ણનું આ પરાક્રમ જોઈ, આખી મથુરાંનગરી હર્ષોન્મત્ત

1. જરાસંધની બે પુત્રીઓ, અસ્તિ અને પ્રાપ્તિ, કંસ વેરે પરણાવેલી હતી.

થઈ ગઈ; તથા તે વિજયી વીરનો ભારે ધામધૂમ સાથે મથુરાં-નગરીમાં સત્કાર કરવામાં આવ્યો. [૫૦/૧-૪૦]

આમ જોકે એક વખત જરાસંધ પાછો ગયો; પણ તેથી કાંઈ તે તરફની નિરાંત માની લેવાની હતી જ નહીં. ત્યાર બાદ તો એક પછી એક એમ સત્તર વખત તે વળી-વળીને મથુરાં ઉપર હુમલા કરી ગયો. અને તે દરેક વખતે તેને પાછા ફરવું પડ્યું. પરંતુ આ સ્થિતિમાં બહુ સહીસલામતી માની શકાય નહીં. એટલામાં યાદવોના શત્રુ કાલયવન[1] લાગ જોઈને મથુરાં ઉપર ચડી આવ્યો. શ્રીકૃષ્ણે વિચાર્યું કે, આ વખતે જરાસંધ પણ જરૂર મથુરા ઉપર ચડાઈ કરવાનો જ. એમ એક સાથે બે શત્રુઓ સાથે લડવાનું થશે, જે મુઠ્ઠીભર યાદવો માટે શક્ય નથી. તેથી તેમણે સર્વ યાદવોને મથુરાં છોડી, દૂર ગુજરાતમાં દ્વારકાં તરફ ચાલી નીકળવાની સલાહ આપી. તે મુજબ બધા ઝપાટાબંધ તે તરફ ચાલી નીકળ્યા. દ્વારકાં જઈને બધું બરાબર ગોઠવાઈ ગયા બાદ, શ્રીકૃષ્ણે મથુરાં

૧. આ કાલયવનની ઉત્પત્તિ વિષે વિષ્ણુપુરાણમાં એવી હકીકત છે કે, યાદવોના પુરોહિત ગર્ગાચાર્યને એક વખત તેમના સાળાએ નપુંસક કહ્યા. ત્યારે ત્યાં બેઠેલા બધા યાદવો મશ્કરીમાં ખૂબ હસી પડ્યા. આથી ગર્ગાચાર્ય દક્ષિણ સમુદ્ર તરફ ચાલ્યા ગયા અને ત્યાં પોતાનું નપુંસકપણું ટાળવા સારુ લોહભસ્મનું સેવન કરતા કરતા મહાદેવનું આરાધન કરવા લાગ્યા. તે અરસામાં તેમને ત્યાંના યવનરાજા સાથે મિત્રતા થઈ. તેની સ્ત્રીને સંતાન ન હતું. પછી ગર્ગાચાર્યે તેની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કર્યો. તે પુત્ર તે જ કાળયવન. હરિવંશમાં, યવનરાજાની સ્ત્રીને બદલે પોતાની તહેનાતમાં યવનરાજાએ રાખેલી ગોવાળણમાં તેમણે પુત્રોત્પત્તિ કર્યાનો ઉલ્લેખ છે.

તરફ જઈ, કાળયવનને મુચુકુંદ નામના રાજા[1] સાથે અથડાવીને મારી નંખાવ્યો. ત્યાર બાદ દ્વારકામાં બધા મજબૂત કિલ્લો બાંધીને રહેવા લાગ્યા. [૫૦/૧-૫૭]

આ તરફ દ્વારિકામાં સ્થિર થયા બાદ તથા કાળયવનનો ભય ટળ્યા બાદ, યાદવો મથુરાંમાં રહેલું પોતાનું ધન વગેરે પોઠિયાઓ ઉપર લાદી લાદીને દ્વારિકા લઈ જવા લાગ્યા. તેવામાં જરાસંધે તેમના ઉપર છાપો માર્યો. એટલે શ્રીકૃષ્ણ તથા બળરામ બધું પડતું મૂકીને નાઠા, તથા પ્રવર્ષણ[2] પર્વતમાં ભરાઈ ગયા. પરંતુ જરાસંધે તો તે આખા પર્વતની આસપાસ ઘેરો ઘાલ્યો અને ચારે તરફથી તેને સળગાવી મૂક્યો. પરંતુ કોઈ પણ રીતે શ્રીકૃષ્ણ તથા બળરામ તેમાંથી સહીસલામત નીકળી જઈ, દ્વારિકા પહોંચી ગયા. જરાસંધ તો તે બંનેને પર્વતમાં જ બળી ગયા માની, મગધ પાછો ચાલ્યો ગયો.[3] [૫૨/૧-૧૪]

---

૧. તે મુચુકુંદ રાજા દેવ-અસુરના મોટા યુદ્ધમાં અસુરોનો નાશ કરી, થાકી જવાથી દેવો પાસે ગાઢ નિદ્રાનું વરદાન મેળવી એક ગુફામાં સૂતા હતા. દેવોએ તેમને એવું વરદાન પણ આપ્યું હતું કે, જે તેમને ઊંઘમાંથી જગાડે, તે બળીને ભસ્મ થઈ જાય. શ્રીકૃષ્ણ કાળયવનને પોતાની પાછળ દોડાવતા દોડાવતા તે ગુફામાં લાવ્યા. પછી કાળયવન મુચુકુંદને જ શ્રીકૃષ્ણ માની મારવા જતાં બળીને ભસ્મ થયો, એવી ભાગવતમાં કથા છે. આ મુચુકુંદ માંધાતાનો પુત્ર હતો, અને યુગો થયાં ઊંઘતો હતો એવી માન્યતા છે.

૨. હરિવંશમાં જણાવ્યા પ્રમાણે સહ્યાદ્રિમાં ગોમંતક શિખરમાં.

૩. હરિવંશમાં આ કથાનાં ક્રમ તથા બીનાઓમાં બહુ તફાવત છે.

દ્વારિકામાં હવે યાદવો સુખશાંતિથી રહેવા લાગ્યા. ઓખામંડળના રાજા રૈવતે પોતાની રેવતી નામની કન્યા બળદેવ વેરે પરણાવી. ત્યાં પાસે જ વિદર્ભ દેશમાં ભીષ્મક નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રુક્મિ વગેરે પાંચ પુત્રો તથા રુક્મિણી નામે કન્યા હતી. તે કન્યાએ દ્વારિકામાં વસતા શ્રીકૃષ્ણનાં પરાક્રમોની ગાથાઓ બહુ સાંભળી હતી; તથા ત્યારથી જ તેમની સાથે વરવાનો નિશ્ચય કર્યો હતો. શ્રીકૃષ્ણે પણ તેનાં રૂપ, ગુણ વગેરેની ખ્યાતિ સાંભળી હતી. કન્યાનાં બધાં સંબંધીઓ એ સંબંધ જોડવા આતુર હતાં, પરંતુ તેના ભાઈ રુક્મી એકલો જ પોતાના મિત્ર શિશુપાલ વેરે રુક્મિણીને પરણાવવા ઇચ્છતો હતો. આ જાણી રુક્મિણીએ છૂપી રીતે શ્રીકૃષ્ણને સંદેશો મોકલ્યો તથા તેમને જ પરણવાનો પોતાનો નિશ્ચય નિવેદિત કર્યો. રુક્મિણીએ વધારામાં જણાવ્યું કે, "ટૂંક સમયમાં જ મને શિશુપાલ વેરે પરણાવી દેવાની છે, માટે ગમે તેમ કરીને તમે મને અહીંથી લઈ જાઓ. અમારા કુળમાં લગ્નને આગલે દિવસે કન્યાને પાર્વતીનાં દર્શન કરવા નગર બહાર લઈ જવામાં આવે છે, તે વખતે તમે જો મને ઉપાડી જાઓ, તો જ હું બચી શકું તેમ છું. માટે તે વખતે આવીને તમે જો મને નહીં લઈ જાઓ, તો હું ઉપવાસ વડે મારા પ્રાણ ત્યાગ કરીશ." [૫૨/૧-૪૪]

શ્રીકૃષ્ણનું મન પણ રુક્મિણીમાં આસક્ત હતું જ. તેવામાં તેણે આ રીતે પોતાને બચાવવાનો સંદેશ મોકલ્યો. એટલે શ્રીકૃષ્ણે તરત નિશ્ચય કરી લીધો. અને પોતાના વેગવાન રથમાં બેસી, પોતાના દારુક નામના કુશળ સારથીને સાથે લઈ, તે પેલા બ્રાહ્મણની સાથે ભીષ્મકના કુંડિનપુર નગર પાસે

આવી પહોંચ્યા. આ તરફ બળરામને આ બધી ખબર પડતાં તે પણ બધું સૈન્ય તૈયાર કરી, વેગથી તે તરફ ચાલી નીકળ્યા. લગ્નનો દિવસ આવી પહોંચ્યો અને શિશુપાલ વગેરે જાનૈયાઓ પણ નગરમાં આવી પહોંચ્યા. રુકિમણી તો અતિશય આકુળવ્યાકુળ થઈ ગઈ. એટલામાં પેલો દૂત શ્રીકૃષ્ણ આવ્યાના સમાચાર લઈને આવી પહોંચ્યો, અને શ્રીકૃષ્ણે ગોઠવેલી બધી વ્યવસ્થા તેને કહી સંભળાવી. આ તરફ શ્રીકૃષ્ણ તથા બળદેવને આવેલા જાણી, ભીષ્મક રાજાએ પણ તેમનો યથોચિત સત્કાર કર્યો. પછી યોગ્ય વખતે રુકિમણી પાર્વતીનાં દર્શને નગર બહાર નીકળી. અગાઉ કરેલા સંકેત પ્રમાણે તે દેવીના મંદિરમાંથી બહાર નીકળી કે તરત બધાની વચ્ચેથી શ્રીકૃષ્ણે તેને ઉપાડી, અને પોતાના રથમાં બેસાડી વેગથી રથને હંકારી મૂક્યો. [૫૩/૧-૫૭]

શિશુપાલના પક્ષકાર જે રાજાઓ ત્યાં હાજર હતા, તે બધા આ જોઈ એકદમ શ્રીકૃષ્ણની પાછળ પડ્યા. પરંતુ બળરામ વગેરે બરાબર ગોઠવાઈને રસ્તામાં તૈયાર જ ઊભા હતા, એટલે તેમણે તેમને રોકી રાખ્યા. ત્યાં આગળ મહાભયંકર સંગ્રામ થયો. પરંતુ યાદવ સૈન્યના પરાક્રમ આગળ તેઓનું કાંઈ ચાલ્યું નહિ. રુકિમણી હવે ફરી પ્રાપ્ત થાય તેમ હતું જ નહીં, એટલે બધા પાછા ફર્યા, પરંતુ રુકિમણીનો ભાઈ રુકમી પોતાની 'બહેનને પાછી લાવ્યા વિના તથા શ્રીકૃષ્ણના વધ કર્યા વિના પાછો નહીં ફરું,' એવી પ્રતિજ્ઞા કરી શ્રીકૃષ્ણની પાછળ પડ્યો. રસ્તામાં જ તેની અને શ્રીકૃષ્ણ વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું. તેમાં જ્યારે રુકમીને પરાસ્ત કરી તેનું માથું કાપી નાખવા શ્રીકૃષ્ણે તરવાર ઉગામી, ત્યારે રુકિમણીએ

તેનો વધ ન કરવાની શ્રીકૃષ્ણને આજીજી કરી. એટલે શ્રીકૃષ્ણે તરવારથી તેનું મુંડન કરી, તેને વસ્ત્રથી બાંધી દીધો. એટલામાં પાછળથી યાદવ સૈન્ય આવી પહોંચ્યું. બળરામે આવી રુક્મીને છૂટો કર્યો; તથા 'હવે તો તે આપણો સગો થયો છે, માટે તેની આવી દુર્દશા કરવી યોગ્ય નથી' એમ કહી, શ્રીકૃષ્ણને ઠપકો આપ્યો. પછી રુક્મી તે જ સ્થળે ભોજકટ નામનું નગર વસાવીને રહ્યો, કારણ કે તેની પ્રતિજ્ઞા અનુસાર તે કુંડિનપુરમાં પાછો જઈ શકે તેમ હતું નહીં. [૫૪/૧-૫૨]

શ્રીકૃષ્ણે દ્વારિકા આવી રુક્મિણી સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું. બધાં સ્ત્રીપુરુષો આ અદ્ભુત યુગલને નીરખી નીરખી આનંદ પામ્યાં. શ્રીકૃષ્ણ ઉપરનો રુક્મિણીનો પ્રેમ, તેનું અદ્ભુત મનોહર સૌંદર્ય, તથા શ્રીકૃષ્ણે તેને હરી લાવવામાં દાખવેલું પરાક્રમ, એ બધું નગરજનો માટે ઘણા દિવસ સુધી રસદાયક ચર્ચાનો વિષય બની રહ્યું. [૫૪/૫૩-૬૦]

થોડા વખત બાદ એકબીજામાં અતિ પ્રીતિયુક્ત તે યુગલને પ્રદ્યુમ્ન નામે પુત્ર પ્રાપ્ત થયો. તે એટલો બધો રૂપવાન હતો કે, તેને બધા કામદેવનો જ અવતાર કહેતા. પરંતુ તે દશ દિવસનો જ હતો તેવામાં, શ્રીકૃષ્ણના એ પુત્ર ભવિષ્યમાં પોતાનો વધ કરનાર છે, એવું માની, શંબર નામે એક માયાવી દુષ્ટાત્મા તેને ઉપાડી ગયો અને સમુદ્રમાં ફેંકી દઈને ચાલતો થયો. પ્રદ્યુમ્નને સમુદ્રનું એક મોટું માછલું ગળી ગયું. પરંતુ તે માછલું તણાતું તણાતું શંબરાસુરના જ માછીમારોના હાથમાં આવતાં, તેઓ તે માછલું શંબરાસુરને ભેટ આપવા આવ્યા. શંબરાસુરનો રસોઇયો તે માછલાને રસોડામાં લઈ જઈ ચીરવા લાગ્યો, તો તેમાંથી એક અદ્ભુત

સૌંદર્યવાન બાળક નીકળ્યો. તે વખતે શંબરાસુરના ઘરમાં રસોઈના કામકાજમાં માયાવતી નામની દાસી[1] દેખરેખ રાખતી હતી. તેણે ગુપચુપ તે બાળકને લઈ લીધો તથા કોઈ ન જાણે તેમ પોતાની પાસે રાખી ઉછેરવા માંડ્યો. [૫૫/૧-૬]

માયાવતી અતિ રૂપવાન હતી, તથા કામદેવની પત્ની રતિનો અવતાર કહેવાતી હતી. ધીમે ધીમે તેના જાણવામાં આવ્યું કે, આ બાળક તો શ્રીકૃષ્ણનો પુત્ર છે, તથા શંબરાસુરે તેને પોતાનો શત્રુ માનીને સમુદ્રમાં નાંખી દીધો છે. એટલે તો માયાવતી તે અતિ સ્વરૂપવાન બાળકને વધુ મમતા અને પ્રેમથી ઉછેરવા લાગી. ધીમે ધીમે તે બાળક મોટો થયો અને યુવાનીમાં આવ્યો. ત્યારે તેનામાં અત્યંત આસક્ત એવી માયાવતી તેની સાથે રતિપ્રસંગને ઉચિત એવા ભાવો દર્શાવવા લાગી. ત્યારે પ્રદ્યુમ્ને તેને કહ્યું કે, ‘ તું મારી માતા છે છતાં આવું વિપરીત આચરણ કેમ કરે છે ? ’ ત્યારે માયાવતીએ તેને બધો ઇતિહાસ કહી સંભળાવ્યો તથા જણાવ્યું કે, તમારી ખરી માતા તો રુકિમણી છે. પછી અન્યોન્યમાં આસક્તિ-વાળાં તે બંને શંબરાસુરનો વધ કરીને નાઠાં અને દ્વારિકા આવી પહોંચ્યાં. તે વખતે યુવાન પ્રદ્યુમ્નનું રૂપ દેખી બધાં તેને શ્રીકૃષ્ણ માનીને જ ભુલાવામાં પડ્યાં. પછી બધી વાત જાણવામાં આવતાં રુકિમણી પોતાના ખોવાયેલા પુત્રને પ્રેમથી

---

૧. વિષ્ણુપુરાણમાં જણાવ્યા પ્રમાણે તો તે શંબરાસુરની સ્ત્રી જ હતી. હરિવંશમાં પણ તેને શંબરાસુરની સ્ત્રી કહી છે; તથા શંબરાસુરને પુત્ર ન હોવાથી તે પ્રદ્યુમ્નને ઉપાડી લાવ્યો હતો અને માયાવતીને પુત્ર તરીકે આપ્યો હતો, એવી ત્યાં કથા છે.

ભેટી પડ્યાં. એટલામાં શ્રીકૃષ્ણ પણ ત્યાં આવી પહોંચ્યા, અને બધું સાંભળીને અતિ હર્ષિત થયા.[1] [૫૫/૭-૪૦]

પ્રદ્યુમ્નનું હરણ થઈ ગયા બાદ શ્રીકૃષ્ણ રુકિમણી સાથે રહેતા હતા. એ અરસામાં સત્રાજિત નામના એક યાદવને સ્યમંતક નામનો એક સૂર્ય સમાન અતિ તેજસ્વી મણિ પ્રાપ્ત થયો હતો.[2] તે મણિ એટલો પ્રભાવશાળી હતો કે, તે જ્યાં હોય ત્યાં દુષ્કાળ, મરકી, અમંગળ, સર્પ, આધિ, વ્યાધિ કે ઉપાધિ સ્થિતિ કરી શકતાં નહિ. એક વખત શ્રીકૃષ્ણે સત્રાજિત પાસે તે મણિ યદુરાજ ઉગ્રસેન માટે માગ્યો; પણ ધનના લાલચુ સત્રાજિતે તે મણિ આપ્યો નહિ. પછી એક વખત સત્રાજિતનો ભાઈ પ્રસેન તે મણિ પહેરીને મૃગયા કરવા ગયો. ત્યાં એક સિંહે તેને મારી નાખ્યો. તેવામાં જાંબવાન નામના એક અરણ્યવાસીએ તેને જોયો અને સિંહને મારીને તે મણિ લઈ લીધો. પછી તેણે પોતાની ગુફામાં પોતાના બાળકને રમકડા તરીકે રમવા તે મણિ આપ્યો. [૫૬/૧-૧૪]

આ તરફ પોતાનો ભાઈ પાછો ન આવવાથી સત્રાજિતને ખાતરી થવા લાગી કે, શ્રીકૃષ્ણે જ મણિ માટે પોતાના

---

૧. વિષ્ણુપુરાણમાં, નારદે આવીને, માયાવતી શંબરાસુરની સ્ત્રી હોવા છતાં, તેને પ્રદ્યુમ્નની સ્ત્રી તરીકે સ્વીકારવા બધાંને સમજાવ્યાં એવો ઉલ્લેખ છે. હરિવંશમાં તો શ્રીકૃષ્ણે રુકિમણીને સમજાવ્યાં છે કે, માયાવતીનો હવે પ્રદ્યુમ્નની સ્ત્રી તરીકે સ્વીકાર કરવો જોઈએ, તથા તે શંબરની સ્ત્રી હોવાથી તેનો અસ્વીકાર ન કરવો જોઈએ, કારણ કે તેણે જ પ્રદ્યુમ્નને બચાવ્યા છે.

૨. ભાગવતમાં જણાવ્યા પ્રમાણે, સત્રાજિત સૂર્યનો ભક્ત હોવાથી સૂર્યે જ તેને તે મણિ અર્પ્યો હતો. વળી તે મણિમાંથી રોજ આઠ ભાર (૮૦ મણ) સોનું ઝરતું હતું.

ભાઈને મરાવી નાખ્યો છે. પોતાને માથે આવો અપવાદ આવતાં તેને દૂર કરવા શ્રીકૃષ્ણ જંગલમાં સત્રાજિતના ભાઈની તથા તે મણિની શોધ કરવા નીકળ્યા. ત્યાં જોયું તો એક સિંહે પ્રસેનજિત અને તેના ઘોડાને મારી નાખેલા હતા. પછી થોડે દૂર તે સિંહને પણ કોઈએ મારી નાખેલો હતો. આજુબાજુ તપાસ કરતાં જાંબવાનની ગુફામાં તે મણિ મળી આવ્યો. પછી શ્રીકૃષ્ણને જાંબવાન સાથે મહાભયંકર દ્વંદ્વ-યુદ્ધ થયું. તેમાં જાંબવાન હાર્યો ને શ્રીકૃષ્ણને તાબે થયો. તેણે તે મણિ તેમ જ પોતાની કન્યા જાંબવતી શ્રીકૃષ્ણને અર્પણ કર્યાં. [૫૬/૧૫-૩૨]

શ્રીકૃષ્ણને જાંબવાનની ગુફામાં ગયે બહુ વખત થયો હોવાથી સૌ ભારે ચિંતામાં પડી ગયાં હતાં. તેવામાં શ્રીકૃષ્ણ પોતાને પરણાવેલી જાંબવતી તથા મણિ લઈને પાછા આવ્યા. સત્રાજિત પોતે શ્રીકૃષ્ણને દીધેલા આરોપથી ઘણો શરમાઈ ગયો હતો. તેણે પણ પોતાની પુત્રી સત્યભામા તથા તે મણિ શ્રીકૃષ્ણને અર્પણ કર્યાં. શ્રીકૃષ્ણે તેની કન્યાનો તો સ્વીકાર કર્યો, પણ તે મણિ તો તેને જ પાછો આપ્યો. [૫૬/૩૩-૪૩]

આ દરમ્યાન પાંડવોને દુર્યોધનાદિએ લાક્ષાગૃહમાં બાળી મૂક્યાના સમાચાર આવતાં, શ્રીકૃષ્ણ અને બળરામ હસ્તિનાપુર ગયા. એ અરસામાં અક્રૂર અને કૃતવર્માએ મળીને શતધન્વાને ઉશ્કેર્યો કે, એ સત્રાજિતે સત્યભામા આપણને આપવાની પ્રતિજ્ઞા કરી હતી, છતાં તેણે શ્રીકૃષ્ણને આપી, માટે હવે તેને મારી નાખી તેનો મણિ તારે લઈ લેવો જોઈએ. એટલે શતધન્વાએ લોભને લીધે રાત્રે સૂતેલા સત્રાજિતને મારી

નાખ્યો, તથા તેનો મણિ લઈને ચાલતી પકડી. સત્યભામા હવે પોતાની સુરક્ષિતતા ન દેખી, વિલાપ કરતી હસ્તિનાપુર શ્રીકૃષ્ણ પાસે ચાલી ગઈ. તેની પાસેથી બધી વાત સાંભળી શ્રીકૃષ્ણ વગેરે પાછા દ્વારિકા આવ્યા અને શતધન્વાનો વધ કરવાને તેની તપાસ કરવા લાગ્યા. [૫૭/૧-૧૦]

શતધન્વાએ હવે અક્રૂર અને કૃતવર્માની સહાય માગી, પણ તે બંને તે વખતે છૂટી પડ્યા. એટલે શતધન્વા મણિ અક્રૂરને સોંપી દઈ મિથિલા તરફ નાઠો. પરંતુ શ્રીકૃષ્ણ તથા બળરામે તેનો પીછો પકડ્યો અને તેને રસ્તામાં જ કાપી નાખ્યો. બળદેવજી પછી મિથિલામાં જ થોડો વખત રહ્યા,[૧] અને શ્રીકૃષ્ણ શતધન્વા પાસે મણિ ન હોવાથી એમ ને એમ પાછા આવ્યા. [૫૭/૧૧-૨૪]

શતધન્વાનો વધ થયેલો સાંભળી, અક્રૂર અને કૃતવર્મા દ્વારકામાંથી નાઠા. કારણ કે આ બધી ઉશ્કેરણીનું મૂળ જ તે હતા. પરંતુ બધાને મનમાં વહેમ રહી ગયો હતો કે, શતધન્વાને મારીને શ્રીકૃષ્ણે જ તે મણિ લઈ લીધો છે.

---

૧. ત્યાં દુર્યોધન તેમની પાસે ગદાયુદ્ધ શીખ્યો હતો એવો ભાગવતમાં ઉલ્લેખ છે. પરંતુ બળરામ મિથિલામાં ગયાનું કારણ હરિવંશમાં એ આપ્યું છે કે, શતધન્વાને મારી નાખ્યા પછી બળરામે કૃષ્ણ પાસે પેલો મણિ માગ્યો, પણ શ્રીકૃષ્ણને તો તે મણિ શતધન્વાના શરીર ઉપરથી મળ્યો નહોતો. એટલે તેમણે કહ્યું કે, મણિ તો મળ્યો નથી. ત્યારે બળરામે માન્યું કે, કૃષ્ણ મણિ ન આપવા ખાતર જૂઠું બોલે છે, એટલે તે રિસાઈને મિથિલા ચાલ્યા ગયા.

એટલે શ્રીકૃષ્ણે અક્રૂરને પકડી મંગાવ્યા[1] અને તેમને જણાવ્યું કે, સત્રાજિતની મિલકતની વારસદાર તેની પુત્રી જ કહેવાય, એટલે તે મણિ હવે સત્યભામાનો જ છે. છતાં મારે તે જોઈતો નથી. પરંતુ બધાને વહેમ છે કે, તે મણિ મારી પાસે જ છે, માટે તમારે આ વહેમ મારી ઉપરથી દૂર કરાવવો જોઈએ. પછી અક્રૂરે તે મણિ શ્રીકૃષ્ણને અર્પણ કર્યો. પણ શ્રીકૃષ્ણે તે લીધો નહિ. [૫૭/૨૫-૪૨]

પાંડવો લાક્ષાગૃહમાં બળી નથી ગયા, પરંતુ જીવતા છે, તથા સ્વયંવરમાં દ્રૌપદીને પરણ્યા છે, એવા સમાચાર મળતાં શ્રીકૃષ્ણ તેમને મળવા ચાલી નીકળ્યા. તેમને મળ્યા બાદ શ્રીકૃષ્ણે તેમને નવું નગર વસાવવા માટે ખાંડવવન બાળવાની સલાહ આપી. એટલે અર્જુને ખાંડવવન બાળ્યું.[2] તે સ્થળે ઇંદ્રપ્રસ્થ શહેર વસાવવામાં શ્રીકૃષ્ણે પાંડવોને સારી પેઠે મદદ કરી, અને તે શહેર નમૂનારૂપ બન્યું. શ્રીકૃષ્ણ પાંડવો સાથે થોડો વખત ત્યાં પણ રહ્યા. [૫૮/૧-૧૨]

એક વખત તે તથા તેમનો મિત્ર અર્જુન વનમાં મૃગયા અર્થે ગયા હતા, ત્યાં યમુનાને કિનારે કાલિંદી નામની એક

---

૧. ભાગવતકાર, આ બાબતમાં મતભેદ છે એમ જણાવે છે. બીજાઓનું કહેવું એમ છે કે, અક્રૂર દ્વારકામાંથી ચાલ્યા જવાથી દ્વારકામાં વરસાદ પડવો બંધ થઈ ગયો; બધામાં એવી માન્યતા હતી કે અક્રૂર હોય છે ત્યાં વરસાદનું સુખ રહે છે. એટલે શ્રીકૃષ્ણે તેમને તેડાવી મંગાવ્યા.

૨. મૂળ ભાગવતમાં પૂર્વાપર ઘટનાઓનો ક્રમ ખોટો છે એમ ટીકાકાર ચક્રવર્તી કહે છે. મૂળમાં તો એવો ક્રમ છે કે, શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાં રહ્યા, મૃગયા વખતે કાલિંદી પ્રાપ્ત કરી, ઇંદ્રપ્રસ્થની રચના કરી, અને ખાંડવવન બાળ્યું.

સ્વરૂપવાન કન્યાને ફરતી તેમણે જોઈ. શ્રીકૃષ્ણે તે કોણ છે વગેરે બાબતોની તપાસ કરવા માટે અર્જુનને કહ્યું, તો જણાયું કે, તે શ્રીકૃષ્ણને પતિ મેળવવાની ઇચ્છાથી ત્યાં રહીને તપશ્ચર્યા કરી રહી છે. એટલે તેનો સ્વીકાર કરી, શ્રીકૃષ્ણ તેને સાથે લઈ પાછા આવ્યા. ત્યાર બાદ બધાંની રજા લઈ તે દ્વારકા ગયા, અને ત્યાં તેમણે કાલિંદી સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું. [૫૮/૧૩-૨૮]

ત્યાર બાદ શ્રીકૃષ્ણે પોતાની ફોઈની પુત્રી તથા અવંતીના રાજા વિંદ તથા અનુવિંદની બહેન મિત્રવિંદાનું સ્વયંવરમાંથી હરણ કર્યું, અને તેની સાથે લગ્ન કર્યું. ઉપરાંત કોશલ દેશના રાજા નગ્નજિતની પુત્રી નાગ્નજિતીના સ્વયંવરમાં, શરત પ્રમાણે સાત બળવાન આખલાઓને હરાવીને, તે કન્યા પણ પ્રાપ્ત કરી. તે સ્વયંવર પછી અન્ય નિરાશ થયેલા રાજાઓ સાથે થયેલા યુદ્ધમાં અર્જુને તેમને સારી પેઠે મદદ કરી હતી. ત્યાર બાદ શ્રીકૃષ્ણ પોતાની ફોઈ શ્રુતકીર્તિની પુત્રી ભદ્રા સાથે પરણ્યા. તે ભદ્રા કેકય દેશમાં જન્મી હતી, તથા તેના ભાઈએ તેને શ્રીકૃષ્ણને આપી હતી. પછી મદ્રદેશના રાજાની પુત્રી લક્ષ્મણાને તે સ્વયંવરમાંથી ઉપાડી લાવીને પરણ્યા. આમ તેમને રુક્મિણી, જાંબવતી, સત્યભામા, કાલિંદી, મિત્રવિંદા, નાગ્નજિતી, ભદ્રા, અને લક્ષ્મણા એવી આઠ રાણીઓ થઈ; તે આઠ પછીથી શ્રીકૃષ્ણની પટરાણીઓ તરીકે પ્રસિદ્ધ થઈ હતી. [૫૮/૨૯-૫૮]

એ અરસામાં પ્રાગ્જ્યોતિષના (આસામના) રાજા ભૌમાસુરે ચારે તરફ વરતાવવા માંડેલા કેરની વાત શ્રીકૃષ્ણના સાંભળવામાં આવી. તે ભૌમાસુરે, પોતે જીતેલા રાજાઓની અનેક પુત્રીઓને પોતાને ત્યાં બળાત્કારે કેદ રાખી હતી. તે

તરફના ઇંદ્ર વગેરે રાજાઓએ પણ મદદ માટે શ્રીકૃષ્ણને વિનંતિ કરી. એટલે શ્રીકૃષ્ણે સત્યભામાને સાથે લઈ, પ્રાગ્જ્યોતિષપુર ઉપર ચડાઈ કરી. ત્યાં ભૌમાસુર અને શ્રીકૃષ્ણ વચ્ચે મહાભયંકર યુદ્ધ થયું. પરંતુ અંતે શ્રીકૃષ્ણે તેનો વધ કર્યો. ત્યાર બાદ તેનો પુત્ર ભગદત્ત શ્રીકૃષ્ણને શરણે આવ્યો. શ્રીકૃષ્ણે તેને અભયદાન આપી, ભૌમાસુરના મહેલમાં પ્રવેશ કર્યો, અને ત્યાં કેદ પૂરેલી સૌ રાજકુમારીઓને મુક્ત કરી. પરંતુ તે બધી શ્રીકૃષ્ણ ઉપર મોહિત થઈને તમને જ વરી. શ્રીકૃષ્ણે પણ તે સૌનો સ્વીકાર કર્યો. પછી ઇંદ્ર વગેરે રાજાઓએ શ્રીકૃષ્ણનું પૂજન કર્યું, અને પોતાને ત્યાં તેમની પધરામણી કરીને તેમનો સત્કાર કર્યો. [૫૯/૧-૩૭]

તે ઇંદ્ર રાજાના બગીચામાં એક પારિજાતકનું વૃક્ષ હતું. સત્યભામાએ શ્રીકૃષ્ણને તે વૃક્ષ દ્વારિકા લઈ લેવાનું કહ્યું. ઇંદ્રે તે વૃક્ષ આપવાની ના પાડી. એટલે શ્રીકૃષ્ણને તેની સાથે પણ યુદ્ધ કરવું પડયું. અંતે તેને હરાવી શ્રીકૃષ્ણે તે વૃક્ષ તેના બગીચામાંથી ઉખાડાવીને દ્વારિકામાં સત્યભામાના મહેલના બગીચામાં રોપાવ્યું.[૧] ત્યાર બાદ દ્વારિકા આવી, શ્રીકૃષ્ણે ભૌમાસુરને ત્યાંથી આણેલી સર્વ સ્ત્રીઓ માટે અલગ અલગ મહેલોની વ્યવસ્થા કરી, અને સૌના પ્રેમને પરિપૂર્ણ

---

૧. હરિવંશમાં આ જ પ્રમાણે ઝાડ ઉખાડી લાવ્યાનો ઉલ્લેખ છે. પરંતુ તરત જ પછી, નારદે આપેલા પારિજાત ફૂલને શ્રીકૃષ્ણે રુક્મિણીને આપ્યું અને તે કારણે સત્યભામા રિસાયાં, અને શ્રીકૃષ્ણ ઇંદ્રના વનમાં જઈને તે આખું ઝાડ તેની સાથે લડીને લઈ આવ્યા અને સત્યભામાના બગીચામાં રોપ્યું, એવી બીજી જુદી કથા પણ છે.

કરતા તથા સૌને યથેષ્ટ આનંદ આપતા તે તેમની સાથે વિહરવા લાગ્યા.[1] [૫૯/૩૮-૪૫]

એક વખત શ્રીકૃષ્ણ રુક્મિણીને મહેલે પધાર્યા હતા અને રુક્મિણી પણ સૌ શૃંગાર ધરી તેમની સેવા કરતાં હતાં. તેવામાં શ્રીકૃષ્ણે ઉપહાસ માટે તેમને કહ્યું કે, 'હે રાજપુત્રી! તને લોકપાલ જેવા ઐશ્વર્યયુક્ત, સ્વરૂપવાન તથા મહાપ્રભાવશાળી અને પ્રતાપી રાજાઓ પરણવા ઇચ્છતા હતા, તેમ જ તારા ભાઈએ અને પિતાએ પણ તને શિશુપાલ વેરે જ પરણાવવાનો વિચાર કર્યો હતો, છતાં તને જ ઇચ્છતા શિશુપાલને છોડી, તને અયોગ્ય એવા અમને તું શા માટે વરી? અમે એવા કાયર છીએ કે, જરાસંધની બીકથી ભયભીત થઈ અહીં દૂર ખૂણામાં સંતાઈ રહ્યા છીએ; બળવાનો સાથે અમે વેર કરી બેઠા છીએ; અમે રાજસિંહાસન વિનાના છીએ; અમારો માર્ગ (આચારવિચાર) અસ્પષ્ટ છે, તેમ જ સ્ત્રીને વશ થઈ રહેવારૂપ લોકમાર્ગને અમે અનુસરતા નથી. હે સુંદર ભ્રૂકુટિવાળી સ્ત્રી! અમારા જેવા પુરુષોના માર્ગને અનુસરનારી સ્ત્રીઓ ઘણું કરીને દુઃખી થાય છે. વળી અમે નિષ્કિંચન છીએ. લોકમાં પણ સમાન કુળ, શીલ, સંપત્તિ અને રૂપવાળાં સ્ત્રીપુરુષોનો વિવાહસંબંધ જ યોગ્ય ગણાય છે. એટલે તું ટૂંકા વિચારથી, તથા બધી પરિસ્થિતિને લક્ષમાં લીધા વિના જ, ગુણરહિત તથા કંગાલોએ જ વખાણેલા એવા અમને વરી છે. પરંતુ હજુ પણ તું કોઈ ઉત્તમ ક્ષત્રિયને સ્વીકારી લે, જેથી આ લોકમાં તથા પરલોકમાં તું

૧. મૂળમાં ભૌમાસુરને ત્યાંથી આણેલી તે સ્ત્રીઓની સંખ્યા સોળ હજાર ને એકસો કહી છે.

ઉત્તમ મનોરથો પ્રાપ્ત કરી શકે. તને અમે કષ્ટ વેઠીને હરી લાવ્યા તેથી તારે એમ માનવાનું નથી કે, અમે તારામાં આસક્ત છીએ; અમારે તો શિશુપાલ વગેરેની સાથે ઝઘડો હતો, તેથી તેમનો ગર્વ ઉતારવા ખાતર જ અમે તારું હરણ કર્યું હતું.' [૬૦/૧-૨૦]

શ્રીકૃષ્ણનાં આવાં અપ્રિય તથા નિષ્ઠુર વચન સાંભળી, દુઃખને લીધે વાણી રૂંધાઈ જતાં, રુક્મિણી નીચું મુખ કરીને ઊભાં રહ્યાં. તેમની બુદ્ધિ અત્યંત દુઃખ, ભય તથા શોકને લીધે વિનાશ પામી ગઈ, તેમના હાથમાંથી ચામર ગબડી ગયું, તથા થોડી વારમાં, વાયુએ ઉખાડી પાડેલી કેળની માફક, એકાએક મૂર્છિત થઈને તે ધરણી ઉપર ઢળી પડ્યાં. એ રીતે રુક્મિણીનું પોતા પ્રત્યેનું પ્રેમબંધન જોઈ, શ્રીકૃષ્ણે પલંગ ઉપરથી એકદમ નીચે ઊતરી પડીને તેમને ખોળામાં લીધાં, તથા તેમના વીખરાઈ ગયેલા કેશોને સમા કરીને તેમના મુખ ઉપરનો પરસેવો લૂછી નાખ્યો. પછી તેમને અતિ પ્રેમપૂર્વક આલિંગન કરીને, શાંત કરતા શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા :

'હે ભીરુ ! કલહથી ફરકતા હોઠવાળું અને કટાક્ષયુક્ત તારું અતિ સુંદર મુખ જોવાને લોભે જ મેં તારી આમ મશ્કરી કરી છે. હે વિદર્ભરાજપુત્રી ! ગૃહસ્થોનાં ઘરોમાં આ જ પરમ લાભ છે કે, તેઓ પોતાની પ્રિયા સાથે મશ્કરીમાં એક પણ પ્રહર ગાળી શકે છે.' [૬૦/૨૧-૩૧]

ત્યાર બાદ જ્યારે રુક્મિણીએ બધી વસ્તુસ્થિતિ સમજીને ધીમે ધીમે ભયનો ત્યાગ કર્યો, ત્યારે તે મધુર પણ નિશ્ચયપૂર્ણ શબ્દોમાં કહેવા લાગી : 'આપ જેવા પરમ પ્રતાપી પુરુષને હું

લાયક ન હોવાથી, આપણે બે અસમાન છીએ એ હું જાણું જ છું. પરંતુ પોતાના પર પ્રીતિ રાખનાર પોતાનાથી ઊતરતી પ્રિયા ઉપર પણ પ્રેમ રાખવો, એ જ તમારા જેવા ભક્ત-વત્સલને શોભે છે. જરાસંધ વગેરેથી બીનીને તમે અહીં ભાગી આવ્યા છો એ વાત તો બીજાને માનવી હોય તો ભલે માને; પરંતુ મારું જ્યારે તમે હરણ કર્યું, ત્યારે તે જરાસંધ વગેરે હાજર જ હતા; છતાં તે બધાંને, જેમ સિંહ અન્ય પશુઓને ગર્જનામાત્રથી ભગાડી મૂકે, તેમ ભગાડી મૂકી તમે મને ઉપાડી લાવ્યા. તે વખતનું તમારું પરાક્રમ તો મેં મારી નજરે જોયું છે. તમે અન્ય લોકોની પેઠે માત્ર સ્ત્રીને અનુસરનારા નથી એમ કહ્યું, પણ તે જ માટે તો હું તમારા ઉપર પ્રીતિ રાખું છું. જે જે રાજાઓને આપે વર્ણવ્યા, તેઓ તો સ્ત્રીઓના ઘરમાં ગધેડાઓની પેઠે કેવળ ભાર ઉપાડયા કરે છે; બળદોની પેઠે કામ ઢસડયા કરે છે; કૂતરાઓની પેઠે અપમાન પામ્યા કરે છે; બિલાડાઓની પેઠે ગરીબડા થઈ ક્રૂર હિંસાઓ કર્યા કરે છે, અને સેવકોની પેઠે તાબેદારી ઉઠાવ્યા કરે છે. એવા રાજાઓ તો તે સ્ત્રીના જ પતિ થાઓ કે જેણીના કાનમાં પ્રતાપી પુરુષોમાં ગવાયેલી આપની કથા કદી આવી જ ન હોય. જે સ્ત્રીએ આપના ચરણકમળ સૂંઘ્યા નથી, તે જ પોતાને અનુસરતા હાડમાંસના થેલાને, ‘ આ મારો પતિ છે ’ એમ કહીને સેવ્યા કરે છે. આપ કેવળ આત્મામાં જ રમણ કરી રહેલા છો, અને મારે વિષે પણ અતિશય રાગદૃષ્ટિવાળા નથી, છતાં મારી પ્રીતિ આપના ચરણમાં જ થાઓ. આપે મને અન્ય પતિને વરવાનું કહ્યું : પણ હું તો કન્યાવસ્થામાં જ આપને મારી પોતાની મરજીથી વરી ચૂકેલી છું; જે

સ્ત્રીને અજાણ્યા પુરુષ સાથે પરણાવવામાં આવી હોય, તેને જ પરાયા પુરુષમાં પ્રીતિ થાય.' [૧૦/૩૨-૪૮]

રુક્મિણીનાં આવાં આવાં પ્રેમ અને ભક્તિથી યુક્ત વચનો સાંભળી, શ્રીકૃષ્ણ અત્યંત સંતુષ્ટ થયા. તેમણે કહ્યું કે, 'હે સદ્‌ગુણી સ્ત્રી ! તારી મારા પ્રત્યેની નિષ્કામ પ્રેમનિષ્ઠા જોઈ હું અતિશય સંતુષ્ટ થયો છું. પોતાના જ ઇંદ્રિયસુખ ખાતર પતિને ભજનારી સ્ત્રીમાં આવી પતિભક્તિ દુર્લભ છે. મારા ઘરમાં ઘણી સ્ત્રીઓ છે, પણ તારા જેવી અહેતુક પ્રીતિવાળી કોઈને હું જોતો નથી. અને એ કારણથી જ હું તારાથી જિતાઈ ગયો છું. તારા એ પ્રેમનો બદલો વાળવા હું કેવળ અશક્ત છું. તેથી તને માત્ર અભિનંદન આપીને અટકું છું.' [૧૦/૪૯-૫૭]

શ્રીકૃષ્ણની આઠે પટરાણીઓમાંથી દરેકને દશ દશ પુત્રો થયા હતા. તે પ્રત્યેક એમ જ માનતી હતી કે, શ્રીકૃષ્ણ તેને જ સૌથી વધારે ચાહે છે. એ આઠ સિવાય એક રોહિણી નામની સ્ત્રીમાં પણ શ્રીકૃષ્ણને દીપ્તિમાન, તામ્રતપ્ત આદિ પુત્રો થયા હતા. રુક્મિણીના પ્રથમ પુત્ર પ્રદ્યુમ્ને સ્વયંવરમાં પોતાના મામા રુક્મીની પુત્રી રુક્મવતીને જીતી લીધી હતી, અને તેનાથી તેને અનિરુદ્ધ નામે બળશાળી પુત્ર પ્રાપ્ત થયો હતો. પોતાની બહેન રુક્મિણીને સારું લગાડવાના ઇરાદાથી પોતાની બહેનમાં સ્નેહબંધનવાળા રુક્મીએ પોતાના પુત્રની પુત્રી રોચનાને અનિરુદ્ધ વેરે પરણાવી હતી. તે અવસરે શ્રીકૃષ્ણ, બળરામ, રુક્મિણી વગેરે રુક્મીને ત્યાં આવ્યાં હતાં. ત્યાં જુગાર અને દારૂના વ્યસનવાળા બળદેવજી રુક્મી સાથે જુગાર રમવા

બેઠા; તેમાં તે હારતા ગયા;[1] આથી આજુબાજુ તેમની ઠેકડી થવા લાગી. તેથી ચિડાઈ જઈ, તેમણે દરવાજાની ભોગળ ઉપાડી રુક્મીને મારી નાખ્યો, તથા હસનાર રાજાના દાંત પાડી નાખ્યા. આ જોઈ ચારે તરફ નાસભાગ મચી રહી. શ્રીકૃષ્ણ સમજીને કાંઈ બોલ્યા નહીં, કારણ કે કાં તો રુક્મિણી કે કાં તો બળરામ એ બેમાંથી એકનો સ્નેહભંગ થાય એવી પરિસ્થિતિ બળરામે કરી મૂકી હતી. પછી બધા ચૂપચાપ નવોઢા વહુ સાથે અનિરુદ્ધને લઈ દ્વારકા પાછા આવ્યા. [૬૧/૧-૪૦]

તે અરસામાં શોણિતપુર નગરમાં બાણાસુર નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેણે શંકરને પ્રસન્ન કરી, હજાર હાથનું બળ તથા સુરક્ષિતતા પ્રાપ્ત કર્યાં હતાં. તેના હાથની ચળ ઉતારે એવો કોઈ બળવાન પ્રતિપક્ષી ન મળવાથી, તે મૂંઝાતો હતો. શંકરે તેને એવું કહ્યું હતું કે, તારા ઘરની ધજા ભાગી પડશે, ત્યારે તારા ગર્વનો નાશ કરનાર શત્રુ તને પ્રાપ્ત થશે. એ બળવાન રાજા ત્યારથી પોતાના ઘરની ધજા ભાગી પડવાની જ રાહ જોયા કરતો હતો, જેથી કોઈ શૂરવીર સાથે યુદ્ધ કરવાનો લહાવો મળે. [૬૨/૧-૧૧]

બાણાસુરને ઉષા નામની સ્વરૂપવાન પુત્રી હતી. તેણે એક વાર સ્વપ્નમાં અનિરુદ્ધ સાથે રતિસમાગમ પ્રાપ્ત કર્યો. ત્યારથી તે અનિરુદ્ધ સાથે જ પોતાનું લગ્ન થાય તેમ ઇચ્છવા લાગી; અને એ વેદનામાં સુકાવા લાગી. તે વેળા કુંભાંડ

1. છેવટના મોટા દાવમાં રુક્મી કહેતો હતો કે, હું જીત્યો છું. પણ આકાશવાણી બોલી હતી કે, બળરામ જીત્યા છે. એવો મૂળમાં ઉલ્લેખ છે.

નામના બાણાસુરના મંત્રીની પુત્રી ચિત્રલેખા કે જે ઉષાની પ્રિય સખી હતી, તેણે સમજાવીને તેના મનની વાત કાઢી લીધી. પરંતુ સ્વપ્નમાં ઉષાને મળેલો પ્રિયતમ કોણ હતો તે તે નક્કી કરી શકતી નહોતી. એટલે ચિત્રલેખાએ કુશળતાપૂર્વક તે સમયના સર્વ પ્રતાપી રાજાઓનાં તથા રાજપુત્રોનાં ચિત્રો તેને બતાવવા માંડયાં.[1] ત્યારે પ્રદ્યુમ્નનું ચિત્ર આવતાં ઉષા શરમમાં પડી ગઈ;[2] તથા પછીથી અનિરુદ્ધનું ચિત્ર આવતાં તે મંદ મંદ હસતી હસતી શરમથી મુખ નીચું કરીને બોલી કે, 'એ જ'. ત્યારે ચાલાક અને કુશળ ચિત્રલેખાએ અનિરુદ્ધનાં સગાં ન જાણે તેમ તેને દ્વારકામાંથી હરી આણ્યો[3] તથા બાણાસુરના રક્ષકો ન જાણે તેમ તેને ઉષાના અંતઃપુરમાં દાખલ કરી દીધો. પછી અન્યોન્યમાં આસક્ત થયેલાં તે બંને ગુપ્ત રીતે અતિ પ્રસન્નતાપૂર્વક વિવિધ ભોગો ભોગવવા લાગ્યાં. [૬૨/૧૨-૨૬]

ઉષાએ અનિરુદ્ધની સર્વ ઇંદ્રિયો એવી તો હરી લીધી હતી કે, તેણે વ્યતીત થતા દિવસોને પણ જાણ્યા નહિ. એમ

૧. આ ચિત્રો મેળવવામાં કે તૈયાર કરવામાં તેને સાત દિવસ લાગ્યા હતા, એવો હરિવંશમાં ઉલ્લેખ છે.

૨. અનિરુદ્ધ આકૃતિમાં પ્રદ્યુમ્નની સમાન જ હોવાથી.

૩. આમાં તેણે શ્રીકૃષ્ણના પ્રેમપાત્ર નારદની મદદ લીધી હતી, જેથી શ્રીકૃષ્ણ પણ ગુસ્સે ન થાય, એવો હરિવંશમાં ઉલ્લેખ છે. ચિત્રલેખાએ અનિરુદ્ધને ઉષાના પ્રેમની અને વિરહની વાત કરી પક્ષમાં લીધો હતો, પણ શ્રીકૃષ્ણ તથા બાણ વચ્ચે વિરોધ હોવાથી શ્રીકૃષ્ણને તરત ખબર પડવા દીધી નહોતી, અને તેને એકલાને જ સમજાવીને આણી દીધો હતો. પછીથી શ્રીકૃષ્ણને સમજાવવાનું નારદને માથે નાખવામાં આવ્યું હતું.

કરતાં કરતાં દ્વારપાળોએ જ્યારે ઉષાના શરીર ઉપર ઢાંકયાં ન ઢંકાય એવાં પુરુષસમાગમનાં ચિહ્નો જોયાં, ત્યારે તેઓએ બાણાસુરને એ વાત નિવેદિત કરી કે, ‘અમે બહારથી તો કાળજીપૂર્વક રક્ષણ કરીએ છીએ, છતાં તમારી કન્યા જાણે (કૌમાર) વ્રતથી ભ્રષ્ટ થઈ હોય તેમ લાગે છે. માટે તમે અંદર જઈ જાતે તપાસ કરો.’ આથી ગુસ્સે થઈ બાણાસુર ઉષાના અંતઃપુરમાં આવ્યો. ત્યાં તેણે ઉષા અને અનિરુદ્ધને વિલાસ કરતાં દેખ્યાં. આથી ગુસ્સે થઈ જેવો તે અંદર દાખલ થવા જાય છે, તેવો જ અનિરુદ્ધ તેને દેખી, કમાડની ભોગળ કાઢીને ઊભો રહ્યો. તેના હાથે ઘણા દ્વારપાળોના જાન ગયા. પણ અંતે બાણાસુરે તેને પકડીને બાંધી લીધો. [૬૨/૧-૩૫]

આ બાજુ અનિરુદ્ધ ઘણા દિવસથી ખોવાઈ ગયેલો હોવાથી તેનાં માતપિતા વગેરે ઘણા શોકમાં પડી ગયાં હતાં. તેવામાં બાણાસુરની કન્યાના અંતઃપુરમાંથી તે પકડાયાના તથા બાણાસુરે તેને કેદમાં નાખ્યાના સમાચાર જાણી, શ્રીકૃષ્ણ વગેરે તરત મોટું સૈન્ય લઈ શોણિતપુર આવી પહોંચ્યા. બાણાસુર પણ મોટું સૈન્ય લઈ તેમની સામે થયો. બંને સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. યુદ્ધમાં બાણાસુરને ઘેરાઈ ગયેલો જોઈ, તેની માતા નગ્ન થઈને શ્રીકૃષ્ણની આગળ આવીને ઊભી રહી. એટલે શ્રીકૃષ્ણે આડું જોયું. તેટલામાં બાણાસુર નાસીને નગરમાં પેસી ગયો. પરંતુ પછીથી ફરી બાણાસુર અને શ્રીકૃષ્ણ વચ્ચે યુદ્ધ થયું, અને તેમાં બાણાસુર હાર્યો. તેણે શ્રીકૃષ્ણને શરણે જઈ, અનિરુદ્ધને બંદીખાનામાંથી મુક્ત કર્યો તથા પોતાની કન્યા ઉષાને તેની વેરે પરણાવી.

ત્યાર બાદ બધાં ખુશી થઈ, વિવાહમહોત્સવનો આનંદ માણી, દ્વારકા પાછાં આવ્યાં. [૬૩/૧-૫૩]

[૧]એક વખત બળરામ પોતાના જૂના સંબંધીઓને મળવાની ઇચ્છાથી ગોકુળમાં નંદ–યશોદાને ત્યાં ગયા. તે સૌ તેમને દેખી અતિ હર્ષિત થયાં, તથા શ્રીકૃષ્ણ વગેરેના કુશળ-સમાચાર પૂછવા લાગ્યાં. બળરામને આવેલા જાણી ગોપીઓ પણ ત્યાં આવી, તથા તેમને ટાણાં મારતી પૂછવા લાગી કે, 'નગરની સ્ત્રીઓના વહાલા શ્રીકૃષ્ણ સુખી તો છે ને? તેઓ અહીંના સંબંધીઓને કદી યાદ કરે છે? તેમને પોતાનાં માતપિતા નંદ–યશોદાને મળવા આવવાની જરૂર સમજાય છે? અમારો તો હવે તેમને ખપ જ શો રહ્યો છે? પરંતુ શહેરની સ્ત્રીઓ પણ તેમનાં મધુર મધુર લોભાવનારાં વચનોમાં વિશ્વાસ ન કરે તો સારું. પરંતુ તે બિચારીઓ તેમનાં મધુર વચનો સાંભળીને ધીરજ ધારણ કરી શકતી હશે તો ને?' કેટલીક ગોપીઓ કહેવા લાગી કે, 'એ કૃષ્ણની વાતો કરવાથી શું વળવાનું છે? તેમનો સમય જો આપણા વિના ચાલ્યો જાય છે, તો આપણો પણ જાય છે.' આ પ્રમાણે શ્રીકૃષ્ણના વિયોગથી દુઃખી થતી તથા તેમનામાં અત્યંત પ્રીતિવાળી તે સ્ત્રીઓને બળરામે તેમના હૃદયને ગમે તેવાં વાક્યોથી શાંત કરી; કારણ કે તે બાબતમાં બળરામ કુશળ હતા. પછી બળરામ બે મહિના સુધી ત્યાં રહ્યા. અને તે બંને

---

૧. વિષ્ણુપુરાણમાં તો આ પ્રસંગ કાળયવનના પરાજય પછી તરત જ મૂકયો છે.

મહિના તેમણે રાત્રીઓમાં તે[1] ગોપીઓને સારી પેઠે ક્રીડાઓ કરાવી. બળરામને મદિરા તો જોઈએ જ. એટલે તેમણે ત્યાં વૃક્ષોમાંથી મદિરા[2] પ્રાપ્ત કરી; અને પછી પોતાની પ્રિય સખીઓ સાથે તે મદિરા પીને, મદથી વિહ્વળ બની, તે સારી પેઠે આખા વનમાં ઘૂમતા ફર્યા હતા. મદમાં ભાન ભૂલી તેમણે જલક્રીડા માટે યમુનાને પોતાની પાસે બોલાવી; પણ તે ન આવી એટલે હળ વડે તેમણે તેને ખેંચવા માંડી.[3] ત્યાર બાદ તેને ડરી ગયેલી માનીને તેમણે છોડી દીધી. પછી સ્ત્રીઓ સાથે તે નદીમાં સારી પેઠે જલક્રીડા કરીને તે બહાર નીકળ્યા. એ પ્રમાણે વ્રજની સ્ત્રીઓના વિલાસોથી આકર્ષાયેલા મનવાળા બળરામની સર્વ રાત્રીઓ એક રાત્રીની પેઠે ચાલી ગઈ. [૬૫/૧-૩૨]

---

૧. ટીકાકાર શ્રીધરે, શ્રીકૃષ્ણની ગોપીઓ પાછી બળરામ સાથે ક્રીડા કરે એ ઠીક ન દેખાતું હોવાથી એવું સૂચવ્યું છે કે, આ ગોપીઓ શ્રીકૃષ્ણવાળી નહોતી. પરંતુ મૂળના શબ્દોમાંથી તેવો ભાવ વ્યક્ત થતો નથી.

૨. મૂળમાં 'કદંબ વૃક્ષમાંથી ટપકતી' એવું છે. હરિવંશ આવો જ પ્રસંગ મથુરાં છોડી દ્વારકાં આવતી વખતે ગોમંતક પર્વતમાં વર્ણવે છે. ત્યાં એક કદંબ વૃક્ષ ઉપર પડેલું વરસાદનું પાણી નીચે એક ખાડામાં સડીને ઉત્તમ દારૂરૂપ બનેલું હતું.

૩. હરિવંશમાં આ પ્રસંગને જુદી રીતે વર્ણવ્યો છે. વૃંદાવન વગેરે ગોવાળોના દેશમાં યમુનાનું પાણી આવે તે માટે બળરામે નહેર જ ખોદી હોય એમ લાગે છે. જુઓ તેમના શબ્દો : 'હે નદી, મેં ખોદેલા આ માર્ગમાં તું વહે અને આ આખા દેશને પાણીથી ફળદ્રુપ કર . . . જેથી જ્યાં સુધી આ જગત ટકશે ત્યાં સુધી

તે અરસામાં કરૂપ દેશના રાજા પૌંડ્રકે પોતાને શ્રીકૃષ્ણ જેવો જ પરાક્રમી માની, પોતાના ખુશામતિયાઓના ચડાવ્યાથી શ્રીકૃષ્ણને યુદ્ધ માટે કહેણ મોકલ્યું. એટલે શ્રીકૃષ્ણે કાશી ઉપર ચડાઈ કરીને તેનો નાશ કર્યો. પછી તે રાજાના પુત્ર સુદક્ષિણે અભિચારકર્મથી શ્રીકૃષ્ણ અને તેમની નગરીને બાળી નાખવા અગ્નિપ્રયોગ કર્યો. તેથી આખી નગરી સળગવા લાગી; પરંતુ શ્રીકૃષ્ણે તે અગ્નિ બુઝાવી નાખી, કાશીમાં જઈ, સુદક્ષિણનો વધ કર્યો, તથા તેની આખી નગરી બાળી નાખી. [૬૬/૧-૪૩]

બળરામ વ્રજમાંથી પાછા આવ્યા પછી એક વખત રૈવત પર્વત ઉપર પોતાની પ્રિય સ્ત્રીઓ સાથે મદિરાપાન કરતા મદમત્ત બની રમણ કરી રહ્યા હતા. તેવામાં ભૌમાસુરનો મિત્ર દ્વિવિદ, જે ત્યાં સંતાઈ રહી શ્રીકૃષ્ણના દેશને ઉજ્જડ કરતો હતો, લૂંટતો હતો, તથા ત્યાંની સ્ત્રીઓને ઉપાડી જઈ દૂષિત કરતો હતો, તે ત્યાં આવી પહોંચ્યો. તેણે બળરામનું મદિરાપાત્ર ફોડી નાખ્યું તથા સ્ત્રીઓનાં વસ્ત્રો ખેંચી ખેંચી તેમની લાજ લેવા માંડી. એટલે બળરામ અને તેની વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું, અને તેમાં બળરામે તેને મૂઠીના મારથી મારી નાખ્યો. [૬૭/૧-૨૮]

---

મારો યશ કાયમ રહેશે.' યમુનાને આ રીતે નજીક આણેલી જોઈ બધા વ્રજવાસીઓ પણ બળરામની પ્રશંસાપૂર્વક તેમને ધન્યવાદ આપવા લાગ્યા.

આ બધા ઉપરથી લાગે છે કે, બળરામે પોતાના જૂના મિત્રોને હંમેશનું સુખ કરી આપવા ખાતર યમુનાની એક નહેર જ ખોદાવી હતી.

શ્રીકૃષ્ણનો જાંબવતીથી થયેલો પરાક્રમી પુત્ર સાંબ એક વખત સ્વયંવરમાંથી દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું હરણ કરી ચાલતો થયો. એટલે ભીષ્મ વગેરેથી પ્રેરાયેલા સૌ કૌરવો તેની પાછળ પડ્યા અને તેને પકડીને કેદમાં નાખ્યો. આ સમાચાર સાંભળી બધા યાદવો હસ્તિનાપુર ઉપર ચડાઈ કરવા તૈયાર થઈ ગયા. પરંતુ કૌરવો પોતાના સંબંધી હોઈ, તેમની સાથે બગાડ કરવો ઠીક નથી એમ માની, બળરામ તે બધાને શાંત કરીને, એકલા જ હસ્તિનાપુર ગયા. ત્યાં ગામ બહાર તેમના ઉતારા ઉપર બધા કૌરવો તેમનો સત્કાર કરવા આવ્યા. ત્યારે બળરામે તેમને જણાવ્યું કે, 'ઉગ્રસેનની આજ્ઞાનો વિરોધ ન કરો અને સાંબને બંધનમુક્ત કરો.' ત્યારે મદમત્ત કૌરવો કહેવા લાગ્યા કે, 'આ યાદવો જેવા રખડુ લોકો હવે મોટા રાજા થઈ બેઠા છે, અને રાજમુકુટધારી કૌરવોને આજ્ઞા કરવાની હિંમત કરે છે. તેઓનો આપણી સાથે વિવાહસંબંધ થયો છે તેનો લાભ લઈ, તેઓ હવે નિર્લજ્જપણે પોતાને રાજચિહ્નોથી યુક્ત કરી અભિમાન કરવા લાગ્યા છે.' આવું આવું કઠોર એવું ઘણું કહીને તેઓ હસ્તિનાપુરમાં પાછા ચાલ્યા ગયા. આથી ગુસ્સે થઈ બળરામે ગંગાનદીના પાણીમાં હસ્તિનાપુરને તાણી નાખવાનો પ્રયાસ કર્યો. આ જોઈ કૌરવો ગભરાઈ ગયા અને બળરામને શરણે આવ્યા. પછી દુર્યોધને સાંબને મુક્ત કરી, તેને પોતાની કન્યા સાથે પરણાવ્યો, અને અનેક કીમતી વસ્તુઓ તે વરવહુને પહેરામણીમાં આપી.[1] [૬૮/૧-૫૪]

---

૧. દુર્યોધન તે વખતે જ તેમની પાસેથી ગદાયુદ્ધ શીખ્યો હતો, એવો હરિવંશમાં ઉલ્લેખ છે.

ભૌમાસુરને મારી, તેને ત્યાંથી છોડાવેલી અનેક સ્ત્રીઓ સાથે શ્રીકૃષ્ણે લગ્ન કર્યું છે એમ સાંભળી, નારદજી એક વાર શ્રીકૃષ્ણ એ બધી અનેક સ્ત્રીઓને કેવી રીતે ખુશ રાખે છે તે જોવા માટે દ્વારકા આવ્યા. દ્વારકાની શોભા તે વખતે અનેરી હતી. ત્યાંના બાગબગીચા, મહેલો અને પ્રજાજનોનો વૈભવ અનુપમ હતો. તે નગરીની વચ્ચે શ્રીકૃષ્ણનું અંતઃપુર હતું. શ્રીકૃષ્ણે નારદજીનો મધુર શબ્દોથી સત્કાર કર્યો. પછી નારદજી એક પછી એક બધી રાણીઓને મહેલે ફરી વળ્યા. તે દરેક ઠેકાણે તેમણે શ્રીકૃષ્ણને દરેક રાણી સાથે એકસરખા પ્રેમથી તથા વૈભવથી વર્તતા જોયા. તેમનું સ્ત્રીઓ સાથેનું આચરણ જેવું પ્રેમયુક્ત હતું, તેવું જ તેમનું રાજ્ય તેમ જ ધર્મની બાબતોમાં આચરણ પણ અણીશુદ્ધ તથા કાળજીવાળું હતું. શ્રીકૃષ્ણનું આવું સર્વતોમુખી જીવન જોઈને નારદજી આશ્ચર્યચકિત થયા; તથા તે મહાપુરુષનું યોગસામર્થ્ય ગાતા ગાતા તેમની રજા લઈ વિદાય થયા. [૬૯/૧-૩૫]

# ૮

## શિશુપાલવધ

પ્રભાતવેળા થતાં કૂકડાઓ શબ્દ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણનો વિયોગ થશે એમ માની રુકિમણી પ્રભાતકાળને સહન કરી શકયાં નહીં. પરંતુ શ્રીકૃષ્ણ તો બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી, શૌચાદિ પરવારી, પ્રસન્ન ચિત્તે પોતાના સ્વરૂપનું ધ્યાન ધરવા લાગ્યા; જે સ્વરૂપ પ્રકૃતિથી પર, એક, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, નિત્ય, સ્વભાવથી જ અવિદ્યારહિત, બ્રહ્મ એવી સંજ્ઞાવાળું, તથા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કારણરૂપ, સત્ત્વગુણાદિ શક્તિઓથી જણાયેલા અસ્તિત્વવાળું, તથા આનંદરૂપ છે. પછી નિર્મળ જળમાં સ્નાન કરી, સંધ્યોપાસના, હોમ, જપ વગેરેથી પરવારી, દાનાદિ અર્પણ કરી, વસ્ત્રાભૂષણથી સજ્જ થઈ, રથમાં બેસી તે સભાસ્થાન તરફ ગયા. ત્યાં બંદીજનોની સ્તુતિ આદિ થઈ ગયા બાદ, પવિત્ર યશવાળા પ્રાચીન રાજાઓની કથા સાંભળતા તે બેઠા હતા, તેવામાં એક નવીન દેખાવનો પુરુષ દ્વારપાળો સાથે સભામાં આવ્યો. [૭૦/૧-૨૨]

તેણે નમસ્કારાદિ કર્યા બાદ શ્રીકૃષ્ણની આજ્ઞાથી પોતાનું કાર્ય નીચે પ્રમાણે નિવેદિત કર્યું: "હે કૃષ્ણ! જરાસંધને તાબે ન થનારા જે રાજાઓને તેણે ગિરિવ્રજ નામના પોતાના કિલ્લામાં બળાત્કારે કેદ કર્યા છે, તે રાજાઓ તરફથી હું સંદેશ લાવ્યો છું. તેઓએ જણાવ્યું છે કે, 'જરાસંધ હવે અતિ મદોન્મત્ત બન્યો છે, તથા તેનું બળ પણ અતિશય વધી ગયું છે. એટલે હવે તે સૌને મરજી મુજબ રંજાડતો ગમે તેમ વિચરે છે. તેનો મદ ઉતારી અમને મુક્ત કરે તેવું બીજું કોઈ અમે જોતા નથી. અમે તમારે શરણે આવ્યા છીએ. માટે શરણે આવેલાનું રક્ષણ કરવામાં હમેશ તત્પર એવા આપ આ સાંભળી જે યોગ્ય લાગે તે કરો.'"

પેલો દૂત આ પ્રમાણે બંદીવાન થયેલા રાજાઓની મદદ માટેની વિનંતિ કહેતો હતો, તેવામાં જ યુધિષ્ઠિર રાજાએ પોતાના રાજસૂય યજ્ઞમાં હાજર રહેવા માટે શ્રીકૃષ્ણ વગેરેને મોકલેલી આમંત્રણનો સંદેશ પણ આવી પહોંચ્યો. શ્રીકૃષ્ણે વિચાર્યું કે, રાજસૂય યજ્ઞ પણ સર્વ દિશાઓ જીતનાર રાજા જ કરી શકે, એટલે જરાસંધને નમાવવામાં પાંડવોએ પણ મદદ કરવી જ પડશે. એટલે યુધિષ્ઠિરનું નિમંત્રણ સ્વીકારીને પ્રથમ ઇંદ્રપ્રસ્થ જવું સલાહભરેલું છે. એમ વિચારી, શ્રીકૃષ્ણે રુક્મિણી આદિ સ્ત્રીઓને તથા કુમારોને ઇંદ્રપ્રસ્થ તરફ રવાના કરી દીધાં. પછી પેલા દૂતને પણ યથોચિત આશ્વાસનનો સંદેશો કહી, પોતે પણ ઇંદ્રપ્રસ્થ જવા નીકળ્યા. [૭૧/૧-૨૩]

શ્રીકૃષ્ણ વગેરેને આવતા જાણી યુધિષ્ઠિર વગેરે સૌ તેમનો સત્કાર કરવા નગર બહાર નીકળ્યા તથા પ્રેમગદ્‌ગદ થઈ એકબીજાને સારી પેઠે ભેટયા. નગરજનો તથા સ્ત્રીઓ

ટોળે વળી, શ્રીકૃષ્ણનાં દર્શન માટે રાજમાર્ગમાં એકઠાં થયાં; તથા તેમના સત્કાર તથા હર્ષના નાદો વચ્ચે શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાં દાખલ થયા. શ્રીકૃષ્ણે પોતાની ફોઈને તથા અન્ય પૂજ્ય સ્ત્રીઓને વંદન કર્યું. દ્રૌપદી વગેરેએ તેમને પ્રણામ કર્યા અને શ્રીકૃષ્ણની રાણીઓનો યથોચિત પ્રેમસત્કાર કર્યો. [૭૧/૨૪-૪૬]

યોગ્ય કાળે યુધિષ્ઠિરે યજ્ઞ શરૂ કરવા અગાઉ પોતાના ભાઈઓને દિગ્વિજય અર્થે સર્વ દિશાઓમાં રવાના કર્યા. તેઓએ સઘળી દિશામાં દિગ્વિજય કરીને પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું તથા યુધિષ્ઠિરને અર્પણ કર્યું. પરંતુ હવે જરાસંધના સામનો કરવાનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને સલાહ આપી કે, 'જરાસંધને સેંકડો અક્ષૌહિણી સેનાઓથી જીતવા ઇચ્છીએ તો પણ જીતી શકાય તેમ નથી. એટલે તેને તો ભીમસેન સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતારીએ તો જ તેનો વધ થઈ શકે. ભીમ સિવાય બીજો કોઈ દ્વંદ્વયુદ્ધમાં પણ તેને પહોંચી શકે તેમ નથી. રાજા જરાસંધ બ્રાહ્મણોનો ભક્ત છે, એટલે બ્રાહ્મણોની યાચનાને કદી નકારતો નથી. માટે ભીમસેને બ્રાહ્મણનો વેષ ધારણ કરી તેની પાસે દ્વંદ્વયુદ્ધની માગણી કરવી.' યુધિષ્ઠિરને પણ આ સલાહ યોગ્ય લાગી.

પછી શ્રીકૃષ્ણ, ભીમસેન તથા અર્જુન બ્રાહ્મણોનો વેષ ધારણ કરી, જરાસંધની નગરી ગિરિવ્રજમાં ગયા, તથા અતિથિસત્કારને સમયે જરાસંધ પાસે જઈ યાચના કરવા લાગ્યા. જરાસંધે તેમને કહ્યું, 'હે બ્રાહ્મણો! તમારી જે ઇચ્છા હોય તે માગો. હું તમને મારું મસ્તક પણ આપવા તૈયાર છું.' [૭૨/૧-૨૭]

આ પ્રમાણે જરાસંધ જ્યારે પ્રતિજ્ઞાથી બંધાઈ ચૂક્યો, ત્યારે શ્રીકૃષ્ણે છતા થઈ, ભીમસેન સાથે તેનું દ્વંદ્વયુદ્ધ માગ્યું. આ જોઈ જરાસંધ અકળાયો તો ખરો જ, પરંતુ તરત હસતો હસતો શ્રીકૃષ્ણને તેમના કાયરપણા માટે ધિક્કાર આપતો, દ્વંદ્વયુદ્ધ માટે તૈયાર થયો. પછી તે બંને પરાક્રમી પુરુષો ગદા લઈને નગરની બહાર નીકળ્યા. ત્યાં તે બે વચ્ચે મહાભીષણ એવું ગદાયુદ્ધ થયું. બંને એક બીજાથી ગાંજ્યા જાય તેમ નહોતા. પણ છેવટે ભીમસેન જ હતાશ થવા લાગ્યો. તે વખતે શ્રીકૃષ્ણે વૃક્ષની એક ડાળખી લઈ, તેને વચ્ચેથી ચીરી નાખીને ભીમસેનને સૂચના કરી કે, ‘ તું તેને આ રીતે ચીરી નાખ.’ એટલે ભીમસેને ગદાયુદ્ધ પડતું મૂકી[1] જરાસંધને પગ પકડી પૃથ્વી ઉપર પાડી નાખ્યો, તથા તેના એક પગને પગથી દબાવી, બીજો પગ બે હાથ વડે ખેંચી, તેને વચ્ચેથી ચીરી નાખ્યો. આ જોઈ ચારે બાજુ હાહાકાર મચી ગયો; પણ શ્રીકૃષ્ણે તરત જરાસંધના પુત્ર સહદેવનો મગધદેશના રાજા તરીકે અભિષેક કર્યો તથા બંદીવાસમાં પુરાયેલા સૌ રાજાઓને મુક્ત કર્યા. તે સૌ હર્ષથી શ્રીકૃષ્ણનો આભાર માનવા લાગ્યા. શ્રીકૃષ્ણે તેમને શૌચાદિ કરાવી યોગ્ય વસ્ત્રાભૂષણ આપ્યાં તથા મિષ્ટાન્ન જમાડી તૃપ્ત કર્યા અને પોતપોતાના દેશો તરફ વિદાય કર્યા. પછી ભારે હર્ષનાદ કરતા તેઓ ઇંદ્રપ્રસ્થ આવી પહોંચ્યા. ત્યાં યુધિષ્ઠિરે બધી વાત જાણી, કૃતજ્ઞતાથી શ્રીકૃષ્ણનો હાર્દિક સત્કાર કર્યો તથા તેમનું યથોચિત પૂજન કર્યું. [૭૩/૧-૩૫]

---

૧. આ ગદાયુદ્ધના નિયમનો ચોખ્ખો ભંગ કહેવાય, તથા એક પ્રકારનો વિશ્વાસઘાત કહેવાય.

યુધિષ્ઠિરે યોગ્ય સમયે વેદવાદી બ્રાહ્મણો દ્વારા રાજસૂય યજ્ઞ આરંભ્યો. તે યજ્ઞમાં સૌ રાજાઓને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં, અને ભારે ધામધૂમ કરવામાં આવી હતી. સોમરસ કાઢવાને દિવસે યુધિષ્ઠિરે યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો તથા સભાપતિઓની વિધિ પ્રમાણે પૂજા કરવાની તૈયારી કરી. તે વખતે પ્રશ્ન ઊભો થયો કે, સભાસદોમાં મુખ્ય પૂજાને યોગ્ય રાજા કોને ગણવો? ત્યારે સહદેવ બોલી ઊઠ્યો કે, 'શ્રીકૃષ્ણ જ સૌમાં શ્રેષ્ઠ છે, માટે તેમને જ મુખ્ય પૂજા અર્પણ થવી જોઈએ.' બધા રાજાઓએ એ સૂચનાને વધાવી લીધી. પરંતુ ચેદિદેશના દમઘોષનો પુત્ર શિશુપાલ એ વસ્તુ સહન ન કરતો, એકદમ આસન ઉપરથી ઊભો થઈ, હાથ ઊંચો કરીને નિર્ભયપણે કહેવા લાગ્યો કે, 'આ સભાના વૃદ્ધ પુરુષોની બુદ્ધિ પણ ફરી ગઈ છે કે શું, જેથી આ કુળદૂષક ગોવાળિયાને મુખ્ય પૂજા અર્પવાનું સ્વીકારવામાં આવે છે? તે વર્ણાશ્રમ અને કુળથી ભ્રષ્ટ છે, સર્વ ધર્મોથી બહિષ્કૃત છે, સ્વેચ્છાનુસાર વર્તનારો છે, તથા ગુણોથી રહિત છે; તે પૂજાને યોગ્ય કેવી રીતે છે? એ યાદવ કુળ પ્રાચીન કાળથી શાપિત છે, તથા મદિરાપાનમાં નિત્ય આસક્ત રહે છે. એ લૂંટારા યાદવો બ્રહ્મર્ષિઓએ સેવેલા દેશોનો ત્યાગ કરી, બ્રહ્મતેજરહિત સમુદ્રરૂપી કિલ્લાનો આશ્રય કરી, લૂંટફાટ વડે આજુબાજુના દેશોને રંજાડે છે.' આ પ્રમાણે કર્કશ તથા નિંદાયુક્ત વચનો બોલતા શિશુપાલ ઉપર સૌ ગુસ્સે થઈ ગયા, તથા પાંડવો ક્રોધાયમાન થઈ તેને મારી નાખવા માટે તેના ઉપર ધસી ગયા. પણ શ્રીકૃષ્ણે તે સૌને રોકીને, એકલા જ તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું, અને તત્ક્ષણ તેનું મસ્તક

ઉડાવી દીધું.[1] ત્યાર બાદ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનું પ્રેમભક્તિથી વિધિસર પૂજન કર્યું. [૭૪/૧-૪૭]

યજ્ઞ પૂરો થયા બાદ પણ પાંડવોના આગ્રહથી શ્રીકૃષ્ણ ત્યાં જ કેટલાક મહિના સુધી રહ્યા. પછી યુધિષ્ઠિર રાજાની સંમતિથી પોતાના પરિવાર સાથે તે પાછા દ્વારકા પધાર્યા. અન્ય રાજાઓ તથા બ્રાહ્મણો વગેરે પણ યુધિષ્ઠિર તરફથી યથોચિત સત્કાર પામી, યજ્ઞની પ્રશંસા કરતા કરતા પોતપોતાને સ્થાને ગયા. દુર્યોધનને તો પાંડવોની આ ઉન્નતિ તથા ઐશ્વર્ય દેખી મનમાં બળતરા જ થઈ હતી. એક વખત બધા સભામાં બેઠા હતા, ત્યારે દુર્યોધન ત્યાં આવવા લાગ્યો. તે વખતે ફરસબંધીની વિચિત્રતાને લીધે ત્યાં પાણી છે એમ માની, તે પોતાનાં વસ્ત્ર ઊંચાં કરવા ગયો. ત્યારે યુધિષ્ઠિરે વાર્યા છતાં બધા શ્રીકૃષ્ણની પ્રેરણાથી ખડખડાટ હસવા લાગ્યા. તેથી દુર્યોધન ક્રોધથી બળતો ચુપચાપ નીચું મોં કરી ત્યાંથી નીકળી ગયો. યુધિષ્ઠિર રાજા આ બનાવથી ઘણા ખિન્ન થઈ ગયા. [૭૫/૧-૫૦]

શ્રીકૃષ્ણ રાજસૂય યજ્ઞ માટે દ્વારકામાંથી નીકળ્યા, ત્યારે જ એમને મનમાં ખાતરી હતી કે, એમની ગેરહાજરી દરમ્યાન શિશુપાલના મળતિયાઓ જરૂર કંઈક તોફાન કરવાના. અને થયું પણ તેમ જ. શિશુપાલના મિત્ર શાલ્વે શિશુપાલના વધ પછી યાદવોનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. તેણે સૌભ નામનું એક વિમાન તૈયાર કરાવરાવ્યું હતું. તે વિમાન

૧. એ શિશુપાલ પેલા પાર્ષદોમાંના એકનો છેલ્લો–ત્રીજો અવતાર હતો. એટલે ત્યાં તેનું મૃત્યુ થયા બાદ તે ફરી પાર્ષદ-પણાને પામ્યો, એવો મૂળમાં ઉલ્લેખ છે.

ઇચ્છાનુસાર ગતિ કરનારું તથા અભેદ્ય હતું. શ્રીકૃષ્ણની ગેરહાજરીમાં દ્વારકાને સૈન્યથી ઘેરી લઈ, શાલ્વે પેલા વિમાન વડે આકાશમાંથી શસ્ત્રો તથા અસ્ત્રોનો ભયંકર મારો ચલાવવા માંડ્યો. પ્રદ્યુમ્ન વગેરે યોદ્ધાઓ નીચે રહ્યા રહ્યા ઘણુંય પરાક્રમ દાખવતા હતા, પરંતુ આ આકાશગામી રાજા ઉપર તેમનું કશું ચાલ્યું નહીં. તે વિમાન દેખાવું પણ અશક્ય હતું. કોઈ વાર તે પૃથ્વી ઉપર આવી જતું, કોઈ વાર તે આકાશમાં ઘૂમતું, તો કોઈ વાર પાણીમાં પેસી જતું. શાલ્વના બળવાન પ્રધાન દ્યુમાને જમીન ઉપર પણ પ્રદ્યુમ્નને ગદાના પ્રહારથી ઘાયલ કર્યો, એટલે તેનો સારથિ તેને લઈને રણમાંથી નાઠો. પ્રદ્યુમ્નને જ્યારે ભાન આવ્યું, ત્યારે તેણે આ રીતે રણમાંથી નાસી આવવા બદલ સારથિને ઠપકો આપ્યો; અને ફરી રણક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. [૭૬/૧-૩૩]

રણક્ષેત્ર ઉપર પ્રદ્યુમ્ન તથા દ્યુમાન વચ્ચે ફરીથી યુદ્ધ થયું, અને તેમાં દ્યુમાન મરાયો. પરંતુ શાલ્વ રાજાને કોઈથી કંઈ થઈ શક્યું નહિ. એવામાં ઇંદ્રપ્રસ્થથી પાછા આવતા શ્રીકૃષ્ણને બધા સમાચાર મળ્યા. તે વેગથી ત્યાં આવી પહોંચ્યા. તેમની તથા શાલ્વની વચ્ચે મહાભયંકર યુદ્ધ થયું. શાલ્વ એવો માયાવી હતો કે, એક વખત તે રણક્ષેત્રમાં બનાવટી વસુદેવને લઈ આવ્યો અને શ્રીકૃષ્ણના દેખતાં તેમનું મસ્તક છેદી નાખ્યું. આથી શ્રીકૃષ્ણ છેક હતાશ થઈ ગયા. પણ પછી શ્રીકૃષ્ણે વીરતાપૂર્વક યુદ્ધ કરી તે રાજાનો તથા તેના વિમાનનો વિનાશ કર્યો. [૭૭/૧-૩૭]

એવામાં શાલ્વ, શિશુપાલ વગેરેનો મિત્ર દંતવક્ત્ર ત્યાં ધસી આવ્યો. તે શિશુપાલની પેઠે સનત્કુમારનો શાપ પામેલો

વિષ્ણુનો બીજો પાર્ષદ હતો. શ્રીકૃષ્ણ તેના મામાના પુત્ર થતા હતા. તે બંને વચ્ચે ગદાયુદ્ધ થયું, અને તેમાં દંતવક્ત્રનો વધ થયો. પછી દંતવક્ત્રનો ભાઈ વિદૂરથ ત્યાં આવ્યો. તેનું મસ્તક પણ શ્રીકૃષ્ણે ઉડાવી દીધું.

આ શ્રીકૃષ્ણનું છેલ્લું યુદ્ધ હતું એમ કહી શકાય. હવે ચારે તરફ તેમના શત્રુઓનો પૂરેપૂરો નાશ થઈ ચૂક્યો હતો. [૮/૧-૧૬]

## ૯

# સુદામાચરિત

શ્રીકૃષ્ણ સાંદીપનિ ઋષિને ઘેર વિદ્યાભ્યાસ કરતા હતા, તે વખતનો તેમનો એક બ્રાહ્મણ[1] ગોઠિયો પણ વિદ્યાભ્યાસ પૂરો કરી, ગૃહસ્થી થઈ, દૈવેચ્છાથી જે કાંઈ મળી આવે તે વડે આજીવિકા ચલાવતો હતો. તે ઇંદ્રિયોના વિષયમાં વિરક્ત તથા વેદવેત્તા હતો. તેની સ્ત્રી ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરનારી તથા ક્ષુધાથી હંમેશ પીડિત રહેવાને કારણે દુર્બળ થઈ ગયેલી હતી. એક વખત તેણે સુદામાને કહ્યું કે, 'તમારા મિત્ર શ્રીકૃષ્ણ હવે દ્વારકામાં મોટો રાજવૈભવ પ્રાપ્ત કરી બેઠા છે. તો તમે તેમની પાસે જઈને કશું માગી કેમ લાવતા નથી?' એ સ્ત્રીએ નમ્રતાપૂર્વક આમ વારંવાર કહ્યું, ત્યારે તે બ્રાહ્મણે, શ્રીકૃષ્ણનાં દર્શન થશે એ જ પરમ લાભ છે એમ માની, દ્વારકા જવાનું કબૂલ કર્યું. પછી તેણે શ્રીકૃષ્ણ પાસે ભેટ લઈ જવા કંઈક માગ્યું. ત્યારે બ્રાહ્મણી

---

૧. મૂળમાં તેનું વિશેષનામ ન આપતાં તેને 'બ્રાહ્મણ' જ કહ્યો છે. શ્રીધર ટીકાકાર તેનું 'શ્રીદામા' નામ ટીકામાં આપે છે.

ક્યાંકથી ચાર મૂઠી પૌંવા માગી લાવી. તે લઈને તે બ્રાહ્મણ પોતાના મિત્રનો વિચાર કરતો કરતો દ્વારકા પહોંચ્યો.

અનેક મહેલોની વચ્ચે રુક્મિણીના મહેલમાં શ્રીકૃષ્ણ બિરાજ્યા હતા તે વખતે પેલો બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો. તેને આવતો દેખી શ્રીકૃષ્ણ તરત પલંગ ઉપરથી ઊઠી બારણા તરફ દોડ્યા. અને રુક્મિણી વગેરે નવાઈ પામીને જોઈ રહ્યાં તેટલામાં તો તે પેલા દરિદ્ર બ્રાહ્મણને ગળે આલિંગન કરતા તથા પ્રેમાશ્રુ વરસાવતા અંદર લઈ આવ્યા. અને તેને પોતાના જ પલંગ ઉપર બેસાડી તેનો પૂજન-સત્કાર કરવા લાગ્યા. રુક્મિણી પણ આ બધું દેખી એ મલિન તથા દુર્બળ બ્રાહ્મણને ચામર ઢોળવા મંડ્યાં. શ્રીકૃષ્ણ તે પ્રિય મિત્રને કુશળ સમાચાર પૂછવા લાગ્યા તથા ગુરુને ઘેર રહેવાના દિવસોની વાતો યાદ કરી કરીને આનંદ પામવા લાગ્યા. એક વખત ગુરુની ગેરહાજરીમાં ગુરુપત્નીએ તે બંનેને લાકડાં લેવા વનમાં મોકલ્યા હતા, તે વખતે ત્યાં અધવચ કેવો ભયંકર મેઘ ચઢી આવ્યો અને મુશળધાર વરસાદ વરસ્યો, તથા આખી રાત અંધારામાં રસ્તો ભૂલી ટાઢથી ધ્રૂજતા બિહામણા જંગલમાં એકબીજાનો હાથ પકડી બંને જણ કેવા આથડ્યા, તથા સવારમાં ગુરુ કેવા દુઃખી થઈ તેમને શોધવા આવ્યા, અને બંનેની ગુરુભક્તિ દેખી ગળગળા થઈ ગયા, વગેરે વાતો યાદ કરી કરી, શ્રીકૃષ્ણ પોતાના પ્રિય મિત્ર સાથેનો જૂનો સહવાસ તાજો કરવા લાગ્યા. [૮૦/૧-૪૩]

આ સઘળા પ્રસંગ દરમ્યાન તે બ્રાહ્મણ પેલી પૌંવાની પોટલી શરમનો માર્યો છુપાવ્યા કરતો હતો. તેની તે ચેષ્ટા શ્રીકૃષ્ણના ધ્યાનમાં આવતાં જ એ તરફ હાથ કરીને તે

પૂછવા લાગ્યા કે, 'હે ભાઈ! ભાભીએ મારે માટે ભેટ મોકલી છે તે તો બતાવો!' એમ કહી, તેમણે આનાકાની કરતા મિત્રના હાથમાંથી તે પોટલી છીનવી લીધી અને તેમાંથી એક મૂઠી ભરીને મોંમાં મૂકી. પછી બીજી મૂઠી જેવા ભરવા જાય છે, તેવો જ રુક્મિણીએ તેમનો હાથ પકડી લીધો અને કહ્યું કે, 'આટલું જ બસ છે.'[1] પછી તે બ્રાહ્મણ તે રાત્રી શ્રીકૃષ્ણને ત્યાં જ રહ્યો, અને શ્રીકૃષ્ણે પ્રેમપૂર્વક અર્પેલાં ભોજન જમીને સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યો. બીજે દિવસે સવાર થતાં તે શ્રીકૃષ્ણની રજા લઈ ઘેર વિદાય થયો. શ્રીકૃષ્ણે દૂર સુધી સાથે જઈ તેને સપ્રેમ વિદાય આપી.

તે બ્રાહ્મણે શરમના માર્યા શ્રીકૃષ્ણ પાસે કાંઈ જ માગ્યું નહોતું. તે તો, શ્રીકૃષ્ણે પ્રેમથી તેનો કેવો રાજાને યોગ્ય સત્કાર કર્યો, તે યાદ કરતો કરતો જ ઘેર આવી પહોંચ્યો. ત્યારે ત્યાં તો દાસ, દાસી વગેરેની મોટી ધમાલ તેની નજરે પડી. તેને આવતો દેખી, ઉત્તમ વસ્ત્રાભૂષણ પહેરેલી તેની સ્ત્રી બહાર દોડી આવી, તથા શ્રીકૃષ્ણે કેટલો બધો વૈભવ તેમને માટે મોકલાવ્યો છે, તે અત્યંત હર્ષિત ચિત્તે કહી બતાવવા લાગી. પેલો બ્રાહ્મણ તો, શ્રીકૃષ્ણે માગ્યા વિના તેમ જ જરા પણ આડંબર વિના અર્પણ કરેલી આવડી મોટી સમૃદ્ધિ દેખી છક થઈ ગયો, તથા તેમનાં ગુણગાન ગાતો અને પરમાત્મભાવે તેમનું સ્મરણ કરતો, દિવસ સુખ અને આનંદમાં વિતાવવા લાગ્યો. [૮૧/૧-૪૦]

---

૧. ભાવાર્થ એ છે કે, એક મૂઠી ખાઈને જ તેને સર્વ સંપત્તિઓ આપી દીધી છે. હવે બીજી મૂઠી વડે સંપત્તિઓની અધિષ્ઠાતારૂપ મને (લક્ષ્મીને) જ આપી દેવી છે શું? –શ્રીધર.

## ૧૦

# શ્રીકૃષ્ણનું યોગૈશ્વર્ય જાહેર થયું

બળરામ અને શ્રીકૃષ્ણ દ્વારિકામાં રહેતા હતા ત્યારે એક પ્રલયકાળ જેવું મહાન સૂર્યગ્રહણ થયું હતું. આથી મનુષ્યો પુણ્ય કરવાની ઇચ્છાથી ચોતરફથી કુરુક્ષેત્રમાં એકઠાં થયાં હતાં. શ્રીકૃષ્ણ વગેરે પણ ત્યાં ગયા. તે વખતે ત્યાં તેમના સંબંધી તથા મિત્ર અન્ય સર્વ રાજાઓ પણ આવ્યા હતા. તે બધા એકબીજાને મળીને અત્યંત ખુશી થયા. કુંતી પણ પોતાના પાંડવપુત્રો સહિત ત્યાં આવ્યાં હતાં. તે વસુદેવ વગેરેને મળ્યાં; શ્રીકૃષ્ણ પોતાના પાંડવ મિત્રોને મળ્યા; તથા દ્રૌપદી વગેરે પણ શ્રીકૃષ્ણની રાણીઓને મળી એકબીજાના ખબર સમાચાર પૂછવા લાગી. [૮૩/૧-૩૧]

પરંતુ ખાસ આનંદની વાત તો એ બની કે, નંદ વગેરે પણ વ્રજમાંથી ત્યાં આવ્યાં હતાં. શ્રીકૃષ્ણ નંદ-યશોદાને પ્રેમપૂર્વક પ્રણામ કરવા ગયા, ત્યારે તે બંનેએ તેમને નાના બાળકની પેઠે પોતાના ખોળામાં લઈ તથા મસ્તક સૂંઘી આશીર્વાદ આપ્યા. વસુદેવ-દેવકી પણ તે બંને ગોવાળ

દંપતીનો આભાર માનવા લાગ્યાં. શ્રીકૃષ્ણે પોતાની વ્રજ-સખીઓને પણ ત્યાં આવેલી દેખી. તેમને પણ તે એકાંતમાં મળ્યા. તે સૌને પ્રેમપૂર્વક આલિંગન કરી, તેમનું કુશળ પૂછતા પૂછતા તે તેમને કહેવા લાગ્યા: 'હે પ્રિય સખીઓ! હું તો મોટી ધમાલમાં પડી ગયો, એટલે તમને મળવા આવી શક્યો જ નહિ. પણ તમે મને યાદ કરો છો, કે મને અકૃતજ્ઞ માની અવગણનાપૂર્વક મારું વિસ્મરણ કરી ગયાં છો?' [૮૩/૩૨-૪૨]

ગોપીઓએ પણ તેનો યથોચિત જવાબ રોષ તથા પ્રેમ-ભક્તિ દાખવતાં દાખવતાં આપ્યો. ત્યાર બાદ શ્રીકૃષ્ણે તેમનું હિત કરવાના ઇરાદાથી તેમને શાંતિપૂર્વક અધ્યાત્મશિક્ષા આપી; અને જણાવ્યું કે, મનુષ્યોનો સમાગમ તો પરમાત્માની મરજી મુજબ થાય છે, અને તૂટી જાય છે. માટે તે પરમાત્માની જ ભક્તિ કરવી, એ સૌ સુખ તથા શાંતિનું કારણ છે. તે જ આ જગતમાં સંયોગવિયોગનો કર્તા છે; તથા સૌ પ્રાણીનો તે જ અંતર્યામી છે. બાહ્ય શરીર તો એ અંતર્યામીનું એક પડળ માત્ર છે. તે અંતર્યામી પરમાત્મામાં સૌ જીવ એક છે; માટે તે પરમાત્મામાં જ પ્રીતિ કરવી, એ પોતાના પ્રિયતમનો નિત્ય સમાગમ કરવાનો એક માત્ર રસ્તો છે. [૮૩/૪૩-૪૯]

પરંતુ આ ગ્રહણ વખતે જે મોટી વાત બની, તે બીજી જ હતી. એ ગ્રહણ પ્રસંગે વેદવ્યાસ વગેરે સૌ મહાન ઋષિઓ પણ આવ્યા હતા. તે બધા એક વખત શ્રીકૃષ્ણ વગેરે હતા ત્યાં આવી પહોંચ્યા. શ્રીકૃષ્ણે તેમને એકદમ ઊભા થઈ પ્રણામ કર્યાં તથા તેમનું પૂજન કર્યું. શ્રીકૃષ્ણે જણાવ્યું કે, 'અમારો જન્મ સફળ થયો, અને અમોએ જીવનનું સમગ્ર ફળ પ્રાપ્ત કર્યું કે તમારા જેવા યોગેશ્વરોનાં દર્શન-સમાગમનો

અમને લાભ મળ્યો. કારણ કે, જળમય તીર્થસ્થાનો કે પૃથ્વીમય દેવસ્થાનો તો ઘણે કાળે મનુષ્યને પવિત્ર કરી શકે છે, જ્યારે જંગમ તીર્થરૂપ સત્પુરુષો તો દર્શનમાત્રથી જ તત્કાળ મનુષ્યને પવિત્ર કરે છે. પૃથ્વી, આકાશ આદિ તત્ત્વોની ઉપાસના ગમે તેટલી કરી હોય, પણ તે પાપમૂલક અજ્ઞાનને દૂર કરી શકતી નથી; જ્યારે સત્પુરુષોને એક મુહૂર્ત જ સેવ્યાથી પાપમૂલક અજ્ઞાન નાશ પામે છે. એવા આ બ્રહ્મજ્ઞાની તત્ત્વવેત્તાઓ પ્રત્યે પૂજ્યબુદ્ધિ કે તીર્થબુદ્ધિ કરવાની મૂકીને, જેઓ શરીર, સ્ત્રી આદિમાં અહં-મમ બુદ્ધિ કર્યા કરે છે, તેઓ મનુષ્યોમાં બળદ જેવા છે.' [૮૪/૧-૧૩]

શ્રીકૃષ્ણનાં આવાં આવાં પ્રેમભક્તિવાળાં વચનો સાંભળીને તે મુનિઓ થોડી વાર તો ચૂપ રહ્યા. પરંતુ પછીથી વિચાર કરીને બોલ્યા :

'હે શ્રીકૃષ્ણ! અમે હવે જાણી ગયા છીએ કે, તમે જ સાચા તત્ત્વવેત્તા તથા બ્રહ્મસ્વરૂપ છો. અમે તો હજુ પરમાત્માની માયામાં જ મૂઢ છીએ; પરંતુ તમારું બાહ્ય આચરણ ગમે તેવું હોવા છતાં અંતરથી તમે મુક્ત છો. તમારું બાહ્ય આચરણ પણ ધર્મિષ્ઠ પુરુષોનું રક્ષણ કરવાને, દુષ્ટોને શિક્ષા કરવાને, અને સનાતન ધર્મનો પ્રચાર કરવાને અર્થે છે. આપ તો વેદ નામનું બ્રહ્મ જે સૌનું શુદ્ધ અંતરંગ સ્વરૂપ છે, તેરૂપ છો, જ્યારે અમે હજુ શબ્દબ્રહ્મનાં જ લેખાં ગણ્યા કરીએ છીએ. આપ તો સત્પુરુષોની પણ ગતિરૂપ છો, અને તેથી આપનો સમાગમ કરીને જ અમારા જન્મનું, વિદ્યાનું, તપનું તથા જ્ઞાનદૃષ્ટિનું સફળપણું અમે આજે પ્રાપ્ત કર્યું છે. એવા ગૂઢ મહિમાવાળા અને અસ્ખલિત

જ્ઞાનશક્તિવાળા પરમાત્માસ્વરૂપ આપ શ્રીકૃષ્ણને અમારા નમસ્કાર હો.' [૮૪/૧૪-૨૬]

મુનિઓનાં આવાં રહસ્યયુક્ત વચનો સાંભળી સૌ અત્યંત નવાઈ પામ્યા. જે શ્રીકૃષ્ણને સૌ એક સામાન્ય પરંતુ પ્રતિભાશાળી ગૃહસ્થ કે ક્ષત્રિય માત્ર માનતા હતા, તે તો તત્ત્વજ્ઞાનીઓનો પણ પૂજ્ય, તથા સર્વના ગુરુરૂપ છે એ જાણી, પ્રથમ તો બધા આશ્ચર્યમૂઢ જ થઈ ગયા. ત્યાર બાદ સૂર્યગ્રહણ પૂરું થતાં તથા ત્યાં યજ્ઞાદિ જે પુણ્યકર્મો કરવાં હતાં તે કરી લીધા બાદ, સૌ એકબીજાની રજા લઈ મહા કષ્ટે છૂટાં પડ્યાં, તથા પોતપોતાને સ્થાને ગયાં. પરંતુ શ્રીકૃષ્ણની ગૂઢ વાત હવે છતી થઈ ગઈ હતી. તેથી વસુદેવજી ઘેર જતાંવેંત જ પોતાના પુત્રને સંબોધીને કહેવા લાગ્યા:

'હે કૃષ્ણ, હે મહાયોગિન્, તમે પ્રધાન પુરુષ છો, તથા તેના પણ સાક્ષાત્ કારણ ઈશ્વર છો, એમ હવે હું જાણું છું. સર્વ ભોક્તા–ભોગ્યના ઈશ્વર સાક્ષાત્ આપ જ છો. અજન્મા હોવા છતાં, પોતે સૃજેલા આ અનેક પ્રકારના જગતમાં પોતે જ પ્રવેશ કરીને પ્રાણ અને જીવ સ્વરૂપ થઈને તેનું તમે ધારણપોષણ કરો છો. હે દેવ! આ જગતમાં સર્વ પદાર્થોની કે પ્રાણીઓની જે જે શક્તિઓ દેખાય છે, તે સૌનું પ્રભવ-સ્થાન આપ જ છો. હે ઈશ્વર! આ મનુષ્યલોકમાં દૈવેચ્છાથી સર્વ વાતે પૂર્ણ એવા દુર્લભ મનુષ્યપણાને પામીને પણ માયાને લીધે સ્વાર્થ સાધવામાં હું પ્રમત્ત રહ્યો છું, અને મારી બધી ઉમ્મર એમ ને એમ ચાલી ગઈ છે. તમે મારા પુત્ર નથી, પણ સાક્ષાત્ ઈશ્વર છો. તમે તો ધર્મની રક્ષાને અર્થે જ આ મનુષ્યશરીર ધારણ કરીને અવતર્યા છો. હે

ઈશ્વર ! હવે ઇંદ્રિયોના વિષય પ્રત્યેની તૃષ્ણા મને ઘણી થઈ ચૂકી છે; હવે તો શરણે આવેલાના સંસારભયનો નાશ કરનારા આપના ચરણકમળને શરણે આજે હું આવ્યો છું.' [૮૫/૧-૧૯]

શ્રીકૃષ્ણે પિતાનું આવું વચન સાંભળીને હસતાં હસતાં વિનયથી નમ્ર થઈને જવાબ આપ્યો :

'હે પિતાજી, સ્થાવર જંગમ આ સર્વ જગતનું તત્ત્વ બ્રહ્મ છે, એ આપનો નિશ્ચય બરાબર છે. જેમ પૃથ્વીતત્ત્વ ઘટાદિ અનેક મૃણ્મય પદાર્થોમાં વિવિધ સ્વરૂપવાળું દેખાય છે, તેમ આત્મા પણ પોતે ઉત્પન્ન કરેલા ગુણોને લીધે, ગુણોથી ઉત્પન્ન કરાયેલા દેહાદિ પદાર્થોમાં અનેક સ્વરૂપે જણાય છે, અને ઉપાધિ વડે આવિર્ભાવ, તિરોભાવ, અલ્પતા, બહુલતા વગેરે ભાવો ધારણ કરતો દેખાય છે, પણ વસ્તુતઃ તેમ નથી. આત્મા એક જ છે, નિત્ય છે, અભિન્ન છે, નિર્ગુણ છે તથા માયાથી જ અનેક, અનિત્ય, ભિન્ન, તથા ગુણયુક્ત દેખાય છે, એ નિશ્ચય દૃઢ કરવો જોઈએ.' [૮૫/૨૨-૫]

ત્યાર બાદ દેવકીએ શ્રીકૃષ્ણનું આવું અદ્‌ભુત ઐશ્વર્ય જાણી, તેમની પાસે પોતાના કમોતે મરેલા છ પુત્રોને જીવતા કરવાની માગણી કરી. શ્રીકૃષ્ણે તે છયે પુત્રો મરણ પામીને બલિરાજા પાસે જ્યાં બેઠા હતા ત્યાંથી લાવીને દેવકીને બતાવ્યા. દેવકી પણ તેમને આલિંગન કરી, ખોળામાં બેસાડી, તેમનાં મસ્તક સૂંઘવા લાગ્યાં. પછી તે છયે પુત્રો બધાંના દેખતાં ત્યાંથી દેવલોકમાં ચાલ્યા ગયા. [૮૫/૨૬-૫૮]

એક વખત અર્જુન તીર્થયાત્રા કરતા કરતા પ્રભાસ ગયા. ત્યાં તેમણે સાંભળ્યું કે, વસુદેવની પુત્રી સુભદ્રાને

બળરામ દુર્યોધન વેરે પરણાવવા માગે છે, પણ વસુદેવ આદિની તેવી મરજી નથી. અર્જુને સુભદ્રાના સૌંદર્ય વિષે ઘણું સાંભળ્યું હતું. આથી તે પોતાનો સંન્યાસી વેષ કાયમ રાખી, ગુપ્તપણે સુભદ્રાને જોવાની ઇચ્છાથી દ્વારકા ગયા. ત્યાં તે પોતાનો સ્વાર્થ સાધવા માટે વર્ષાઋતુના ચાર માસ રહ્યા. તેમનું પ્રતાપી મુખ દેખી સૌ તેમનો સત્કાર કરતું; અને બળદેવજી તો તેમનામાં ભક્તિભાવ ધારણ કરવા લાગ્યા. [૮૬/૧-૪]

એક વખત બળરામે તેમને પોતાને ત્યાં ભિક્ષા માટે આમંત્રણ આપ્યું. તે વખતે સુભદ્રા અર્જુનને પીરસવા આવી. તે દરમ્યાન અર્જુને તેને સારી પેઠે જોઈ લીધી. તેનું સૌંદર્ય જોઈ મોહિત થઈ ગયેલા અર્જુનને, પછી તેને કેમ કરીને પ્રાપ્ત કરવી એના જ વિચાર આવવા લાગ્યા. સુભદ્રા પણ આ પ્રતાપી સંન્યાસી પ્રત્યે સ્વાભાવિક રીતે આકર્ષાઈ. શ્રીકૃષ્ણને બધી વાતની જાણ થતાં, તેમણે પોતાના મિત્રની કામનાને વધાવી લીધી. પરંતુ બળરામનો વિરોધ હોવાને કારણે, શ્રીકૃષ્ણે દેવકી-વસુદેવની સંમતિથી અર્જુનને એવી સલાહ આપી કે, 'દેવયાત્રા નિમિત્તે સુભદ્રા કિલ્લા બહાર નીકળે, તે વખતે તારે સુભદ્રાનું હરણ કરીને ચાલતા થવું.' અર્જુને પણ તે પ્રમાણે જ કર્યું. બધા યાદવો સુભદ્રાને ઉપાડી જનાર પ્રત્યે ગુસ્સે થઈ તેની પાછળ પડ્યા. પણ પરાક્રમી અર્જુને તેમને ભગાડી મૂક્યા. બળરામ આ સાંભળી અતિશય ગુસ્સે થયા તથા અર્જુનની પાછળ દોડ્યા, પણ શ્રીકૃષ્ણ વગેરેએ 'હવે થવાનું તો થઈ ગયું' એમ કહી, સમજાવીને તેમને ઠંડા પાડ્યા. [૮૬/૫-૧૨]

શ્રીકૃષ્ણની તત્ત્વજ્ઞાની તરીકેની ખ્યાતિ હવે ચોતરફ ફેલાઈ ગઈ હતી. મિથિલાના જનકવંશી બહુલાશ્વ નામે રાજાએ તેમને પોતાને ત્યાં થોડો સમય પધારી તેમના સમાગમનો લાભ આપવા આમંત્રણ આપ્યું. તે વખતે મિથિલામાં શ્રુતદેવ નામે એક ગૃહસ્થ બ્રાહ્મણ રહેતો હતો. તે વિદ્વાન તથા ભક્ત હતો. તેને મળવાનો ખ્યાલ પણ શ્રીકૃષ્ણને હતો. એટલે શ્રીકૃષ્ણ મિથિલા પધાર્યા. તેમને આવ્યા જાણી આજુબાજુના ઘણા ઋષિમુનિઓ, તત્ત્વચિંતકો વગેરે પણ મિથિલામાં ભેગા થયા. બહુલાશ્વરાજાએ શ્રીકૃષ્ણનો પ્રેમપૂર્વક ઉત્તમ સત્કાર કર્યો. અને સૌના આગ્રહથી શ્રીકૃષ્ણ બધા સાથે તત્ત્વવિચારના આનંદ માણતા ત્યાં ઘણા દિવસ રહ્યા. પેલા દરિદ્રી બ્રાહ્મણે પણ શ્રીકૃષ્ણને પોતાને ત્યાં બોલાવી એક રાત તત્ત્વવિચાર તથા સેવાભક્તિમાં ગાળી. [૮૬/૧૩-૫૯]

## પરિશિષ્ટ

આ જગાએ વિષ્ણુની અન્ય દેવો કરતાં શ્રેષ્ઠતા બતાવતી બે કથાઓ મૂળ ભાગવતમાં છે. તે કથાઓને ત્યાં પરીક્ષિતને મુખે અપ્રસ્તુત પ્રશ્ન પુછાવીને દાખલ કરેલી છે. તેમને વસ્તુસંદર્ભ સાથે કશો સીધો સંબંધ નથી; તથા વિદ્વાનો ૮૭–૮૮–૮૯ એ ત્રણ અધ્યાયોને ક્ષેપક જ માને છે.

### વૃકાસુરની કથા

બ્રહ્મા–વિષ્ણુ–શંકર એ ત્રણમાં બ્રહ્મા અને શંકર પ્રસન્ન પણ જલદી થઈ જાય છે, અને ગુસ્સે પણ જલદી થઈ જાય

છે. વૃકાસુરે શંકરને જલદી પ્રસન્ન થઈ જાય તેવા જાણી, પોતાના શરીરના માંસનો હોમ કરીને તેમના ઉપર ત્રાગું શરૂ કર્યું. અંતે શંકરે તેને તેનું ઇચ્છિત વરદાન આપ્યું કે, 'તું જેના માથા ઉપર હાથ મૂકે, તે બળીને ભસ્મ થઈ જાય.' પછી શંકરનાં પત્ની પાર્વતીનું હરણ કરવાની ઇચ્છાથી વૃકાસુર શંકરના માથા ઉપર હાથ મૂકવા જ દોડયો. અંતે વિષ્ણુએ બટુકરૂપ ધારણ કરી તે રાક્ષસને સમજાવ્યો કે, 'શંકરે આપેલા વરદાનની ખાતરી શી, માટે તું તારા માથા ઉપર હાથ મૂકીને પ્રથમ ખાતરી કરી જો !' એ રીતે તે રાક્ષસનો નાશ કરાવી તેમણે શંકરનું રક્ષણ કર્યું હતું. [૮૮/૧૩-૪૦]

## ભૃગુઋષિની પરીક્ષા

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણમાં ઉત્તમ દેવ કોણ છે તેની પરીક્ષા કરવા ઋષિઓએ ભૃગુને મોકલ્યા. તે પ્રથમ બ્રહ્માને ત્યાં ગયા અને તેમને વંદનાદિ કર્યા વિના અક્કડ ઊભા રહ્યા, આથી બ્રહ્માને ઘણું ખોટું લાગ્યું. શંકરને ત્યાં જઈ તેમ કરતાં તે તો ત્રિશૂળ મારવા જ દોડ્યા. અંતે, વૈકુંઠમાં જઈ સૂતેલા વિષ્ણુને તેમણે લાત મારી, તો પણ તે તો ઊલટા 'તમારા પગને તો નથી વાગ્યું,' એમ કહી તેમનો ચરણ ચાંપવા લાગ્યા. સત્ત્વગુણ જ સર્વ પુરુષાર્થો પ્રાપ્ત કરવામાં કારણ છે. [૮૯/૧-૧૨]

આની પછી નીચેની કથા છે:

દ્વારિકામાં એક બ્રાહ્મણનો પુત્ર જન્મતાંવેંત મરી ગયો. એટલે તે એમ બોલતો ફરવા લાગ્યો કે, 'બ્રાહ્મણોનો દ્વેષ કરનારા, દુષ્ટ બુદ્ધિવાળા, લોભી ને વિષયલંપટ મનવાળા, નીચ

ક્ષત્રિયોના દોષથી મારો પુત્ર મરણ પામ્યો છે. કારણ કે, જે પ્રજાઓ હિંસામાં જ રાચનારા, દુરાચારી અને અજિતેંદ્રિય રાજાને સેવે છે, તેઓ દરિદ્ર અને નિત્ય દુઃખી થઈને ક્લેશ પામે છે.' પરંતુ, ત્યાર બાદ તો તેના એક પછી એક નવ પુત્રો તે રીતે મરી ગયા. બ્રાહ્મણ પણ દરેક વખતે મરેલા બાળકને શ્રીકૃષ્ણના રાજદ્વારમાં મૂકી ઉપરની ગાથા ગાયા કરતો. અંતે, દશમા પુત્ર વખતે અર્જુન જાતે તેની રક્ષા કરવા ગાંડીવ સજીને ઊભો રહ્યો. પરંતુ, મૃત્યુ તો તે દશમા પુત્રને પણ હરી ગયું. એટલે અર્જુન અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયો. ત્યારે શ્રીકૃષ્ણ તેને લોકાલોક પર્વતની પાર આવેલા અંધારાના ક્ષેત્રને તથા તેજના ક્ષેત્રને ઓળંગાવી જળના ક્ષેત્રમાં લઈ ગયા. ત્યાં શેષશાયી પરમાત્મા વિરાજ્યા હતા. તેમણે તે બંનેને કહ્યું કે, 'તમને બંનેને સચેત કરવા માટે જ મેં પેલા બ્રાહ્મણના પુત્રોને તમારો અનાદર કરી અહીં ઉપાડી આણ્યા છે. તમે બંને ધર્મનું રક્ષણ કરવા મારા અંશથી પૃથ્વી ઉપર અવતર્યા છો. તે કામ પૂરું કરી, હવે તમારે અહીં સત્વર પાછા આવતા રહેવાનું છે.'

ત્યાર બાદ શ્રીકૃષ્ણ તથા અર્જુન બ્રાહ્મણના પુત્રોને લઈને પાછા આવ્યા. [૮૯/૨૨-૬૬]

# ૧૧

# ઉદ્ધવને અંતિમ ઉપદેશ

પરંતુ હવે ધીમે ધીમે કુરુક્ષેત્રના મહાન યુદ્ધનો અવસર આવી લાગ્યો હતો. કૌરવોએ પાંડવોને જુગારમાં હરાવી દ્રૌપદીની લાજ લઈ, તે બધાંને બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો ગુપ્તવાસ આપ્યો હતો. તે પૂરો થતાં પાંડવોએ રાજ્યમાં પોતાના ભાગની માગણી કરી. ત્યારે દુર્યોધનાદિએ કશું આપવાની ના પાડી. શ્રીકૃષ્ણ પાંડવોની વતી દુર્યોધન સાથે વિષ્ટિ કરવા ગયા, ત્યારે પણ તેણે કાંઈ માન્યું નહિ. અંતે બંને પક્ષે યુદ્ધની તૈયારીઓ કરી, અને પોતપોતાના પક્ષના રાજાઓને કહેણ મોકલી દીધાં. શ્રીકૃષ્ણની મદદની બંને પક્ષને જરૂર હતી. છેવટે શ્રીકૃષ્ણે મદદ માગવા આવેલા અર્જુન તથા દુર્યોધન આગળ બે વાતો મૂકી, અને તેમાંથી ગમે તે એક પસંદ કરવાનું કહ્યું. એક બાજુ સઘળું યાદવ સૈન્ય, અને બીજી બાજુ યુદ્ધમાં સીધો ભાગ ન લેવાની શરતે એકલા પોતે. દુર્યોધને સૈન્ય પસંદ કર્યું અને અર્જુને એકલા શ્રીકૃષ્ણને જ પસંદ કર્યા.

બળરામ તો કોઈ પક્ષમાં ભાગ લેવો ન પડે તે માટે પ્રથમથી જ તીર્થયાત્રાને બહાને દેશાટન કરવા નીકળી પડ્યા. ફરતાં ફરતાં નૈમિષારણ્યમાં કેટલાક ઋષિઓ યજ્ઞ કરતા હતા ત્યાં તે જઈ પહોંચ્યા. ત્યાં તેમણે વેદવ્યાસના શિષ્ય રોમહર્ષણને ઊંચે આસને બેઠેલો જોયો; તથા પોતે ત્યાં ગયા છતાં તે ઊભો ન થયો. આથી બળરામને ક્રોધ ચડ્યો. તેમણે માન્યું કે, વેદવ્યાસનો શિષ્ય હોય, તથા ઇતિહાસ-પુરાણ સાથે સર્વ ધર્મશાસ્ત્રો ભણેલો હોય, તોપણ તે બ્રાહ્મણો કરતાં ઊંચે આસને બેસવાને લાયક નથી. માત્ર ઢોંગ કરીને જ તે આવું ઊંચું આસન ધારણ કરી બેઠો છે. એટલે તેમણે તરત તેને બધાના દેખતાં મારી નાખ્યો!

આ જોઈ બધા મુનિઓમાં હાહાકાર મચી ગયો. તેમણે ખેદપૂર્વક કહ્યું કે, 'હે બળરામ! તમે અધર્મ કર્યો છે. કારણ કે આ રોમહર્ષણને યજ્ઞ પૂર્ણ થાય ત્યાં સુધી અમે જ ખુશીથી બ્રહ્માસન આપ્યું હતું. એટલે તમે એક રીતે બ્રાહ્મણવધ જ કર્યો છે. માટે તમે ઝટ આ મહા અપરાધનું પ્રાયશ્ચિત્ત કરો.' ત્યારે બળરામે, શું પ્રાયશ્ચિત્ત કરવું તે તેમને પૂછ્યું. તે ઋષિઓએ કહ્યું કે, 'બલ્વલ નામનો એક દુષ્ટાત્મા પર્વને દિવસે આવીને અમારા યજ્ઞને લોહીવિષ્ટાદિ નાખીને દૂષિત કરે છે. માટે તમે તેનો વધ કરો. તથા પછી બાર માસ સુધી જિતેંદ્રિય થઈને વિવિધ વ્રતો આચરતા આચરતા ભારતવર્ષની પ્રદક્ષિણા કરો.'

બળરામે એ પ્રમાણે બલ્વલનો વધ કરી, ભારતવર્ષનાં તીર્થોમાં સ્નાનાદિ કરતા વિચરવા માંડ્યું. ત્યાર બાદ જ્યારે તે ફરતા ફરતા પ્રભાસક્ષેત્રમાં આવ્યા, ત્યારે તેમને કુરુક્ષેત્રના

યુદ્ધના સર્વ સમાચાર મળ્યા. છેવટે ભીમ-દુર્યોધનના ગદાયુદ્ધ વખતે જાતે હાજર રહી, તેમણે તે બંનેને ગદાયુદ્ધ ન કરવાની સલાહ આપી. કારણ કે તે બન્ને ગદાયુદ્ધમાં એક બીજાના બરોબરિયા હતા. પરંતુ તેમની સલાહ એકે પક્ષે માની નહિ, એટલે તે દ્વારકા ચાલ્યા ગયા. [૭૯/૧-૩૨]

[દશમસ્કંધ સમાપ્ત]

કુરુક્ષેત્રનું યુદ્ધ પુરું થતાં શ્રીકૃષ્ણ પણ દ્વારકા આવી પહોંચ્યા. પૃથ્વીનો જે ભાર ઉતારવા ખાતર શ્રીકૃષ્ણનો અવતાર થયો હતો, તે ભાર હવે સારી પેઠે ઊતરી ચૂક્યો હતો. હવે માત્ર યાદવોનો ભાર બાકી રહ્યો હતો. તેઓ એવા તો બળમત્ત થયા હતા કે અન્ય કોઈથી તેમનો ભાર ઊતરી શકે તેમ નહોતું. તેઓ અંદરઅંદર લડી મરે તો જ તેમનો વિનાશ થાય તેમ હતું. તેઓ ઐશ્વર્યથી છકી ગયેલા હતા, અને દારૂ વગેરેનાં વ્યસનોમાં સારી પેઠે લબદાયેલા હતા. એ બે જ વસ્તુઓ તેમના નાશને માટે પૂરતી છે એમ માની, શ્રીકૃષ્ણ શાંતિથી તેમના વિનાશકાળની રાહ જોવા લાગ્યા. [૧/૧-૪]

એક વખત શ્રીકૃષ્ણે કેટલાક શ્રેષ્ઠ ઋષિમુનિઓને દ્વારકામાં આમંત્ર્યા હતા. તે વખતે મદમત્ત બનેલા કેટલાક યાદવકુમારો કૃષ્ણપુત્ર સાંબને સ્ત્રીનો વેષ પહેરાવી, તે બ્રાહ્મણો પાસે ગયા અને કહેવા લાગ્યા, 'હે અમોઘ જ્ઞાનવાળા બ્રાહ્મણો! આ શ્યામ નેત્રોવાળી સ્ત્રી સગર્ભા છે અને પ્રસવની તૈયારીમાં છે, તો તેને શું અવતરશે તે તેને જાણવું છે. છતાં આપને પૂછતાં તે શરમાય છે. તો આપ કહો કે તેને શું પ્રસવશે?' [૧/૧૦-૫]

બધું તરકટ સમજી જઈ, કોપાવિષ્ટ થયેલા મુનિઓએ તેમને જવાબ આપ્યો કે, 'એ સ્ત્રીમાં તમારા કુળનો નાશ કરનાર મુસળ જન્મશે.' [૧/-૧૬]

અને થયું પણ તેમ જ. સાંબનું બનાવટી પેટ છોડતાં તેમાંથી એક મુસળ નીકળ્યું જ. આ બધું જાણી સઘળા યાદવો ત્રાસ પામ્યા. ઉગ્રસેને તે મુસળનો ચૂરો કરાવી તે ભૂકો તથા અંતે વધેલો નાનો લોઢાનો કડકો સમુદ્રમાં ફેંકાવી દીધાં. તે ભૂકો મોજાંથી ઘસડાઈને સમુદ્રકિનારે આવ્યો અને તેમાંથી તીક્ષ્ણ ધારવાળું એરકા નામનું નેતર ઊગ્યું. પેલો બાકીનો ટુકડો એક માછલું ગળી ગયું. એ માછલું એક માછીમારના હાથમાં આવતાં તેણે તે ટુકડાનું એક બાણ બનાવ્યું. [૧/૧૭-૨૪]

આ બધું કોઈ જાણતું નહોતું. બધા નિશ્ચિંત થઈ પોતપોતાનો વ્યવસાય કર્યા કરતા હતા. પરંતુ શ્રીકૃષ્ણ હવે પોતાને આ શરીરનો ત્યાગ કરવાનો વખત પાસે આવ્યો છે એ જોઈ રહ્યા હતા. ઇંદ્રાદિ દેવોએ પણ એ બાબતની સૂચના તેમને કરી દીધી હતી. શ્રીકૃષ્ણે હવે યાદવોને સૂચના કરી કે, 'આપણા કુળ ઉપર બ્રાહ્મણોના અલંઘ્ય શાપ ઊતર્યો છે; તથા અહીં પણ હવે હંમેશાં મોટા મોટા ઉત્પાતો ચોતરફ થયા કરે છે. માટે જો જીવવાની ઇચ્છા હોય, તો હવે આપણે અહીં ન રહેવું જોઈએ. પ્રભાસ ઘણું મોટું પવિત્ર તીર્થ છે; માટે આપણે બધા ત્યાં જઈએ, અને ત્યાં સ્નાન કરી, દાનાદિ વડે પવિત્ર થઈએ.' બધા યાદવોને આ વાત યોગ્ય લાગી. એટલે તેઓ તે માટે તડામાર તૈયારીઓ કરવા લાગ્યા. [૬/૩૩-૪૦]

પરંતુ શ્રીકૃષ્ણના નિત્યના અનુગામી ઉદ્ધવજી શ્રીકૃષ્ણના મનમાં ચાલતા વિચારો કંઈક સમજી ગયા હતા. તેમને ખાતરી થવા લાગી હતી કે, હવે શ્રીકૃષ્ણનું શરીર લાંબો વખત રહેવાનું નથી. તેથી તે ઉદાસ ચિત્તે તેમની આગળ પોતાના મનનો સંશય પ્રગટ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે તેમને ધીરજ આપતાં કહ્યું: 'હે ઉદ્ધવ! આ જગતમાં હવે મારું કૃત્ય પૂરું થયું છે, એ વાત સાચી છે. યાદવો પણ હવે થોડા વખતમાં પરસ્પર કલહ કરીને નાશ પામશે, અને આજથી સાતમે દિવસે દ્વારકા પણ સમુદ્રમાં ઘસડાઈ જશે. હું મનુષ્યલોકનો ત્યાગ કરીશ ત્યાર બાદ તેનાં મંગળો નાશ પામશે, તથા કલિયુગ પણ ઝપાટાબંધ પ્રચારમાં આવી જશે. એટલે મારી તમને સલાહ છે કે, મારા દેહત્યાગ પછી તમારે લાંબો વખત આ સ્થળે રહેવું નહિ, પરંતુ સ્વજનો વગેરે ઉપરના સર્વ સ્નેહનો ત્યાગ કરી, મારે વિષે મનને સારી રીતે સ્થાપી, સમદૃષ્ટિયુક્ત થઈને પૃથ્વી ઉપર વિચરવું. [૭/૧-૬]

'હે ઉદ્ધવ! મન, વાણી, ચક્ષુ ઇત્યાદિથી જે આ જગત જણાય છે, તે કેવળ માયા છે, મનોમય છે, તથા નાશવંત છે એમ તમારે જાણવું. વિક્ષિપ્ત ચિત્તવાળા પુરુષને ભેદવિષયક ભ્રમ દેખાય છે; અને તે ભ્રમમાં જ ગુણદોષ રહેલા છે. માટે તમે તો ઇંદ્રિયાદિને વશ કરી પોતાના આત્મા વિષે જ સર્વ જગતને જુઓ અને પોતાના આત્માને મારા સ્વરૂપ માનો. વેદના તાત્પર્યનો નિશ્ચય થવો એ જ જ્ઞાન છે, અને તેના અર્થનો અનુભવ થવો એ વિજ્ઞાન છે. આ જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત થઈ પ્રાણીમાત્રના આત્મારૂપ બની ગયેલા અને આત્માનુભવથી જ સંતુષ્ટચિત્ત

બનેલા તમને કોઈ પ્રકારનાં વિઘ્નો નડી શકશે નહિ.' [૭/૭-૧૨]

એ પ્રમાણે ભગવાને ઉદ્ધવજીને આજ્ઞા કરી એટલે ઉદ્ધવજી શ્રીકૃષ્ણ પાસેથી બધું બરાબર સમજી લેવાની ઇચ્છાથી ભગવાનને પ્રણામ કરી કહેવા લાગ્યા :

'હે યોગેશ્વર! આપે મારા કલ્યાણ માટે સંન્યાસરૂપી ત્યાગ કહ્યો. પણ હે દેવ! વિષયોનો ત્યાગ વિષયાત્મા મનુષ્યોને દુષ્કર છે. હું તો સ્ત્રીપુત્રાદિ પરિવારમાં અહં-મમ બુદ્ધિવાળો હોઈ અત્યંત આસક્ત છું. માટે આપે કહેલું હું અનાયાસે આચરી શકું તે માટે આપ મને ધીમે ધીમે વિગતપૂર્વક ઉપદેશ આપો.' [૭/૧૩-૮]

શ્રીભગવાને કહ્યું :

હે ઉદ્ધવ! વિચારક મનુષ્ય વિષયવાસનામાંથી પોતે જ પોતાનો સારી રીતે ઉદ્ધાર કરી શકે છે. સામાન્ય રીતે પ્રાણી હિતાહિત જાણવામાં પોતે જ પોતાનો ગુરુ થઈ શકે છે. દત્તાત્રેય પોતાની બુદ્ધિથી આશ્રય કરેલા પશુપંખી વગેરે અનેક ગુરુઓ પાસેથી બુદ્ધિ ગ્રહણ કરીને મુક્ત થઈ પૃથ્વી ઉપર વિચરતા હતા. [૭/૧૯-૩૬] તેમણે તો પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગિયું, મધમાખી, હાથી, મધ હરનારો વાઘરી, હરણ, માછલું, પિંગલા વેશ્યા, ટિટોડો, બાળક, કુમારી કન્યા, બાણ બનાવનાર લુહાર, સર્પ, કરોળિયો અને ભમરી — એ ચોવીસ જણને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા.[૧] અને તેમની પાસેથી તત્ત્વનિશ્ચય પ્રાપ્ત કર્યો હતો. આ મનુષ્ય-

૧. એ ચોવીસે ગુરુની કથા માટે જુઓ આગળ પા. ૮૧.

શરીર જો કે અનિત્ય છે તો પણ સર્વ પુરુષાર્થોને મેળવી આપનારું અને અત્યંત દુર્લભ છે. તેને અનેક જન્મોને અંતે પ્રાપ્ત કરીને, ધીર પુરુષે, તે ક્ષણભંગુર શરીર પડી જાય તે પહેલાં મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. [૮ તથા ૯]

હે ઉદ્ધવ! શાસ્ત્રોમાં કહેલા સ્વધર્મોમાં સાવધાન રહી, મનુષ્યે મારો જ આશ્રય કરીને નિષ્કામચિત્તે વર્ણ, આશ્રમ, તથા કુળના આચારો પાળવા જોઈએ. અને વિષયોમાં સત્યબુદ્ધિને કારણે સર્વ પ્રકારના આરંભોમાં મચેલા લોકોને જે વિપરીત ફળ પ્રાપ્ત થાય છે, તે જોયા કરવું જોઈએ. મારામાં પરાયણ રહેતા તે પુરુષે કામ્ય કર્મોનો ત્યાગ કરી, નિત્ય-નૈમિત્તિક કર્મો કર્યાં કરવાં. પછી આત્મવિચારમાં સમ્યક્ પ્રવૃત્તિ થઈ જાય, એટલે તે નિત્ય-નૈમિત્તિક કર્મોનો પણ આદર કરવો નહીં. [૧૦/૧-૪]

હે ઉદ્ધવ! મારામાં પરાયણ રહેતા પુરુષે અહિંસા વગેરે યમોનું આદરથી સેવન કરવું. પણ શૌચ આદિ નિયમોનું તો શક્તિ અનુસાર જ સેવન કરવું. વળી તેવા મનુષ્યે મને જાણનારા તથા મારાસ્વરૂપ એવા શાંત ગુરુને નિરંતર સેવવા. ગુરુની સેવા કરનારા પુરુષે માનરહિત થવું, મત્સરનો ત્યાગ કરવો, આળસ રહિત થવું, સ્ત્રીપુત્રાદિ ઉપરની મમતા છોડી દેવી, ગુરુ પર દૃઢ પ્રેમ રાખવો, વ્યગ્ર ન થવું, તત્ત્વાર્થ જાણવાની ઇચ્છા રાખવી, કોઈના ગુણો ઉપર દોષારોપણ કરવાની બુદ્ધિ ન રાખવી, અને વ્યર્થ બોલવું નહિ. પોતાનાં સગાંસંબંધી તેમ જ ધનસંપત્તિ પ્રત્યે તેણે ઉદાસીન રહેવું. [૧૦/૫-૭]

હે ઉદ્ધવ! આ સ્થૂલ–સૂક્ષ્મ દેહ માયાના ગુણોથી રચાયેલો છે; તેમાં અધ્યાસને લીધે પુરુષને આ સંસાર પ્રાપ્ત થયેલો છે. તે સંસારને દૂર કરનાર આત્મવિદ્યા જ છે. ગુરુ અને શિષ્ય એ અરણીનાં બે કાષ્ઠ છે, અને ગુરુનો ઉપદેશ એ બે અરણીની વચ્ચેનું અગ્નિ મથવાનું કાષ્ઠ છે. તે ઉપદેશથી ઉત્પન્ન થનારું આત્મજ્ઞાન એ અગ્નિરૂપ છે, અને તે આત્મ-જ્ઞાનરૂપી અગ્નિ પ્રજ્વલિત કરી શકનારો જ સુખી થાય છે. [૧૦/૯-૧૨]

હે ઉદ્ધવ! મીમાંસકો જે વિવિધ યજ્ઞાદિ કર્મો વર્ણવે છે, તે સ્વર્ગાદિના સુખને જ પ્રાપ્ત કરાવી શકે છે. પરંતુ વધસ્થાને લઈ જવાતા પુરુષને જેમ પુષ્પની માળા, ચંદન આદિ પદાર્થો સુખરૂપ થતા નથી, તેમ જેની સમીપ મૃત્યુ ઊભું છે એવા સ્વર્ગવાસીને તે સુખો આનંદરૂપ થઈ શકતાં નથી. વળી, તે સુખો સ્પર્ધા, અસૂયા, નાશ તથા અપક્ષયયુક્ત છે. જ્યાં સુધી પોતાનાં પુણ્ય સમાપ્ત થઈ રહે, ત્યાં સુધી તે પુરુષ સ્વર્ગમાં આનંદ કરે છે, પણ પછી કાળથી હણાઈને પાછો નીચે પડે છે. વેદોક્ત યજ્ઞાદિ કર્મો વિધિપૂર્વક કરનારાની પણ આ જ વલે છે. તો પછી અજિતેંદ્રિય, અધર્મમાં પ્રીતિવાળા, વિષયોથી વ્યાપ્ત મનવાળા, દીન, લાલચુ, સ્ત્રીલંપટ અને હિંસક પ્રાણીઓ વેદોક્ત વિધિઓનું ઉલ્લંઘન કરીને જે કાંઈ કર્મો કરે છે, તેઓને તો સુખને બદલે નરક જ પ્રાપ્ત થાય એમાં નવાઈ શી? આમ કેવળ દુઃખ જ જેનું પરિણામ છે એવાં કર્મોને દેહથી વારંવાર કર્યા કરતો મનુષ્ય ફરી ફરીને એ કર્મોને લીધે દેહ પ્રાપ્ત કર્યા કરે છે; અને સુખદુઃખ અનુભવ્યા કરે છે. [૧૦/૧૮-૩૦]

## ૧. આત્માને વસ્તુતઃ સંસાર નથી

હે ઉદ્ધવ! વાસ્તવિક રીતે આત્મા કર્તાભોક્તા છે જ નહીં. આ જીવ ઇંદ્રિયો વગેરેથી યુક્ત થઈને કર્મોનાં ફળ ભોગવે છે; જ્યાં સુધી ગુણોની અહંકારાદિ કાર્યરૂપ વિષમતા હોય છે ત્યાં સુધી આત્માનું અનેકપણું ભાસે છે. વસ્તુતઃ આત્મા એક જ છે. જ્યાં સુધી આત્માનું અનેકપણું ભાસે છે ત્યાં સુધી જ તેની પરતંત્રતા ભાસે છે; અને જ્યાં સુધી તેની પરતંત્રતા ભાસે છે ત્યાં સુધી જ તેને ઈશ્વર તરફથી ભય છે. માટે જે પુરુષો ગુણોએ કરેલી વિષમતારૂપ આ દેહાદિ ઉપરની અહંબુદ્ધિને તથા તેથી થતા ભોગોને અને કર્મોને સેવે છે, તેઓ સ્વર્ગાદિ લોકોના અનિત્યપણાને લીધે શોકથી વ્યાપ્ત થઈ મોહ પામે છે. [૧૦/૩૧-૪]

હે ઉદ્ધવ! આત્મા બદ્ધ અને મુક્ત કહેવાય છે તે કેવળ સત્ત્વાદિ ગુણોની ઉપાધિને લીધે જ. સત્ત્વાદિ ગુણો પણ માયારૂપ જ છે. એટલે, વસ્તુતઃ આત્માને બંધ કે મોક્ષ નથી. શોક, મોહ, સુખ, દુઃખ અને દેહનાં જન્મમરણ પણ કેવળ માયાને લીધે જ દેખાય છે. આ આખો સંસાર પણ માયારૂપ જ છે, વાસ્તવિક નથી. જીવને અવિદ્યાને લીધે અનાદિ બંધ થાય છે, અને જ્ઞાનને લીધે મોક્ષ થાય છે. જેમ સ્વપ્ન જોનારો મનુષ્ય તે સ્વપ્નાવસ્થાના દેહમાં ખરું જોતાં નથી, છતાં પોતે તે દેહમાં હોય એમ માને છે, તેમ અજ્ઞાની, વસ્તુતઃ દેહમાં રહ્યો ન હોવા છતાં, પોતાને દેહમાં રહેલો માને છે. જ્ઞાની પુરુષ તો ઇંદ્રિયોથી ગ્રહણ કરાતા વિષયોને હું ગ્રહણ કરું છું, એમ માનતો નથી. પરંતુ અજ્ઞાની પુરુષ ઇંદ્રિયોથી થતા

કર્મમાં આ બધું હું કરું છું એમ અભિમાન રાખે છે. [૧૧/૧-૯]

હે ઉદ્ધવ! જેમ આકાશ સર્વત્ર હોવા છતાં દરેક સ્થળના ગુણદોષથી લેપાતું નથી, તેમ જ્ઞાની પુરુષ પ્રકૃતિમાં રહેવા છતાં તેમાં આસક્ત થતો નથી. સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય જેમ સ્વપ્નના પ્રપંચથી નિવૃત્ત થાય છે, તેમ વૈરાગ્યથી તીક્ષ્ણ બનેલા વિવેકથી જેના સંશયો છેદાઈ ગયા છે, તેવો જ્ઞાની પણ દેહાદિ પ્રપંચથી નિવૃત્ત થાય છે. તે સમદૃષ્ટિ પુરુષને સ્તુતિ નિંદા કે સુખદુઃખ કાંઈ જ હાનિલાભ કરી શકતાં નથી. મનુષ્ય ગમે તેટલો શાસ્ત્રાભ્યાસ કરે, પણ જો તેને પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત ન થાય, તો તેનો પરિશ્રમ વ્યર્થ જાય છે; માટે આત્મતત્ત્વને જાણવાની ઇચ્છાથી મનુષ્યે આત્મામાં થયેલા દેહાદિ આરોપને દૂર કરી નિર્મળ થયેલા મનને મારે વિષે સ્થિત કરવું અને સર્વ વાસનાઓથી વિરામ પામવું. [૧૧/૧૦-૨૧]

## ૨. ભક્તિયોગ

હે ઉદ્ધવ! જો તમે પરબ્રહ્મ વિષે મનને નિશ્ચળ રાખવાને સમર્થ ન હો, તો સત્સંગથી પ્રાપ્ત કરેલી ભક્તિથી મારી ઉપાસના કરો, અને કેવળ મારે નિમિત્તે જ કર્મો કરનારા થાઓ. સત્સંગ દ્વારા પ્રાપ્ત થતા ભક્તિયોગ વિના ઘણું કરીને સંસાર તરવાનો બીજો કોઈ ઉત્તમ ઉપાય નથી.

હે ઉદ્ધવ! તમે મારા મિત્ર છો, તથા શુદ્ધ અંતઃકરણવાળા છો, તેથી તમને આ પરમ રહસ્ય હું કહું છું. તે તમે શ્રદ્ધાપૂર્વક સાંભળો. [૧૧/૨૨-૫]

હે ઉદ્ધવ ! આસન, પ્રાણાયામ, તત્ત્વવિચાર, અહિંસાદિ ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, દાન, વ્રત, યજ્ઞ, તીર્થાટન, જપ, યમ તથા નિયમ વગેરે વડે પણ હું જેવો વશ નથી થતો, તેવો સર્વ સંગનો નાશ કરનાર સત્સંગ વડે થાઉં છું. સત્સંગથી જ રજોગુણી કે તમોગુણી પ્રકૃતિવાળાં દૈત્ય, વૈશ્ય, શૂદ્ર કે સ્ત્રીઓ વગેરે પણ મારા પદને પામી શક્યાં છે. જેઓએ વેદાધ્યયન પણ પ્રાપ્ત કર્યું નહોતું, વ્રતો કર્યાં નહોતાં, તેમ તપશ્ચર્યાઓ પણ કરી ન હતી, તેઓ કેવળ સત્સંગથી મને પામ્યા છે. જ્યાં સુધી ચિત્ત ઉપર માયાનું ગાઢ પડળ છે, ત્યાં સુધી વિધિનિષેધયુક્ત ધર્મનું આચરણ આવશ્યક છે. પછી જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય ત્યારે કર્મો જ કરવાની જડતાનો ત્યાગ કરી, ભક્તિમાં વિક્ષેપ કરનારાં કર્મોનો પરિત્યાગ કરવો. અને દૃઢ વિશ્વાસ રાખી મારું ભજન કરવું. એમ ભજન કરતાં કરતાં જ્યારે જ્ઞાન થાય, ત્યારે કંઈ કરવાપણું રહેતું નથી. [૧૨/૧-૧૮]

હે ઉદ્ધવ ! રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણના વિકારરૂપ આ સર્વ પ્રપંચ મારું જ સ્વરૂપ છે. સૃષ્ટિના આદિમાં અવ્યક્તરૂપે ઈશ્વર જ એક હતા. તે પોતાની માયાશક્તિથી અનેક પ્રકારે થયા હોય તેમ ભાસે છે. આ સમગ્ર જગત, વસ્ત્ર જેમ તાંતણાઓમાં ઓતપ્રોત છે, તેમ ઈશ્વરમાં ઓતપ્રોત હોઈ ઈશ્વરથી ભિન્ન નથી. આ જગતરૂપી વૃક્ષ અવિદ્યાને લીધે આત્મામાં અધ્યસ્ત થઈને જીવને કર્તૃત્વાદિ સંસારનું કારણ થાય છે. આ જગતરૂપી વૃક્ષનાં બી પુણ્ય તથા પાપ એ બે છે. અગણિત વાસનાઓ તે તેનાં મૂળ છે. સુખ અને દુઃખ એ બે તેનાં ફળ છે. શબ્દાદિ પાંચ વિષયોરૂપી

રસ એ વૃક્ષમાંથી ઉત્પન્ન થાય છે. આ જગતરૂપી વૃક્ષના દુ:ખરૂપી એક ફળને ગામમાં રહેતાં ગીધડાં જેવા વિષયલોલુપ ગૃહસ્થો ખાય છે, જ્યારે બીજા સુખરૂપી ફળને જંગલમાં વસતા હંસો જેવા વિવેકી પુરુષો ખાય છે. આ રીતે માયાથી અનેકરૂપે ભાસતા એક જ પરમાત્માને જે પોતાના ગુરુઓ દ્વારા જાણે છે, તે જ વેદને જાણે છે. માટે તમે અપ્રમાદી થઈને, ગુરુની સેવા દ્વારા પ્રાપ્ત કરેલી એકાંત ભક્તિથી તીક્ષ્ણ કરેલા જ્ઞાનરૂપી કુહાડાથી જીવની આ ત્રિગુણાત્મક ઉપાધિઓનો છેદ કરો, અને આત્માને પ્રાપ્ત કરી, તે જ્ઞાનરૂપ અસ્ત્રનો પણ ત્યાગ કરો. [૧૨/૧૯-૨૪]

હે ઉદ્ધવ! વૃદ્ધિ પામેલો સત્ત્વગુણ મારી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત કરવામાં કારણભૂત થાય છે. પછી તે ભક્તિરૂપી ધર્મ રજોગુણનો તથા તમોગુણનો નાશ કરે છે; અને તે બે નાશ પામ્યા કે તરત જ તે બંને ગુણોરૂપી મૂળવાળો અધર્મ પણ નાશ પામે છે. શાસ્ત્ર,[1] જળ, પ્રજા, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર તથા સંસ્કાર – આ દશમાંથી જેમને શાસ્ત્રવેત્તાઓએ પ્રશંસ્યાં છે, તેમને સત્ત્વગુણની વૃદ્ધિ કરનાર કારણરૂપ જાણવાં; જેમની નિંદા કરી છે, તેમને તમોગુણની વૃદ્ધિ કરનાર જાણવાં; અને જેમની ઉપેક્ષા કરી છે તેમને રજોગુણની વૃદ્ધિ કરનાર જાણવાં. સત્ત્વગુણની વૃદ્ધિ કરનાર કારણોના સેવનથી ભક્તિરૂપ

---

૧. જેમ કે, આત્મવિદ્યારૂપ શાસ્ત્ર સત્ત્વગુણની વૃદ્ધિ કરે છે, અને બીજાં પ્રવૃત્તિમૂલક શાસ્ત્રો તમોગુણની વૃદ્ધિ કરે છે. પ્રજા એટલે સંતપુરુષો, દુર્જનપુરુષો વગેરે. જન્મ એટલે નવા જન્મરૂપ કોઈ પણ સંપ્રદાયની દીક્ષા.

ધર્મ પ્રાપ્ત કરનારને આત્માનો સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે. [૧૩/૧-૭]

### ૩. યોગમાર્ગ

ઉદ્ધવ પૂછે છે: 'હે કૃષ્ણ! મરણધર્મા મનુષ્યો જાણે છે કે વિષયો મુખ્યત્વે આપત્તિનું સ્થાન છે; તો પણ તેઓ તેમને કેમ ભોગવે છે?' [૧૩/૮]

શ્રીકૃષ્ણ કહે છે:

પ્રમાદી–વિવેકશૂન્ય મનુષ્યના હૃદયમાં દેહાદિ ઉપરની 'હું' એવી મિથ્યા બુદ્ધિ ફેલાઈ ગઈ હોય છે, તેથી મન જો કે સત્ત્વગુણપ્રધાન છે, તો પણ તેમાં ઘોર દુઃખરૂપ રજોગુણ ફેલાઈ જાય છે. રજોગુણયુક્ત બનેલા ચિત્તમાં પછી. 'આનો ઉપભોગ આવી રીતે કરું' એવા સંકલ્પ-વિકલ્પ થાય છે; પછી તે સંકલ્પને લીધે 'આ કેવું રૂપ છે! આ કેવો ભાવ છે!' આમ વિષયોના વિચાર કરવાથી દુઃસહ વિષયાભિલાષ ઉત્પન્ન થાય છે. પછી એ વિષયાભિલાષને વશ થયેલો મનુષ્ય અજિતેંદ્રિય બની, રજોગુણના વેગથી અત્યંત મોહિત થાય છે, અને તેથી જ જે કર્મોને દુઃખરૂપ પરિણામવાળાં પોતે જુએ છે, તે કર્મોને પણ કર્યા કરે છે. પરંતુ વિવેકી મનુષ્ય કોઈ વેળા રજોગુણ-તમોગુણથી ચલિત બુદ્ધિવાળો થાય છે તો પણ સાવધાન થઈ મનને વશ કરી લે છે; અને વિષયો તરફ દોષદષ્ટિ કરી તેમાં આસક્ત થતો નથી. [૧૩/૯-૧૨]

હે ઉદ્ધવ! મનને વશ કરવા માટે સનકાદિ મુનિઓએ બતાવેલો યોગ ઘણો ઉપયોગી છે. તે એ છે કે, આસનનો

જય કરી, પ્રાણાયામ કરવો, તથા પછી ધીમે ધીમે મનને પરમાનંદસ્વરૂપ મારા વિષે જોડી દેવું એક વખત સનકાદિ મુનિઓએ આવો જ પ્રશ્ન બ્રહ્માને પૂછ્યો હતો, ત્યારે એ પ્રશ્નનો ઉત્તર જાણવા માટે બ્રહ્માએ મારું ચિંતન કર્યું ત્યારે મેં તેમને આ પ્રમાણે હંસોપદેશ[1] આપ્યો હતો:

'મન વિષયોમાં પ્રવેશ કરે છે, અને વિષયો મનમાં પ્રવેશ કરે છે. વારંવાર વિષયોનું સેવન કરવાથી દૃઢ થયેલા સંસ્કારોને લીધે વિષયોમાં પ્રવેશ કરતા મનને, તથા વાસનારૂપે મનમાં અત્યંત પ્રાદુર્ભૂત થયા કરતા વિષયોને તજવાનો એકમાત્ર ઉપાય આત્મસ્વરૂપમાં સ્થિતિ છે. જ્યાં સુધી અનેક પ્રકારના અર્થવાળી ભેદબુદ્ધિ ગુરુએ ઉપદેશેલા શાસ્ત્રાભ્યાસથી દૂર નથી થતી, ત્યાં સુધી અજ્ઞાની પુરુષ જાગ્રત હોવા છતાં સ્વપ્ન જોતા મનુષ્ય જેવો છે. જ્યાં સુધી આત્મા અને બુદ્ધિની વૃત્તિઓ વચ્ચે વિવેકજ્ઞાન ઉત્પન્ન થતું નથી, ત્યાં સુધી આત્મા પોતાને બુદ્ધિની વૃત્તિઓરૂપ માને છે, અને તે બુદ્ધિમાં પ્રવિષ્ટ થયેલા વિષયોનો ત્યાગ કરી શકતો નથી. એ બુદ્ધિનો અધ્યાસ જ આત્માના આનંદાદિ સ્વરૂપને ઢાંકી દઈ તેને અનર્થનું કારણ થઈ પડે છે. માટે બુદ્ધિ ઉપરના અભિમાનનો તથા તેથી કરાયલી ભોગચિંતાનો ત્યાગ કરી, ગુણોના પરિણામથી ઊભા થયેલા દૃશ્યપ્રપંચને માયારૂપ સમજી, તેમાંથી દૃષ્ટિ વાળી લઈ, કેવળ આત્મસુખના અનુભવી બનવું જોઈએ, અને તે માટે તૃષ્ણારહિત, મૌની તથા નિઃસ્પૃહ થવું જોઈએ. એ આત્મવસ્તુના અનુભવ બાદ આ દ્વૈતપ્રપંચ કદાચ

૧. મૂળમાં 'હંસનું સ્વરૂપ ધારણ કરીને' એવો ઉલ્લેખ છે. આને જ હંસાવતાર ગણવામાં આવ્યો લાગે છે.

દેખાય, પણ તે ફરી ભ્રાંતિ ઉપજાવવાને સમર્થ થઈ શકતો નથી.' [૧૩/૧૪-૩૫]

હે ઉદ્ધવ! એ આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે વિવિધ સાધનો કહેવાયાં છે; પરંતુ ભક્તિ એ અતિ ઉત્તમ સાધન છે. સર્વનો અંતર્યામી પરમાત્મા શ્રદ્ધાથી કરવામાં આવેલી ભક્તિથી જ વશ થાય છે, તથા તે ભક્તિ જ સમગ્ર પાપોને તથા દોષોને બાળી નાખનાર થાય છે. તપ, દાન, યજ્ઞ વગેરે પણ ભક્તિરહિત અંતઃકરણને સારી રીતે પવિત્ર નથી કરી શકતાં. શરીરનાં રુવાંટાં ઊભાં થયા વિના, ચિત્ત પીગળ્યા વિના અને આનંદની અશ્રુધારા વહ્યા વિના, અંતઃકરણ શુદ્ધ કેવી રીતે થાય? અગ્નિથી તપાવેલું સુવર્ણ જેમ પોતાના મેલનો ત્યાગ કરી મૂળ શુદ્ધ રૂપ ધારણ કરે છે, તેમ જીવાત્મા પણ ભક્તિયોગથી કર્મવાસનાનો ત્યાગ કરી, પોતાના મૂળ રૂપને પ્રાપ્ત થાય છે. જેમ વિષયોનું ધ્યાન કરનારનું ચિત્ત વિષયોમાં આસક્ત થાય છે, તેમ મારું ચિંતન કરતા મનુષ્યનું ચિત્ત મારામાં જ લીન થાય છે. [૧૪/૧-૨૭]

માટે હે ઉદ્ધવ! જેમ સ્વપ્નમાં જોયેલા વિષય સંબંધી મનોરથોનો ત્યાગ કરવામાં આવે છે, તેમ નરી અસત એવી વસ્તુના જ ચિંતનરૂપ સર્વ સાધનો અને તેમના ફળનો ત્યાગ કરી, કેવળ પરમાત્માની ભક્તિથી જ શુદ્ધ કરેલા મનને પરમાત્મામાં જ સ્થાપી દો. સ્ત્રીઓનો તથા સ્ત્રીઓના સંગીઓનો સંગ દૂરથી જ તજી દઈ, વીર બની, નિર્ભય એકાંત પ્રદેશમાં બેઠા બેઠા મનુષ્યે આળસરહિત થઈ પરમાત્માનું જ ચિંતન કરવું. કારણ કે, પુરુષને સ્ત્રીના સંગથી કે સ્ત્રીઓના

સંગીના સંગથી જેવો ક્લેશ તથા બંધ પ્રાપ્ત થાય છે, તેવો બીજા કશાથી થતો નથી. [૧૪/૨૮-૩૦]

ઉદ્ધવજી પૂછે છે: 'હે કમલનયન કૃષ્ણ! મુમુક્ષુએ કેવી રીતે આપનું ધ્યાન કરવું જોઈએ તે મને સ્પષ્ટતાથી કહો.'

શ્રીકૃષ્ણ કહે છે:

હે ઉદ્ધવ! પ્રથમ તો, બહુ ઊંચા નહીં, તેમ બહુ નીચા નહિ, એવા આસન ઉપર પોતાને સુખ થાય તેમ સીધા શરીરે બેસવું; બંને હાથને પોતાના ખોળામાં રાખી પોતાની નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ કરીને પૂરક, કુંભક તથા રેચક એવા સીધા ક્રમથી, અને રેચક, કુંભક તથા પૂરક એવા ઊલટા ક્રમથી પ્રાણાયામ કરવો. એ પ્રાણાયામ મનની અંદર ૐકારના ઉચ્ચારણ સહિત કરવામાં આવે તો સગર્ભ કહેવાય છે. સવાર, બપોર અને સાંજ એમ ત્રણ વખત દશ દશ વાર સગર્ભ પ્રાણાયામનો અભ્યાસ કરનારો મનુષ્ય પ્રાણવાયુને જીતી શકે છે. પછી હૃદયની અંદર રહેલા એક કમળની તેજસ્વી પાંખડીઓમાં પરમાત્માનું તેજસ્વી મૂર્તિયુક્ત શરીર ચિંતવવું. એ પ્રમાણે પરમાત્માના સ્વરૂપનાં સર્વ અંગોમાં મનને ધારણ કરવું. ઇંદ્રિયોને તેમના વિષયોમાંથી મન દ્વારા આકર્ષી લઈ, તે મનને બુદ્ધિરૂપી સહાયથી પરમાત્માના ધ્યાનમાં જ લગાવી દેવું. પછી સર્વ અંગોમાં પરોવાઈ ગયેલા મનને મૂર્તિના એક એક અંગમાં ધારણ કર્યે જવું, અને છેવટે મંદહાસ્ય-યુક્ત મુખનું ખૂબ ધ્યાન કર્યા કરવું. ત્યાર બાદ સર્વના કારણરૂપ આકાશસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરવું, અને એમ કરતાં કરતાં ધ્યાતા–ધ્યાન–ધ્યેય એ ત્રિપુટીમાંથી કશાનું ચિંતન ન રહે એ રીતે નિર્વિકલ્પ થઈ જવું. એ પ્રમાણે

બરાબર નિશ્ચળ થયેલી બુદ્ધિવાળો પુરુષ પછી પરમાત્માને પોતાને વિષે જુએ છે અને પરમાત્મામાં સર્વને જુએ છે. પછી તેજમાં જેમ બીજું તેજ મળી જાય, તેમ તે પુરુષ પોતાની જાતને પરબ્રહ્મમાં લીન થઈ ગયેલી જુએ છે. તેવા પુરુષનો પછી આ દ્રષ્ટા–દર્શન–દશ્ય રૂપ સર્વ ભ્રમ શાંત થઈ જાય છે. [૧૪/૩૧-૪૬]

હે ઉદ્ધવ! યોગમાર્ગમાં વિવિધ પદાર્થોની ધારણાઓ કરવાથી વિવિધ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પરંતુ એક પરમાત્માની જ ધારણા કરનાર યોગીને કઈ સિદ્ધિ દુર્લભ છે? માટે યોગીએ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા વિવિધ ધારણાઓ કરવામાં કાળક્ષેપ ન કરવો, કારણ કે તે ઊલટી વિઘ્નરૂપ થઈ પડે છે. પરમાત્મા જ સર્વ સિદ્ધિઓનું કારણ અને સ્વામી છે; તથા મોક્ષ, મોક્ષસાધન, ધર્મ અને ધર્મોપદેશક બ્રહ્મવાદીઓનો પણ તે જ સ્વામી છે. [૧૫/૧-૩૬]

હે ઉદ્ધવ! તે પરમાત્માની જ વિભૂતિ સર્વત્ર દેખાય છે. સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ પણ તેનાથી જ થાય છે. ગુણવાન પદાર્થોમાં રહેલો કોઈ પણ સ્વાભાવિક ગુણ તે પરમાત્માની જ વિભૂતિ છે. ટૂંકમાં, સર્વ કાંઈ તે જ છે. જ્યાં જ્યાં પ્રભાવ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, દાન, સૌંદર્ય, ભાગ્ય, બળ, ક્ષમા તથા વિજ્ઞાન છે, તે સર્વ તે પરમાત્માની જ વિભૂતિ છે. અને એ બધું પણ કહેવા પૂરતું જ છે. માટે મનુષ્યે તો એ બધાની પાછળ ન પડતાં વાણી, મન, પ્રાણ તથા ઇંદ્રિયોને સત્ત્વગુણસંપન્ન બુદ્ધિથી વશ કરવાં જોઈએ, જેથી ફરીને સંસારમાર્ગ પ્રાપ્ત ન થાય. તેમ ન કરનારનાં ગમે તેટલાં વ્રત, તપ અને

દાન પણ, કાચી માટીના ઘડામાંથી પાણી સ્રવી જાય તેમ, સ્રવી જઈને નાશ પામે છે. [૧૬/૧-૪૪]

ટૂંકમાં, હે ઉદ્ધવ! જેનું પરિણામ કેવળ દુઃખરૂપ જ હોય છે એવા વિષયો તરફ જેને વૈરાગ્ય થયો હોય, પરંતુ મારી પ્રાપ્તિનું સાધન જેની સમજમાં બરાબર આવ્યું ન હોય, તેવા આત્મતત્ત્વના જિજ્ઞાસુ પુરુષે મનનશીલ તથા બ્રહ્મનિષ્ઠ એવા ગુરુને શરણે જવું; અને પછી શ્રદ્ધાયુક્ત થઈ, અસૂયાનો ત્યાગ કરી, પોતે જ્યાં સુધી બ્રહ્મને જાણે ત્યાં સુધી આદરપૂર્વક પરમાત્મબુદ્ધિથી તેમની સેવા કરવી. જે પુરુષે ઇંદ્રિયો જીતી નથી, જેની બુદ્ધિ હજુ વિષયોમાં આસક્ત છે, અને જે જ્ઞાન તથા વૈરાગ્યથી રહિત છે, તેવો મનુષ્ય સંન્યાસ લે, તો પણ તે માત્ર પોતાની આજીવિકા જ કરે છે. તેવો ધર્મઘાતક સંન્યાસી પોતાની અંદર રહેલા આત્મારૂપ મને ઠગે છે અને તેથી તે આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. [૧૮/૩૮-૪૧]

હે ઉદ્ધવ! ઇંદ્રિયનિગ્રહ અને અહિંસા એ સંન્યાસીના મુખ્ય ધર્મ છે; તપશ્ચર્યા અને તત્ત્વવિચાર એ વાનપ્રસ્થના મુખ્ય ધર્મ છે; પ્રાણીમાત્રની રક્ષા અને યજ્ઞ એ ગૃહસ્થના મુખ્ય ધર્મ છે; તથા ગુરુની સેવા કરવી એ બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે. બ્રહ્મચર્ય, તપ, બાહ્યાભ્યંતર પવિત્રતા, સંતોષ અને પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રી—આ પણ ગૃહસ્થના ધર્મ છે. ઋતુકાળે સંતાનોત્પત્તિ અર્થે સ્રીગમન કરનાર ગૃહસ્થના બ્રહ્મચર્યનો ભંગ થતો નથી. મારી ઉપાસના કરવી એ સર્વ વર્ણાશ્રમીઓનો મુખ્ય ધર્મ છે. એ પ્રમાણે જે મનુષ્ય પોતપોતાના વર્ણાશ્રમ પ્રમાણે વર્તીને નિત્ય મારું ભજન કરે છે, તથા આ

લોકના કે પરલોકના કોઈ પણ વિષયમાં આસક્તિ કરતો નથી, અને પ્રાણીમાત્રમાં હું જ રહેલો છું એમ જાણે છે, તે સત્વર મારી ભક્તિને પામે છે. પછી મારામાં અસ્ખલિત ભક્તિને કારણે તે મનુષ્ય સર્વના કારણરૂપ એવા મને – પરબ્રહ્મને પામે છે. પોતાના વર્ણાશ્રમધર્મના પાલનથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું હોય, અને તેથી જ મારું ઐશ્વર્ય જેણે જાણ્યું હોય, એવો મનુષ્ય જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત થઈ સત્વર મને પામે છે. આ વર્ણાશ્રમીઓના આચારરૂપ ધર્મ પિતૃલોકની પ્રાપ્તિરૂપ ફળ તો આપે છે; પરંતુ તે જ ધર્મ મારી ભક્તિયુક્ત તથા મને જ અર્પણ કરીને પાળવામાં આવ્યો હોય, તો મોક્ષદાયી થઈ પડે છે. [૧૮/૪૨-૮]

### ૪. જ્ઞાન

હે ઉદ્ધવ ! જે પુરુષ અનુભવ પર્યંત શાસ્ત્રજ્ઞાનથી યુક્ત હોય, અને તેથી જ જેને આત્મતત્ત્વ પ્રાપ્ત થયું હોય, તથા અપરોક્ષજ્ઞાની બન્યો હોય, તે આ સર્વ પ્રપંચને માયામાત્ર જાણીને જ્ઞાનનો પણ મારામાં ત્યાગ કરી દે છે. તે જ્ઞાની પુરુષ જ્ઞાન વડે મને જ ધારણ કરે છે, તેથી જ્ઞાની મને અત્યંત પ્રિય છે. માટે હે ઉદ્ધવ ! પોતાના આત્મારૂપ મને જ્ઞાન પર્યંત જાણી લઈ, જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત થઈને ભક્તિભાવથી તમે મારું ભજન કરો. [૧૯/૧-૫]

હે ઉદ્ધવ ! જેના વડે મનુષ્ય પ્રકૃતિ આદિ સર્વ તત્ત્વોને બ્રહ્મ આદિ સર્વ કાર્યોમાં વ્યાપી રહેલાં જોઈ શકે, અને તે તત્ત્વોમાં પણ એક પરમાત્મતત્ત્વ જ વ્યાપી રહેલું છે એમ જાણે, તથા પરમાત્માથી કંઈ જ જુદું ન જુએ, તે જ જ્ઞાન

છે. અમૃતતુલ્ય એવી પરમાત્માની કથામાં નિરંતર શ્રદ્ધા, પરમાત્માનું જ નિત્ય કીર્તન, પરમાત્માના પૂજનમાં જ આસક્તિ, તેમનું જ સ્તવન, પરમાત્માનાં ધ્યાન-સેવામાં જ નિત્ય આદર, પરમાત્માના ભક્તોની અધિકાધિક પૂજા, સર્વ પ્રાણીઓમાં પરમાત્મબુદ્ધિ, પરમાત્માને અર્થે જ સર્વ ઇંદ્રિયાદિની ચેષ્ટા, વાણી વડે પરમાત્માનું જ કથન, મનનો પરમાત્મામાં જ સદંતર લય, સર્વ કામનાઓનો ત્યાગ, પરમાત્માના ભજન અર્થે ધન, ભોગ તથા સુખનો ત્યાગ, તથા પરમાત્માને અર્થે યજ્ઞ, દાન, જપ, તપ, વ્રત આદિ જે કાંઈ કર્યું હોય, તે સર્વ ભક્તિનું કારણ થાય છે. અને પરમાત્મામાં ભક્તિ પ્રાપ્ત કરનારને પછી બીજું કયું સાધ્ય કે સાધન બાકી રહે છે? આત્મરૂપ અને ઈશ્વરરૂપ મારામાં સત્ત્વગુણથી પુષ્ટ થયેલું શાંત ચિત્ત અર્પિત થાય છે, ત્યારે પુરુષ ધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય સહિત ઐશ્વર્યને પામે જ છે. જે ધર્મ મારી ભક્તિને પ્રગટ કરનારો હોય, તેને જ શાસ્ત્રોમાં ઉત્કૃષ્ટ કહ્યો છે. સર્વત્ર એક જ આત્મા છે એમ જોવું તેનું જ નામ જ્ઞાન છે; અને ગુણોમાં આસક્તિ ન રાખવી તેનું જ નામ વૈરાગ્ય છે. [૧૯/૬-૧૭]

હે ઉદ્ધવ! અહિંસા, સત્ય, અસ્તેય, અસંગ, લજ્જા, અપરિગ્રહ, આસ્તિકપણું, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા અને અભય – આ બાર યમ છે; અને બે શૌચ, જપ, તપ, હોમ, શ્રદ્ધા, આતિથ્ય, મારી પૂજા, તીર્થાટન, પારકું કલ્યાણ કરવાનો ઉદ્યમ, સંતોષ અને આચાર્યની સેવા – એ બાર નિયમ છે. આ યમનિયમોનું સેવન પુરુષોને ઇચ્છાનુસાર મોક્ષ કે અભ્યુદય અર્પે છે. બુદ્ધિની મારામાં નિષ્ઠા તે શમ

છે; ઇંદ્રિયોનો નિગ્રહ તે દમ; તપ વગેરેનાં દુઃખ સહન કરવાં તે તિતિક્ષા; જીભ તથા ગુહ્યેંદ્રિયનો જય તે ધૈર્ય; કોઈ પણ પ્રાણીના દ્રોહનો ત્યાગ તે દાન; કામનાનો ત્યાગ તે તપ; વાસનાનો જય તે શૌર્ય; બ્રહ્મ સંબંધી વિચાર તે સત્ય; સત્ય અને પ્રિય વાણી બોલવી તે ઋત; કર્મોમાં અનાસક્તિ તે શૌચ; સંન્યાસ એ જ ત્યાગ; ધર્મ એ જ ધન; પરમાત્મા એ જ યજ્ઞ; યજ્ઞને માટે દાન તે દક્ષિણા; તે દક્ષિણા પણ જ્ઞાનોપદેશરૂપ હોય, નહીં કે સુવર્ણાદિરૂપે; પ્રાણાયામ તે જ શ્રેષ્ઠ બળ; પરમાત્માની ભક્તિ એ જ પરમ લાભ; આત્મામાં ભાસતા ભેદોનો બાધ તે જ વિદ્યા; ન કરવા યોગ્ય કર્મોમાં ઘૃણા એ જ લજ્જા; ગુણો એ જ શ્રેષ્ઠ આભૂષણ; સુખદુઃખ બંનેનું અનુસંધાન ન રાખવું એ જ સુખ; વિષયભોગની ઇચ્છા એ જ દુઃખ; સંસારમાં બંધ અને મોક્ષનાં કારણ જાણવાં તે જ પંડિતાઈ; દેહાદિમાં અહંબુદ્ધિ રાખવી તે જ મૂર્ખતા; પરમાત્માને પ્રાપ્ત કરાવનાર માર્ગ જ ઉત્તમ માર્ગ; ચિત્તનો જેમાં વિક્ષેપ થાય તે માર્ગ જ ઉન્માર્ગ; સત્ત્વગુણની વૃદ્ધિ તે જ સ્વર્ગ; તમોગુણની વૃદ્ધિ એ જ નરક; ગુરુ એ જ પરમ બંધુ; સાધના સહિત ભોગોના સ્થાનરૂપ મનુષ્યદેહ એ જ ઘર; ગુણયુક્ત હોવાપણું એ જ સંપત્તિ; અસંતોષ એ જ દરિદ્રતા; અજિતેંદ્રિયપણું એ જ કૃપણતા; વિષયોમાં અનાસક્તિ એ જ ઈશ્વરપણું; અને વિષયોમાં આસક્તિ એ જ પરતંત્રતા છે. [૧૯/૩૩-૪૫]

## ૫. અધિકારીઓ

હે ઉદ્ધવ! મનુષ્યોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી જ મેં જ્ઞાનયોગ, નિષ્કામ કર્મયોગ, અને ભક્તિયોગ એવા ત્રણ

ઉપાયો શાસ્ત્રોમાં વર્ણવ્યા છે. જેઓ કર્મોમાં તેમ જ તેઓનાં ફળોમાં દુઃખબુદ્ધિથી વિરક્ત થયા હોય, તેઓને જ્ઞાનયોગ સિદ્ધિ આપનાર થાય છે; જેઓનાં ચિત્ત કર્મોથી કંટાળ્યાં ન હોય, ને તેથી જ જેઓ કર્મ કરવાની ઇચ્છા રાખી કર્મોનાં ફળ તરફ વિરક્ત થયા ન હોય, તેઓને નિષ્કામ કર્મયોગ સિદ્ધિ આપનારો થાય છે; અને જે મનુષ્ય પોતાના કોઈ ભાગ્યોદયથી મારી કથા વગેરે ઉપર શ્રદ્ધાવાળો થયો હોય, વિષયો તરફ સંપૂર્ણ વિરક્તિવાળો ન હોય, તેમ વિષયોમાં અત્યંત આસક્ત પણ ન હોય, તેવાને ભક્તિયોગ સિદ્ધિ આપનાર થાય છે. [૨૦/૬-૮]

હે ઉદ્ધવ! મનુષ્યને જ્યાં સુધી વૈરાગ્ય કે મારી કથાઓનું શ્રવણ વગેરેમાં પ્રીતિ ન થાય, ત્યાં સુધી તેણે નિત્યનૈમિત્તિક કર્મ કર્યા કરવાં જોઈએ. સ્વધર્મમાં રહેનારો મનુષ્ય કામ્ય તથા નિષિદ્ધ કર્મો ન કરે, પરંતુ ફળની ઇચ્છા રાખ્યા વિના વિહિત કર્મોથી મારું પૂજન કરે, તો તે કર્મબંધન પામી સ્વર્ગે કે નરકે જતો નથી. નરકમાં બે જ પ્રકારે જઈ શકાય છે: સ્વધર્મ ન આચરવાથી તથા નિષિદ્ધ કર્મ કરવાથી. સ્વધર્મમાં રહેનારો અને નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરનારો પવિત્ર મનુષ્ય આ લોકમાં જ શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરે છે અથવા મારી ભક્તિ પ્રાપ્ત કરે છે. [૨૦/૯-૧૧]

હે ઉદ્ધવ! જેમ નરકવાસી પ્રાણીઓ મનુષ્યદેહ ઇચ્છે છે, તેમ સ્વર્ગવાસી દેવો પણ ઇચ્છે છે. કેમ કે, મનુષ્યશરીર જ જ્ઞાન તથા ભક્તિનું સાધન બની શકે છે. મનુષ્યે આ ઉત્તમ મનુષ્યશરીરને અર્થસિદ્ધિ આપનારું છતાં મરણધર્મી જાણીને આળસનો ત્યાગ કરી, મૃત્યુ પહેલાં જ મોક્ષ માટે પ્રયત્ન

કરવો જોઈએ. દિવસો અને રાત્રીઓ વડે કપાઈ રહેલા પોતાના આયુષ્યને જાણીને ભયથી ધ્રૂજતો મનુષ્ય દેહ ઉપરની આસક્તિનો ત્યાગ કરે અને નિઃસ્પૃહ થાય, તો પરમાત્માને પામી શાંતિ પ્રાપ્ત કરે છે. [૨૦/૧૨-૧૭]

હે ઉદ્ધવ ! જ્યારે કોઈ યોગી કર્મોના આરંભો તરફ ઉદ્વિગ્ન થાય અને કર્મોનાં ફળો તરફ વૈરાગ્ય પામે, ત્યારે તેણે ઇંદ્રિયોને વશ કરી, આત્માભ્યાસથી મનને જે રીતે અચળ થાય તે રીતે એકાગ્ર કરવું. એ રીતે સ્થિર કરાતું મન ભમવા માંડે અને અનવસ્થિત થઈ જાય, તો સાવધાનતાપૂર્વક તેને અનુસરીને, તેની અપેક્ષાઓ કંઈક અંશે પૂરી કરીને પણ, તેને પોતાને વશ કરવું. પરંતુ, તેમ કરવામાં મનની ગતિને છેક જ છૂટી ન મૂકી દેવી જોઈએ. જેમ નહિ કેળવાયેલા ઘોડાને કેળવવો હોય, ત્યારે તે ઘોડો પોતાને વશ થાય તે ઇચ્છાથી જ પ્રથમ તો તેને જેમ ચાલે તેમ ચાલવા દેવામાં આવે છે, અને છતાં તેની લગામ પોતાના હાથમાં જ પકડી રાખવામાં આવે છે, તેમ યોગીએ મનની બાબતમાં પણ કરવું. શાસ્ત્રોમાં મનને વશ કરવાનો આ ઉપાય જ શ્રેષ્ઠ કહેલો છે. [૨૦/૧૮-૨૧]

હે ઉદ્ધવ ! એ રીતે જ્યાં સુધી મન વશ થાય ત્યાં સુધી તત્ત્વવિવેક વડે સર્વ પદાર્થોનો વિચાર કરવો. જે પુરુષ એવા વિવેક વડે સંસારની અસારતા જાણી ઉદ્વિગ્ન થયો હોય, અને તેથી વિરક્ત થયો હોય, તેવો પુરુષ ગુરુએ ઉપદેશેલા અર્થના વિચાર કરતો પોતાના આત્મપણાને એટલે કે દેહાભિમાનને તજી દે છે. યમાદિ યોગમાર્ગોથી કે તત્ત્વવિચાર-રૂપ બ્રહ્મવિદ્યાથી, કે મારી પૂજા-ધ્યાન વગેરેથી જ મન

પરમાત્માનું સ્મરણ કરે છે; એ સિવાય બીજા કોઈ ઉપાયોથી મન પરમાત્માનું સ્મરણ કરતું નથી. યોગી પ્રમાદજન્ય કાંઈ પાપ કરે, તો જ્ઞાનાભ્યાસરૂપ યોગથી જ તેનું નિવારણ કરે, અથવા ભક્તપુરુષોનાં નામકીર્તનથી તેનો નાશ કરે, પણ તે માટે કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતો કરવા ન બેસે. કારણ કે, પોતપોતાના અધિકારમાં રહેવું તે જ ગુણ છે; બીજો કોઈ ગુણ નથી. [૨૦/૨૨-૨૫]

હે ઉદ્ધવ ! જે પુરુષને મારી કથાઓ વગેરે ઉપર શ્રદ્ધા થયેલી હોય, તથા તેથી જ બીજાં સર્વ કર્મ ઉપર કંટાળો આવેલો હોય, તે મનુષ્ય જોકે વિષયોને દુઃખસ્વરૂપ જાણે છે, છતાં તેમનો પરિત્યાગ કરવાને અસમર્થ હોય છે. તેવા પ્રકારના શ્રદ્ધાળુ મનુષ્યે, 'ભક્તિથી જ સર્વ કંઈ થઈ રહેશે' એવો દૃઢ નિશ્ચય કરી, દુઃખદાયી પરિણામવાળા તે વિષયોની નિંદા કરતા કરતા તેઓનું સેવન કરવું, અને પ્રસન્ન રહી મારું ભજન કરવું. આ પ્રકારના ભક્તિયોગથી તેના હૃદયમાં રહેલા સર્વ વિષયાભિલાષો નાશ પામે છે એટલું જ નહિ, પણ હૃદયરૂપી અહંકારની ગાંઠ છૂટી જઈ, તેના સર્વ સંશયો છેદાઈ જાય છે, અને તેનાં સર્વ અનારબ્ધ કર્મ પણ નાશ પામે છે. આવા ભક્તિયોગી મનુષ્યને ઘણું કરીને જ્ઞાન કે વૈરાગ્ય કલ્યાણનું સાધન થતાં નથી, પણ ભક્તિ જ કલ્યાણનું સાધન થાય છે. [૨૦/૨૬-૩૭]

હે ઉદ્ધવ ! શુદ્ધિ–અશુદ્ધિની બાબતમાં તથા કોઈ પણ કાર્યના ગુણદોષની બાબતમાં જડપણે કે મૂઢાગ્રહીપણે વર્તવું શ્રેયસ્કર થતું નથી. ગુણ અને દોષ અધિકાર–અધિકારી પરત્વે ભિન્ન ભિન્ન હોય છે. ગુણ અને દોષ વસ્તુમાં રહેલા

નથી, પણ અધિકારીના ભેદથી કલ્પેલા છે. જે સંગ સંન્યાસીને દોષરૂપ છે, તે ગૃહસ્થને દોષરૂપ નથી. ગુણ અને દોષનો વિભાગ પ્રવૃત્તિના સંકોચ દ્વારા મનુષ્યને નિવૃત્તિ તરફ લઈ જવા માટે છે. અને જેમ જેમ નિવૃત્તિ સિદ્ધ થતી જાય છે, તેમ તેમ તે બાબતનું બંધન છૂટતું જાય છે. [૨૧/૧-૨૨]

હે ઉદ્ધવ! વેદ વગેરેમાં જે સ્વર્ગાદિ ફળોવાળાં કર્મો કહેલાં છે, તે પરમ પુરુષાર્થ દર્શાવવા માટે નથી, પણ અત્યંત બહિર્મુખ મનુષ્યને ગૌણ ફળો દ્વારા વિહિત કર્મોમાં રુચિ ઉપજાવવા અર્થે છે. વેદની ફલશ્રુતિ મોક્ષ પ્રત્યે લઈ જવા માટે પ્રલોભનરૂપ સમજવી; જેમ બાળકને દવા પાવી હોય છે તો તેને ખાંડના લાડુની લાલચ બતાવવામાં આવે છે તેમ. તે સ્થળે મુખ્ય વસ્તુ ઔષધ છે, ખાંડના લાડુ નથી. કેટલાક કામમૂઢ મનુષ્યો એ ફલશ્રુતિને જ પરમપુરુષાર્થરૂપ કહે છે; પરંતુ તેવા નિષ્ઠાભ્રષ્ટ લોકોને આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. હિંસામાં એટલે કે માંસભક્ષણમાં તથા તેના ફળમાં જો પ્રીતિ હોય, તો માત્ર યજ્ઞનિમિત્તે જ તે હિંસા કરવી—એવી મર્યાદા દ્વારા વેદોનો ઉદ્દેશ હિંસાને મર્યાદિત કરવાનો છે; નહિ કે માંસભક્ષણની પરવાનગી આપવાનો. વેદોના આવો આવો ગંભીર અભિપ્રાય ન સમજી, હિંસામાં જ આનંદ માનનારા કર્મકાંડીઓ પોતાના સુખને અર્થે વધ કરેલાં પશુઓ વડે યજ્ઞો કરી દેવોનું યજન કરે છે, પણ તેવા લોકો તો ઉભયભ્રષ્ટ થાય છે. તેઓ સ્વપ્ન જેવા મિથ્યા પરલોકના અને આ લોકના વિષયોનો હૃદયમાં સંકલ્પ કરી વ્યર્થ કર્મોમાં પૈસા ગુમાવે છે એમ જ જાણવું. [૨૧/૨૩-૩૧]

હે ઉદ્ધવ! 'સ્વર્ગમાં જઈને આનંદ કરીશું અને પુણ્યફળને અંતે મહાકુળવાન ગૃહસ્થો થઈશું', આવી રીતે વેદની પુષ્પ જેવી ફળદર્શક વાણીથી લલચાઈ પડેલાં મનવાળા તે અભિમાની અને અક્કડ એવા કર્મકાંડીઓને મારી વાત પણ ગમતી નથી. કર્મકાંડાદિ વિષયવાળા વેદોનો મુખ્ય અભિપ્રાય જીવ-બ્રહ્મની એકતા જ છે; વેદો પરોક્ષવાદી હોઈ, આત્મવાદને તેઓ સ્પષ્ટ રીતે કહેતા નથી. વેદ અત્યંત દુર્બોધ છે, તેના અર્થ ગંભીર છે; સર્વ વેદોના પરમ અર્થ એ છે કે, પરમતત્ત્વસ્વરૂપ મારો આશ્રય કરી, સર્વ ભેદોનો 'આ સર્વ માયા છે' એ પ્રમાણે નિષેધ કરી વ્યાપારરહિત થવું. [૨૧/૩૩-૪૩]

હે ઉદ્ધવ! આત્મવાદીઓમાં પણ તત્ત્વોની બાબતમાં જે મતભેદ દેખાય છે, તે અકિંચિત્કર છે. કારણ કે, તેઓ મારી માયાનો તો સ્વીકાર કરે છે. પછી એ માયાનાં અંતર્ગત તત્ત્વો વિષે વિવાદ કરો અથવા ન કરો. આવો વિવાદ શમ અને દમ પ્રાપ્ત થતાં નાશ પામે છે. તત્ત્વોનો એક-બીજામાં પ્રવેશ હોવાથી વક્તાની ઇચ્છા પ્રમાણે તે તત્ત્વોની સંખ્યા અલ્પ કે અધિક હોય છે. તત્ત્વોની એ ગણતરી જુદી જુદી રીતે ઋષિઓએ અનેક રીતે કરી છે. એ સર્વ મતો ન્યાયયુક્ત છે અને તેઓમાં યુક્તિઓ રહેલી છે. [૨૨/૧-૨૫]

### ૬. સહનશીલતા

હે ઉદ્ધવ! આ જગતમાં એવો કોઈ પુરુષ નથી કે જે દુર્જનોએ કહેલાં દુર્વચનોથી ખળભળી ઊઠેલા પોતાના મનને શાંત કરવાને સમર્થ હોય. કારણ કે, મર્મસ્થાનમાં ઊતરી

ગયેલાં વચનરૂપી બાણો તીક્ષ્ણ લોઢાનાં બાણો કરતાં પણ વધુ પીડા ઉપજાવે છે. આ વિષયમાં હું એક ઇતિહાસ કહું છું તે તમે સાંભળો.

માળવા દેશમાં એક ધનાઢ્ય બ્રાહ્મણ રહેતો હતો. પણ તે મહાકંજુસ, કામી, લાલચુ તથા મહાક્રોધી હતો. તેણે કદી પોતાનાં સગાંસંબંધીનો કે અતિથિઓનો વાણીથી પણ સત્કાર કર્યો નહોતો. તેના કુટુંબપરિવારના લોકો પણ તેનાથી વિરક્ત હતા. પરંતુ ધીમે ધીમે ભાગ્યબળે તેનું કેટલુંક ધન લૂંટાઈ ગયું, કેટલુંક રાજાએ લઈ લીધું, અને કેટલુંક અગ્નિ આદિમાં નાશ પામ્યું. પછી ધર્મ તથા સુખોપભોગથી રહિત અને કુટુંબીઓએ તજી દીધેલો તે બ્રાહ્મણ અપાર ચિંતામાં આવી પડ્યો. આ દુર્દશા વખતે લાંબા લાંબા વિચાર કરતા તે બ્રાહ્મણને અતિમહાન વૈરાગ્ય થયો. તે અફસોસ કરતો પોતાને જ કહેવા લાગ્યો:

'મેં મારા આત્માને વૃથા દુઃખ દીધું. જે ધન મેં આટલા મોટા પરિશ્રમથી પ્રાપ્ત કર્યું હતું, તે મને ધર્મમાં કે ભોગમાં કામ આવ્યું નહીં. ખરેખર! લોભી માણસનું ધન તેને કદી સુખનું કારણ થતું નથી, પણ તેને બંને લોકમાં દુઃખનું જ કારણ થાય છે. કોઢ જેમ સુંદર રૂપનો નાશ કરે છે, તેમ થોડો પણ લોભ યશસ્વીઓના શુદ્ધ યશનો તથા ગુણવાનોના ગુણોનો નાશ કરે છે. ધન મેળવવામાં, મેળવેલા ધનને વધારવામાં, તેનું રક્ષણ કરવામાં, તેને વાપરવામાં તથા તે ધન નાશ પામે ત્યારે – એમ સર્વકાળે માત્ર પરિશ્રમ, ત્રાસ, ચિંતા તથા ભ્રમ જ વેઠવાં પડે છે. ચોરી, હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ, ગર્વ, મદ, ભેદ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા,

સ્ત્રીઓનું વ્યસન, જુગારનું વ્યસન, અને મદિરાનું વ્યસન— આ પંદર અનર્થો મનુષ્યોને ધનને લીધે જ પ્રાપ્ત થાય છે. એ ધન જ સગાંસ્નેહીઓમાં ક્રોધ, અનાદર અને દ્વેષનું કારણ થઈ પડે છે. હું આ નિર્ધન દશામાં આવી પડ્યો છું તે એક રીતે પરમાત્માની જ કૃપા છે. હવે હું મારા આયુષ્યનો જે કાંઈ ભાગ બાકી રહ્યો હશે, તે મારા કલ્યાણનું સાધન કરવામાં જ ગાળીશ.' [૨૩/૧-૩૦]

હે ઉદ્ધવ! આવો નિશ્ચય કરી, તે બ્રાહ્મણ અહંતા-મમતા રૂપી હૃદયની ગાંઠો છોડી શાંત સંન્યાસી થયો. તથા મન, પ્રાણ અને ઇંદ્રિયોને વશ કરી પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો. તેનો વૃદ્ધ અને મલિન વેશ જોઈ દુર્જનો અનેક રીતે તિરસ્કાર કરી તેનું અપમાન કરવા લાગ્યા. ધીમે ધીમે તે લોકોનો અત્યાચાર અતિશય વધી ગયો, અને તે બ્રાહ્મણ કોઈ પણ ક્રિયા કરતો હોય, ત્યારે તે દુષ્ટો જાણે તેના પરાપૂર્વના વૈરી હોય તેમ તેને હરેક રીતે વ્યથિત અને અપમાનિત કરવા લાગ્યા. પરંતુ તે સત્ત્વગુણી બ્રાહ્મણ વિચારવા લાગ્યો:

"મનુષ્યને અન્ય પ્રાણી કે પદાર્થ સુખદુ:ખ આપવા શક્તિમાન નથી. મનુષ્યનાં સુખદુ:ખ તેની પોતાની કરણીના ફળરૂપ હોય છે. માણસનું મન વિવિધ વૃત્તિઓ દ્વારા વિવિધ કર્મો કરે છે અને પરિણામે સુખદુ:ખ પામે છે. આમ, મનુષ્યનો કોઈ પણ શત્રુ કહો કે દુ:ખનું કારણ કહો તો તે પોતાનું મન જ છે. તેને જીતવાને બદલે અન્ય પ્રાણીઓ સાથે ક્લેશ કરવો એ નરી મૂઢતા છે. મનને કારણે જ મનુષ્યો પોતાના દેહને 'હું' એ પ્રમાણે સ્વીકારીને

'હું અને બીજો' એવો ભેદ ઉત્પન્ન કરે છે અને સંસારમાં ભટક્યા કરે છે. પોતાના દેહમાં તથા પરના દેહમાં પરમાત્મા તો એક જ છે. તો પછી પોતાના જ દાંત નીચે પોતાની જીભ કચરાય તેમાં બીજાને દોષ દેવાપણું શું હોઈ શકે? આત્માથી જુદી કોઈ વસ્તુ જ નથી. અને આત્માથી બીજી જે કોઈ વસ્તુ જણાય છે તે મિથ્યા છે, તથા પોતાના અજ્ઞાનને લીધે જ જણાય છે; તો પછી બીજાના ઉપર ક્રોધ શાને કરવો? માટે, મારે તો ભૌતિક પદાર્થોથી ભય પામ્યા વિના અત્યંત પ્રાચીન કાળથી મહર્ષિઓએ સ્વીકારેલ પરમાત્મ-નિષ્ઠાનો આશ્રય કરી, આ દુરંત અને દુષ્પાર એવા સંસાર-રૂપી અંધકારને તરવાનો જ ખ્યાલ રાખવો જોઈએ." [૨૩/૩૧-૫૮]

હે ઉદ્ધવ! આ પ્રમાણે ખેદરહિત થયેલો તે બ્રાહ્મણ દુર્જનોના તિરસ્કારોથી જરા પણ ખિન્ન થયા વિના નીચેની ગાથા ગાતો ગાતો વિચર્યા કરતો હતો: 'પુરુષને મનની ભ્રમણા વિના બીજો કોઈ પણ સુખદુઃખ આપનાર છે જ નહીં. મિત્ર, ઉદાસીન અને શત્રુ એવા ભેદવાળો આ સર્વ સંસાર કેવળ અજ્ઞાનથી જ કલ્પાયેલો છે.' માટે હે ઉદ્ધવ! તમે પણ મારા વિષે સ્થાપિત કરેલી બુદ્ધિથી યુક્ત થઈ, સર્વ પ્રકારે મનનો નિગ્રહ કરો. કારણ કે તેનો નિગ્રહ, એ જ યોગનો સંગ્રહ (સાર) છે. [૨૩/૫૯-૬૨]

## ૭. ગુણત્રયવિભાગ

હે ઉદ્ધવ! જુદા જુદા ગુણોમાંથી જે ગુણ વડે પુરુષ જેવો થઈ જાય છે, તે હવે તમને કહું. મનોનિગ્રહ, બાહ્ય

ઇંદ્રિયોનો નિગ્રહ, સહનશીલતા, વિવેક, સ્વધર્મમાં વર્તન, પૂર્વાપર અનુસંધાનરૂપ સ્મૃતિ, સંતોષ, ધન વગેરે યથોચિત વાપરી જાણવાનો સ્વભાવ, વૈરાગ્ય, શ્રદ્ધા, લજ્જા, દાન, સરળતા, વિનય, અને આત્મસ્વરૂપ ઉપર પ્રીતિ, આ બધી સત્ત્વગુણી વૃત્તિઓ છે. ઇચ્છા, વ્યાપાર, મદ, અસંતોષ, ગર્વ, ધનાદિની કામનાથી દેવોનું યજન, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધ વગેરેનો આવેશ, સ્વપ્રશંસા ઉપર પ્રીતિ, હાસ્યભાવ, અને બળાત્કારે ઉદ્યમ કરવો – આ બધી રજોગુણી વૃત્તિઓ છે. ક્રોધ, લોભ, અસત્ય, હિંસા, યાચના, દંભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુઃખ, દીનતા, નિદ્રા, આશા, ભય અને ઉદ્યમ ન કરવો – આ બધી તમોગુણી વૃત્તિઓ છે. [૨૫/૧-૪]

હે ઉદ્ધવ! આ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ ચિત્તના છે, આત્માના નથી. ચિત્તના તે ગુણોથી દેહાદિ પંચભૂતોમાં આસક્ત થનારો જીવ બંધાય છે. પ્રકાશક, સ્વચ્છ અને શાંત એવો સત્ત્વગુણ જ્યારે બીજા બે ગુણોને જીતે છે, ત્યારે પુરુષ સુખ, ધર્મ તથા જ્ઞાન વગેરેથી યુક્ત થાય છે, તેનું ચિત્ત પ્રસન્ન થાય છે, તેની ઇંદ્રિયો શાંત થાય છે, તેના દેહમાં નિર્ભયતા જણાય છે, તથા તેનું મન સંગરહિત થાય છે. જ્યારે સંગ કરવામાં કારણરૂપ, અને પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ બાકીના બે ગુણોનો અભિભવ કરી પ્રવૃદ્ધ થાય છે, ત્યારે પુરુષ દુઃખ, કર્મ, યશ તથા લક્ષ્મીથી યુક્ત થાય છે, તેની બુદ્ધિ ચોતરફ વિક્ષિપ્ત થાય છે, તેની જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો અસ્વસ્થ બની જાય છે, અને તેનું મન ચંચળ થઈ જાય છે. જ્યારે વિવેકનો નાશ કરનાર, આવરણરૂપ તથા અનુદ્યમસ્વરૂપ

તમોગુણ બાકીના બેને દબાવી પ્રવૃદ્ધ થાય છે, ત્યારે પુરુષ શોક, મોહ, નિદ્રા, હિંસા તથા આશાથી યુક્ત થાય છે; તેનું ચિત્ત સીદાવા લાગે છે, તેનાં અજ્ઞાન અને ખેદ વધી જાય છે, તેનું ચિત્ત ચિદાકારે પરિણામ પામવા અસમર્થ થઈ, લય પામી જાય છે, તેમ જ તેનું સંકલ્પાત્મક મન પણ લય પામી જાય છે. સત્ત્વગુણી મનુષ્યો ઉપરના લોકમાં જાય છે, રજોગુણી લોકો વચ્ચેના મનુષ્યલોકમાં ભમે છે, અને તમોગુણી લોકો નીચેના લોકોમાં જાય છે. [૨૫/૧૨-૨૧]

હે ઉદ્ધવ! જીવને દેવ-મનુષ્ય આદિ સર્વ જન્મો ગુણ તથા કર્મથી પ્રાપ્ત થાય છે, અને ચિત્તમાં જ પ્રગટ થાય છે. જે જીવે આ ગુણોને જીત્યા છે, તે જીવ ભક્તિયોગ દ્વારા મારામાં નિષ્ઠાવાળો થઈ, મોક્ષને પામવા યોગ્ય થાય છે. મનુષ્ય-શરીર પ્રાપ્ત કરી, સુજ્ઞ મનુષ્યોએ ગુણસંગનો ત્યાગ કરી, મારું ભજન કરવું, અને સત્ત્વગુણના સેવનથી રજોગુણ અને તમોગુણને જીતવા. તે પછી સાવધાન થઈ, ઉપશમરૂપ તે સત્ત્વગુણથી જ શાંત બુદ્ધિવાળા તે મુનિએ સત્ત્વગુણને પણ જીતી લેવો. એ રીતે ગુણોથી મુક્ત થયેલો જીવ જીવપણાના કારણરૂપ લિંગશરીરનો ત્યાગ કરી, મને પ્રાપ્ત થાય છે. પછી અંતઃકરણમાં ઉત્પન્ન થનારા ગુણોથી અને લિંગશરીરથી મુક્ત થયેલો તે જીવ બ્રહ્મસ્વરૂપ એવા મારાથી જ પૂર્ણ બની, બહાર કે અંદર કશી આકાંક્ષા રાખતો નથી. [૨૫/૩૧-૩૬]

## ૮. સંગદોષ

હે ઉદ્ધવ! જ્ઞાનનિષ્ઠ મનુષ્યે શિશ્ન તથા ઉદરને તૃપ્ત કરનારા દુષ્ટ મનુષ્યોનો સંગ કદી પણ ન કરવો. કેમ કે, તેવા

દુર્જનનો સંગ અધોગતિનું કારણ થઈ પડે છે. મહાયશસ્વી ચક્રવર્તી રાજા પુરૂરવા ઉર્વશીના મોહમાં એટલું બધું જ્ઞાન હારી બેઠો હતો કે, તેને કેટલી રાત્રીઓ ગઈ તેનું પણ ભાન રહ્યું નહિ. પછી જ્યારે ઉર્વશીના લોકને પામી, ઘણા કાળ સુધી તેને ભોગવીને તેનો કામ તથા શોક દૂર થયો અને તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો, ત્યારે તેણે નીચેની ગાથાઓ ગાઈ હતી.

'અહો! ઉર્વશી સાથેના વિલાસોમાં મારા આયુષ્યના કેટલા દિવસો વીતી ગયા તે પણ મેં જાણ્યા નહિ. ઉર્વશીના મોહે રાજાઓના શિરોમણિ એવા મારા દેહને સ્ત્રીઓના એક રમકડા જેવો કરી મૂક્યો છે. તેને કારણે હું બધું ઐશ્વર્ય તજી, ગધેડાની પેઠે તેના પગની લાતો ખાતો ખાતો તેની પાછળ જ ભમ્યો છું. સ્ત્રીમાં આસક્ત એવા મારામાં હવે પ્રભાવ, તેજ કે ઐશ્વર્ય ક્યાંથી રહે? સ્ત્રીએ જેમનાં મન હરણ કરી લીધાં છે, તેવા પુરુષોને વિદ્યા, તપ, ત્યાગ, શાસ્ત્રજ્ઞાન, એકાંતસેવન, કે મૌનથી શું ફળ છે? એમ છતાંય તે સ્ત્રી વડે મારા કામની તૃપ્તિ તો થતી જ નથી; ઊલટો તે વધતો જાય છે. સ્ત્રીએ હરી લીધેલા ચિત્તને છોડાવવા માટે આત્મારામ પુરુષોના ઈશ્વર એવા ભગવાન વિના બીજો કોઈ સમર્થ છે? ઉર્વશીનો પણ શો વાંક છે? તેણે પણ મને અનેક પ્રિય અને હિતકારક વચનોથી સમજાવ્યો છે. પણ હું તે વચનોથી ઊલટો તેને વધારે વળગતો થયો છું. આ બધો, અજિતેંદ્રિય એવા મારો જ અપરાધ છે. મારા અજ્ઞાનથી જ આવા તુચ્છ ભોગમાં મને ઉત્તમપણાનો તથા પ્રિયપણાનો આભાસ થયો છે. છેવટે તો આ સુંદર દેખાતો

દેહ પણ વિનશ્વર છે તથા નરી દુર્ગંધથી ભરપૂર છે. તેમાં રમણ કરનાર પુરુષમાં અને કીડામાં કેટલો ફરક છે? માટે વિવેકી પુરુષોએ સ્ત્રીઓનો કે સ્ત્રીલંપટ પુરુષોનો સંગ ન કરવો: કેમ કે, વિષયો તથા ઇંદ્રિયોના સંગથી મન ક્ષોભ પામે છે, બીજા કોઈ પ્રકારે ક્ષોભ નથી પામતું.' હે ઉદ્ધવ! પુરૂરવાની આ ગાથાઓનું ચિંતન કરી, સજ્જનોનો જ સંગ કરવો. કારણ કે, વિષયાભિલાષરહિત તથા આત્મપરાયણ સંતપુરુષોના સંગથી હૃદયનો મળ ધોવાઈ જાય છે. આ ઘોર સંસારમાં અસહાયપણે ડૂબકાં ખાતા મનુષ્યને સંતસમાગમ જ નૌકારૂપ છે તથા પરમ આશ્રયરૂપ છે. [૨૬/૧-૩૫]

## ૯. ઉપસંહાર

હે ઉદ્ધવ! જ્યાં સુધી દેહ, ઇંદ્રિયો, તથા પ્રાણો સાથે સંબંધ છે, ત્યાં સુધી અવિવેકી આત્માને આ સંસાર મિથ્યા હોવા છતાં ભાસ્યા કરે છે. વિષયોનું ધ્યાન કર્યા કરતા મનુષ્યને સ્વપ્નમાં પણ અનર્થ પ્રાપ્ત થાય છે, તેમ સંસારરૂપ વસ્તુ ન હોવા છતાં વિષયોનું ધ્યાન કર્યા કરતા મનુષ્યને કદી સંસારનિવૃત્તિ થતી નથી. પરંતુ નિદ્રામાં પડેલા મનુષ્યને જે સ્વપ્નાવસ્થા અતિ ભયંકર થઈ પડે છે, તે જાગતા મનુષ્યને જરા પણ મોહ ઉપજાવી શકતી નથી, તેમ જ્ઞાની પુરુષને કશોય સંસાર સંભવતો નથી. અંતરાત્મા જીવ જ દેહેંદ્રિયાદિમાં 'આ હું છું' એવું અભિમાન કરીને ગુણમય તથા કર્મમય મૂર્તિવાળો બને છે. પરંતુ ખરી રીતે, આ મન, વચન, પ્રાણ, શરીર તથા કર્મ મિથ્યા છે તથા ઇંદ્રજાળની પેઠે ભાસે છે. તેમને ગુરુની ઉપાસના વડે તીક્ષ્ણ કરેલી જ્ઞાનરૂપી તરવારથી

છેદી નાખીને મુનિ તૃષ્ણારહિત થઈ પૃથ્વી ઉપર વિચર્યા કરે છે. [૨૮/૧૨-૭]

હે ઉદ્ધવ! વાદળાં ચડી આવવાથી કે વીખરાઈ જવાથી સૂર્યને જેમ કશો ગુણદોષ લાગતો નથી, તેમ અહંકારથી પર રહેલા અક્ષર-પરબ્રહ્મ આ સંસારના કારણરૂપ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપી મેલથી લેપાતા નથી. તોપણ જ્યાં સુધી દૃઢ એવા ભક્તિયોગથી મનના મેલરૂપ વિષયો ઉપરની પ્રીતિ દૂર ન થાય, ત્યાં સુધી માયાએ રચેલા વિષયોનો પણ સંગ તજવો જોઈએ. રાગાદિ કષાયો અને તેમનાં મૂળરૂપ કર્મો જેમાં બળી ગયાં નથી હોતાં, એવું મન સર્વત્ર આસક્ત થઈ અપૂર્ણ જ્ઞાનવાળા યોગીને ભ્રષ્ટ કરે છે. પરંતુ, આત્મસુખના અનુભવથી તૃષ્ણારહિત થયેલો જ્ઞાની પુરુષ શરીરમાં રહેવા છતાં વિકાર પામતો નથી. સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય સ્વપ્નમાં જોયેલા વિષયો સંસ્કારરૂપે પ્રત્યક્ષ સ્ફુરવા છતાં તેમને સત્ય માનતો નથી, તેમ જ્ઞાની પણ પ્રત્યક્ષ સ્ફુરતા વિષયોને વસ્તુરૂપ માનતો નથી. [૨૮/૨૫-૩૨]

શ્રી શુકદેવ કહે છે: હે રાજન્! આવી રીતે વિવિધ ઉપદેશોથી ઉદ્ધવને શાંત કર્યા બાદ શ્રીકૃષ્ણે તેમને કહ્યું કે, 'હવે તમે મારી આજ્ઞાથી બદરિકાશ્રમમાં ચાલ્યા જાઓ. ત્યાં તમે ફળમૂળનું ભોજન કરતા નિઃસ્પૃહ થજો; ટાઢ, તડકો આદિ સહન કરજો; સારો સ્વભાવ રાખજો, ઇંદ્રિયોનો સંયમ કરજો, એકાગ્રબુદ્ધિથી શાંત રહેજો, અને જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત રહેજો. તમે મારી પાસેથી જે કાંઈ સાંભળ્યું છે, તેનું તમે વિચારપૂર્વક ચિંતન કરજો, તથા વાણી અને ચિત્તને મારામાં સ્થાપી દઈ, મારા ધર્મમાં પરાયણ રહેજો. એટલે ત્રિગુણાત્મક

ગતિઓને ઓળંગી જઈ, તે સૌથી પર રહેલા મને તમે પ્રાપ્ત થશો.' [૨૯/૪૧-૪]

હે રાજન્! એ પ્રમાણે શ્રીકૃષ્ણે આજ્ઞા આપી એટલે ઉદ્ધવ ભગવાનને પ્રદક્ષિણા કરી, તેમના નજીક આવેલા વિરહના દુઃખથી અશ્રુ વરસાવતા, વ્યાકુળપણે ભગવાનની પાદુકાઓને સાથે લઈ, તેમને વારંવાર પ્રણામ કરતા ત્યાંથી ચાલી નીકળ્યા. [૨૯/૪૫-૭]

१२

# યાદવોનો નાશ

શ્રી શુકદેવજી કહે છે: હે રાજન્! શ્રીકૃષ્ણે સલાહ આપી હતી તે મુજબ સૌ યાદવો તૈયાર થઈને રથોમાં બેસી પ્રભાસતીર્થ તરફ ચાલ્યા. ત્યાં જઈ, તેમણે સ્નાનાદિ સર્વ પુણ્યકૃત્યો શ્રીકૃષ્ણના કહ્યા પ્રમાણે કર્યાં. પરંતુ દૈવે જેમની બુદ્ધિ ભ્રષ્ટ કરી હતી તેવા તે યાદવોએ ત્યાર બાદ મૈરેય નામની મદિરા સારી પેઠે પીધી. એ મદિરાથી મત્ત બનેલા તેઓની વચ્ચે, ત્યાર બાદ, નજીવા કારણથી મોટો કલહ થયો અને ક્રોધાવેશમાં આવી જઈ તેઓ એકબીજાને શસ્ત્રાસ્ત્રોથી મારવા લાગ્યા. એમ કરતાં કરતાં જ્યારે તેમની પાસે બાણો ખૂટી પડ્યાં અને તેમનાં બીજાં શસ્ત્રો ભાગી ગયાં, ત્યારે તેઓએ સમુદ્રના તીર ઉપર ઊગેલું વજ્ર જેવું તીક્ષ્ણ તથા કઠણ નેતર તોડી તોડીને લડવા માંડ્યું. શ્રીકૃષ્ણ તેમને સમજાવવા ગયા ત્યારે તેઓ તેમને જ મારવા લાગ્યા. મદિરાથી મૂઢ બનેલા તે યાદવો શ્રીકૃષ્ણ અને બળરામને જ

પોતાના શત્રુ માની મારી નાખવા માટે ધસી આવ્યા. એટલે શ્રીકૃષ્ણ અને બળરામે પણ પેલા નેતર વડે તેમનો સારી પેઠે ખોડો કાઢી નાખ્યો. [૩૦/૧-૨૩]

હે રાજન્! આમ સર્વ યાદવોનો નાશ થયો. માત્ર શ્રીકૃષ્ણ અને બળરામ એ બે જણા જ બાકી રહ્યા. આ બધું જોઈ ખિન્ન થયેલા બળરામે તો તરત જ ધ્યાનયોગથી પોતાના પ્રાણ ત્યાગી દીધા. પરંતુ, શ્રીકૃષ્ણ શ્રમ અને ખેદથી એક પીંપળાના વૃક્ષ નીચે મૌન ધારણ કરી, જમણા સાથળ ઉપર બીજા પગને ટેકવી જરા આડા થયા. તેવામાં એક[1] પારધીએ દૂરથી તેમના પગની પાનીને મૃગનું મોં જાણી દૂરથી બાણ[2] માર્યું, તે શ્રીકૃષ્ણને બરાબર વાગ્યું. પેલો પારધી પોતાની ભૂલ સમજાતાં અત્યંત ખેદ કરવા લાગ્યો, પણ ભગવાને તેને શાંત કરી વિદાય કર્યો.[3] [૩૦/૨૪-૪૦]

હે રાજન્! એવામાં શ્રીકૃષ્ણના સારથિ દારુક તેમને શોધતો શોધતો ત્યાં આવ્યો. શ્રીકૃષ્ણની આ દશા જોઈ તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. પરંતુ ભગવાને તેને સાંત્વન આપીને કહ્યું કે, તું હવે સત્વર દ્વારકા જા અને ત્યાં બધાંને યાદવકુળના નાશની ખબર આપ. તેમને એ પણ કહેજે કે, હવે દ્વારકાનો નાશ થવાનો છે, માટે તમારે દ્વારકા રહેવું નહીં, પણ પોતપોતાના પરિવાર સાથે તથા અમારાં વૃદ્ધ માતપિતાને લઈને ઇંદ્રપ્રસ્થમાં પાંડવો પાસે ચાલ્યા જવું. પછી દારુક

---

૧. મૂળમાં તેનું નામ 'જરા' આપ્યું છે.

૨. તે બાણ પેલા વધેલા મુસળના કકડાનું બનેલું હતું. જુઓ પા. ૩૦૬.

૩. મૂળમાં સ્વર્ગે વિદાય કર્યો એમ છે.

ભગવાનને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી, ઉદાસ મનવાળો થઈ દ્વારકા તરફ ચાલ્યો ગયો. [૩૦/૪૧-૫૦]

હે રાજન્! ત્યાર બાદ શ્રીકૃષ્ણે પણ આત્માને આત્મ-સ્વરૂપમાં યોજી દઈ દેહત્યાગ કર્યો. દારુકે દ્વારકા આવી વસુદેવ તથા ઉગ્રસેનને બધા સમાચાર કહી સંભળાવ્યા. તે સાંભળી સૌ શોકાવેગથી મૂર્છિત થઈ ગયા. પછી માથાં ફૂટતા ફૂટતા તેઓ જ્યાં આ ભીષણ સંગ્રામ થયો હતો તે સ્થળે આવી પહોંચ્યા. દેવકી, રોહિણી, વસુદેવ વગેરેએ બેભાન બની જઈ ત્યાં ને ત્યાં પ્રાણ તજી દીધા. રુક્મિણી વગેરે કેટલીય સ્ત્રીઓ પોતપોતાના પતિઓનાં શબ શોધી કાઢી તેમની સાથે સાથે ચિતામાં બળી મૂઈ. [૩૧/૧-૨૦]

હે રાજન્! આ બધા સમાચાર સાંભળી, અર્જુન ઉતાવળો ઉતાવળો દ્વારકા આવી પહોંચ્યો. તેણે મરણ પામેલા સૌની પિંડોદક વગેરે ક્રિયાઓ કરી. પછી બાકી રહેલાં સૌને લઈ તે ઇંદ્રપ્રસ્થ જવા નીકળ્યો. રસ્તામાં ચોરોનાં ટોળાંએ તેના ઉપર હુમલો કર્યો. અર્જુન સાથે શ્રીકૃષ્ણની રાણીઓ હતી. તે બધીને તે ચોરો હરી ગયા. અર્જુન ભગ્નહૃદયે ઇંદ્રપ્રસ્થ પાછો આવ્યો. યુધિષ્ઠિરે યાદવવંશમાં બાકી રહેલા વજ્રનાભનો[1] શૂરસેન દેશની ગાદી ઉપર રાજ્યા-ભિષેક કર્યો. ત્યાર બાદ પાંડવો પણ પોતાના સ્નેહી અને પૂજ્ય એવા શ્રીકૃષ્ણ વગેરેનો વિનાશ થયાથી ખિન્ન થઈ જઈ, તમને પોતાના વંશધારી બનાવી, તમારો રાજ્યાભિષેક કરી, મહામાર્ગે વિદાય થયા. [૩૧/૨૧-૨૮]

[ અગિયારમો સ્કંધ સમાપ્ત ]

---

૧. તે અનિરુદ્ધનો પુત્ર હતો.

४

# કલ્કી અવતાર

પરીક્ષિત પૂછે છે: હે મહામુનિ! આપે ભવિષ્યમાં થનારા મગધવંશી રાજાઓને રિપુંજય સુધી કહી બતાવ્યા છે [પા. ૩૦૯]. ત્યાર પછી તે વંશમાં કયા રાજાઓ થશે તે સાંભળવાની મારી ઇચ્છા છે. [૧/૧]

શુકદેવ કહે છે: હે રાજા! બૃહદ્રથ રાજાના વંશનો છેલ્લો રાજા પુરંજય (રિપુંજય) થશે. ત્યાર પછી તેનો મંત્રી શુનક[૧] તેનો વધ કરી, પોતાના પુત્ર પ્રદ્યોતને રાજા બનાવશે. તેનો પુત્ર પાલક, તેનો વિશાખયૂપ, પછી[૨] રાજક, અને પછી તેનો પુત્ર નંદિવર્ધન — આ પાંચે પ્રદ્યોતન રાજાઓ ૧૩૮ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. [૧/૨-૪]

હે રાજન્! ત્યાર પછી શિશુનાગ રાજા થશે, તેનો પુત્ર કાકવર્ણ, તેનો પુત્ર ક્ષેમધર્મા, તેનો પુત્ર ક્ષેત્રજ્ઞ, તેનો પુત્ર

---

૧. બીજાં પુરાણોમાં તેનું પુલક, પુલિક, મુનિક, શુનિક એવું નામ છે.

૨. જ્યાં 'અમુકનો પુત્ર' એવું ખાસ લખ્યું ન હોય, ત્યાં તે આગલા રાજાનો પુત્ર જ છે એમ ન માની શકાય.

વિધિસાર,[1] તેનો અજાતશત્રુ, તેનો દર્ભક,[2] તેનો આજય,[3] તેનો નંદિવર્ધન, અને તેનો મહાનંદી. આ દશ શિશુનાગ રાજાઓ ૩૬૦ વર્ષ રાજ્ય કરશે. છેલ્લા મહાનંદીને શૂદ્ર સ્ત્રીથી નંદ નામે મહા બળવાન પુત્ર થશે. તે મહાપદ્મ સંખ્યા જેટલા ધનનો માલિક હશે અને ક્ષત્રિયોનો નાશ કરનાર થશે. ત્યાર બાદ બધા રાજાઓ લગભગ શૂદ્ર જેવા અધાર્મિક થશે. એ મહાપદ્મ નંદ એક જ છત્રવાળી પૃથ્વી પર રાજ્ય કરનારો ચક્રવર્તી થશે અને તેની આજ્ઞાને કોઈ ઓળંગશે નહિ. તેને સુમાલ્ય વગેરે આઠ પુત્રો થશે; તેઓ સો વર્ષ સુધી પૃથ્વીનું પાલન કરશે. તે (નવ) નંદોને એક (ચાણક્ય નામનો) બ્રાહ્મણ ઉખેડી નાખશે; પછી મૌર્યવંશી રાજાઓ રાજ્ય કરશે. [૧/૫-૧૨]

હે રાજન્! તે બ્રાહ્મણ જ ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક કરશે. તેનો પુત્ર વારિસાર,[4] તેનો અશોકવર્ધન, તેનો સુયશા,[5] તેનો સંગત, પછી શાલિશૂક, તેનો સોમશર્મા, પછી શતધન્વા, અને તેનો બૃહદ્રથ. આ દશ (?) મૌર્યો ૧૩૭ વર્ષ રાજ્ય કરશે.[6] [૧/૧૩-૪]

૧. બીજાં પુરાણોમાં બિંબિસાર, વિંવિસાર, વિમિસાર, વગેરે નામ છે.

૨. બીજાં પુરાણોમાં વંશક, વશક, દર્શક વગેરે નામ છે.

૩. બીજાં પુરાણોમાં ઉદાતિ, ઉદાસી, ઉદંભી, ઉદાચી, ઉદયી વગેરે નામ છે.

૪. બીજાં પુરાણોમાં બિંદુસાર આદિ નામ છે.

૫. બીજાં પુરાણોમાં કુણાલ નામ પણ છે.

૬. બીજાં પુરાણોમાં આ વંશાવળી આ પ્રમાણે છે: અશોક–કુણાલ–બંધુપાલિત–દશોન–દશરથ–સંપ્રતિ–શાલિશૂક–દેવધર્મા–શતધન્વા–બૃહદ્રથ. બંધુપાલિત પછી કોઈ ઇંદ્રપાલિત પણ કહે છે.

હે રાજન્! (બૃહદ્રથનો સેનાપતિ પુષ્પમિત્ર[1] કે જેનું નામ શુંગ હતું, તે તેને મારીને રાજ્ય કરશે.)[2] પછી અગ્નિમિત્ર, તેનો સુજ્યેષ્ઠ, પછી વસુમિત્ર, પછી ભદ્રક, પછી પુલિંદ, પછી ઘોષ, પછી તેનો પુત્ર વજ્રમિત્ર, પછી ભાગવત, અને પછી તેનો પુત્ર દેવભૂતિ. આ દશ શુંગરાજાઓ ૧૧૨ વર્ષ રાજ્ય કરશે.

હે રાજન્! કામી રાજા દેવભૂતિને તેના અમાત્ય કણ્વવંશી વસુદેવ મારી નાખશે એટલે ભૂમિ અલ્પગુણવાળા કણ્વવંશીઓના હાથમાં જશે. વસુદેવ પછી તેનો પુત્ર ભૂમિત્ર, અને તેનો નારાયણ. આ કણ્વવંશી રાજાઓ ૩૪૫ વર્ષ રાજ્ય કરશે.[3] [૧/૧૫-૨૧]

હે રાજન્! કણ્વવંશી સુશર્માને મારીને તેનો મહાદુષ્ટ સેવક[4] કે જે આંધ્ર જાતિનો હતો, તે કેટલોક કાળ રાજ્ય કરશે. પછી તેનો ભાઈ કૃષ્ણ રાજા થશે. આંધ્રવંશી કુલ ત્રીસ રાજાઓ[5] થશે અને તેઓ ૪૫૬ વર્ષ પૃથ્વીને ભોગવશે. [૧/૨૨-૨૮]

૧. ટીકામાં જણાવ્યા પ્રમાણે પુષ્પમિત્ર તો તેના ગોત્રનું નામ છે.

૨. આ પાઠાંતર છે.

૩. બીજાં પુરાણોમાં નારાયણ પછી સુશર્મા જણાવ્યા છે, અને એ ચારે મળી કુલ ૪૫ વર્ષ રાજ્ય કરશે એમ જણાવ્યું છે. એ જ બરાબર લાગે છે.

૪. બીજાં પુરાણોમાં તેનું શિમુક, કે શિશુક એવું નામ આપ્યું છે.

૫. તેમાંથી કુલ નામ આટલાં આપ્યાં છેઃ (શિમુક) કૃષ્ણ–શાંતકર્ણ–પૌર્ણમાસ–લંબોદર–ચિબિલક–મેઘસ્વાતિ–અટમાન–અનિષ્ટકર્મ–હાલેય–તલક–પુરીષભીરુ–સુનંદન–ચકોર (આઠ ‘બહુ’ રાજાઓમાં છેલ્લો)–શિવસ્વાતિ (અરિંદમ) –ગોમતીપુત્ર–પુરીમાન–મેદશિરા–શિવસ્કંદક–યજ્ઞશ્રી–વિજય–ચંદ્રવિજ્ઞ–સલોમધિ.

પછી અવભ્રુતિ નગરીના સાત આભીર રાજાઓ, દશ ગર્દભી રાજાઓ, અતિ લોલુપ એવા સોળ કંક રાજાઓ, આઠ યવનો, ૧૪ તુરુષ્કો, દશ ગુરુણ્ડો અને અગિયાર મૌન રાજાઓ થશે. તેઓ ૧૦૯૯ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. તેમાંના મૌન રાજાઓ ૩૦૦ વર્ષ રાજ્ય કરશે. તેઓ મરણ પામશે એટલે કિલકિલા નગરીમાં ભૂતનંદ, વંગિરિ, શિશુનંદિ, તેનો ભાઈ યશોનંદિ અને પ્રવીરક નામના રાજાઓ ૧૦૬ વર્ષ રાજ્ય કરશે. તેમના ૧૩ બાહ્લિક પુત્રો થશે. પુષ્પમિત્ર અને તેનો પુત્ર દુર્મિત્ર. ત્યાર બાદ નીચેના રાજાઓ સમકાલીન થશે: સાત આંધ્ર, સાત કૌશલ, વિદૂરપતિઓ અને નિષધો.[1] [૧/૨૯-૩૫]

---

૧. આ છેલ્લો ભાગ ખંડિત છે, તથા સમજાતો નથી. ટીકાકાર એમ કહે છે કે, બાહ્લિકો પછી આ રાજાઓ સમકાલીન થશે. પુષ્પમિત્ર અને દુર્મિત્ર એ નામ વચ્ચે જ છૂટાં પડેલાં દેખાય છે. વિષ્ણુપુરાણમાં આવો ક્રમ છે: " . . . . પ્રવીર વગેરે ૧૦૬ વર્ષ રાજ્ય કરશે. તેમના ૧૩ પુત્રો હશે; પછી ત્રણ બાહ્લિકો, પછી પુષ્પમિત્ર, પટુમિત્ર વગેરે ૧૩, સાત મેકલો, કોશલમાં સાત અને નૈષધો પણ એટલા જ" વાયુપુરાણ કહે છે: "પ્રવીર વગેરે ૧૦૬ વર્ષ રાજ્ય કરશે. પછી વાહ્લિક દેશના ત્રણ જણ રાજ્યાધિકાર મેળવશે. ત્યાર પછી નભીર અને સુપ્રતીક ૩૦ વર્ષ રાજ્ય ભોગવશે; મહિષીઓનો રાજા શકયમા થશે; પુષ્પમિત્ર અને પટુમિત્ર નામના પ્રસિદ્ધ ૧૩ રાજાઓ મેકલદેશમાં સાત વર્ષ રાજ્ય કરશે. કોમલદેશમાં મેઘ નામે પ્રસિદ્ધ નવ રાજા થશે; અને નિષધ દેશમાં નળરાજાના વંશજો રાજ્ય કરશે"

આ બધું એટલા માટે નોંધ્યું છે કે, એક જ યાદી ત્રણ જુદાં પુરાણોમાં કેવી જુદી જુદી છે.

મગધવંશી રાજાઓમાં વિશ્વસ્ફૂર્તિ[1] નામે એક રાજા થશે. તે પુરંજય નામે પણ પ્રસિદ્ધ થશે. તે બ્રાહ્મણાદિ વર્ણોને મ્લેચ્છ જેવા કરી મૂકશે, તથા ક્ષત્રિયોનો વિનાશ કરી, પદ્માવતી નગરીમાં રહી, હરિદ્વારથી આરંભી પ્રયાગ પર્યંત ભૂમિને ભોગવશે. તે પછી સૌરાષ્ટ્ર, અવંતી, આભીર, શૂર, અર્બુદ અને માલવ દેશના રહેવાસી બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો વ્રાત્ય બની જશે; અને રાજાઓ લગભગ શૂદ્રો થઈ જશે. સિંધુ તેમ જ ચંદ્રભાગા નદી પરના મુલકોને, કૌંતી નગરીને તેમ જ કાશ્મીર દેશને શૂદ્રો, તથા વેદાચારથી શૂન્ય મ્લેચ્છો ભોગવશે. [૧/૩૬-૯]

હે રાજન્! લગભગ મ્લેચ્છ જેવા એ રાજાઓ એક કાળે જ થશે. તેઓ અધર્મ તથા અસત્ય ભાષણ કરવામાં તત્પર રહેશે, અલ્પ દાન કરનારા હશે, અને તીવ્ર ક્રોધવાળા હશે. તેઓ સ્ત્રીઓ, બાળકો, ગાયો તથા બ્રાહ્મણોનો વધ કરનારા, પારકી સ્ત્રી તથા પારકું ધન લઈ લેવામાં આદરવાળા, તથા પુષ્કળ હર્ષ અને શોકયુક્ત થશે. તે રાજાઓરૂપી મ્લેચ્છો પ્રજાઓનું ભક્ષણ કરી જશે. લોકો પણ તે રાજાઓના જેવા સ્વભાવ, આચાર તથા ભાષાવાળા બની જઈ, માંહોમાંહે અને તે રાજાઓ દ્વારા પીડાઈને નાશ પામશે. [૧/૩૯-૪૩]

તે પછી હે રાજન્! બળવાન કાળને લીધે પ્રતિદિન ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ, બળ તેમ જ સ્મરણશક્તિ નાશ પામશે. કળિયુગમાં ધન જ કુળ આચાર તથા ગુણોના લક્ષણરૂપ ગણાશે; ધર્મ તથા ન્યાયની વ્યવસ્થામાં બળ જ કારણ મનાશે; સ્ત્રી તેમ જ પુરુષના સંબંધમાં એક

૧. વિષ્ણુપુરાણમાં વિશ્વસ્ફટિક નામ છે.

બીજાની રુચિ જ હેતુભૂત થશે; વ્યવહારમાં કપટ જ મુખ્ય થઈ પડશે; સ્ત્રી તથા પુરુષની શ્રેષ્ઠતા રતિની કુશળતાથી જ મપાશે; જનોઈ જ બ્રાહ્મણપણાનું કારણ બનશે; બાહ્ય ચિહ્ન એ જ આશ્રમોનું એકમાત્ર લક્ષણ થશે; નિર્ધનતા જ ન્યાયમાં હાર થવાનું કારણ થશે; ઘણું બોલવું એ જ પંડિતાઈનું લક્ષણ બનશે; નિર્ધનતા જ દુર્જનતાનું લક્ષણ મનાશે; દંભ જ સજ્જનતાનું લક્ષણ થશે; વિવાહમાં માત્ર સ્વીકાર જ મુખ્ય રહેશે; સ્નાન જ એકમાત્ર અલંકાર રહેશે; હરકોઈ દૂરનું જલાશય તીર્થ બનશે; મસ્તક ઉપર વાળ રાખવા એ જ સૌંદર્ય મનાશે; પેટ ભરવું એ જ પુરુષાર્થ ગણાશે; ધૃષ્ટતા જ સત્યપણાની નિર્ણાયક થશે; કુટુંબનું ભરણપોષણ કરવું એ જ ચતુરાઈ કહેવાશે; યશને માટે જ ધર્મસેવન કરાશે; લાંબામાં લાંબું આયુષ વીસ કે ત્રીસ વરસનું થશે; ધર્મ લગભગ પાખંડવાળો થઈ જશે; રાજાઓ લગભગ ચોર થઈ જશે; મનુષ્યો ચોરી, અસત્ય, વૃથા હિંસા વગેરે વડે અનેક જાતની આજીવિકાઓ કરવા લાગશે; વર્ણો લગભગ શૂદ્ર જેવા થઈ જશે; ગાયો બકરી જેવડી થઈ જશે; આશ્રમો લગભગ ગૃહસ્થાશ્રમ જેવા થઈ જશે; સંબંધીઓમાં સ્ત્રીના સગા જ સંબંધી ગણાશે; મેઘો માત્ર વીજળીઓવાળા જ થશે; અને વૃક્ષોમાં ખીજડીઓ જ વૃક્ષ તરીકે રહેશે. [૨/૧-૧૫]

હે રાજા! સત્યયુગમાં ધર્મ ચાર ચરણવાળો પ્રવર્તે છે. તે ચાર ચરણ તે સત્ય, દયા, તપ અને દાન છે. સત્યયુગના લોકો શાંત, જિતેંદ્રિય, આત્મારામ, તથા આત્માનો અભ્યાસ કરનારા હોય છે. ત્રેતાયુગમાં અસત્ય, હિંસા, અસંતોષ તથા કલહથી ધર્મનો ચોથો ભાગ નષ્ટ થાય છે. તે યુગમાં લોકો

ક્રિયા તથા તપમાં નિષ્ઠાવાળા હોય છે. તેઓ અતિ હિંસક કે અતિ લંપટ ન હોતાં વેદકુશળ, તથા ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગને સેવનારા હોય છે. એ યુગમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ ગણાય છે. દ્વાપરયુગમાં ધર્મનો અર્ધો ભાગ નાશ પામે છે. તે યુગના લોકો યશસ્વી, મોટા મોટા યજ્ઞો કરવાના સ્વભાવવાળા, સ્વાધ્યાયમાં આસક્ત, ધનવાન, કુટુંબી તથા આનંદી હોય છે. એ યુગમાં ક્ષત્રિયો ઉત્તમ ગણાય છે. કલિયુગમાં તો ધર્મનો ચોથો ભાગ જ બાકી રહે છે. એ યુગમાં લોકો લોભી, દુરાચારી, નિર્દય, અકારણ વૈર કરનારા, દુર્ભાગી, અને ઘણી જ તૃષ્ણાવાળા હોય છે. એ વખતે પ્રજામાં શૂદ્રો જ મુખ્ય થઈ પડે છે. મન, બુદ્ધિ અને ઇંદ્રિયો જ્યારે સત્ત્વગુણમાં અતિશય પ્રવર્તે ત્યારે સત્યયુગ જાણવો; રજોગુણમાં પ્રવર્તે ત્યારે ત્રેતાયુગ જાણવો; રજોગુણ–તમોગુણમાં વર્તે ત્યારે દ્વાપર જાણવો; અને તમોગુણમાં જ મુખ્યપણે વર્તે ત્યારે કલિયુગ જાણવો. [૩/૧૮-૩૦]

હે રાજન્! કલિયુગના મનુષ્યો ક્ષુદ્ર બુદ્ધિવાળા, અલ્પભાગ્યવાળા, કામી તથા ધનહીન હોય છે; સ્ત્રીઓ સ્વેચ્છાચારિણી હોય છે; દેશો પુષ્કળ ચોરોવાળા હોય છે; વેદો પાખંડીઓથી દૂષિત હોય છે; રાજાઓ પ્રજાનું ભક્ષણ કરે છે; બ્રાહ્મણો ઉપસ્થ અને ઉદરપોષણમાં જ રત રહે છે; બ્રહ્મચારીઓ વ્રત અને પવિત્રતાથી શૂન્ય હોય છે; ગૃહસ્થો ભિક્ષા માગનારા હોય છે; તપસ્વીઓ ગામમાં રહેનારા હોય છે, અને સંન્યાસીઓ ધનલોભી હોય છે. સર્વ લોકો આપત્તિકાળ ન હોવા છતાં સત્પુરુષોએ નિંદેલી અને વર્ણવિરુદ્ધ આજીવિકાને જ અનુસરનારા થાય છે. શેઠ ધનરહિત

થાય એટલે નોકરો તેનો ત્યાગ કરે છે, અને નોકરો રોગાદિથી અશક્ત થાય એટલે શેઠ તેમનો ત્યાગ કરે છે. કલિયુગમાં પુરુષો માતપિતા, મિત્ર અને કુટુંબીઓનો ત્યાગ કરી, મૈથુન નિમિત્તે જ સ્નેહ કરનારા થશે; તથા સાળીઓ અને સાળાઓને પ્રધાન માની સ્ત્રીને જ અધીન વર્તશે. શૂદ્ર લોકો તપસ્વીઓના વેશ ઉપર આજીવિકા કરતા દાન લેશે અને ધર્મોપદેશ કરશે. લોકો દુષ્કાળ અને કરવેરાઓથી હંમેશ પીડિત રહેશે; મનુષ્યો પોતાનાં વૃદ્ધ માતપિતાનું પણ રક્ષણ નહીં કરે, અને માતપિતા પણ ગુહ્યેંદ્રિય અને ઉદરનું જ પોષણ કરનાર હોઈ, પુત્રોની પરવા નહીં કરે. [૩/૩૧-૪૨]

હે રાજા ! આ પ્રમાણે મનુષ્યો દુઃસહ ચેષ્ટાવાળાં થઈ જશે, તેમ જ કલિયુગ લગભગ સમાપ્ત થવા આવશે, ત્યારે ધર્મનું રક્ષણ કરવાને માટે ભગવાન સત્ત્વગુણથી અવતાર લેશે. તે શંભલ નામના ગામમાં સૌથી શ્રેષ્ઠ ગણાતા મહાત્મા વિષ્ણુયશા બ્રાહ્મણને ઘેર કલ્કી નામથી પ્રગટ થશે. તે જગત્પતિ સત્યસંકલ્પાદિ ગુણોથી યુક્ત રહીને, દેવોએ આપેલા અને મહાવેગવાન ઘોડા ઉપર બેસી, પૃથ્વી ઉપર વિચરશે, અને રાજાઓના વેશમાં ઢંકાયેલા કરોડો ચોરોને તરવારથી મારી નાખશે. ત્યાર પછી, તે ભગવાનના સ્પર્શવાળા વાયુનો સ્પર્શ કરતા બધા લોકોનાં મન નિર્મળ થઈ જશે અને ફરી સત્યયુગ શરૂ થશે. તે સમયે ચંદ્ર, સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણે ગ્રહો પુષ્ય નક્ષત્રમાં અને એક રાશિમાં આવશે. [૨/૧૮-૨૩]

હે રાજન્ ! તમારા જન્મથી આરંભીને નંદરાજાના અભિષેક સુધીમાં ૧૧૧૫ વર્ષ વીતી જશે. આકાશમાં

સપ્તર્ષિઓના બે તારા (પુલહ તથા ક્રતુ) ઉદય વખતે પ્રથમ ઊગેલા દેખાય છે. તે બેની મધ્યમાં દક્ષિણોત્તર રેખામાં અશ્વિની વગેરે નક્ષત્રોમાંનું જે નક્ષત્ર સમપ્રદેશમાં રહેલું જોવામાં આવે છે, તે નક્ષત્રની સાથે જોડાઈને સપ્તર્ષિઓ સો વર્ષ સુધી રહે છે. તે સપ્તર્ષિઓ હમણાં (તમારા સમયમાં) મઘા નક્ષત્રમાં રહેલા છે. સપ્તર્ષિઓ જ્યારે મઘા નક્ષત્રમાં આવ્યા ત્યારે જ બારસો[1] વર્ષના પ્રમાણનો કલિયુગ શરૂ થયો છે. પછી જ્યારે સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાંથી પૂર્વાષાઢા નક્ષત્રમાં જશે ત્યારે, એટલે કે નંદરાજાથી માંડીને, કલિયુગ વૃદ્ધિ પામશે. પછી કલિયુગ પૂરો થશે ત્યારે મનુષ્યનું મન ફરી આત્માના પ્રકાશ કરનારું થશે અને ફરી સત્યયુગ થશે. [૨/૨૪-૩૪]

હે રાજન્! મેં ઉપર વર્ણવેલા સર્વ રાજાઓ અંતે આ પૃથ્વીનો ત્યાગ કરીને મરણ પામ્યા છે (અથવા પામશે).

૧. આ તથા પછીના વાક્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, મૂળમાં તો કલિયુગને ૧૨૦૦ માનુષી વર્ષોનો જ ગણવામાં આવતો હશે. પણ હિસાબ પ્રમાણે ૧૨૦૦ વર્ષ બાદ સત્યયુગને બદલે વધારે તીવ્રસ્વરૂપે જ કલિયુગ જામતો દેખીને પછીના વખતમાં કલિયુગની 'વૃદ્ધિ' કલ્પવામાં આવી, એટલે કે તેમાં વધારાનાં વર્ષ ઉમેરવામાં આવ્યાં. અને પછી તો તે કલિયુગનાં મૂળ માનુષી વર્ષોને દૈવી વર્ષોમાં જ બદલી નાખવામાં આવ્યાં. રામ વગેરે ત્રેતા–દ્વાપરયુગમાં અને કૃષ્ણ વગેરે દ્વાપર-કલિયુગમાં થયા હોય, તો આ યુગોની કલ્પના મૂળે માનુષી વર્ષોમાં જ ગણાતી હોવી જોઈએ. કારણ કે, પૌરાણિક વંશાવળીઓ અનુસાર જ આપણે રામ અને કૃષ્ણ વચ્ચે અમુક ગણતરીની પેઢીઓ જ વીતેલી જોઈ શકીએ છીએ.

જે શરીરનું નામ રાજા કહેવાય છે, તેની પણ અંતે તો કીડા, વિષ્ટા, કે ભસ્મ એવી સંજ્ઞા થાય છે. એવા એ શરીર અર્થે જે મનુષ્ય પ્રાણીઓનો દ્રોહ કરે છે, તે સ્વાર્થને પણ જાણે છે? જે જે રાજાઓ બળપૂર્વક આ પૃથ્વીને ભોગવી ગયા છે, તેઓ સર્વને કાળે કથાઓમાં માત્ર કહાણીઓરૂપ બનાવી દીધા છે. [૨/૩૮-૪૪] હે સમર્થ રાજા! લોકમાં યશનો વિસ્તાર કરી મરણ પામેલા કેટલાક મહાન રાજાઓની કથાઓ મેં તને વિજ્ઞાન તથા વૈરાગ્ય કહેવાની ઇચ્છાથી કહી છે. આ કથાઓ માત્ર વાણીના વિલાસરૂપ છે, પરમાર્થરૂપ નથી. જે મનુષ્ય શ્રીકૃષ્ણ વિષે નિર્મળ ભક્તિની ઇચ્છા રાખતો હોય, તેણે અમંગળના નાશ કરનાર ભગવાનના જે ગુણાનુવાદ આ ગ્રંથમાં કહ્યો છે, તેને જ પરમાર્થરૂપ સમજી વારંવાર સાંભળવો. [૩/૧૪-૫]

પરીક્ષિત રાજાએ પૂછ્યું: હે મહામુનિ! કલિયુગમાં વૃદ્ધિ પામનારા અનેક દોષો આપે મને કહી સંભળાવ્યા. તે દોષોને મનુષ્ય કયા ઉપાયથી દૂર કરી શકે તે હવે આપ મને કહો. [૩/૧૬-૭]

શુકદેવજી કહે છે: હે રાજા! ભગવાન પુરુષોત્તમને જો ચિત્તમાં રાખ્યા હોય, તો કલિયુગે કરેલા તમામ દોષો દૂર થઈ જાય છે એમ મારો નિશ્ચય છે. શ્રવણ, કીર્તન અને ધ્યાનથી આરાધેલા ભગવાન, મનુષ્યોનાં હૃદયમાં ઝટ પ્રતિષ્ઠિત થઈ, તેમનાં દશ હજાર જન્મનાં પાપોનો પણ ક્ષણમાં નાશ કરી નાખે છે. ભગવાન હૃદયમાં બિરાજ્યા હોય, ત્યારે અંતરાત્મા જેવી અત્યંત શુદ્ધિને અનુભવે છે, તેવી, દેવોની ઉપાસના, તપ, પ્રાણાયામ આદિથી પણ નથી અનુભવતો. હે રાજન્! કલિયુગ દોષોનો ભંડાર છે, પણ તેનો એક

મહાન ગુણ છે કે, શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી મનુષ્ય કલિયુગના સર્વ દોષોથી મુક્ત થઈ પરમાત્માને પામી જાય છે. સત્યયુગમાં ધ્યાનનું જે ફળ છે, ત્રેતામાં યજ્ઞનું જે ફળ છે, અને દ્વાપરમાં સેવાનું જે ફળ છે, તે કલિયુગમાં શ્રીહરિનું કીર્તન કરવાથી પ્રાપ્ત થાય છે. [૩/૪૫-૫૨]

હે રાજન્! જે મનુષ્ય અનેક જાતનાં દુઃખરૂપી દાવાનળથી દુઃખી થયો હોય, અને અતિ દુસ્તર સંસારસમુદ્રને તરી જવા ઇચ્છતો હોય, તેને ભગવાનની કથાઓના રસનું સેવન કરવા સિવાય બીજું કોઈ તરવાનું સાધન નથી. ભગવાન વેદવ્યાસે પ્રસન્ન થઈને આ વેદતુલ્ય ભાગવત–સંહિતા મને કહી હતી. આ શ્રીમદ્ભાગવતમાં જગતના આત્મા ભગવાનનું વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે. તમે આ ભાગવતશ્રવણથી કૃતાર્થ થયા છો. માટે 'હું મરી જઈશ', 'તક્ષક મને મારી નાખશે' એવી પશુબુદ્ધિનો ત્યાગ કરો. કારણ કે, આ દેહ પૂર્વે ન હતો, અને હમણાં પણ ઉત્પન્ન થઈને નાશ પામવાનો છે; પણ તમે પોતે તો પહેલાં કે હમણાં પણ ઉત્પન્ન થયા નથી કે નાશ પામવાના પણ નથી. તમે દેહાદિથી ભિન્ન આત્મારૂપ છો. માટે, તમે તો એ આત્મસ્વરૂપનો જ વિચાર કરો અને ઉપાધિરહિત બ્રહ્મમાં જ આત્માને સ્થાપી દો. [૫/૧-૧૩]

આટલું કહી ચૂપ થયેલા શુકમુનિને પરીક્ષિત રાજાએ કહ્યું : "હે ભગવન્! આપે કરેલા અનુગ્રહથી હું કૃતાર્થ થયો છું. હવે હું તક્ષક વગેરે મૃત્યુથી ડરતો નથી. કેમ કે આપે સારી રીતે પ્રતિપાદિત કરેલા નિર્ભય કૈવલ્યસ્વરૂપમાં મેં પ્રવેશ કર્યો છે. હે બ્રહ્મન્! આપ મને આજ્ઞા આપો એટલે

હું મારી વાણીનો સંયમ કરું અને કામવાસનાથી મુક્ત થયેલા મારા મનને ભગવાનમાં લગાડી દઈ, પ્રાણોનો ત્યાગ કરું. જ્ઞાન તથા વિજ્ઞાનની નિષ્ઠાથી મારું અજ્ઞાન હવે દૂર થયું છે, કારણ કે ભગવાનનું કલ્યાણસ્વરૂપ પરમપદ આપે મને દર્શાવ્યું છે." [૬/૧-૭]

એ પ્રમાણે રાજાએ કહ્યું, એટલે ભગવાન શુકદેવજી તે રાજાથી યથોચિત પૂજન-સત્કાર પામીને સંન્યાસીઓની સાથે ત્યાંથી પધારી ગયા. તેમના ગયા પછી રાજા પણ ગંગા-કિનારા પર આસન લગાવી, બુદ્ધિથી મનને આત્મામાં સ્થાપી દઈ, વૃક્ષની પેઠે લીન પ્રાણવાળો થઈ ગયો અને તરત જ બ્રહ્મસ્વરૂપ બની રહ્યો. [૬/૮]

[પછી બ્રાહ્મણપુત્રે મોકલેલા તક્ષકે બ્રાહ્મણવેષે આવી રાજાનો વધ કર્યો.]

**સમાપ્ત**

# વંદન

જેમણે સંસારરૂપી સર્પથી દંશાયલા પરીક્ષિત રાજાને મુક્ત કર્યા છે. તે બ્રહ્મસ્વરૂપ યોગીન્દ્ર શુકદેવજીને નમસ્કાર!

હે દેવોના ઈશ્વર! પ્રત્યેક જન્મમાં આપનાં ચરણમાં અમને ભક્તિ થાય એવું આપ કરો. આપ અમારા સ્વામી છો!

જેમનું નામકીર્તન સર્વ પાપોનો નાશ કરનારું છે, અને જેમને કરેલા પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે, તે પરમેશ્વર શ્રીહરિને હું નમસ્કાર કરું છું! [૧૩/૨૦-૩]

# પરિશિષ્ટ

## કલિયુગના રાજવંશો *

પુરાણોમાં કલિકાલમાં (ભવિષ્યમાં) થનારા રાજાઓની વંશાવળીનું જે પ્રકરણ આવે છે, તે કોઈ એકાદ સામાન્ય વૃત્તાંત ઉપરથી બધાં પુરાણોએ ઉતારી લીધું હોય એમ લાગે છે. જુદાં જુદાં પુરાણોમાં આવતું એ પ્રકરણ સરખાવતાં એવો નિર્ણય કરી શકાય છે કે, મત્સ્યપુરાણ, વાયુપુરાણ અને બ્રહ્માંડપુરાણ એ ત્રણ પુરાણોએ એ આખું વૃત્તાંત કોઈ એક નમૂના ઉપરથી સરખું ઉતારી લીધેલું છે. તે ત્રણે જણાવે છે કે, તેમણે એ વૃત્તાંત ભવિષ્યપુરાણમાં કહ્યા મુજબ વર્ણવ્યું છે. (भविष्ये कथितान्; भविष्ये ते प्रसंख्याताः पुराणज्ञैः श्रुतर्षिभिः)

વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણનાં વૃત્તાંતો પણ એ મૂળ નમૂના ઉપરથી જ, પરંતુ, સંક્ષેપ કરીને લીધેલાં છે એ તરત દેખાઈ આવે છે. જે બાબતોમાં તેમણે કાંઈક વિસ્તાર આપ્યો છે, તે બાબતોમાં તે ઉપરનાં ત્રણ પુરાણોના વૃત્તાંતને અનુસરે છે.

* તે નામના શ્રી. પાર્જિટરના અંગ્રેજી પુસ્તક ઉપરથી.

એ મૂળ વૃત્તાંત પ્રથમ પ્રાકૃત ભાષામાં રચાયો હશે, અને તેના ઉપરથી આ બધાં પુરાણોએ સંસ્કૃતમાં ઉતારો કર્યો હશે એવું પણ સમજાય છે. કારણ કે, અત્યારે પુરાણોએ સંસ્કૃત શબ્દોમાં ઉતારેલા કેટલાક શ્લોકોમાં છંદનો ભંગ થાય છે; પરંતુ જો તેમને મૂળ પ્રાકૃત શબ્દોમાં મૂકીએ, તો છંદનો ભંગ નથી થતો; કેટલીક જગાએ તો છંદનો ભંગ થતો અટકાવવા પુરાણોએ મૂળ પ્રાકૃત શબ્દો જ કાયમ રાખ્યા છે; કેટલીક જગાએ પુરાણોએ વાપરેલા સંસ્કૃત શબ્દોને કારણે અન્વયનો ભંગ થાય છે; જ્યારે તેને બદલે મૂળ પ્રાકૃત શબ્દ મૂકીએ તો અન્વયનો ભંગ નથી થતો; કેટલાંક વિશેષ નામોની બાબતમાં સંસ્કૃત રૂપાંતર કરવા માટે કરેલો ભૂલભર્યો પ્રયત્ન તરત દેખાઈ આવે છે, અને કેટલીક જગાએ ખોટી સંધિ કરવામાં આવી છે.

આ ઉપરથી જણાઈ આવે છે કે, મૂળ આ વૃત્તાંત રાજદરબારોમાં ચાલુ પ્રાકૃત ભાષામાં રચાયો હશે, અને પછી પુરાણોએ એ વૃત્તાંતને ભવિષ્યકથન તરીકે પોતાની પ્રાચીન વંશાવળીઓને છેડે જોડી દીધો હશે.

એ વૃત્તાંત ઘણે ભાગે આંધ્રોના અંત અને હૂણ રાજાઓના આગમન સુધી આવીને અટકે છે. મત્સ્યપુરાણમાં જણાવ્યા પ્રમાણે 'હૂણ રાજાઓએ ૧૦૩ વર્ષ રાજ્ય કર્યું હતું.' હવે, હિંદુસ્તાનમાં હૂણ રાજ્યવંશ ઈ. સ. ના પાંચમા સૈકાના અંતમાં અથવા તો તે સૈકા બાદ જ સંભવે છે. ઉપરાંત, સપ્તર્ષિચક્ર દ્વારા પરીક્ષિત રાજાથી માંડીને વર્ષોની સંખ્યા ગણાવતાં પુરાણો મહાપદ્મરાજા પછી ૮૩૬ વર્ષની ગણતરી આપે છે. એ સમય, આપણે જોઈશું તેમ, ઈ. સ.

૫૦૦ની લગભગમાં જ આવે. એટલે, આપણે આ પૌરાણિક વૃત્તાંતને ઈ. સ. ૫૦૦ સુધી આવતો કહી શકીએ.

એ વૃત્તાંત જુદાં જુદાં પુરાણોમાં બહુ ખંડિત રીતે તથા કોઈ કોઈ વાર અસંબદ્ધ રીતે કે કલ્પિત સંબંધથી જોડાયેલો મળી આવે છે. બધાં પુરાણોમાંનો એ વૃત્તાંત સરખાવતાં આપણને એટલું સ્પષ્ટ માલૂમ પડે છે કે, લહિયાની ભૂલથી, બેદરકારીથી કે તાડપત્રની લીટીઓ ભાગી જવાથી કે બીજા કારણથી અમુક શબ્દો ન સમજાયાથી કોઈ કોઈ પુરાણમાં તે તે ભાગમાં ગમે તેવી બનાવટ કરી લેવામાં આવી હશે, પણ મૂળ વૃત્તાંતમાં કલ્પિત વંશો ઉમેરવાનો કે પરદેશી રાજાઓના નવા વંશો તેમાં જોડી આપવાનો કોઈ પુરાણકારે જરાય પ્રયત્ન કર્યો નથી. એટલે, જુદાં જુદાં પુરાણોના પાઠોને સરખાવતાં તથા સમકાલીન શિલાલેખો, દાનપત્રો વગેરે ઉપરથી મળતી હકીકતથી સૂચિત થતી બીનાઓ ખ્યાલમાં લેતાં આ અરસાનો એક સળંગ વૃત્તાંત આપણને ઉપલબ્ધ થાય છે. નીચે એ રીતે આખા વૃત્તાંતને જુદાં જુદાં પુરાણોમાંથી તારવીને રજૂ કર્યો છે, તે વાચકને ભાગવતનો એ કાળનો વૃત્તાંત સમજવામાં ઉપયોગી થશે.

## ૧

શરૂઆતમાં, એક વસ્તુ કે જેની બાબતમાં મોટાભાગના અર્વાચીન વિદ્વાનો એકમત છે તે જણાવતા જઈએ. પુરાણોમાં બાર્હદ્રથ વંશ પછી પ્રદ્યોત વંશ, અને પછી શિશુનાગ (શૈશુનાક) વંશ અનુક્રમે વર્ણવ્યા છે. પરંતુ પ્રદ્યોત વંશ તો શૈશુનાક વંશનો સમકાલીન વંશ હતો અને અવંતીમાં

રાજ્ય કરતો હતો એ વસ્તુ હવે ઇતિહાસપ્રસિદ્ધ છે. એટલે, પ્રદ્યોતવંશને બૃહદ્રથવંશ અને શિશુનાગવંશ એ બેની વચ્ચે મૂકવાને બદલે, શિશુનાગવંશના સમકાલીન વંશ તરીકે જુદો ટિપ્પણમાં કે માર્જિનમાં મૂકેલો જાણવો જોઈએ.

પુરાણોમાં આપેલી સપ્તર્ષિચક્રની ગણના મુજબ સપ્તર્ષિઓ દરેક નક્ષત્રમાં સો વર્ષ રહે છે. તે હિસાબે પુરાણો જણાવે છે કે, પરીક્ષિતના સમયમાં સપ્તર્ષિઓ આઠમા – મઘા – નક્ષત્રમાં હતા; મહાનંદ રાજાના સમયમાં પૂર્વાષાઢા – ૧૮મા – નક્ષત્રમાં હતા; આંધ્રવંશી રાજાઓના અંત સમયે ૨૪મા – ઉત્તરાભાદ્રપદા – નક્ષત્રમાં હતા; અને આંધ્રો પછીના રાજાઓના અંત વખતે તેઓ ૨૭મા નક્ષત્રમાં આવવા લાગ્યા હતા. આ ગણના ત્યારે જ કામમાં આવી શકે, જ્યારે આપણે તેમાંથી કોઈ પણ એક બિંદુના સમયને નિશ્ચિત કરી શકીએ. હવે અશોકના શિલાલેખો ઉપરથી નિશ્ચિત થાય છે કે, તે ઈ. સ. પૂ. ૨૭૬માં ગાદીએ આવ્યો હતો. તે હિસાબે ચંદ્રગુપ્ત નંદોને મારીને ઈ. સ. પૂ. ૩૨૫ માં ગાદીએ આવ્યો હોવો જોઈએ. એ પ્રમાણે ગણતાં મહાનંદનો સમય ઈ. સ. પૂ. ૪૦૯-૩૬૬માં; અને મહાપદ્મનો સમય ઈ. સ. પૂ. ૩૬૬-૩૩૮[1]માં આવે. હવે સપ્તર્ષિચક્રવાળો હિસાબ લગાવતાં આપણે નીચેનો સમય નિશ્ચિત કરી શકીએ :

ઈ. સ. પૂ. ૧૩૮૮ પરીક્ષિતનો રાજ્યાભિષેક — સપ્તર્ષિઓનું મઘા અથવા આઠમું ચક્ર.

ઈ. સ. પૂ. ૪૦૯ મહાનંદનો રાજ્યાભિષેક : પરીક્ષિતના જન્મ પછી ૧૦૧૫ વર્ષ.

---

૧. વાયુપુરાણ પ્રમાણે ૨૮ વર્ષ ગણતાં.

ઈ. સ. પૂ. ૩૮૮ સપ્તર્ષિઓનું પૂર્વાષાઢા અથવા ૧૮મું ચક્ર.

ઈ. સ. પૂ. ૩૭૪ મહાપદ્મનંદનું રાજ્ય: પરીક્ષિત પછી ૧૦૫૦ વર્ષ.

ઈ. સ. પૂ. ૩૮૮–ઈ. સ. પૂ. ૨૮૮ સપ્તર્ષિઓનું પૂર્વાષાઢા અથવા ૧૮મું ચક્ર.

ઈ. સ. પૂ. ૨૮૮–૧૮૮ આંધ્ર વંશની શરૂઆત.

ઈ. સ. ૨૧૨–ઈ. સ. ૩૧૨ આંધ્ર વંશનો અંત. ઈ. સ. ૨૪૪માં: ૨૪મું અથવા ઉત્તરાભાદ્રપદા ચક્ર.

ઈ. સ. ૫૧૨: ૨૭મું અથવા છેલ્લું ભરણીચક્ર શરૂ થાય.

ઈ. સ. ૪૯૮: અથવા ૪૯૯માં આંધ્રો પછીના રાજવંશોનો અંત.

આ હિસાબે શિશુનાગવંશ ઈ. સ. પૂ. ૭૨૭માં શરૂ થયો હોય. મૌર્યવંશ ઈ. સ. પૂ. ૩૨૫માં શરૂ થયો હોય. શુંગવંશ ઈ. સ. પૂ. ૧૮૮ અથવા ૧૮૫માં શરૂ થયો હોય; અને કણ્વવંશ ઈ. સ. પૂ. ૭૬ અથવા ઈ. સ. પૂ. ૭૩માં શરૂ થયો હોય. તેમની પછી પુરાણોમાં આંધ્રજાતીય (શિમુક) કૃષ્ણ વગેરે ૩૦ રાજાઓનો ઉલ્લેખ છે. પણ આંધ્રવંશ પોતે ભલે શિમુકથી શરૂ થતો હોય; પણ કણ્વવંશી છેલ્લા રાજાને મારી બધું સામ્રાજ્ય પ્રાપ્ત કરનાર આંધ્રવંશી શિમુક નહિ, પણ તેનાથી શરૂ થતા વંશનો કોઈ પછીનો રાજા હોવો જોઈએ. કારણ કે, શિમુકનો સમય તો લગભગ ઈ. સ. પૂ. ૨૧૦ ગણાય. આ ૩૦ આંધ્રવંશીઓમાંથી નવમા રાજાનો સમય કણ્વવંશી છેલ્લા રાજાના સમયમાં (ઈ. સ. પૂ. ૩૧) પડે છે. તે અરસામાં જ આંધ્રવંશીઓ મગધના રાજા થયા હશે.

અહીં એ નોંધવું જરૂરી છે કે, કાણ્વોએ શુંગ વંશનો અંત આણ્યો હતો, પણ તે મુખ્ય ગાદી પૂરતો જ. પરંતુ વિદિશા વગેરે સ્થળોએ તેમનું રાજ્ય ચાલુ જ હતું. તેમનો પણ અંત આંધ્રવંશી રાજાએ કાણ્વોની સાથે જ આણ્યો હશે.

૨

આંધ્રવંશીઓ પછીના રાજાઓનો વૃત્તાંત પુરાણોમાં બહુ ખંડિત થતો જાય છે. અમુક રાજાઓ કે રાજવંશોને એક પુરાણમાં ક્રમિક ગણ્યા હોય છે, તો બીજા પુરાણમાં સમકાલીન ગણ્યા હોય છે. ઉપરાંત, જુદાં જુદાં પુરાણોમાં એ વૃત્તાંતમાંથી અમુક શબ્દો, વાક્યો કે ભાગો બાકી રહી ગયા હોય છે; અને એ રીતે કોઈ પણ એક પુરાણના વૃત્તાંતને સ્વતંત્ર રીતે સમજતાં પણ મુસ્કેલી આવે છે. એટલે, એ વૃત્તાંત તો બધાં પુરાણોમાંના તે વૃત્તાંતોને સરખાવીને તારવવો જોઈએ. એ પ્રમાણે તારવતાં એ ભાગ નીચે પ્રમાણે બને છે. વાચક ભાગવતના તે વૃત્તાંતને આ સમગ્ર વૃત્તાંત સાથે સરખાવશે તો તરત સમજી જશે કે, આ ભાગ ભાગવતમાં કેવા ખંડિત સ્વરૂપમાં આવ્યો છે. નીચેના વૃત્તાંતમાં કૌંસમાં મૂકેલો ભાગ શ્રી. જયસ્વાલે ઇતિહાસરૂપે આ વૃત્તાંતનો જે અર્થ કર્યો છે તે બતાવવા માટે છે:

"આંધ્રોના સામ્રાજ્યમાં નીચેના સમકાલીન વંશોનો પણ સમાવેશ થતો હતો. ૭ આંધ્રભૃત્યો (તાબેદાર આંધ્ર-રાજાઓ), શ્રીપાર્વતિયો, અને ૧૦ આભીરો. ૭ ગર્દભીઓ, ૧૮ શકો, ૮ યવનો, ૧૪ તુષારો, ૧૩ મુરુણ્ડો અને ૧૧ મૌનો[1]. એમને આંધ્રોના સમકાલીન રાજાઓ જાણવા.

૧. મત્સ્યપુરાણમાં તેને બદલે 'હૂણ' શબ્દ છે.

[ તેમાંથી યવનો શરૂઆતના આંધ્રવંશીઓના સમકાલીન હતા; શક વચલાઓના; અને તુષાર પાછલાઓના. રાજા ગર્દભિલ્લ પણ શકો આવતા પહેલાં થયો હતો, એટલે તેનો વંશ પણ આંધ્રોનો સમકાલીન હતો. મુરુણ્ડો કોઈ શક કે તુષારવંશના જ લોકો છે. અર્વાચીન ઇતિહાસમાં તુષાર સામ્રાજ્યને કુશાન સામ્રાજ્ય કહેવામાં આવે છે. મૌનોનું પણ તેમ જ જાણવું. આભીરોનું રાજ્ય ગુજરાત તરફ ઈ. સ. ૧૮૦ની આસપાસ ઉદયમાં આવ્યું હતું. આંધ્રભૃત્ય એ આંધ્રોના જ સગાસંબંધી હશે. લગભગ ઈ. સ. ૨૪૦ સુધીમાં દક્ષિણમાંથી પણ આંધ્રોનું સામ્રાજ્ય ઊડી ગયું હતું. ]

"તે બધા સમકાલીન રાજાઓ કાળે કરીને નાશ પામશે ત્યારે કિલકિલા (નદીના) પ્રદેશમાં[1] કિલકિલ રાજાઓ થશે. તેઓમાં પછી વિંધ્યશક્તિ નામનો રાજા થશે.[2] (ઈ. સ. ૨૪૮–૨૮૪.) [ તેનો ઇતિહાસ જાણવા માટે વિદિશાના ભારશિવ રાજાઓનો વૃત્તાંત જાણવો આવશ્યક હોવાથી પુરાણો હવે પ્રારંભથી વિદિશાના રાજાઓનું વર્ણન શરૂ કરે છે ].

"હવે વિદિશાના રાજાઓનો વૃત્તાંત સાંભળો. [તેઓ નાગવંશી રાજાઓ હતા અને શુંગસામ્રાજ્યના વખતમાં શુંગો તરફથી વિદિશામાં કારભારું કરતા હતા. કાણ્વોએ મગધમાંથી શુંગોની સત્તાનો અંત આણ્યો, તોપણ વિદિશા તરફ શુંગોની સત્તા ચાલુ જ હતી.] નાગરાજા શેષનો (ઈ. સ. પૂ. ૧૧૦-૯૦) પુત્ર ભોગી (ઈ. સ. પૂ. ૯૦-૮૦). તેના પછી

---

૧. આજકાલ પન્ના શહેર પાસે તે નદી આવેલી છે.

૨. તેને વાકાટક અથવા વિંધ્યક વંશનો કહેવામાં આવ્યો છે.

સદાચંદ્ર[1] ચંદ્રાંશ (ઈ. સ. પૂ. ૮૦-૫૦). પછી ધનવર્મા (ઈ. સ. પૂ. ૫૦-૪૦); પછી વંગર (ઈ. સ. પૂ. ૪૦-૩૧). [ત્યાર બાદ આંધ્રવંશીઓ દ્વારા કાણ્વોની સત્તાની સાથે] શુંગોની સત્તાનો અંત આવતાં [વિદિશાના તેમના નાગ પ્રતિનિધિઓ[2] પદ્માવતી તરફ નવું રાજ્ય સ્થાપશે. તેઓમાં પ્રથમ] ભૂતિનંદ રાજા થશે (ઈ. સ. પૂ. ૨૦-૧૦). પછી શિશુનંદી (ઈ. સ. પૂ. ૧૦ – ઈ. સ. ૨૫). પછી તેના ભાઈ નંદીયશા (ઈ. સ. ૨૫-૩૦). તેની પછી પણ રાજાઓ થશે. તેમાંના છેલ્લા રાજા [ભાવનાગ]ની પુત્રીનો પુત્ર શિશુક પુરિકામાં (હોશંગાબાદ) રાજા થશે.[3] [આ બધા રાજાઓ શિવોપાસક હોવાથી તેમનો વંશ ભારશિવ કહેવાય છે.]

"વિંધ્યશકિતનો પરાક્રમી પુત્ર પ્રવીર (ઈ. સ. ૨૮૪-૩૪૪) થશે. એ [પેલા શિશુકના બાળપણમાં વાલી તરીકે પુરિકા અને] (કાં)ચનકાનગરીમાં ૬૦ વર્ષ રાજ્ય કરશે અને ઘણા અશ્વમેધયજ્ઞો કરશે. [પ્રવીરસેનના પુત્ર ગૌતમીપુત્ર. તે ઉપર જણાવેલા ભાવનાગની પુત્રીને પરણ્યો હતો. તેનો પુત્ર તે ઉપર જણાવેલો શિશુક. પ્રવીરસેન પછી રુદ્રસેન નામે તેજ બંને સામ્રાજ્યોની ગાદીએ આવ્યો.] આ સામ્રાજ્યને વૈવાહિક રીતે[4] ત્રણ વંશો સાથે સંબંધ હશે: માહિષી, કોસલા

---

૧. વિષ્ણુપુરાણમાં તેનું રામચંદ્ર નામ છે.

૨. તેમને શકોએ (નહપાને) મારી હઠાવ્યા હતા.

૩. અર્થાત્, ઈ. સ. ૭૮ બાદ ઉત્તર હિંદુસ્તાનમાં ઋષિકો અને તુષારોનું સામ્રાજ્ય સ્થપાતાં તેમને વળી નર્મદાનાં દક્ષિણી જંગલોમાં ભાગવું પડયું. તેમના નામ ઉપરથી જ નાગપુરનું નામ પડયું છે.

૪. જુઓ બ્રહ્માંડપુરાણ.

અને વિદૂર (નૈષધ). મેકલામાં[1] તેમના પોતાના જ વંશજોનું રાજ્ય હશે.[2] તેઓમાં સાત રાજાઓ ૭૦ વર્ષ રાજ્ય કરશે (ઈ. સ. ૨૭૫-૩૪૫). શકચમાનનો પુત્ર સુપ્રતીકનભાર [સુપ્રતીકન–ભાર (શિવ)] મહિષી લોકોનો (માળવા પ્રાંત) રાજા થશે. તેના હાથ નીચે પુષ્પમિત્રો, પટુમિત્રો અને પદ્મમિત્રો એ ત્રણ ગણરાજ્યો પણ હશે. કોસલા (દક્ષિણ કોશલ અથવા છત્તીસગઢ)માં મેઘ નામના નવ રાજાઓ થશે. વિદૂર (નૈષધ) દેશમાં નળના વંશમાં જન્મેલા રાજાઓ રાજ્ય કરશે. તેઓ (ચુટુ) માનવ્યોના અંત સમયે (ઈ. સ. ૨૭૫) હસ્તીમાં આવ્યા હશે. [નાગ સમ્રાટના એક દામાદ વીરકૂર્ચે આંધ્ર અને કાંચી પણ જીત્યાં હતાં. તે વંશ પલ્લવવંશ કહેવાયો.]

[હવે મગધની સમકાલીન હકીકત કહેવામાં આવે છે. કનિષ્ક રાજાના સમયમાં તેનો વનસ્ફર નામનો સૂબો (ક્ષત્રપ) બનારસની આસપાસ રાજ્ય કરતો હતો. તેણે પદ્માવતીમાંથી નાગોને હાંકી કાઢ્યા અને મગધમાં પણ રાજસત્તા પ્રાપ્ત કરી. તેણે ઈ. સ. ૯૦ થી ૧૨૦ સુધી રાજ્ય કર્યું હતું. તેની કથા હવે આપે છે :]

"માગધોનો રાજા વિશ્વસ્ફાણી થશે. તે અતિ પરાક્રમી હશે. તે બીજા રાજાઓને ઉઠાડી મૂકી કૈવર્ત, પંચક, પુલિંદ, યદુ અને મદ્રક જાતિના લોકોને રાજા બનાવશે. [આ કુશાન લોકોને હાથે હિંદુધર્મના મર્મ ઉપર અનેક પ્રહાર થવા લાગતાં ઈ. સ. ૧૪૦–૭૦ ના અરસામાં] નવનાગ રાજા [અને તેના વંશજ] કાંતિપુરીમાં પોતાનું આધિપત્ય જમાવશે. (ઈ. સ.

---

૧. વાઘેલખંડથી બસ્તર સુધીનો પ્રદેશ.

૨. વાયુપુરાણ.

૧૭૦ ના અરસામાં તે વંશનો ૭૮ વીરસેન નામનો પરાક્રમી નાગરાજા મથુરામાંથી પણ કુશાનોને હાંકી કાઢી પોતાનું રાજ્ય વિસ્તારશે.] મથુરામાં (તેવા) સાત નાગરાજાઓ થશે (ઈ. સ. ૩૧૫ સુધી). પછી ગુપ્ત વંશમાં થયેલા રાજાઓ [ચંદ્રગુપ્ત ઈ. સ. ૩૨૦-૪૦; પછી સમુદ્રગુપ્ત] ગંગા પરના પ્રદેશો (અનુગંગ-હરદ્વાર) પ્રયાગ, સાકેત, મગધ, નૈષધ, યદુક, શૈસીત અને કાલતોયકના મણિધાન્યક પ્રદેશો: કોશલ, આંધ્ર, પૌંડ્ર, તામ્રલિપ્ત, કિનારા પરના લોકો અને દેવરક્ષિત ચંપાનગરી; તથા કલિંગ, મહિષ અને મહેન્દ્રના ગુહ પ્રદેશો ઉપર રાજ્ય કરશે. તે વખતે સ્ત્રીરાષ્ટ્ર, ભોજક, ત્રૈરાજ્ય અને મૂષિક ઉપર કનક (ઈ. સ. ૩૫૦) રાજ્ય કરશે. આભીરો સૌરાષ્ટ્ર અને અવંતી ઉપર રાજ્ય કરશે. તે ઉપરાંત શૂરો (યૌધેયો) અને અર્બુદના માલવો પણ સમકાલીન રાજાઓ હશે. તે બધા વ્રાત્યો, અદ્વિજો અને શૂદ્ર જેવા હશે. શૂદ્રો અને વ્રાત્યો એવા મ્લેચ્છો સિંધુ કિનારા ઉપર, ચંદ્રભાગા, કૌંતી અને કાશ્મીર ઉપર રાજ્ય કરશે.

"આ બધા રાજાઓ સમકાલીન હશે, અલ્પદાનવાળા હશે, જૂઠાબોલા હશે, મહાક્રોધી હશે અને અધાર્મિક હશે."

૩

પુરાણોમાં આ અરસામાં આવતા મ્લેચ્છ રાજાઓના ઉલ્લેખો સમજવા માટે મ્લેચ્છ જાતિઓના હિંદમાં આગમનનો તે સમયનો કેટલોક ઇતિહાસ નીચે આપ્યો છે :

હિંદુસ્તાનની ઉત્તરમાં શક જાતિ, યુચિ (ઋષિક) જાતિ તથા તુષાર જાતિઓ રહેતી હતી. ઈ. સ. પૂ. ૧૭૬થી માંડીને તે જાતિઓમાં એકબીજાના હુમલાઓથી ભારે હાલચાલ મચી

ગઈ અને તે ત્રણે જાતિઓનાં ટોળાં એક પછી એક હિંદુસ્તાન ઉપર ઊતરી આવ્યાં. ઈ. સ. પૂ. ૧૨૦–૧૧૫માં શકોએ સિંધ પ્રાંત કબજે કર્યો, અને પછી તેઓ ધીમે ધીમે સૌરાષ્ટ્ર અને ઉજ્જન સુધી પહોંચ્યા. તે વખતે તે લોકોમાં નહપાન અને ઉષવદાત નામના સરદારો મુખ્ય હતા. તેમના સિક્કા તે ભાગમાં મોટી સંખ્યામાં મળી આવે છે. નહપાન મહારાષ્ટ્ર અને કોંકણ સુધી ફરી વળ્યો હતો. શકો ધીમે ધીમે મથુરા સુધી પહોંચ્યા. પંજાબમાં તે વખતે યવન (યૂનાની–ગ્રીક) રાજ્યો હતાં. તે બધાં પણ તેમના સપાટામાં આવી ગયાં. પછી આંધ્રવંશી ગૌતમીપુત્ર શાતકર્ણી પ્રબળ થયો; તેને જ વિક્રમાદિત્ય કહેવામાં આવે છે. તેણે શકોને હરાવીને ઉજ્જનમાંથી હાંકી કાઢયા અને વિક્રમસંવત શરૂ કર્યો.

ઋષિક લોકોએ પણ ધીરે ધીરે હિંદુકુશ ઓળંગીને શકોની પેઠે પોતાનાં રાજ્ય સ્થાપ્યાં હતાં. તેમનામાં કુષાણ નામે પ્રખ્યાત રાજા થયો. તેણે પોતાનો રાજ્યવિસ્તાર ઘણો વધાર્યો. તેના વંશમાં બીજો પ્રખ્યાત રાજા કનિષ્ક થયો. તેણે તો મગધ સુધી પોતાનું રાજ્ય વિસ્તાર્યું. ઈ. સ. ૧૧૦માં તો ઉજ્જનમાં પણ ઋષિક સમ્રાટનો ચષ્ટન નામનો મહાક્ષત્રપ રાજ્ય કરતો હતો. પછી તો ચષ્ટનના વારસ રુદ્રદામાએ ઈ. સ. ૧૫૦ના અરસામાં સિંધ, મારવાડ, કચ્છ, સુરાષ્ટ્ર, ગુજરાત, માળવા અને ઉત્તર મહારાષ્ટ્ર ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો.

આમ, આ અરસામાં બહારની ઘણી ‘અદ્વિજ – વ્રાત્ય – શૂદ્ર’ જાતિઓએ હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો હતો; અને ઉત્તરાખંડ, એ બહારની જાતિઓ અને મૂળ રહેવાસીઓ વચ્ચેના સંઘર્ષની રણભૂમિ બની ગયો હતો.

# વિશેષનામોની સૂચિ

# શુદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪ | ૨ | દેવહુતિ | દેવહૂતિ |
| ૪૫ | ૨૦ | આહુતિ | આકૂતિ |
| ૧૧૫ | ૧૧ | ત્રેદગણો | દેવગણો |
| ૧૧૭ | ૨૨ | આહુતિ | આકૂતિ |
| ૧૬૩ | ૪ | ઋષ્મમૂક | ઋષ્યમૂક |
| ૩૦૯ | ૪ | સહસ્રાનીક | સહસ્રાનીક |
| ૩૧૨ | ૧૦ | વિશ્વદેવો | વિશ્વેદેવો |
| ૩૧૩ | ૧૭ | કુંતિ | કુંતી |
| ૩૮૫ | ૫ | રુક્મિ | રુક્મી |